ધિથી રહિત હોવાથી તેઓનું ભોજનપ્રકરણ 'સદ્‌ભાગ્યે બહુજ ટુંકું અને સાદું' છે. સવારના સાત વાગે ચુલામાં ચાર છાણાં મુકતાં જોત જોતામાં રસોઈ થઈ જાય છે અને નવ વાગતે તો સૌ, જમાડીને, જમીને, અને પરવારીને, નિશ્ચિંત થઇને તો કદાચ રેંટીઓ કાંતતી કે ગોદડાં સીવતી કે, મજુરી કરવા ચાલી ગયલી તમે જોશો ! રાત્રે પણ તેમને રાંધતાં ખાતાં પીતાં અને પતતાં માંડ કુલ એક કે દોઢેક કલાક થતો હશે.

હવે જરા મોભાવાળા દ્વિજ હીંદુનાં કુટુંબમાં જુવો. ખાવા પીવાનું એ નાનું પ્રકરણ ફુલીને મોટો ભાગવતનો દશમસ્કંધ બનેલો જોશો. મોટાં સાસુજીથી તે નવી નાની વહુ સુધી સઘળાંજ, રાંધેલાં માંદેલાં બૈરાંઓને તો મળસ્કામાં જાગે ત્યારથી તે રાતના દસ વાગે થાકીને લોથ પોથ થયલાં ઉંઘતાં ઉંઘતાં તળાઇમાં પડે ત્યાં સુધી તેમને, વચગાળે થોડાજ આંતરા સહિત રાંધવાના કોઇને કોઇ પ્રસંગમાં એ પ્રકરણમાં પડેલાં જોશો. સવારમાં ન્હાનો ઉકાળો: ઉકાળવાથી તે રાતના છેલ્લો દેવતા ઓલવવા પર્યંતની પાકશાસ્ત્રની સહસ્રો પ્રક્રિયાઓ તેઓ કરતાં હશે. સવારે દેવ દર્શન પણ કરવા જવાને જેમ તેમ ફુર્સદ કાઢવા જાય તો, હોલા પર મુકેલી કાંઇ ને કાંઇ ચીજ આવે ત્યારે બળી ગયલી કે શેરીના કુતરાએ ચાટી ગયલીજ ઘણું કરીને જોવામાં આવે ! કુટુંબ જરા વિસ્તીર્ણ તથા સંયુક્ત હોય, અને સાથે શ્રીમંત ન હોય તેથી ચાકર ન હોય તો તો બીચારી સ્ત્રીઓનો અડધાવોજ નીકળી જાય છે. એમનું રોજનું ટાઇમ ટેબલ તથા પ્રોગ્રામ તપાસીશું–અને તેજ, આખાં જીવનનું, સુવાવડ, માંદગી તથા મરણના અપવાદો બાદ કરતાં કમનસીબે એકસમ, એકરસ છે—તો નીશાળનાં છોકરાઓને બપોરના જે એક કલાક મળે છે તે પણ તેમને મળતો જણાશે નહીં. એ સ્ત્રીઓની નીશાળ તો વળી ત્રણેવાર ચાલે છે. છોકરાઓને સવારની સામાન્ય નીશાળ હોય છે તો બપોરની નથી હોતી. પરંતુ સ્ત્રીઓની તો બન્નેવાર ચાલે છે અને નાઇટ સ્કુલમાં પણ તેમને રાતે દસ વાગ્યા પર્યંત અધ્યયન કરવું પડે છે. આ કાંઈ અત્યુક્તિ કે હાસ્યરસ નથી. એ શુદ્ધ સત્ય છે.

આ રહ્યું, ટાઇમ-ટેબલ, ડાયરી, આખાં જીવનનું ચરિત્ર, જે કહો તે:–સવારે ૬ થી ૭, દંતધાવન, શૌચસ્નાદિ; ૭ થી ૭ાા, ચ્હા, દેવપૂજાદિ; ચૂલો સળગાવતાં અને સળગી રહેતાં–દરમીઆન આંખ તથા પેટ ભરીને ધૂમાડો ખાતાં—૮; ૮ થી ૧૦, શાક સમારવું, રસોઇનું પાણી ભરવું, તથા સઘળી રસોઇ તૈયાર કરવી; ૧૦ થી ૧૨ રોટલી વણવી તથા દરમીયાન પીરસવું; ૧૨ થી ૧૨ાા ભોજન; ૧૨ાા થી બપોરના ૧ા એંઠવાડ પાણી; તે પછી ફાટેલાં કપડાંને થીંગડાં મારવાનું, સીવવાનું, અનાજ વણવાનું, કપડાં ધોવાનું, ઇ. પત્રાળી દડીયા સીવવાનું, દળવાનું, સાફસુફ કરવાનું, દીવાબતીમાં તેલબત્તી કરવાનું, ઈત્યાદિ ઝીણાં મો[illegible] અનેક કામો સાંજસુધી કરવાનાં હોય છે. કાંઇ નહીં હોય તો સાસુને વહુ સાથે, નણંદને ભોજાઇ સ[illegible] જેઠાણીને દેરાણી સાથે એમ લડવાનું હોય છે. લડવાનું નથી હોતું તો ન્યાતમાં પોતાથી પૈસાદારની [illegible] પોતાથી ગરીબની મશ્કરી અને આખા ગામની કુથલી કરવાની હોય છે ! અને એમનાં જીવનનાં સૌથી સુ[illegible] ભાગો તો એજ છે એમ સ્વીકારતાં શરમ આવે છે. કોઇક અનિયમિત વખતે અકસ્માત્ અવકાશ મળતો [illegible] તેમજ શઠ સ્ત્રીઓ બીજી પર કામ ઢોળી સૂઇ પણ રહેતી હશે એ અપવાદો બાદ કરતાં, હમે દોરે[illegible] સામાન્ય સ્થિતિનાં સંયુક્ત કુટુંબની સ્ત્રીનાં રોજનાં જીવનની આ રૂપરેખા સત્યથી વેગળી છે એમ ભાગ્યેજ જાણકાર કહી શકશે.

આ સ્થિતિ દયામણી જેવી તેવી દયામણી નથી. પુરૂષો સ્ત્રીઓને સુખી કરવા નહીં પરંતુ વગર પગારે વેઠે લાવ્યા હોય એવું અનુમાન કરવાની એ તેમની દુઃખદ જીંદગી પરથી ઈચ્છા થાય છે. સ્ત્રીને પણ પુરૂષ જેટલીજ વિશ્રાંતિની આવશ્યકતા છે, અને મજુર વર્ગ પણ હવે આઠથી વધુ કલાક કામ કરવા ના પાડે છે. ઇંગ્લાંડના તમામ કામદાર વર્ગનાં મંડળો તથા 'લેબર પક્ષના' એમ. પી. ઓ મજુરો પાસે ૮ થી વધારે કલાક માલીકો ન કરાવી શકે એવી મતલબનો કાયદો સરકારથી ઘડાવવા મથી રહ્યા છે, અને ઘણે અંશે તેઓ ફાવી ચુક્યા છે; પરંતુ આપણી હીંદુ સ્ત્રીઓને તો સૂર્યોદયથી તે રાતના ૧૦ ના ટકોરા સુધી, રસોડાંની શુળી પર, સતત્ ૧૬ કલાક સરેરાશ ચડેલીજ રહેલી હોય છે ! તે દરમીયાન નાસ્તો પાણી

તથા પીશાબ પાણીનોજ વખત આરામમાં જાય છે. અને તે પણ સરેરાસજ સોળ કલાક. જો પતિરાજ હજી વધારે શોખાઇખોર હોય, સવાર સાંજ ઉનું ઉનું અને અનેક શાક તરકારીઓ તથા રાયતાં અથાણાં ઉડાવવાના શોખીન હોય, ઘેર રોજ પરોણાઓની આવ જા હોય તો તો સ્ત્રીની કમબખ્તી અને વહીતરાંનો પારજ નથી રહેતો. કેટલાક વળી અવરનવર ચંપીના શોખીન હોય છે, અને તેમને રસોઈ પેરે ચંપી પણ બાયડીના હાથ શીવાય બીજાના હાથની ગમતી નથી હોતી તો તો બીચારીનાં બાર વાગેજ છુટકો ! ભૂલે ચૂકે થાક ' અને ઉંઘના ભારથી ચંપીમાં કાંઈ કસર થઇ. તો તો સામટા બમણા બાર વાગે છે ! સ્ત્રીની ચંપી સારી થઇ જાય છે અને એ ઝડપબંધ શીવાયની ચંપીની તે અધિકારિણી નથી. આમ આખા દહાડાનાં, અઢાર કલાકનાં અખંડ વહીતરાં અને પતિસેવાના આ અનુપમ બદલામાં ઉંહલી શાલ પામરી પછીજ માંડ છ કલાકની નિદ્રાની તે અધિકારી થાય છે, અને તે દરમીયાન પણ છોકરૂં રડે કરે તો તેની વ્યવસ્થા કરવા વચમાં વચમાં જાગવાનું ! આડને બદલે તેની આગળ એકડો ઉમેરેલા એવા ૧૮ કલાક કામ કરાવવાથી પરિણામ શું આવે છે ? એજ કે તેઓ જીવે છે, ' સર્વાઇવ ' થાય છે તો પણ તેમની મુખમુદ્રા પરથી તેજ તો હમેશને માટે ચાલ્યું જાય છે, બાંધો તુટી જાય છે, અને સ્વરૂપહીન, ઠીંકરાં જેવી બની જાય છે. સુંદર વસ્ત્રથી બદસુરતી ઢાંકવા છતાં, વસ્ત્ર તેનાથી જુદાં પડી આવે છે અને દુર્બલતા તથા તેજહીનતા ઢંકાવાને બદલે, સ્પષ્ટતર થઇ આવે છે. હીરામોતીનાં ઝવેરાત તથા સોના રૂપાના દાગીના, કુસતી કોરો તથા સાડીઓ છતાં તે નાટકોની રાણી જેવીજ હાસ્યજનક રીતે કુરૂપ દેખાય છે. એવા એક પણ કીમતી શૃંગાર વિના કેવલ સફેદ કપડાંનાં એક માત્ર બ્લાઉઝ અને સ્કર્ટમાં સજ્જ થયલી સામાન્ય કુટુંબની યુરોપીયન નવયુવા કન્યા જ્યારે તેજથી આસપાસનાં સ્થલને પ્રકાશ કરતી હોય છે, અને દીપી નીકળે છે ત્યારે આપણી સ્ત્રીઓ લગ્નાદિ પ્રસંગે સેંકડો અને હજારોનાં મૂલ્યનાં વસ્ત્ર અને શૃંગારોનાં પરિધાન છતાં દીપતી નથી, તેનું કારણ શું ? બાલલગ્ન, અત્યંત પરતંત્રતા આદિ કારણો તો છેજ પણ તે ઉપરાંત એક મુખ્ય કારણ ઉમરાની અંદરનું સખત બીનપીછાનનું ગદ્ધાવહીતરૂં છે." તે તેમનાં જીવનની મીઠાસ ચુસી લે છે. લોહીની તેજીમાં ફીકાસ આણે છે, અને દુન્યામાં પોતાનો એકડોજ ન હોય એમ પોતાને ગણવાંથી આત્મમાનહીન થઇ જાય છે. કુદરતી સ્વરૂપ કરતાં પણ એ થીજેજ સ્વરૂપવર્દ્ધક છે. મુખપર તેજી તો તેથીજ છે, તેના અભાવથીજ આપણી સ્ત્રીઓનાં મુખ ગ્લાન, નિસ્તેજ હાસ્યરહિત, ભયસંતપ્ત,—જાણે તાણવાથી પહોળાં થઇ ગયલ અથવા અંદરથી સીવીને વાટવાના મુખ જેવાં બાંધી લીધેલાં થઇ–ગયલાં હોય છે. સામાન્ય વર્ગની દ્વિજ સ્ત્રીઓ કરતાં તો શૂદ્ર મજુર વર્ગની સ્ત્રીઓમાં ખાસ સૌંદર્ય નહીં તોપણ મુખનો તેજસ્વી ઉલ્લાસ અને હાસ્ય ( જો કે કાંઇક ખારૂં ) વિશેષ છે. તેનું કારણ કામ કદાચ વધારે ભારી કરવાનું હોવા છતાં, તેઓને તે કામની ચિંતા અને તેના ભયનો ભાર તેમને માથે ઝઝુમતો હોતો નથી તે છે. વડિલોના કે ધણીના કોપનો ત્રાસ તેમને કંપાવતો હોતો નથી. પોતાનાંજ કામ તરીકે સ્વતંત્ર રીતે તેઓ જે કરે છે તે કરે છે. તેઓને તરવારની ધાર પર નહીં પણ સર્યાંમ રસ્તે ચાલવાનું હોય છે, અને તેમનું કામ ઝીણું નહીં પણ જાડું હોય છે તેથી ઝાઝું બગડવાનું હોતું નથી. શેર લોટની કુલકા રોટલી કરવામાં જે શ્રમ પડે છે તે દશ શેર ભારનાં ઢેબરાં ઘડવામાં નથી પડતો ! તેવાં ધાટધુમટ કે કુમાસ કશું જોવાનું હોતું નથી. આથી તેઓ કામ આપણાં દ્વિજોનાં બૈરાંઓ કરતાં ઘણું નિશ્ચિંતપણે અને બેધડક—રમત પેઠે કરે છે. તેનો શ્રમ હાનિકર્તા થઇ પડતો નથી. દ્વિજોની પ્રાચીન ખાનદાનીએ આપણી સામાન્ય વર્ગની સ્ત્રીઓના ચહેરા ઉપરથી તો હાલ રૂખસદજ લીધી છે, અને અમુક બ્રાહ્મણ વર્ગની સ્ત્રીઓ તો છેકજ નિસ્તેજ થઇ ગઇ છે. સખત ગંધાં વહીતરાં અને આરામપૂર્વક આનંદની શૂન્યતા તેમનામાં તો વણિક વર્ગોથી પણ વિશેષ છે. તેમની સ્ત્રીઓનાં કંતાયલાં મોં અને તેમની લથડતી ચાલ તો કહેવત રૂપ થઇ પડી છે. " આ તો બામણી જેવી લાગે છે " એ તો એક વાણીયણની બીજી વાણીયણ માટેના નિંદાપ્રાયનું એક પ્રચલિત વાક્ય છે. " પણ તેમ કહેનારે વિસ્મરણ કરવું જોઈતું નથી કે, તેઓ પણ તેનાથી ચડતે બીજેજ પગથીએ છે. સામાન્ય વર્ગની દ્વિજ માત્ર સ્ત્રીઓ બધીજ ઓછી વત્તી બોકડા જેવી રાંક છે. કેવલ ગુસ્સા અને દ્વેષ વખતેજ તેઓનું કાંઇક સ્વરૂપ પ્રકાશે છે, તમારા જોવામાં નિડર પગલે ચાલતી પણ થોડીજ સ્ત્રીઓ આવી

હશે. હંસને બદલે હાસ્યની ચાલ તેમની છે. તટાર તાંડીયા, સીનો, જરા ઝડપે, પગનું તાલ બંધ ઉપડવું. એતો છેજ નહીં. એક તાંડીયો ક્યાં તો બીજો ક્યાં ? સીધી લીટીમાં પણ તેઓ ચાલી શકતી નથી. એકવાર રસ્તાની આ તો બે મીનીટમાં બીજીજ બાજુએ વગર કારણેજ ચાલતી જોશો ! લથડીયાં ખાતાં, જાણે તાંડીયા જમીન જોડે ઘસતાં, નાને મોટે પગલે, આડા અવળા ચાલવું એ તે કાંઈ ચાલવું છે કે માત્ર હાલવું ? કાઠીયાવાડીઓ ચાલવાને ' હાલો ' ( ગતિ માત્ર કરવાનો શબ્દ ) એ શબ્દનો પ્રયોગ કરે છે. તે સ્ત્રીઓની ચાલ જોઇનેજ પ્રથમ પ્રયોગમાં આણેલો હોવો જોઇએ !

આ ભાષા કોઇને ' કૉમીક ' ( હાસ્યરસિક ) લાગશે પરંતુ વિષય તો કરૂણારસ પ્રધાનજ છે. આપણે પુરૂષોએજ સ્ત્રીઓની આ અધમ અવસ્થા કરી છે. આપણેજ તેના ઉત્તરદાતા છીએ. તેનું ફળ સ્ત્રીઓ સાથે આપણેજ ચાખીએ છીએ, અને તેનો પશ્ચાત્તાપ અને તેનું પ્રાયશ્ચિત્ત આપણનેજ કરવાનું છે. સ્ત્રીઓની સ્વાભાવિક ભલમાનસાઇનો દુરૂપયોગ કરીને આપણેજ આપણા હાથપગ જુદા હોય તેમ તે અવયવોનું માંસ ખાઇને અતિ લુલા પાંગળા થયા છીએ. સ્ત્રીઓ પાસે હદ ઉપરાંત કામ કરાવીને દ્વિજોએ તેમને પોતાની માનાધિકારી ગુલામડી બનાવી છે. એક માણસ કુંવારો હોય તોપણ તેને જો ઓછામાં ઓછા બે નોકરો, એક રાંધનાર તથા બીજો ઘાટી જોઇએ છે; પરંતુ સ્ત્રી તો એકલી સઘળુંજ કામ અને તે ઉપરાંત કરે છે. " લાઓજી એક એસા નર, પીર, બબરચી, ભીસ્તી, ખર " એમ એક મિત્રે બીજાને લખ્યું. બીચારા ગરીબ બ્રાહ્મણની મશ્કરી સારૂ આ વાર્તા જોડી છે. મિત્રને, ગુરૂ, રાંધનાર, કપડાં ધોનાર અને ભાર ઉપાડનાર એવો તો ' બામણ ' જ મળી શક્યો. પરંતુ આપણી સકલ સામાન્ય વર્ગની સ્ત્રીઓની દશા એવી નથી તો બીજી શી છે ? યજ્ઞમાં અને ગૃહશાંતકમાં અર્ધાંગના તરીકે, ભાષણોમાં દેવી તરીકે, ઘરમાં રાંધનાર તરીકે, ઘાટ પર કપડાં ધોનાર તરીકે, વિષય ભોગાર્થે, બાળકો તથા પોટલાંઓ ઉપાડવાં માટે, ઈત્યાદિ વિવિધ કામોમાં તેમને લગાડવામાં આવે છે. કોઈ ધારશે કે લગ્નાદિક શુભ પ્રસંગોએ તેમને આનંદ મળતો હશે. ઉલટું તે વખતે તો બરાડા પાડતાં ઘાંટો બેસી ગયલો અને નોતરાં તેડાં કરતાં તથા ઢાંકણાં ઢાંકતાં ઢાંકતાં પગને ' વ્હેર ' પડ્યા હોય છે ! આ સઘળાનું તાત્પર્ય એટલુંજ છે કે, હીંદુ સંસારમાં સ્ત્રીને ગદ્ધાવહીતરું અતિશય છે. તેથી તેમની સ્વાભાવિક કોમળતા, મધુરતા અને મૃદુતા નષ્ટ થાય છે. પરંતુ એ ગુણોનો સૂક્ષ્મ આનંદ ભોગવવાનું તો સ્થૂલબુધ્ધિના પતિઓના લલાટમાં ઈશ્વરે કદાપણ વાપરી લખ્યું નથી. અતિશય વેઠીયાવાડથી સ્ત્રી પીયેર હતી ત્યાં સુધી ગમે તેવી તંદુરસ્ત દેખાતી હોવા છતાં સ્ત્રીનો ચહેરો ઉતરી જઇ તે ચાકીયણ જેવી સાસરે થોડા વરસ બાદ દેખાવા માંડે છે. તેની પણ હમને અતિ વેદના થતી નથી. હમને જે શોક થાય છે તે એજ કે, સ્ત્રી પાસે અતિશય કામ કરાવવાથી તે પોતાની આત્મિક તથા માનસિક ઉન્નતિ કરી શકતી નથી. તેને જરા પણ બુદ્ધિ ખીલવવાનો, ચિંત્વન કરવાનો, જ્ઞાન પ્રાપ્તિનો, હરવા ફરવાનો સમય રહેતો નથી. તેઓ માત્ર જગતનાં ચેતન પરમાણુઓ રૂપ જન્મે અને મરે છે. બાલ્યાવસ્થામાં ગમે તેવી ચતુર અને તેજ હોવા છતાં, મધ્યાવસ્થામાં જ્યારે ચતુરતા અને બુદ્ધિ મધ્યાહ્નના સૂર્ય પેઠે તેની પૂર્ણ ઉન્નતિએ પ્રગટ થયલી હોવી જોઇએ ત્યારે તો ખીલતી કળીઓ બીડાઇને સુકાઇ ચૂકેલી હોય છે ! એવી સ્ત્રીઓ માતા તરીકે મહાપુરૂષો તો દુર રહ્યા પણ મરદાની પુત્રો કે તીવ્ર બુદ્ધિની પુત્રીઓની પણ માતા થાય એ કેવલ અસંભવિત છે. માતાના સંસ્કાર પ્રમાણેજ પુત્ર પુત્રીને ગર્ભાવસ્થાથીજ તેનાં પ્રતિબિંબ પડે છે. જેવું ઝાડ તેવાંજ ફળ થાય. વવાય તેજ લણાય, એ જગતનો નિયમ છે.

(અપૂર્ણ.)

# અંગ્રેજ લોકોના કેટલાક જાણવા જોગ વ્હેમો.

( લેખક—રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી, બી. એ. બી. એસ. સી. )

પાશ્ચાત્ય સુધારણાનું સર્વાંશે અનુકરણ કરવાની ઉતાવળમાં આપણામાંના ઘણા જાણતા નથી કે, યૂરોપીય પ્રજા સર્વ વાતમાં આગળ વધેલી નથી. અને આપણે ત્યાં જેવા પ્રકારના વ્હેમો પ્રચલિત છે, તેવા વ્હેમો તે લોકોમાં પણ છે. બીજી યૂરોપીય પ્રજાની વાત કોરે મુકતાં, જે પ્રજા જોડે આપણાં નસીબ,—સ્વાર્થ સંધાયા છે, જે પ્રજા જોડે ઘણા વખત થયાં પરિચયમાં આવ્યા છીએ, અને જેમનો સુધારો આપણને મોહાવી રહેલો છે, તે ખુદ અંગ્રેજ પ્રજાનીજ વાત આપણે હાલ તરત કરીશું. જર્મન, અમેરિકન આદિમાં પણ લગ્ન-મરણ-જન્માદિ પ્રસંગોના વિવિધ વ્હેમો છે પણ તે સર્વ સાથે હાલ આપણે ઝાઝો સંબંધ નથી.

અલબત્ત આથી એમ ધારી લેવાનું નથી કે, આટલા આટલા સુધરેલા ગણાતા અંગ્રેજ લોકો પણ જ્યારે વ્હેમી છે, તો આપણા શા હિસાબ ? આપણે યે વ્હેમી છીએ અને અંગ્રેજ વિગેરે બીજી બધી પ્રજા પણ વ્હેમી છે; એમાં આપણે નીચું જોવાનું શું છે ? વધારામાં, આપણા વ્હેમોને તો શાસ્ત્રીય-Scientific-ઠેરવવાનું કેટલાક ધાર્મિક મંડળો પ્રયત્ન કરે છે. પાશ્ચાત્ય વ્હેમો તો દિવસે દિવસે ઘટતા જાય છે, કારણ ત્યાં ( અંધ ) શ્રધ્ધા ઓછી થતી જાય છે.

આ લઘુ લેખનો ઉદ્દેશ એવોયે નથી, તેમ અંગ્રેજ પ્રજાને ઉતારી પાડવાનો પણ નથી, પણ જગતભરમાં સર્વ સ્થળે ઘણા ખરા વ્હેમો એક સરખાજ હોય છે, એક સરખા પ્રસંગના, એક સરખાં કારણમાંથી ઉત્પન્ન થયલા, અને મોટે ભાગે સ્ત્રીઓમાં વિશેષ મનાતા હોય છે એ બતાવવાનો છે.

હવે એક પછી એક એ વ્હેમોની ગણત્રી કરવા માંડીએ:—

૧. અભિમન્યુની સ્ત્રી ઉત્તરાને જેવું ભયંકર અનિષ્ટ સૂચક સ્વપ્ન આવ્યું હતું, તેવું સ્વપ્ન આપણી સ્ત્રીઓ જેમ અપશુકનીયું ગણે છે તેમ ઇંગ્લાંડમાં પણ મનાય છે. વળી સ્વપ્ન ભયંકર ન હોય પણ વિચિત્ર હોય તોયે તે અક્ષરશઃ સત્ય પડશે એમ કેટલાક માને છે; આગલી રાત્રે કે પાછલી રાત્રે આવેલાં સ્વપ્નોનો ઝાઝો મેળ નથી. ખાસ કરીને પરણવાની ઉમેદવાર કુમારિકાઓ સ્વપ્નાં સાચાં ઠરે કે નહીં પણ તેને લીધે ઘણી વાર દુઃખ સુખ ધારીને ઝુર્યા કરે છે.

૨. ગુરુવારનો દિવસ શુભકામને માટે વિલાયતમાં સારો ગણાતો નથી; જોકે આપણે ત્યાં તો એ દિવસે છોકરાંને નિશાળે મૂકવાનું મૂહુર્ત કરવામાં આવે છે, પણ એ દિવસે ઉત્તર ( ? ) દિશામાં જવાનો આપણે ત્યાં બાધ આણવામાં આવે છે.

૩. ભોજન સમયે શીશી ઉપર મીઠું વેરાય તો કુટુંબ ઉપર મોટી આફત આવી પડવાનો ભય હોય છે. વળી આપણે ત્યાં જેમ લોકો એક બીજાને મીઠું હાથમાં આપતા નથી, તેમ એ લોકો પણ આપતા નથી; આપે કે વેરાય તો લેનાર અને આપનાર બન્નેને લોકાની પનોતી લાગ વર્ષની બેસે છે, એવો ભય હોય છે. વાત તો મુદ્દે એકજ છે.

૪. ભોજન કરી રહ્યા પછી છરી કાંટાને એક પર ચડાવીને ચોકડી ( ક્રૉસ ) જેવી આકૃતિ કરી મૂકવામાં આવે તો યજમાન ઉપર મોટી આફત આવે છે ! એથી તેમ નહીં મૂકતાં સમાન્તર સીધી લીટીમાંજ મૂકવાં.

૫. ભોજનમાં નોતરેલા પરોણા પૈકી કોઇ ગૃહસ્થ ગમગીન ચહેરાવાળો હોય તે પણ બહુ ખરાબ ગણાય છે. જાતેજ તે માણસ ઘણો કમનશીબ ગણાય છે, અને એવા માણસને નોતરવાથી યજમાન ઉપર પણ કંઇ આપદા આવી પડે છે.

૬. રાત્રીએ ખરતા તારા જોવા એ અપશુકનીઆું છે. જોનાર જાતે મરી જાય કે કોઇ સંબંધી મરી જાય! આપણામાં પણ તે જોઇને "રામ રામ" કરવાનો ધારો છે!

૭. મંડળીમાં તેર માણસ ભેગાં થયલાં હોય તો બહુજ ખરાબ ગણાય છે. એ તેરમાંનું એકાદનું તેરમું એક વર્ષ વીત્યા અગાઉ થઈ જાય છે! આ વ્હેમ સંબંધે એક રમુજી ટુચકો જાણવા જેવો છે! એક વખતે એક હૉલમાં સ્ત્રી પુરૂષો ભેગાં થયાં હતાં તેવામાં એક જણને યાદ આવ્યું કે ૧૩ નો આંકડો ઘણો ખરાબ છે અને કહ્યું કે, આપણામાંથી આવતાં વર્ષ અગાઉ એક જણ ઓછું થશે. આ સાંભળી મંડળીમાં ઘણો શોક પસરી રહેલ; પણ એક જણ હાજર જવાબી હતો તેણે કહ્યું કે આપણે ૧૩ જણા નથી પણ ૧૪ છીએ; કારણ મંડળીમાંની એક બાઇ ગર્ભવતી છે. આ નિરાકરણથી વહેમી સ્ત્રીઓના જીવમાં જીવ આવ્યો. આ વહેમ એટલો પ્રચલિત છે કે સ્ટીમરની કેબીનમાં પણ ૧૩ મા નંબરની કેબીન એવો નંબર કોઇ કેબીનનો હોતો નથી! એ નંબરજ ન્હેંસ છે! આપણે ત્યાં ત્રણની સંખ્યા અપશુકન સૂચક છે.

૮. મધ્યરાત્રીએ ઘુવડનું બોલવું આપણે ત્યાંની માફક, ઘણું અનર્થસૂચક છે. જેના ઘર ઉપર બોલે તે અને જે સાંભળે તે જરૂર ૭ મહીનામાં મરી જાય!

૯. કુતરાંનું રડવું પણ જમના દૂતને જોઇનેજ થયલું જણાય છે.

૧૦. ઉંબરા પર ખીલા ઠોકવાથી ઘરમાં ભૂત-ડાકણ પ્રવેશ કરી શકતાં નથી. આબાદ આપણુંજ અનુકરણ!

સ્ત્રીનાં લગ્ન દિવસના કેટલાક ખાસ વહેમો પણ જાણવાજોગ છે.

૧૧. લગ્નને દિવસે કન્યા જો 'રોબીન' પક્ષીનાં ગીતથી કે ચકલીનાં ચકચક કરવાથી સવારમાં જાગી ઉઠે, તો તે બહુ શુભ સૂચક જણાય છે. ભવિષ્યમાં આનંદ અને પૈસેટકે સુખી થવાનું ચિન્હ છે.

૧૨. તે સવારે જો કંઇ ચીજ ફુટે તો તે ઘણું અનિષ્ટસૂચક ગણાય છે.

૧૩. જો ઘરમાં બીલાડી પાળેલી હોય તો તેને કન્યાએ તે દિવસે જાતેજ ખાવાનું આપવું જોઇએ; નહીં તો બીલાડીના ગુસ્સાથી જોડું ભવિષ્યમાં દુઃખી થાય!

૧૪. જો લુગડાંની (કન્યાનાં) ઘડીમાંથી કરોળીયો જડે તો તે ઘણું લાભદાયી ગણાય છે.

૧૫. લગ્નને દિવસે પહેરવાનાં કપડાનાં રંગ સંબંધે પણ જબરી મીમાંસા કરેલી છે:-

Married in white, you have chosen alright,
Married in green, ashamed to be seen.
Married in blue, love ever true,
Married in red, you will wish yourself dead,
Married in pink, of you, he will think.
Married in yellow, ashamed of your fellow,
Married in black, you will wish yourself back.

White and blue are the favourite ones ( Women's Encyclopaedia ).

ભાવાર્થઃ—ધોળા રંગવાળા પોશાકમાં પરણો તો ઘણું સારું; લીલામાં પરણો તો પાછળથી શરમાશો. આસમાનીમાં પરણો તો તમારો પ્રેમી સતત અખંડ રહેશે. લાલ રંગમાં પરણશો તો જાતને મરી ગયલી જોવાને ઇચ્છશો; ગુલાબી રંગમાં પરણશો તો તમારો પતિ સદૈવ તમારૂંજ ચિંતન કરશે. પીળા રંગમાં પરણશો તો પતિને લીધે જગતમાં શરમાશો. કાળામાં પરણશો તો, નહીં પરણ્યાં હોત તો સારૂં એમ ઇચ્છશો. સફેદ, અને આસમાની રંગ સૌથી વધારે સારા ગણાય છે.

પરણનારી છોકરીનું નામ મેરી હોય તો તેણે જરૂર આસમાની રંગનાં પોશાકમાંજ પરણવું જોઇએ; કારણ એ રંગ ઇસુખ્રીસ્તની માતા મેરીને ઘણો પસંદ હતો!

૧૬. પરણવાના પોશાકમાં પરણનારીએ દેવળમાં જવા અગાઉ પરણનાર વરને મળવું નહીં; તેમજ પોતે પોશાક પહેર્યો પછી દર્પણમાં જોવું નહીં.

૧૭. વળી સારું નસીબ સિદ્ધ કરી લેવા માટે પહેરવાના કપડાં પૈકી કેટલાંક—

Something old, Something new,
Something borrow & Something blue.—

થોડાં જૂનાં પહેરવાં, કેટલાંક નવાં પહેરવાં, કેટલાંક ઉછીનાં લઇને પહેરવાં, અને કેટલાંક આસમાની રંગનાં પહેરવાં. કારણ જુનાં કપડાં પ્રેમનાં ચિન્હ, નવાં નવી જીંદગીમાં વિજય [મળવાનાં ચિહ્ન, [ઉછીનાં મિત્રોની મદદનાં ચિન્હ અને આસમાની સતત-અખંડ પ્રેમનાં ચિન્હરૂપ ગણાય છે.

૧૮. કન્યાએ મોતીનાં ઘરેણાં પહેરવાં નહીં; કારણ તે અશ્રુનાં ચિન્હો ગણાય છે. આખી પાછળી જીંદગી રડવામાંજ જાય!

૧૯. પરણતી વખત વર તરફથી મળનારી વીંટી આગળથી [આંગળી ઉપર [ઘાલી જોઇને માપસર કરાવેલી નહીં હોવી જોઇએ. નાની મોટી પડે તો પાછળથી ખીચ્ચ કરાવી લેવી; પણ તેને ભાંગવી તોડવી નહીં; એવું કરે તો ફારગતી મળે કે વિધવા થાય!

૨૦. જોતિષની માન્યતા પણ એ લોકોમાં પ્રસરેલી છે. આપણે ત્યાંજ હાથ જોઇને નસીબનો વર્તારો કાઢનારા લોકો વસે છે, એવું કંઇ નથી; ઇંગલાંડમાં પણ એવા લોકો ઠેર ઠેર ભટકતા ફરે છે, અને ભોળા લોકોને ઠગી સારી રોજી પેદા કરે છે. ઘણાં સ્ત્રી પુરૂષો હાથ જોનારા લોકો પાછળ ગાંડા થઇને ભટકતા ફરે છે અને ઘણાં ખરાં આપણે ત્યાંના લોકોનેજ હીંદીઓને કે એશીયા વાસીઓને-એવા જોષી ધારી લે છે. છોકરો કે છોકરી આવશે, સારો વર મળશે કે નહીં, નોકરી સારી મળશે કે નહીં વિગેરે બાબતો ઉપર આપણાં કરતાં કંઈ ઓછી પૂછપરછ ત્યાં થાય છે એમ નથી. એતો દુરથીજ ડુંગર રળીયામણા.

૨૧. ઘરમાં છત્રી ઉઘાડાય નહીં, ઉઘાડે દરિદ્રતા આવે.

૨૨. કાળી બીલાડી શુભસુકની ગણાય છે; ઘરમાં પાળીયે તો પૈસે ટકે બહુ સુખી થવાય છે.

૨૩. રસ્તે ચાલતાં ઘોડાના પગની નાળ જડે તો બહુ સારૂં. પછીથી તે નાળને આગલાં બારણાંની ભીંત ઉપર ઠોકી દેવી; વગર મહેનતે ધનના ઢગ મળશે.

૨૪. જો રસ્તે ચાલતાં લાલ રંગનો ને ધોળા ચટાપટા વાળો ઘોડો સામો મળે તો પાછું ફરીને જોવું નહીં; તેમ કરીએ તો આપદામાં આવી પડીએ!

૨૫. જુદા જુદા ગ્રહોની મહેરબાની મેળવવા સારૂ જોષી લોકો સૂચના આપે તે પ્રમાણે જુદે જુદે વખતે જુદા જુદા રંગનાં કપડા પહેરવાં!

આ તો માત્ર મુખ્ય મુખ્ય વ્હેમોનુંજ ટુંક વર્ણન છે. એ સિવાય બીજા ખાવા પીવાના, પરગામ જવાના, સુવા બેસવાના અગણિત વ્હેમો હોય છે; અને તેઓ ઘણે ભાગે આપણા વ્હેમોને મળતા આવે છે. આપણા લોકો વ્હેમ શાસ્ત્રમાં પારંગત છે એટલે વિશેષ વર્ણન કરવાની જરૂર નથી. આટલેથીજ બસ. અંતમાં એટલુંજ ચેતવણું કે ત્યાં આવા વ્હેમો શિક્ષિત વર્ગમાંથી વ્યાવહારિક રીતે નષ્ટ થઈ ગયા છે, અને એ વર્ગ આ દેશના એવા વર્ગથી સોગણો મોટો છે, આ દેશનો શિક્ષિત વર્ગ પણ વહેમોથી થોડો ઘણો નીરાળો છે. પરંતુ વહેમ માનનારા પણ તેઓમાં ઘણા છે. ફેર એટલોજ છે કે યુરોપમાં વહેમ માનનારા તેની ફીલસુફીનો દાવો કરતા નથી જ્યારે અહીંનો વ્હેમી શિક્ષિત વર્ગ તેમાંથી વિચિત્ર ફીલસુફી કાઢીને ચોર કોટવાળને દંડે તેમ એ અજ્ઞાનજનિત વ્હેમો ન માનનારા બુદ્ધિમાન વિદ્વાનો ઉપર અજ્ઞાન અને સ્થૂલ બુદ્ધિના હોવાનો ઉલટો આરોપ મુકે છે!

# ભગવાન્ ભાષ્યકાર શંકરાચાર્યનું જીવનચરિત્ર.

## ( ૫ )

### ગતાંકથી સમાપ્ત.

શંકરાચાર્યનું આ જીવન ચરિત્ર એટલું દીર્ઘ થઇ ગયું છે કે, તેણે પ્રચલિત ધર્મ વિચારોમાં કરેલી સુધારણા તથા પરિવર્તન ઉપર આપણે વિશેષ વિચાર કરી શકીશું નહીં. પરંતુ તેણે એ પ્રકરણમાં આર્યાવર્તની અને જગતની મહાન સેવા કરી છે એ સિદ્ધ કરવા પુરતું વિવેચન કરીશું. શંકર મહા બુદ્ધિમાન હતો. તેણે હીંદુઓને બે વિરોધી દલમાં વિભક્ત જોયા. એક માર્ગ કેવલ ભક્તિમાં મદમસ્ત હતો, જ્યારે બીજો કેવલ કર્મમાર્ગી હતો. ભાગવતકાર અને મીમાંસાકાર દરેક પક્ષના નેતા હતા. શંકરે એ ઉભય એક તરફી છે તે સ્પષ્ટ જોયું. અને તેથીજ એકજ બ્રહ્મ સેવ્ય છે, એવા સિદ્ધાંતનું પ્રતિપાદન કરી જ્ઞાન તેમજ ભક્તિ ઉભયની તેની પ્રાપ્તિ માટે આવશ્યકતા દર્શાવીને લોકોને સવળે માર્ગે પ્રેરવા પ્રયત્ન કર્યો. કર્મમાર્ગી કુમારિલ્લ માટે તે કહેતો કે " તેણે ધનુષ્ય બીજી બાજુએ બહુ વાળ્યું છે. " એ ભૂલ તેણે સુધારી ને પરમાત્માની સર્વ વ્યાપ્તિ સિદ્ધ કરીને ભક્તિ માર્ગીઓને સુધારવા તેણે જ્ઞાન વિના મુક્તિની અશક્યતા,–કેવલ ભક્તિથી ઇશ્વરત્વને પામવાની અશક્યતા બતાવી. પોતાના સિદ્ધાંતના સમર્થનમાંજ તેને માયા વાદ શોધવાની જરૂર પડી. અને જો કે તે પણ હદ બહાર જવાથી અન્ય ખરાબીઓને જન્મ મળ્યો, પરંતુ તેનો ઉદ્દેશ તો દોષરહિતજ હતો. નાના પ્રકારના દેવોને પણ તેણે એકજ સર્વવ્યાપી પરબ્રહ્મમાં યુક્તિ તથા શાસ્ત્રની સહાયતાથી લય કરી નાંખ્યા. એમના વખતમાં એક સૌર મત હતો, અર્થાત્ સૂર્યનેજ પરમાત્મા માનીને સૂર્યની પૂજા કરનારા પંથીઓ હતા. સૌરો પણ પોતાના મતના સામર્થનમાં " આ સુર્ય બ્રહ્મ છે " એ અર્થનો વેદ મંત્ર બતાવતા. શંકરે તે મતનું ખંડન કરવા વેદમાંથી તેની વિરૂધ્ધ અનેક મંત્રો બતાવ્યા. તેમણે " બ્રહ્મના ભયથીજ સૂર્ય પ્રકાશમાન થાય છે, " " સૂર્ય ચંદ્રાદિ આ મહાન જ્યોતિ ( બ્રહ્મ ) પાસેથી લીધેલા પ્રકાશથી પ્રકાશે છે, " ઇત્યાદિ સૂર્યની ગૌણતા તથા બ્રહ્મની તેના પરની પ્રધાનતા દર્શાવનારાં પ્રમાણો સામે કાઢીને બતાવી તેમને મુગ્ધ કરી દીધા. ગણપતિ, શિવ, વિષ્ણુ આદિ દેવોનેજ પરમાત્મા માનનારાઓને પણ શંકરનો ટેકો નહોતો. વેદમાં પરબ્રહ્મની સૌ નીચે હતા એમ તેઓએ સિદ્ધ કીધું. પરબ્રહ્મ અર્થાત્ એકેશ્વરવાદનો જનસમુહના પ્રાકૃત વિચારોનો અનાદર કરીને પ્રચાર કરનાર તે કૃષ્ણ પછી નિસ્સંદેહ પ્રથમ હતો. પક્ષ સિદ્ધિ સારૂ માયાના પક્ષમાં તે ધારવા અને ઇચ્છવા કરતાં આગળ વધી જવાથી તેને હાનિ થઇ છે, અને તેનું કામ પૂર્ણ થતું અટક્યું છે ખરૂં; પરંતુ તેનો આશય તો ઉચ્ચતમજ હતો. અન્ય દેવોને પદભ્રષ્ટ કરવા અદ્વૈતવાદનું સેવન કરવાથીજ તેણે છૂટકો માન્યો. બધુંજ બ્રહ્મમય માનવું પડયું. એજ તેની ત્રુટિ હતી.

### શંકરાચાર્યે કરેલા બીજા કેટલાક સુધારાઓ.

શંકરાચાર્યે કરેલા ધાર્મિક સુધારાઓની કીંમત જે ભ્રષ્ટ કાલમાં તેનો જન્મ અને

સ્થિતિ હતી તે જોતાં ઘણી માનભરી છે. તેનાં કેટલાંક દ્રષ્ટાંતો ઉપર આપ્યાં છે, અને બીજાં અત્રે આપીશું. વૈષ્ણવો વિષ્ણુનાં શંખ ચક્રની છાપ ખભા વગેરે અંગો ઉપર ધગ ધગતા લોખંડથી માંસના લોચા નીકળી પડે એવી મરાવતા. શંકરે એનો પ્રતિબંધ કીધો, છતાં હજી શ્રી વૈષ્ણવો અને મધ્વો તે મરાવે છે. દ્વારિકા તે માટે પ્રખ્યાત છે. એવી છાપ મરાવનાર શંકરના મઠની ગાદીએ પણ આવવા અયોગ્ય ઠરે છે; તેથી જે વર્તમાન શંકરાચાર્યોને એવી છાપ દીલ પર હોય છે તેઓ તે છુપાવે છે.

શાકતો અને ભૈરવોનો તો શંકરાચાર્ય કાળ સમાન હતો. શાકતોના બે વિભાગ છે, વામાચારી, તથા દક્ષિણાચારી ( ડાબા જમણી પક્ષ. ) ગાણપત્યો પણ બહુ અસભ્ય અને અશ્લીલ ક્રિયાઓ કરતા. તે સઘળાઓ હવે છુપાઇ ગયા છે, અને સંતાતાજ ફરે છે. તે શંકરના પ્રતાપ છે.

### સન્યાસીઓના વર્ગોની સ્થાપના.

શંકરે કરેલું એક બીજું મહત્વનું કામ તે દશનામી સન્યાસી વર્ગની સ્થાપના છે. આ વર્ગની પરંપરાથીજ મોટે ભાગે ભારતની પ્રાચીન વિદ્યાનો સૂર્ય આથમતો અટકી પડ્યો છે. એ દશ નામ નીચે પ્રમાણે છેઃ—સરસ્વતી, ભારતી, પુરી, ગિરિ, તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, પર્વત અને સાગર. સન્યાસી માત્ર આ દશમાંનું એક નામ પોતાના મુખ્ય નામના પ્રત્યય તરીકે સંયુક્ત કરે છે. આવા સન્યાસીઓ બૌદ્ધોમાં પણ હતા. અને મોટે ભાગે શંકરે તેમનુંજ અનુકરણ કીધું હતું એમ માનવાને કારણ છે.

શંકરાચાર્યે દરેક મહાન્ ધાર્મિક સામાજીક સુધારણાની હીમાયત કરી હતી એમ કહેવાનું તાત્પર્ય નથી. દેશની અવનતિનાં કેટલાંકજ અને થોડાંજ કારણો ઉપર તેની દ્રષ્ટિ પડી હતી; પરંતુ ૩૮ વર્ષમાં મરણ પામેલા સન્યાસી પાસેથી કીધું છે તેથી વિશેષ શી આશા રાખી શકો ? સ્થુલ તથા પ્રત્યક્ષ બગાડાઓ દુર કરવામાંજ તેની એટલી શક્તિ ખપી ગઇ હતી, કે બગાડનાં સૂક્ષ્મતર કારણોને શોધવાનું, તપાસવાનું અને તે દુર કરવાનું તેનાથી શું પણ કોઇથી પણ એ કાલમાં બની શકે એમ હતુંજ નહીં.

### શંકર અને વર્ણાશ્રમ.

પરંતુ તેની બુદ્ધિ સ્વાભાવિક રીતે સુધારણાના વિષય ઉપર જતી હતી. ધર્મ તથા દેશોન્નતિ સારૂ વર્ણ ગુણ કર્મની સ્થાપવાની આવશ્યકતા તેણે સ્પષ્ટ જોઇ પણ હોય તો પણ તેનો સ્પષ્ટ ઉપદેશ તેણે કીધો નથી એમ કદાચ કોઇ તેને દોષ દેશે. હમારૂં કથન એ છે કે ઇચ્છા હતે તોપણ તે કાલ એટલો વિપરીત હતો, તેના સમયમાં વર્ણ જન્મથી એવી દ્રઢ રીતે મનાતી કે તે સ્વાભાવિકવત્ થઇ પડી હતી. છતાં તે તેની આવશ્યકતાથી સંપૂર્ણ અજ્ઞાન હોય એમ માની શકાતું નથી. સન્યાસીઓના વર્ગોના સ્થાપક તરીકે તેણે જન્માનુકુલ વર્ણને તિલાંજલિ આપી છે ! કોઇ પણ વર્ણનો યોગ્યતાથી શાંકર મત પ્રમાણે સન્યાસી થઇ શકે છે. સ્વતંત્ર ગૃહસ્થોમાં વર્ણનું પરિવર્તન કરાવવાનું સાહસ તેનામાં નહોતું. પરંતુ પોતાના સ્થાપિત સન્યાસી વર્ગ પર તેની સંપૂર્ણ સત્તા હતી તેથી તેણે તેમના સંબંધમાં છુટ મુકીજ છે. અરે એટલુંજ નહીં પણ તેનાં કેટલાં કાર્યોમાં હાલમાં ગણાતા સૌથી છેલ્લી પાર્ટીના સુધારાઓની

છાયા જોનારને જોઇ શકાય છે. સન્યાસીઓમાં જેઓ શ્રેષ્ઠ થાય તેઓને તેણે અતિ વર્ણાશ્રમી એ નામ આપ્યું છે. અને અતિવર્ણાશ્રમી સન્યાસી કોઇ પણ જ્ઞાતિ વર્ણ સાથે ભોજન કરી શકે છે ! માન્યતા તો એવી છે કે જેમ શ્રેષ્ઠ થાય તેમ પર સાથે ભોજનની છુટ ઘટે. શંકરે તેથી ઉલટોજ નિયમ પોતાના તાજાના મનુષ્યોના સંબંધમાં સ્થાપ્યો તે એજ સૂચવે છે કે જો, ગૃહસ્થ વર્ગમાં તેને સંપૂર્ણ સ્વતંત્રતા હતે, જો કાલ તેને અનુકૂલ લાગતે તો તે તેમને માટે પણ તેવોજ નિયમ કરતે. અલબત્ત આ છુટમાં કાંઇ બહુ નવીન નહોતું. બૌદ્ધ સાધુઓમાં એ છુટ હતીજ. અને શંકરે તેનું અનુકરણ કર્યું છે. પણ પોતામાં એ દાખલ કરવી એ થોડી હીમ્મત, સાહસ અને ચતુરાઇનું કામ નહોતું.

## શંકર અને શૂદ્રો.

" શૂદ્રોના કાનમાં વેદમંત્રનો ઘોષ પણ પડે તો તેના કાનમાં ગરમ શીશું રેડવું." એવો શંકરનો મત હતો. તેનો હવે કોઇ બચાવ કરતું નથી પરંતુ તેમાં શંકરનો આશય શૂદ્રો પ્રતિ દુષ્ટ દ્રષ્ટિથી જોવાનો નહોતો એમ તેને ન્યાય આપવા સ્વીકારવું જોઇએ. વેદની પ્રતિષ્ઠા એટલી તો ઓછી થઇ ગઇ હતી કે તેને કોઇ પણ રીતે પ્રતિષ્ઠિત કરવા ચતુર શંકર આતુર હતો. વેદને સર્વમાન્ય ઠરાવવાથીજ મતમતાંતરો અને દેવદેવાંતરોનો એકજ સનાતન ધર્મમાં અને એકજ પરમાત્માની માન્યતામાં લય થશે એમ શંકરની માન્યતા હતી. તેથી વેદની મહત્તા બને તેમ વધારવા તેણે શૂદ્રને જરા હથીઆર બનાવ્યું ! શૂદ્રોને જાણી બુજીને અન્યાય કરવાનો તેનો આશય નહોતો. શૂદ્રાદિ પણ બ્રહ્મરૂપ છે એ મતથી તેમની પણ સેવા કરવાનો અને તેમને પણ પ્રતિષ્ઠિત કરવાનો તેનો ઉચ્ચ આશય હતો. મનુષ્ય માત્રને એક પંક્તિ પર મુકવાની તેની મહાભિલાષા હતી. ધર્મને તેના જેવી ઉર્ધ્વ પંક્તિ પર મુકવાની તેની પૂર્વે કૃષ્ણ સીવાય બીજાએ કોશીશ પણ કરી નથી.

## શંકરાચાર્યનું મહાપુરૂષોમાં સ્થાન.

જો કે, એના તર્કની કેટલીક અનિવાર્ય ખામીથી માયાવાદથી જે સુધારા કરવા એણે ચાહ્યા તે થયા નહીં. ઉલટું માયાવાદના સિદ્ધાંતથી તર્કશાસ્ત્ર પ્રમાણે નીપજી શકતા બીજા બગાડાઓને જન્મ મળ્યો. માયાવાદ કુદરત તેમજ આત્મજ્ઞાન ( self-consciousness ) ની નિરંતર વિરૂદ્ધ હોવાથી, તેના આદર્શ તરફ જવાને બદલે તે બીજે છેડે, અર્થાત્ ઉલ્ટા સ્વાર્થ તરફ ગયો છે—સઢો જવામાં આવ્યો છે. શંકરાચાર્યે ટીકીટ તો ઉત્તર ધ્રુવની કઢાવી પરંતુ દક્ષિણ ધ્રુવ જતી સ્ટીમરમાં ભૂલથી બેઠા ! આથી તેનું ધારેલું કામ ઘણે અંશે પાર પડ્યું નથી. અને તેની ભૂલ સુધારવા રામાનુજ, માધવાચાર્ય, વલ્લભાચાર્ય ઇત્યાદિ અનેક આચાર્યોએ પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેઓએ પણ તેનું સુધારતાં કેટલોક પોતાનો બગાડો દાખલ કીધો અને તેથી રામાનંદ, કબીર, નાનક આદિ ધર્મ સુધારકોએ એ પૂર્વાચાર્યોની ન્યુનતાઓ સુધારવા પ્રયત્ન કર્યો. તે પછી મુસલમાનરાજ્યતથા મરાઠી રાજ્યના ઝગડાને લીધે ૨૦૦-૩૦૦ વર્ષ સુધી ધાર્મિક સુધારક ઉત્પન્ન થવો અશક્ય થઇ પડ્યો અને પ્રજા અનેક પૂર્વ ધર્માચાર્યોનાં વચનોની ભૂલભૂલામણીમાં ઉલટી મુંઝવણમાં આવી પડી અને તેથી ધૂર્તાચાર્યોનું પુષ્કલ ફાવ્યું ને, દરેક પોતાની દુંદુભી વગાડીને વાડા બાંધીને શિષ્યગણ રૂપ સમુદ્રજલને ઘેરીને તેમાંથી મીઠું કાઢતા !

અંગ્રેજી રાજ્યની સ્થાપના થવાથી શાંતિ થઇ. અને રાજા મોહનરાયથી પાછી ધર્મસુધારકોની પરંપરાની સ્ફુરણા થઈ. કેશવચંદ્ર, દયાનંદ, વિવેકાનંદ, અને રામતીર્થ થયા. તેઓએ શંકરાદિ પૂર્વાચાર્યોએ કરેલી ધર્મ સુધારણામાં શી ન્યૂનતા હતી તે લગભગ સંપૂર્ણ રીતે દર્શાવી આપી. જો કે,૧૯ મી સદીના ધર્માચાર્યો મહાન્ છે, પરંતુ સ્વીકારવું જોઇએ કે શંકરેજ તેમનો માર્ગ સહેલ કીધો છે, અને શંકર કે એવો બીજો કોઇ ન થયો હતે તો કદાચ તેમને પોતાના સિદ્ધાંતોને આકૃતિ આપતાં તેમજ તે પ્રજા પાસે સ્વીકારાવતાં બહુ વધારે વિકટ થઇ પડતે. ૧૯ મી સદીના ધર્મસુધારકો સમાજ સુધારક તરીકે તો શંકરથી અવશ્ય મહાન્ હતા, કારણ કે શંકરે જે ધર્મસુધારણા દેશોન્નતિ, ધર્મશુદ્ધિ અને સુખ માટે આવશ્યક છે તેની તેમના જેવી સંપૂર્ણ રીતે હીમાયત કરી નહોતી પરંતુ અનેક રીતે શંકર અદ્વિતીય છે. શંકરે પ્લેન બનાવ્યો, પાયો નાંખ્યો હતો. તે પાયો દટાઇ ગયો હતો અને ઘાસ પણ ઉગી નીકળ્યું હતું. અને ૧૯ મી સદીના મહાન સ્વામીઓએ તે સાફ કરાવીને તે ઉપર ભવ્ય ઇમારત ચણાવી છે. શંકરની ઇંટ ઉપર ઇંટ તેઓએ મુકી છે. દીવાલનું માન નૂતન સ્વામીઓને ઘટે છે. પરંતુ પાયાનું માન તો કૃષ્ણ પછી શંકરનેજ ઘટે છે. આ કાંઇ એકથી બીજાને મહત્તર ઠરાવવાનો પ્રયત્ન નથી. ઉલટું તુલાનાજ ૯ મી અને ૧૯ મી સદીના ધર્માચાર્યો વચ્ચે થઇ શકે એમ નથી એમ હમે બતાવવા માંગીએ છીએ ! ઉભય એટલી તો અતુલ્ય સ્થિતિમાં અતુલ્ય કાળમાં અને અતુલ્ય સંયોગોમાં હતા કે તુલના કરવી એ ચોરસની વર્તુલ સાથે તુલના કરવા જેવું અશક્ય અને મિથ્યા છે. શંકર વિષે અંતમાં એટલુંજ કહીશું કે તેઓ આર્યાવર્તના એક અપૂર્વ original thinker હતા. વિચારક તરીકેજ તેઓ અદ્વિતીય હતા, સુધારક તરીકે તો દ્વિતીય પછી હતા. શંકરના ગ્રંથો તેના વિચારની સૂક્ષ્મતા માટેજ નહીં પરંતુ તેની ભાષાની અલૌકિક સાદાઇ અને મધુરતા માટે યુગાંતરો સુધી આર્યોની હૃદય રૂપ લાયબ્રેરીમાં કાયમ રહેશે. સંસ્કૃત ગદ્ય એના કરતાં સાદી ભાષામાં કોઇ આર્યે લખ્યુંજ નથી. સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિષયનું પ્રતિપાદન એના કરતાં સરલ સાદી ભાષામાં અને છતાં વધારે સ્પષ્ટતાથી જગત્માં કોઇએ કીધું નથી ! ગૂઢ વિચારો સાદી ભાષામાં તો ગુજરાતના સાક્ષરોજ દર્શાવી શકતા નથી! શંકરનો જગન્મિથ્યાત્વવાદ જગતે સ્વીકાર્યો નથી, જો કે અનેક વિદ્વાનોએ ખાસ કરીને હીંદમાં અધિકાંશે સ્વીકાર્યો છે તે ખરૂં છે. તે સિદ્ધ કરવા ઘટ, મઠ, પટ, અને સર્પ, રજ્જુ આદિનાં તેણે આપેલાં ઉદાહરણો તર્કશાસ્ત્રના નિયમની વિરૂધ્ધ છે. તેથી તેનાથી તેના સિધ્ધાંતને પુષ્ટિ મળી છે એમ માની શકાતું નથી. પરંતુ એટલી ન્યુનતાથી શું થયું ? તેથી કાંઇ શંકરનું મહત્વ ઘટતું નથી. મનુષ્ય માત્ર અપૂર્ણ છે, અને શંકરની અપૂર્ણતા તેની અનેક પુર્ણતાઓ આગળ કશી વીસાતમાં નથી. શંકરનું નામ એક નવા સંવત્ રૂપ છે, અને રહેશે. જેમ કાલ જશે તેમ, હમારો એવો નમ્ર મત છે કે તેના જગન્મિથ્યાત્વનો સિદ્ધાંત તો વધારે ને વધારે અમાન્ય વિદ્વાનોમાં થશે પરંતુ તે સાથે શંકરની જાત—personality—માટે ધર્માભ્યાસી વિદ્વાન પ્રજામાં માન વધતુંજ જશે. અનેક હેતુઓ અર્થે જો જગન્મિથ્યાત્વ સિધ્ધ કરવું આવશ્યક નહતે તો તે તેમ કરતે નહીં. છાંદોગ્ય ઉપનિષદ્માંનું सर्वं खल्विदं ब्रह्म એ વચનને વારંવાર વદનાર, અનિર્વચનીય અવિદ્યાથી જગતની ઉત્પત્તિ બતાવનાર, પોતાના પ્રયત્નમાં નિષ્ફલ ગયો છે, બ્રહ્મ પોતે અવિદ્યાગ્રસ્ત શાંકરમતથી થયો છે. જ્યાં ઉત્તર આપતાં વદતોવ્યાઘાત દોષ

આવે છે ત્યાં તે અનિર્વચનીય છે એમ કહે છે! તેને બધ્ધે ઇશ્વર માનવા પડયા છે. તાત્પર્ય કે કસોટીમાં તેની ફીલસુફી નિષ્ફલ નીવડી છે. પરંતુ શંકરે તેમાંથી કાઢવાનું કામ કાઢી લીધું છે! તે વડે બૌદ્ધ મતનો નાશ કરી શકાયો, અનેક મત મતાંતરો એક કરી શકાયા, એકેશ્વરવાદની સ્થાપના થઇ. પરંતુ મુલ સિધ્ધાંત સત્ય નહોતો તેથી આશય સંપુર્ણ રીતે ફલીભુત ન થયો. જેટલો પણ લાભ થયો તેનો સંપુર્ણ ધન્યવાદ શંકરાચાર્યનેજ આપવો ઘટે છે. અને તેની નિષ્ફલતા પણ બીજાની મોટી જીત કરતાં બહુ ઓછી કીર્તિવંત નથી. શંકરાચાર્ય મહાન્ હતા અને મહાન્ રહેશેજ.

## આ પત્રિકા સંબંધી કેટલુંક વિશેષ નિવેદન.

આ પત્રિકા વિષે કેટલુંક નિવેદન હમે ગતાંકમાં કરી ગયા છીએ. તેમાં કેટલીક બાબતો રહી જવાથી આજે કેટલુંક ઉમેરીશું.

સત્ય તથા ઉપયોગી જ્ઞાનનો ગુર્જર પ્રજામાં પ્રચાર કરવાનું આ માસિકે બીડું ઝડપ્યું તો છે; પરંતુ આઠ તોલાના વજનનું પત્ર પ્રગટ કરવા માત્રથી તે ઉદ્દેશ સંપૂર્ણાંશે ફલીભૂત થતો નથી. તેનાં મોટાં કદ કરતાં, કહો કે, તે ઉપરાંત, તેમાં આવતા નાના મોટા લેખોની જાત નવીન, તાજી, લગભગ આશ્ચર્યકારક તેમજ આનંદજનક હોવી એ તેથી પણ વિશેષ આવશ્યક છે. અને તેવી જાતના લેખો માટે તો જગતમાં (ગુજરાતનાજ નહીં!) પ્રગટ થતાં અનેક સર્વોત્તમ પુસ્તકો તથા ઉપ-પુસ્તકરૂપ માસિકોનો ઢગ હમારી ઓફીસમાં નિયમિત રીતે આવતો રહેવો જોઇએ. સારા લેખો લખવા માટે કેવલ સમયનોજ ભોગ તથા દીર્ઘ વિચારજ બસ નથી. તેથી પણ વધુ આવશ્યક, 'રેફરન્સ' માટેનાં યોગ્ય પુસ્તકોની લાઇબ્રેરી છે. સારા લેખ રૂપ દીપકનું તે બળતણ છે. અને એવાં પુસ્તકોનો લાભ હમારા વાંચક વર્ગને ત્યારેજ આપી શકીએ કે, જ્યારે, વાંચકો પોતે આ પત્રના વાંચક માત્ર ન રહેતાં તેનાં સ્વયં ગ્રાહક થઇને તથા બીજાને થવા પ્રેરીને, હમને સહાય કરે. ત્યારેજ મોંઘા મૂલ્યનાં નવીન પ્રગટ થતાં અંગ્રેજી તથા સંસ્કૃત ગ્રંથો ખરીદીને તેનો લાભ વાંચકોને મળી શકશે. હાલ પણ, પ્રારંભથીજ હમે, આવકનો એક મોટો ભાગ પુસ્તકો તથા પત્રો ખરીદવા પાછળ ખર્ચીયે છીએ, અને ઘણુંક ગુજરાતી માસિક તો શું પણ ઘણાંક સાપ્તાહિકો કે દૈનિકો પણ તેટલો ખર્ચ કરતાં નહીં હોય. પણ જે કરીએ છીએ તેટલેથી હમારી તૃપ્તિ નથી. તે પાછળ ઓછામાં ઓછાં રૂ. ૫૦૦ નો પ્રતિ વર્ષ ખર્ચ થવો જોઇએ, ત્યારેજ મનભાવતી સામગ્રીઓ, અને વિવિધ વાનીઓ પ્રત્યેક અંકમાં પીરસી શકાશે.

બીજી દિશામાં પણ ખર્ચ વધારવાની તીવ્ર આવશ્યકતા જણાઇ છે. પત્રનો પ્રારંભ કીધો ત્યારથીજ તેનું કદ મોટું રાખવામાં આવ્યું હતું, એમ માનીને કે, તેથી સ્થલસંકોચ જેવું રહેશે નહીં. પરંતુ પ્રત્યક્ષ અનુભવથી જણાયું છે કે, દર માસે હમારી પોતાની તથા બ્હારની પુષ્કલ 'મેટર' સ્થલાભાવથી રહી જાય છે અથવા મુલતવી રાખવી પડે છે. જે

વિષયો નિયમિત રીતે પ્રત્યેક અંકમાં આપવાનો હમારો સંકલ્પ હતો તે એ કારણથી હમે અમલમાં મૂકી શકયા નથી, અને દર ત્રીજે કે ચોથે અંકે અનુક્રમે આપવી પડી છે, અને પડે છે. જ્ઞાનનો કોઈ પણ હિતકારી વિષય હમને ગ્રાહ્ય હોવાથીજ હમને જગ્યાની વધારે ટાંચ પડે છે. હમને લેખની મારામારીને બદલે તે મારેનાં સ્થાનની મારામારી છે. ટુંકામાં, લેખો સુધારવાની તેમજ વધારવાની હમારી ઉત્કૃષ્ટ ઇચ્છા છે. અને તેટલું કરતા છતાં હમને શ્રમ વિશેષ પડે તથા સમયની વિશેષ હાનિ ઉઠાવવી પડે, તે સહજ સહન કરી લેવા તૈયાર છીએ.

હમને એમ જાણતાં આનંદ થાય છે કે પત્રની ગ્રાહકસંખ્યાના પ્રમાણમાં 'સત્ય' ના વાંચનારાઓની સંખ્યા ઘણીજ અધિક છે. ગ્રાહકોના મિત્રો, સંબંધીઓ તથા કુટુંબીઓ તથા તેમના સ્નેહીઓ પણ તે હોંસથી વાંચે છે અને વાંચવા લઈ જાય છે. લાઇબ્રેરીઓમાં પણ 'સત્ય' માટે તુટાતુટ પડે છે. સઘળેજ તે હોંશ તથા આનંદથી વંચાય છે અને વંચાવાય છે. તે પત્ર જરા પણ મોડું નીકળે છે તો હમારા પર સખત ફરયાદના કાગળો તરતજ આવે છે. ગુજરાતી પ્રજાના વર્ગોમાં 'સત્ય' થી આવો જીજ્ઞાસુ રસ ઉત્પન્ન થયલો જોઈને અવશ્ય સંતોષ થાય છે, અને તે હમારા શ્રમને સાર્થક કરે છે અને હમારા પ્રસ્વેદને લૂછી નાંખે છે. પણ ઉપર કહેલી બાબત લક્ષમાં લેતાં, તે પુરતું નથી. હોંશભેર વાંચનારાઓના લાભમાંજ હમે તેમને વિનવીએ છીએ કે તેઓએ માત્ર વાંચવા ઉપરાંત ગ્રાહક થવા પણ કૃપા કરવી. દર માસે ત્રણ આના માત્રનો તે સારૂ ખર્ચ કરવો એ ગમે તેના દરિદ્રની ગુંજાસ બહાર નથી. અને જો હમારા આ દુનિનો ધારતા પ્રમાણમાં તેમની તરફથી પ્રતિઉત્તર થશે તો, હમે તેમને વિશ્વાસ આપીએ છીએ કે તરત નહીં તો સમય જતાં હાલ જેટલું તેઓ વાંચે છે તેટલું તો તેમને હાલ પેઠે મફતજ પડી રહેવાનું અર્થાત્ હાલથી બમણાં પાનાં હમે ઉમેરીશું. કેટલાંક વધુ તો શીઘ્રજ ઉમેરીશું. એ શર્તે કે હમારા પ્રયાસની તેમજ શુભેચ્છાની કદર થાય! સૂર્ય સાગરનું જલશોષણ કરે છે તે શુદ્ધ વર્ષાના રૂપમાં પાછું આપવાજ, તેમ 'સત્ય' તમારા ધનના સંબંધમાં કરવા ચહાય છે! તે પણ આત્મલાભ સારૂ નહીં પણ તમારા હાથમાં વિશેષ હૃષ્ટપુષ્ટ આવી પડે તે સારૂ એમ ઇચ્છે છે! તેવી સ્થિતિમાં તે પોતાને મુકી શકશે કે નહીં તેના જ્યોતિષી તમે પોતે છો!

ગતાંકમાં જે આશા દર્શાવી હતી એ પરિપૂર્ણ કરવાની સ્થિતિમાં હમે હજી આવ્યા નથી એજ કાંઈક શોકકારક છે.

---

## જસ્ટીસ રાનડેનું ( અંતરંગ ) જીવન ચરિત્ર.

( મીસીસ રમાબાઇ મ. ગો. રાનડે કૃત મરાઠી જીવન ચરિત્રને આધારે. )

લખનાર—રા. મગનલાલ માણેકલાલ ઝવેરી—મુંબઇ.

જસ્ટીસ રાનડેના જીવન ચરિત્રના બે ભાગ પાડવા ઇચ્છા રાખી હતી; બાહ્ય અને આંતર; પરંતુ તંત્રીએ મને તેની એકમાંજ સંકલના કરવા કહ્યાથી હું તેમના આંતર જીવનપર

પાઠકગણનું વધુ ધ્યાન દોરી બાહ્ય જીવન–કે જે, ઘણાંકને તો ન્યાત દરરોજ–ટુંકામાં પતાવી દઇશ. હમેશાં પ્રસિદ્ધ પુરૂષોની કારકીર્દિ જેટલી જાહેર પ્લેટફોર્મો કે, વર્ત્તમાન પત્રો કિંવા પુસ્તકોથી જણાઇ આવે છે તેટલી આંતર જીવનથી જણાઇ આવતી નથી. ઘણું ખરૂં તો ઘણી–સાહેબ બાહેર બીજાઓ અને ત્રીજાઓનાં કુટુંબાદિ સારૂ જે ઉપદેશતા હોય છે તેનાથી ઉલટુંજ તેમનો પોતાનો જીવન–વ્યવહાર શીખવતો હોય છે ! ' બાઇ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે ને બાઇ તો ચુલા માંહ્ય ! ' એ યુક્તિ ખસુસ કરી પ્લેટફોર્મ દીપાવનારા અને કાગળના સમુદ્રપર કલમરૂપી નાવ રહેલાઇથી ચલાવનારાઓના સંબંધમાં તો બરાબર લાગુ પડે છે. પ્રસિદ્ધ પુરૂષોનું આંતર જીવન બાહ્યજીવનના પ્રમાણમાં ઘણુંજ ઓછું, આપણે ઘણાખરા ધારીયે છીયે તેથી ઓછું હોય છે. આજના આપણા ચરિત્રનાયકનું જીવન આ નિયમના એક અપવાદ રૂપ છે.

ઘણુંખરૂં પ્રસિદ્ધ પુરૂષોનાં સગાં સંબંધીમાંથી કોઇ તેમનું જીવન લખવા સમર્થ હોતું નથી; નહિતો તેમનાથી એ કામ જેટલું સહેલી રીતે થાય તેટલી સહેલી અને ઉત્તમ રીતે બીજાથી થાય નહિ. રા. રા. ગોવર્ધનરામનું તેમના ભાણેજ તરફથી તેમજ બાબુ રમેશચંદ્ર દત્તનું, તેમના જમાઇ તરફથી, લખાયલું જીવન ચરિત્ર, ખરેજ નાયકના ચરિત્રપર સારો પ્રકાશ પાડે છે. પરંતુ આવા દાખલા બહુજ ઓછા હોય છે, અને કદાચ હોય છે તોયે તેમાં અતિશયોક્તિ બહુ હોવાથી તે ઘણુંખરૂં માન્ય થઇ શકતા નથી. જસ્ટીસ રાનડેનું જીવન, મરાઠી ભાષામાં, તેમનાં પત્ની રમાબાઈ તરફથીજ લખાયલું તેમજ અતિશયોક્તિ રહિત હોવાથી અમે તેમનાં આંતર જીવનપર, તેમનાંજ સુખદુઃખનાં સાથી, અને દુનિયાના સૌથી ગાઢ મિત્ર તરફથી લખાયલાં ચરિત્રપરજ આધાર રાખીશું. એના કરતાં ઉત્તમ આત્મચરિત્રની આશા કોની તરફથી રાખી શકાય ?

આ પુસ્તકની પ્રસ્તાવનામાં ઓ. મી. ગોખલે જણાવે છે કે:—

" પાશ્ચાત્ય સમાજમાં પુષ્કળ કુટુંબમાં પતિપત્નીમાં પરાકાષ્ઠાનો પ્રેમ દેખાઇ આવે છે ખરો, પણ તેમનો પરસ્પર ભાવ ઘણું કરી બરોબરીનો હોય છે; પણ તેવાજ પ્રકારનો પ્રેમ બેઉમાં હોતાં, પતીએ પતિની સેવામાં પોતાનું સર્વસ્વ અર્પી, તેમાંજ ધન્યતા માનવી એ પૂર્વની–અતિ ખસુસ કરી હિંદુસ્તાનની—સ્ત્રીયોનો મનોધર્મ છે. આ મનોધર્મ હજારો વર્ષોના સંસ્કારોનું અને પરંપરાનું ફલ છે અને તેનું અત્યંત મોહક સ્વરૂપ આ પુસ્તકમાં જણાઇ આવે છે. નવું શિક્ષણ, નવી કલ્પના, અને નવી પરિસ્થિતિથી વિચાર તેમજ આયુષ્યક્રમને નવું વલણ આવ્યા છતાં યે રમાબાઇ જેવી સ્ત્રીઓનો જે મનોધર્મ છે તેજ કાયમ રહે છે. એથી પુષ્કળ બોધ લઇ શકાય એમ છે.

" બીજી જે બાબત વાંચકોના વિશેષ લક્ષમાં આવશે તે જુના કાલના સંકુચિત હૃદયનાં મનુષ્યો તરફથી સ્ત્રીશિક્ષણ વગેરે સમાજ સુધારણાના બાબતમાં શોષવી પડતી મુશ્કેલી છે...."

જન્મ.

એમનાં પૂર્વજોમાં એમના દાદાના દાદા જેઓ જ્યોતિષનો ધંધો કરતા નહોતા છતાં જ્યોતિષ એટલું ઉત્તમ જાણતા કે એક વખતે નાના ફડણવીસને કહેલું ભવિષ્ય ખરૂં

પડ્યું હતું એમ કહેવાય છે. એમનું કોઇ સંતાન જીવતું નહીં આથી એમની પત્નીએ બાર સતત્ વર્ષ સુધી અશ્વત્થ (એક ઝાડનું નામ છે) અને ગાયની પ્રદક્ષિણા કરી અને તેટલો સમય સુધી ગોમુત્રમાં લોટ બાંધી, રોટલી કરી, તેજ ખાધી.* તે શિવાય બીજું કાંઇ ખાતી નહીં! અતિથિ વગેરેને પૂર્ણ સંતોષતી અને અશ્વત્થ વૃક્ષની પાસે એજ માંગતી કે "મને પુત્ર થઇ તેનો વેલવિસ્તાર. તારી માફકજ વધે." ઇશ્વરે—અશ્વત્થે તેની તે માગણી પૂર્ણ કરી, અને એક અત્યંત પરાક્રમી પુત્ર આપ્યો. માધવ ગોવિંદ રાનડેનો જન્મ ઇ. સ. ૧૮૪૨ ના જાનેવારી મહિનાની ૧૮ મી તારીખે નિફાડ ગામમાં કે જ્યાં એમના પિતાજી પ્રથમ ફડનીસ હતા ત્યાં થયો હતો. પાંચ ૭ પેઢીથી એમના પૂર્વજોએ મૂળ રત્નાગિરી જીલ્લામાંનું પોતાનું ગામ છોડી દઇ પેશવાઇના સુપ્રસિદ્ધ સરદાર પટવર્ધનના આશ્રયમાં આવી નિવાસ કર્યો હતો. એમના પિતાજીએ બાદ કોલ્હાપૂર સંસ્થાનમાં રહી, પ્રાઇવેટ સેક્રેટરીની જગા સુધી પહોંચી પેનશન લીધું હતું.

## બાળપણની લીલાઓ.

એક વખતે તેમનાં માતુશ્રી સાથે જ્યારે તે આપે ગામથી કોલ્હાપુર બેલગાડીમાં આવતા હતા ત્યારે જે એક બનાવ બન્યો તેમાંથી જો એ બચ્યા નહોત તો આજે આપણે માધવરાવ રાનડેનું નામ પણ સાંભળ્યું નહોત! તેમની સાથે એક સિપાઇ આગળ, અને તેમના એક પિત્રાઇ કાકા ઘોડા ઉપર પાછળ આવતા હતા.

દિવસ ઉનાળાના હોવાથી ગાડી સાંજે જોડી આખી રાતે ચલાવવાની હતી. અધુરામાં પૂરૂં રાત અંધારી હતી. રાત્રે બે વાગ્યાને શુમારે એમની માતા, પોતે, અને એમની એક બાલક—બ્હેન, ત્રણે ગાઢ નિદ્રામાં પડ્યાં. નાની પુત્રીને પોતાની સોડમાં લઇ, માધવરાવને જૂદી ગોદડી નાંખી આપી ત્યાં સુવાડ્યા. પવન થંડો વાતો હતો; આગળનો સિપાઇ જરા વિશ્રાંતિ સારૂ ગાડીવાળાની જોડે આવી બેશી ગયો. બાદ થોડાક વખત પછી ગાડીવાળો અને સિપાઇ બેઉ ઝોખાં ખાવા લાગ્યા.

બળદ ધીમે ધીમે ચાલતા હતા. વિઠુકાકા (એમના પિત્રાઇ કાકા) ઘણાજ પાછળ રહી ગયા હતા. એટલામાં એક સ્થળેથી બળદને ગાડી જોરથી ખેંચી લઇ જવી પડી અને ગાડીવાળો તથા સિપાઇ બેઉ જાગ્યાં. પરંતુ તે સમયે માધવરાવ એકદમ ગાડીને છેડે આવી પડેલા હતા, તેથી જ્યાંથી બળદને જોરથી ઓરંડી જવાનું હતું તે સ્થળે આવતાંજ તે ભૂમિશરણ થયા! એમનાં માતુશ્રી તો ગાઢ નિદ્રાનો આસ્વાદ લેતાં આ વાતથી અજાણ હાલતમાં પડેલાં હતાં. ગાડી દોડતી હતી તેથી તેના અવાજમાં રાનડેના પડવાનો અવાજ ગાડીવાળા કિંવા સિપાઇ બેઉમાંથી કોઇને યે ગયો નહીં. ગાડી મૈલ દોઢ મૈલ એમજ ચાલી ગઇ. બાદ પાછળથી અર્ધો પોણો કલાક વિઠુકાકાના ઘોડાનો અવાજ સાંભળી રાનડેએ "વિઠુકાકા! હું અહીં પડયો છું" એમ કહ્યું; વિઠુકાકાએ અવાજ ઓળખી તુરતજ ઘોડો ઉભો રાખ્યો અને નીચે ઉતરી એમને

* આ પરિણામ તેમની પૂજાનું હોય કે ગમે તેનું, છતાં ઘણે ભાગે તે તેમના ખોરાકનું અમને તો લાગે છે, કારણ કે ગોમુત્ર અશુદ્ધિ દૂર કરે છે!

ઉપાડી લીધા, અને ગાડી પાસે આવતાંજ બૂમ મારી પૂછ્યું, " ગોપિકા ભાભી, જાગો છો ને? બાળકોને ઓરાદેલું તો બરાબર છે?"

તેમણે ઉંઘમાંજ જવાબ દીધો. " હા, બધું બરાબર છે. "

વિઠુકાકાએ ફરીથી પૂછ્યું. " તમે હજુ ઉંઘમાંજ છો; જોઉ બાલક તમારી પાસે છે ને? બરાબર જુઓ. "

આ સાંભળી તે ચમકી ઉઠયાં અને ગાડીમાં આમતેમ જોવા લાગ્યાં, અને માધવરાવને ન જોતાં અતિશય બ્હીને રડવા લાગ્યાં; પરંતુ વિઠુકાકાએ તુરતજ ઘોડાપરથી પોતાનાં ઓઢવામાંથી માધવરાવને કાઢી આપી તેમની બીક ભાંગી. ( અપૂર્ણ. )

---

## મરહુમ મી. એસ. જે. ટેલરી—હીંદુસ્તાનપર તેનો ઉપકાર.

થોડા દિવસ ઉપર એસ. જે. ટેલરી નામના એક યુરોપીયને આત્મઘાત કીધો એ વર્તમાન વર્તમાનપત્રોમાં વાંચીને ઘણાને આશ્ચર્ય થયું હશે કે એ પુરૂષ કોણ હશે? હમે તેમને કહીશું કે, તે હીંદુસ્તાનનો એક મહાન્ પરોપકારી હતો! હીંદુસ્તાનમાં હજારો બલ્કે લાખો કારીગરોની રોજીનું મૂલ કારણભૂત એ વિલક્ષણ પુરૂષ હતો. આશરે વીશેક વર્ષની વયે લગભગ ૪૦ વર્ષની વાત ઉપર માત્ર મીકેનીકલ એંજીનીયર તરીકે તે જેપુર રાજ્યમાં નોકરીએ રહેલ હતો. તેનું મૂલ વતન હંગેરીનું રાજનગર બુડાપેસ્ટ હતું. ત્યાંથી કશા પણ સાધન વિના તે ટર્કી, એશીયા માઇનોર તથા ઇરાનને માર્ગે આ દેશમાં આવ્યો. માત્ર નોકરીથી તેનો ખડપડી આત્મા શાંત થયો નહીં. જેપુરની દેશી કારીગારીએ તેનું લક્ષ ખેંચ્યું. ત્યાંના garnet ( જેપુરમાં તેને તામડા કહે છે ) નામના કીમતી પત્થર જે કાંઈક માણેક જેવા રાતા હોય છે પણ વધારે કાળાશ પડતા હોય છે તે યુરોપમાં મોકલવાનું શરૂ કીધું. આ પત્થર ઘડીયાળ પર જડવામાં તે ત્યાં બહુ વપરાય છે. બાદ જેપુરમાં જૂનાં બખ્તરો, તરવારો વિગેરે વિચિત્ર બનાવટનાં હથીયારો એવી વસ્તુઓના શોખીન યુરોપીયન મુસાફરોને વેચવા સારૂ તેણે જેપુરમાં દુકાન કાઢી. નોકરી મુકી દઈ એજ ધંધો વધાર્યો. જેપુરના અનેક કારીગરોને નવી રોજી જાગી. જેપુરનાં તાંબાપીતળનાં સુંદર કોતર કામનાં થાળાંઓ, વગેરેની 'ડીઝાઇનો' સુધરાવી તેનો હુન્નર પણ વધાર્યો. વધુ ખપત જાગતાં, મી. ટેલરીએ વિશાલ ક્ષેત્રની શોધના કરી. યુરોપીયન મુસાફરો મોગલ બાદશાહોનાં આલીશાન મકાનો જોવા દીલ્હી સૌથી વધુ સંખ્યામાં જતા હોવાથી ત્યાં ચાંદની ચોકના મુખ્ય રસ્તાઓ ઉપર મોટી 'શૉપ' ખોલી. અત્યાર સુધી, દેશી કારીગીરીની ચીજો માત્ર રમકડાંની ચીજ સમજવામાં આવતી. નાના કારીગરો મરજીમાં આવે તેમ વર્તતા. તેમને કાંઇ ગતિ આપનાર કે સલાહ આપનાર નહોતું. તેમની ચીજો એક્કલદોક્કલ યુરોપીયનો લે નહીં લે એવો મામલો હતો. કારીગરો પાસે માત્ર બાપદાદાનો હુન્નર હતો. તેમને જોઈતી ચીજો લાવવાની મુડી નહોતી, ઘટતો સુધારો કરવાની નવી બુદ્ધિ નહોતી. અને માલ ખપાવવાની આવડત નહોતી. અને કયા વર્ગમાં ખપ થાય અને કેમ ખપ વધારવો તેનું જ્ઞાન નહોતું. આ સ્થિતિમાં હીંદનાં શિલ્પીઓ, અને કોતરકામ કરનારાઓ ભુખે મરતાં મરતાં ધીમે ધીમે નષ્ટ થતા હતા. મી. ટેલરી તેમને એક અવતાર સમાન થઇ પડયા. કારીગરોને હાથ આંગળી અને લાકડી આપી. મુંડી આપી, નમૂના આપ્યા, સુધારા સૂચવ્યા, અને તેમનો માલ ખરીદ્યો. શરૂઆતના વર્ષોમાં ઠંડીની મોસમમાં ચાંદની ચોકની દુકાનમાં યુરોપીયન યાત્રીઓની ઠઠ્ઠાતુઠ જેવી પડતી. તે પછી સ્થાનિક મોટા દરજ્જાના યુરોપીયનોને હીંદી કારીગારીની ચીજોનો

શોખ ઉત્પન્ન કરવા મી. ટેલરીએ સીમલામાં તથા કલકત્તામાં ચોરંઘીના રાજમાર્ગ ઉપર એમ બે જબરજસ્ત દુકાનો કાઢી. ૧૮૯૪ ના ચીકાગોના જગદ્વ્યાપી પ્રદર્શનમાં મી. ટેલરીએ બહુ મોટું, સાહસ કીધું. 'હીંદી સરકાર તરફથી હીંદની કારીગીરીનો સામાન પ્રદર્શનમાં લઈ જવા તેને પ્રતિનિધિ તરીકે નિમ્યો, પણ હીંદી સરકારે મી. ટેલરીને સહાયતા તો માત્ર દશ હજાર રૂપીયાનીજ આપી ત્યારે તેને સ્ટીમરના નુરનાજ તેથી વધુ દામ બેઠા અને લગભગ લાખ રૂપીયા તો અમેરીકામાં જગાતના ભરવા પડ્યા; ચીકાગોનું પ્રદર્શન અનેક સાહસિક વ્યાપારીઓની કમર રૂપ થઇ પડ્યું હતું. સૌથી મોંઘામાં મોંઘો તથા સારામાં સારો માલ જગતના વ્યાપારીઓ તે પ્રદર્શનમાં લઇ ગયા હતા, તેમને એવી આશા હતી કે અમેરીકનો શ્રીમંત અને ઉદાર છે તેથી લેબલ પર લખેલાં મૂલ્યે તે ખરીદી લેશે. પરંતુ આપકમાઈ કરનારી અમેરીકન પ્રજાનાં ચિત્ત પર તો આપ કમાઈના સંસ્કારોજ ચોંટયા હતા. તેથી કોઇએ પરદેશી મોંઘી ચીજો ખરીદી નહીં અને વ્યાપારીઓ ડાર.થઇ ગયા ? " લેને ગઇ પૂત ઔર ખો આઇ ખસમ " તે વાળી તેમની વલે થઇ. ટેલરી સાહેબનું પણ એમજ થયું. તેઓ લાખો રૂપીયાની બાહમાલી કરી પાછા આવ્યા. અને બેંકનાં નાણાં ભરી શકયા નહીં. પણ આ શાપમાં આશીર્વાદનો પણ અંશ હતો. અમેરીકામાં તેણે હીંદના ઉંચા ટકાઉ ઉનના ગાલીચાઓનું ભવિષ્ય જોયું. અમેરીકાથી યુરોપ આવ્યા અને ત્યાં પણ હીંદી ગાલીચાઓનો ખપત કેવી રીતે લાગે તેની તપાસ તથા તજવીજ કીધી. તેણે પોતાની બુદ્ધિથી જોયું કે હીંદી ગાલીચાઓની ડીઝાઇન તથા જાતમાં ઘટતો ફેરફાર થાય તો તે અમેરીકનોને તથા યુરોપીયનોને અવશ્ય પસંદ પડે. આ વાતો જાઇને તેણે સેંકડો અને હજારો ડીઝાઇનો ભેગી કીધી. તે ભેગી કરવા ટર્કી વગેરે સ્થળોએ પણ ભટકયા. ડીઝાઇનો નકશાઓ વગેરે ભેગા કરવાના આશરે ચાળીસ હજાર રૂપીયાનો ખર્ચ કીધો ! હીંદીઓ આવું સાહસ કરશે ? અને તે પણ માથે લાખોની ખોટનો તાજો ભાર હોવા છતાં ! આ દેશમાં પાછા ફરીને નવા નમૂનાં પ્રમાણે ઉનના ગાલીચાઓ બનાવરાવવામાં મી. ટેલરીએ પોતાનું લક્ષ એકત્રિત કીધું. ગાલીચાઓના કારખાનાવાળાઓને પોતે ડીઝાઇન તેમજ 'એડવાન્સ' નાણાં આપ્યાં. અત્યાર સુધી ગાલીચાનાં કારખાનાં માઠી દશામાં હતાં પણ આ નવી સહાયતાથી તેમાં નવું રંક્ત અને નવું માંસ જાણે આવ્યું. શ્રીનગર ( કાશ્મીર ), અમૃતસર, અમદાવાદ, મીર્ઝાપુર આદિ સ્થળે ટેલરી કંપની માટેજ ગાલીચા બનાવવા નવાં કારખાનાં સ્થપાયાં. જાત એટલી સુધરી ગઇ કે યુરોપ અને ખાસ કરીને અમેરીકામાં હીંદી ગાલીચા ઉંચા ઇરાની ગાલીચા સામે હરીફાઇની બાથ ભીડવા સમર્થ થાય. ટેલરી કં. બનાવી શકે તે કરતાં વધુ માંગ આવી પડી. લાખો રૂપીયાનો માલ દર વર્ષે જતો થઇ ગયો. પણ, મી. ટેલરીએ પુરૂષાર્થ કીધો અને ફલ બીજા યુરોપીયનો તથા દેશીઓ ખાઇ ગયા ! તેમના ગાલીચાની ડીઝાઇનની નકલ કરીને તેઓ પણ તેવા સુધારા કરવા લાગ્યા. જે શાળો પર અત્યાર સુધી પંજાબ અને કાશ્મીર જે ગાલીચાના ઉદ્યોગનાં કેંદ્ર છે તે તથા બીજે સ્થળે થોડીજ શાળો હતી ત્યાં ૨-૪ વર્ષમાં હજારો થઇ, થઇ ગઈ અને જે ચલાવવાથી થોડા સો કારીગરોનુંજ પોષણ થતું તેને સ્ટે હવે હજારોનું થવા માંડ્યું ? ચાંદીના ત્રાંબાપીત્તળનાં તથા લાકડાંનાં દેશી કારીગારીનાં પાત્રોના નવા નમૂનાઓ મી. ટેલરીએ દાખલ કર્યા હતા તેની પણ એજ સ્થિતિ થઈ. બીજાઓએ અને મુખ્ય કરી મુસલમાનીઓએ તરત તેનું અનુકરણ કીધું—એમાંજ આપણા દેશીઓ અત્યાર સુધી અપૂર્વ છે. પરિણામ એ આવ્યું કે મી. ટેલરીના માલનો ખપત ઓછો થઇ ગયો, કારણ કે દેશીઓ હરીફ થયા અને ભાગ પડાવ્યો એટલુંજ નહીં પણ તેઓને ટેલરી કં.થી સસ્તે વેચવું પરવડતું. આથી હીંદની શાખાઓમાં વેચાણ ધીમે ધીમે ઓછું થતું ગયું. પરંતુ તેથી કાંઇ મી. ટેલરી નિરાશ થાય એમ નહોતું.

• મી. ટેલરીએ ચીકાગોના પ્રદર્શનમાંથી પાછા ફરતાં ન્યુ યૉર્ક તેમજ લંડનમાં પોતાની શાખાઓ સ્થાપી હતી. ત્યાંજ બારોબાર માલ ( ખાસ કરીને ગાલીચા ) નીકાસ કરવા ઉપર લક્ષ આપ્યું. તે સાથ મુંબઇમાં તેમણે ૧૮૯૪ માં હેડ ઑફીસ સ્થાપી. તેને આગલે વર્ષે હેર્નબી રોડ પર એલીસ બીલ્ડીંગ્સમાં શો-રૂમ પણ કાઢયો હતો. નીકાસનું કામ સારૂં ચાલતું હતું, અને પૈસાની તંગી જો ન હતે તો તેથી

પણ સારું ચાલતે. પરંતુ ચીકાગો પ્રદર્શનની ખોટ ધંટીની પેઠે તેની કેડે વળગી હતી. તે પર વ્યાજ વધતાં વધુ અને વધુ ભારે થયું, અને અંતે તેને લાહમાં ડુબાડી દીધો. પણ છેલ્લી ઘડી સુધી તેને કોઈની પાઈ પણ ખાઈ જવાની દાનત નહોતી. દેવામાંથી અંતે ઉગરવાની તેને અંતપર્યંત આશા હતી. દેશી વેપારીઓને તેના ઉપર એટલો વિશ્વાસ હતો કે, લાહ લેવા પછી પણ ફરીથી વેપાર કરતાં; તે વેપારીઓની મોટી રકમો લાહથી ડુબેલી હોવા છતાં, તેઓ મી. ટેલરીને પાછા ઉધાર માલ આપતા. મી. ટેલરી ઑસ્ટ્રિયાથી આવ્યા, જુવાનથી વૃદ્ધ થયા, પરંતુ તે દરમ્યાન તહેવાર શું, વિશ્રાંતિ શું, અને રવિવાર શું તે પણ બીજગર જાણ્યું નથી. રોજ દશ કલાક કામ કરવું તે તો તેને મન રમતજ હતી. તેની યોજનાઓ તે ઉપાડી અને પહોંચી શકે તે કરતાં મોટી અને ખર્ચાળ હતી. તેમજ જોઇએ તેવા સારા માણસો હમેશ મળતા નહોતા. અયોગ્ય માણસો પર વિશ્વાસ લાવી, ગુંજસથી વધુ પગાર આપવાનો તેનામાં દોષ હતો. આથીજ આવકના પ્રમાણમાં ખર્ચ વધી પડયો અને ચીકાગોની ખોટ પુરવા તે અસમર્થ થયો. પરંતુ તેણે આ દેશને-પરમાર્થબુદ્ધિથી કહો કે સ્વાર્થબુદ્ધિથી કહો-અન્યોના અર્થરહિત પરમાર્થ કરતાં તો મી. ટેલરીનો સાર્થક સ્વાર્થ હમે વધારે ઉપકારક અને દેશહિતકારી સમજીએ છીએ-અગણ્ય લાભ કીધો છે. પ્રાચીન કારીગીરીમાં જોઈતું ખૂટતું પાશ્ચાત્ય તત્વ દાખલ કરીને પશ્ચિમમાં તેનો પ્રચાર કરવાનું માનજ તેને ઘટતું નથી. દેશની ડુબતી કારીગીરીને તેણે તરાવી એટલુંજ નહીં પણ લાખોની રોજીનાં કારણભૂત તે થયો. ગાલીચા તથા અન્ય દેશી કારીગીરીની ચીજોનાં મોટાં શોપમેંટો હવે વીલાયત તથા અમેરીકા ચઢે છે તેનું આદિ માન તો નિશ્ચંક મી. ટેલરીને ઘટે છે.

પતીયાળા તથા ઢોલપુરના મરહુમ રાજાઓના મી. ટેલરી મિત્ર થતા હતા. તેઓ તરફની તેમને સહાયતા હતી, એટલુંજ નહીં પણ એ રાજ્યો માટે પરદેશનો તથા બીજો માલ મંગાવી આપવાની એજંસી મોટે ભાગે મી. ટેલરી પાસેજ હતી. એ રાજાઓ પાસે, ખાસ કરીને ઢોલપુરના જાટ જાતિના " મહારાજ રાણા " પાસેથી રૂપીયા વસુલ કરવાને ઢોલપુરમાં બબ્બે ત્રણ મહીના મી. ટેલરીને પડી રહેવું પડતું. આથી તેના નિયમિત કામને હાનિ થતી. એમનાં આત્મઘાતનું કારણ પણ રાજા તરફથી મળેલી નિરાશા થઇ પડયું છે. એ કરુણારસિક બનાવ માટે આપણને ખેદજ પામવાનું છે. પણ મી. ટેલરી તો પોતાનું કામ કયારનું કરી પરવાર્યો હતો. હીંદીઓએ તેના નામનું સાભાર લાગણીથીજ સ્મરણ કરવાનું છે.

એક જાણકાર.

---

## કેટલાક અદ્‌ભુત, તથા નવલવિશેષ સમાચારો ( સટિક ).

'ઇંગ્લંડના કેટલાક વિચિત્ર ધંધાઓ:—ત્યાંનું એક પ્રસિદ્ધ સાપ્તાહિક વર્ણવે છે. ( ૧ ) ખ્રીસ્તીઓનો રવિ તેવો યાહુદીઓનો શનિવાર. તે દિન તેમને મન ગ્રહણ સમાન છે. કશાં સંસારી રોજનાં કામને તેમનાથી હાથ પણ છેક શુક્રની સંધ્યાથી તે શનિની સંધ્યા સુધી અડાડાય નહીં ! પણ દીવો તથા ચુલો તો પેટાવવોજ જોઇએ. ઇંગ્લંડમાં જે લત્તામાં તેમની ગીચ વસ્તી છે ત્યાં શુક્ર, શનિવારે દીવો કરવા તથા સગડી સળગાવી આપવાનો કુંટીબંધ આદમીઓ નિયમિત ધંધો કરે છે ! ( ૨ ) આ દેશના ધ્હારેસાઓ ધુળમાંથી સોનાં રૂપાંની રજકણો એ ધૂળ ધોઇને શોધી કાઢવાનો જેવો વિચિત્ર હુનરમંદ ધંધો કરે છે તેના જેવોજ કેટલાક વિલાયતમાં કરે છે. ભીખારીઓ તથા બદમાશોની સોબતમાં રહીને તેમની રીતિનીતિનો અભ્યાસ કરી તે સંબંધી ગ્રંથો લખવા માટે પ્રસિધ્ધ થયલો ગ્રંથકાર મી. એ. એ. ડેવીઝ

" ટ્રમ્પ ટ્રાવેલર " નામના નવા ગ્રંથમાં કહે છે કે મને તેવા એક સાથે પીછાન થઇ હતી. તેણે મને પોતાને ત્યાં લઇ જઇ આશરે ૧૦૦ પાઉંડની કીમ્મતની નાની નાની ફાઉન્ટન-પેન આદિ ચીજો બતાવી. તે રસ્તામાં નીચી મુંડી ઘાલીને જતો, અને બીજાને નજર ન પડે તો પણ કાંઇ રસ્તામાં પડી ગયું હોય તો તેની જરૂર પડતી. આમ તેને રોજ કાંઇ ને કાંઇ મળતું. બેંક —હોલીડેને દિને ફરવાહરવાની જગ્યાએ એ હુન્નરમંદ ધંધાવાળો તે પર્વને બીજે દિને સવારના પહોરમાં જતો અને 'જરૂર બેદરકાર ફરવા આવનારાંઓએ ખોયલી થોડી ચીજો તેમને મળી આવતી ! આથી ઘણા જણા એ દેશમાં પોતાનો નિર્વાહ કરે છે.

**એક કંજુસની સખાવત અને તેનાં જીવનની કહાણી**—ઓસ્ટ્રીયાથી આવી છે. વીએનામાં ૮૭ વર્ષની વયે હાલમાં મરણ પામેલા જોસફ સ્પીટઝબર્જરને સહસ્ર નમસ્કાર ! મીલમાં તે છોકરા વયમાં કારકુન તરીકે રહેલો અને તેનો પગાર વધતાં વધતાં વર્ષે પા. ૫૦૦ સુધી થયો હતો. તે એવો અજબ–આદર્શ—કુંસો, મવાલી હતો કે તેને કાંઇ લગભગ કાંઇ ખર્ચજ થતો નહીં. તેથી પગાર બચાવતાં અને તે ચક્રવૃદ્ધિ વ્યાજથી વધતાં વધતાં મરી ગયો ત્યારે તેની પાસે રોકડા પંદર લાખ રૂપીઆ થયા હતા. તે રકમ તે બાળકોની હોસ્પીટલ સ્થાપવા આપી ગયો છે, એજ આનંદ અને દીલાસાની વાત છે. હાલમાં તો કોઇ ઋષિ પણ એના જેટલે ઓછે ખર્ચે રહી શકે એમ નથી. સુકામાં સુકી રોટી તે ખાતો. તેનો ખર્ચ તેને રોજ ૨ આના આવતો. વખતે સડેલાં ઇંડાં કે સસ્તી મોસમમાં કોહી જતાં ફળ ખાતો. રાતે દીવો સળગાવે તો દાદાના કસમ. ચ્હા પીતો પણ એનાં એ ચ્હાનાં પાતરાં, તે પર રંગ દેખાય ત્યાં સુધી અનેકવાર ઉકાળીને ચલાવતો ! કપડાં પોતાનાં સંબંધીઓનાં જૂનાં ઉતરેલાં પહેરતો, અને તેઓ તેને કદાચ દયા ખાઇ નવાં આપતા તો તરત વેચી નાંખીને સસ્તાં જૂનાં લેતો ! છાપું વાંચવાનો શોખ ખરો પણ તે છાપાની ઓફીસની બારીમાં છાપાં ચોટાડયાં હોય છે. ત્યાં જઇને વાંચતો. જીંદગીમાં તે કદિ રીફ્રેશમેંટ—રૂમમાં ગયો નહોતો તો નાટકશાળામાં શું જતો હતો? કદિ ટ્રામમાં પણ ન જતો. રેલ્વેમાંકું બેસે તેથી વીએનાની બ્હાર પણ હાલ્યો નથી ! તે ચાર શીલીંગના માસિક ભાડામાં ઓરડીના એક ખુણામાં રહેતો. વીએના બહુ મોંઘું શહેર હોવા છતાં તેનો વાર્ષિક ખર્ચ માત્ર ૮ પાઉંડ હતો. પરણે તો તો રાંડને, ખવાડવું પડે તેથી પરણ્યો જ નહોતો. તેનાં બ્રહ્મચર્ય વિષે શક લઇ જવાને કશું કારણ નથી. બીજા પણ સદ્દગુણો હતા પણ તે કંજુસાઇનેજ પ્રતાપે. દારૂ અને માંસને હાથ નહોતો અરાડયો. અને તંબાકુ પણ કદિ નહોતો પીતો. તેથીજ તે દીર્ઘાયુષી થયલો હોવો જોઇએ. મવાલીપણાના પણ આ પ્રમાણે સ્વ તેમજ દેશને અનેક લાભ છે. કંજુસો, અવશ્ય દેશની દોલત ( Asset ) છે, જ્યારે ફટં દેવાળીઆઓ દેશનું દેવું છે. ઉડાઉ કરતાં દેશહિત દૃષ્ટિથી કંજુસ સારા. તેની દોલતનો લાભ દેશને મળવાથી તેમજ તેઓ અનિવાર્ય રીતે અને અવ્યસની હોવાથી, તેઓ જરૂર સ્વર્ગે જતા હેવા જોઇએ !

**ઇંગ્લંડના કોલસાવાળાની ગઈ હડતાલ**—થી ઇંગ્લંડને પંચોતેર કરોડ રૂપીઆનું વેપાર વગેરેનું નુકસાન થયલું ગણાય છે. વર્તમાન પત્રોને જાહેર ખબર પુરી પાડવાના એકજ એજંટે હડતાલની શરૂઆતમાં એક લાખ પાઉંડની જાહેર ખબરોના ઓર્ડરો રદ કીધા હતા. લંડનના ટાઇમ્સ પત્રને દર મહીને ફકત જાહેર ખબરની લગભગ લાખો રૂપીઆની પ્રાપ્તિ

થાય છે તેને પણ હડતાલથી હાનિ થઇ હશે. હડતાલમાં અંગ્રેજ પ્રજાનું ધૈર્ય તથા હડતાળીયાની શાંતિ, રાજદ્વારીઓનો શ્રમ તથા પાર્લામેંટની સબુરી, એ સઘળા સદ્‌ગુણો જગતને પ્રકાશિત થયા હતા અને તેની જે છાપ પડી હતી તે માટે પોણો અબજ રૂપીયાની કીમ્મત બહુ વધારે નથી!

**આગ લગાડનારી સીન્ડીકેટ ( મંડળી )**—ન્યુયોર્ક શહેરમાં મિરણુસરની એક સીન્ડીકેટ સ્થાપન થઇ છે! તેને જો ૫૦ પાઉંડ આપવામાં આવે તો તે કોઇ મકાનમાં આગ લગાડે છે ! એવી ચોંકાવનારી ખબર એક મુકરદમાની તપાસમાં બહાર આવી છે. જજે ટીકા કરતાં જણાવ્યું હતું કે પુરા થયેલા સાલ દરમ્યાન ન્યુયોર્ક શહેરમાં ૧૭૦૦૦ આગ લાગી હતી તેમાં મોટી સંખ્યાની આગ જાણી બુજીને લગાડવામાં આવી હતી. આ અદાલત નોંધ લઇ શકતી નથી તોપણ તે બરોબર જાણે છે કે ન્યુયોર્કમાં એક એવી સીન્ડીકેટ છે કે જેને ૫૦ પાઉંડ મળતાં કોઇના પણ કબાસર જ્યાં જોઇએ ત્યાં આગ લગાડી આપે છે. અમેરીકામાં જે ન થાય તે ઓછું !

**કોલમ્બસની મુસાફરીનું અદ્‌ભુત ફીલ્મ**—સીનેમેટોગ્રાફની ફીલ્મોમાં કેટલીકની કીમત બહુ ભારે હોય છે. કોલમ્બસે અમેરિકાની શોધ કીધી તેને લગતા દેખાવોનું ફીલ્મ તૈયાર કરતાં ફીલ્મ બનાવનારાઓને ૬ હજાર પાઉંડનો ખર્ચ થયો છે. આ સારૂ કોલમ્બસનાં વખતનાં ઘણાં ખરાં વહાણોને ખાસ અમેરીકા મોકલવામાં આવ્યાં હતાં, અને કોલમ્બસ જે સ્થળે ગયો હતો ત્યાં તે લઇ જવામાં આવીને તેની ચાલની છબી ફીલ્મમાં ઉતારી લેવામાં આવી હતી. એ સારૂ વહાણમાં ૩૫૦ નાટકકારો કોલમ્બસના ખલાસી સાથી વગેરે થયા હતા. શોધ કરીને કોલમ્બસ પાછો આવે છે ત્યારે સ્પેનનો મુખ્ય ધર્માધ્યક્ષ તેને મીજબાની આપે છે. એક અદેખો દરબારી કોલમ્બસને ત્યાં પૂછે છે કે શું બીજો પણ અમેરીકાની શોધ નહીં કરી શકયો હતે? કોલમ્બસ તેના જવાબમાં એક ઇંડું પેલાને આપીને કહે છે કે તેને છેડા પર ઉભું રાખો. તે ગોળ ઇંડું તે ઉભું રહે જ કેમ? કોલમ્બસે તેને એક ફટકાથી ચપટું કીધું અને પછી ખુશીથી તે ઇંડું છેડાપર ઉભું રહ્યું; કોલમ્બસે ટીકા કીધી કે આવીજ રીતે રસ્તો બતાવ્યા પછી કોઇ પણ કરે. ખુબી રસ્તો સુઝવાની છે. આ પ્રખ્યાત ઐતિહાસિક પ્રસંગનું પણ ફીલ્મમાં આબાદ અવતરણ કીધું છે. ફીલ્મ માટે અનેક મોટી મુસાફરીઓ કરવી પડી હતી અને એકંદર, ફીલ્મને તૈયાર થતાં ૩ વર્ષ લાગ્યાં હતાં.

**લક્ષાધિપતિ કુતરો**—હંગેરીના મર્હુમ નાણાં ખાતાંના અમલદારની વિધવા મેડમ બેલાએ પોતાના વીલમાં ટ્રસ્ટીઓને ફરમાવી ગઇ છે કે " મારૂં ઘરબાર હું જીવતી હોઉં તેમજ ચલાવવું. મારૂં ઘરબાર, રોકડા ૧૦,૦૦૦ પાઉંડ, ગાડીઘોડા સઘળાંનો હું મારા વ્હાલા, મારા ખોળામાં બેસતા કુતરાને વારસ ઠરાવું છું. તેની અત્યંત સંભાળ રાખવી, તેને ગાદી તકીએ તેને બેસાડવો તેમજ ગાડીઘોડે ફેરવવો. એ કુતરાને જીવતા સુધી તે વિચિત્ર બાઇએ બહુજ સંભાળથી રાખ્યો હતો. તેનો કોલર સોનાનો હતો. અને ખાતો હતો રૂપાનાં વાસણોમાંથી. સર્વોત્તમ મોંઘી ચીજોજ તેને તેની શેઠાણી ખવાડતી. પુત્ર કે ધણીની પણ જેટલી સેવા નહીં કરવામાં આવતી તેથી વધુ ફીદાગીરી આ ચોપગા પ્રાણિ ઉપર હતી. બાઇએ વીલમાં સગાંવ્હાલાંને કમડી

પરખાતી નથી તેથી વીલ ખોટું ઠરાવવા તેઓ કોર્ટે ચઢયાં છે. કુતરાં તરફથી ટ્રસ્ટીઓ પ્રતિવાદી થશે ! યુરોપમાં મેજ્ન ફાટેલી સ્ત્રીઓના પણ કાંઇ તોટા નથી !

**ઇંગ્લાંડમાં ચાલતી એક વિચિત્ર ઠગાઇ**—ઇંગ્લંડમાં એક કાયદાનું નામ "રોટલી (બ્રેડ) કાયદો" (નં. ૪) છે ! તે કાયદા પ્રમાણે રોટી વેચનારાઓએ તે ગણીને નહીં પણ તોળીનેજ વેચવી જોઇએ (કે જેથી લોકો ઓછા ઠગાય); જે તોળવા ના પાડે તેને ૫ પાઉંડનો અને વગર તોળે વેચે તેને બે પાઉંડનો દંડ છે. તે કાયદા છતાં, તેના અમલમાં ઠગાઇ થાય છેજ. અમુક વજનની કહેવાતી રોટી કે પાંઉ ભઠીયારાઓ તૈયાર રાખે છે ને તે ગણીનેજ (તોલનું માત્ર હીસાબ કરીને) વેચે છે. પણ કહેવાતાં વજનથી ખરૂં વજન કાંઇક ઓછુંજ હોય છે. સરકારી તપાસ કરતાં જણાયું છે કે દર ૧૦૦ વેચાતા પાંઉમાં ૫૭ માં ઓછું વજન હોય છે અને તે રીતે ફક્ત લંડનમાં આ ઓછા વજનની ઠગાઇથી ભઠીયારાઓ દર વરસે પોણો કરોડ રૂપીયા ઠગે છે !

**ન્યુ યોર્કના શિક્ષકો**—ને સરકાર તરફથી તેઓ કઇ નાટકશાળામાં જાય છે, કયાં પુસ્તક વાંચે છે, અને ફુર્સદનો વખત કેમ ગાળે છે તે પૂછાવવામાં આવ્યું છે. તેના જવાબ ઉપર તેમના પગાર વધવાનો આધાર છે. આ વાજબી તપાસ છે પણ ખરા જવાબ આપે ત્યારે !

**પેરીસના લુલા લંગડા ભીખારીઓનું એસોસીએશન**—સ્થપાયું છે. પેરીસમાં ચોરી છીનાળી સાથે સખાવત પણ તેવાજ પાયા ઉપર છે. જૂના લૂલા લંગડા ભીખારીઓએ ત્યાં પોતાનું એક એસોસીએશન સ્થાપ્યું છે ! ત્યાં શું વ્યવસ્થાપૂર્વક નથી થતું ? તેનો હેતુ એ છે કે કેટલાક બહારના ભીખારીઓ આવીને લૂલા લંગડા હોવાનો ઢોંગ કરીને, જૂના ખરા લૂલા લંગડાની રોઝી પચાવી પડે છે. તેથી બહુ અન્યાય થાય છે. આ ભીખારીઓનાં એસોસીએશનના વડાએ ફ્રાંસના પ્રજાસત્તાક રાજના જાહેર બાંધકામ ખાતાના પ્રધાન મોસ્યુ બુર્ગોઇની મુલાકાત પણ લીધી હતી અને તે રાજ્ય પ્રધાને, ભીખારીઓના પ્રધાનને (બન્ને પ્રધાન !) એવી કબુલાત આપી છે કે જે ખરા ભીખારીઓ હશે તેની સરકારના વૈદ્યક ખાતા તરફથી વૈદ્યક તપાસ લીધા પછી તેમને સર્ટીફીકેટ આપવામાં આવશે. આ એસોસીએશનનો એવો મત છે કે, તેની સ્થાપનાથી જૂઠા બનાવટી લૂલા લંગડાઓની હરામખોરીથી તેમના આબરૂદાર ધંધાને ધક્કો પહોંચતો અટકશે ! પેરીસના ભીખારીઓ દુન્યામાં સૌથી તવંગર છે. તેઓ એક છાપું પણ કાઢે છે !

**રેલ્વેમાં ચુંબનાલય !**—ન્યુ યોર્કની સેંટ્રલ રેલ્વે કં. પૃથ્વીનું સૌથી મહાન્ ટર્મીનસ (છેલ્લું, મુખ્ય સ્ટેશન) બાંધે છે. રેલ્વે ઉપડતાં સુધી વિદાય કરવા આવેલા પરસ્પર હેત દર્શાવવા ચુંબન લેવાથી અન્યોને પીડા સમાન થઇ પડે છે. તંબાકુના ભક્તો માટે સ્મોકીંગ રૂમ કીધા છે તેમ અલાહેદી જગ્યાએ ચુંબન કરવા માટે આ નવાં સ્ટેશન પર ખાસ ગેલરી બનાવવામાં આવી છે. આથી ચુંબનને ઉત્તેજન મળશે કે નિરૂત્તેજન ? સ્ટેશન પ્લેટફોર્મ પર ચકારનો ધ્વનિ શમશે એજ એક મોટો લાભ છે.

**તંબાકુની રોપણી**—જ્યારે ત્રણેક સૈકાં ઉપર તંબાકુનું નામ પણ કોઇ જાણતું નહોતું ત્યારે હાલમાં પૃથ્વી પર એકંદરે સાઠ લાખ એકર જમીનમાં તંબાકુની રોપણી થાય છે !

**બટાટા**—દુનિયામાં જો ફક્ત એકજ બટાટું હોય તો હુશીયાર ખેડુત દશ વર્ષમાં તેનાથી દશ અબ્બજ બટાટાં તૈયાર કરી શકે અને આખી દુનિયાને તેનાં બી પાણાં આપી શકે !

**ધનાઢ્ય ભીખારી નં. ૩**—સ્થાનિક બે શ્રીમંત ભીખારીની કહાણી હમે કહી ગયા છીએ. આ જર્મનીની ત્રીજી કેટલાક દિવસ પૂર્વે પકડાયલા બર્લીનનાં એક ભીખારીની છે. તેને એક પોલીસે પકડયો. તેની ઝડતી લેતાં તેની પાસેથી ૪૮૦૦૦ રૂપિયાની મીલકત નીકળી ! આ પૈસા કેવળ તેણે ભિક્ષાવૃત્તિથી પેદા કર્યાં હતા એમ તેણે કહ્યું. સંપત્તિ મળે તોયે તેના ઉપભોગ કરવાનું ભાગ્ય જોઈએ.

**માથા કરતાં મોટી પાઘડી**—વિલાયતમાં કરાર તોડવા સારૂ નુકસાનીનો એક દાવો માંડયો હતો. આમાં પ્રતિવાદી એક ઈજીનીયરની પેઢી હતી. દાવાની સુનાવણી ૫૫ દિવસ ચાલી હતી. દાવો ચલાવતાં બેઉ પક્ષને ૩ લાખ રૂપિયા ખર્ચ થયો—વકીલોની ફી રૂ. ૧૦૫૦૦૦; સોલીસીટર, સાક્ષી અને બીજો ખર્ચ રૂ. ૧૭૨૫૦૦; સાક્ષીની જબાની વગેરે નોંધી લેવા સારૂ અને કાગળ પત્રની નકલોના મળીને રૂ. ૨૧૦૦૦. પણ બધાને ભોગે દાવો માત્ર રૂ. ૫૩૦૨૫ નો ! ન્યાય મેળવવાની હોંસમાં અથવા કહો કે હઠમાં પક્ષકારનાં ઘરબાર જાય તોયે તેની તેને પરવા હોતી નથી.

**સર્પદંશવાળી ગાય**—ના દુધમાં દંશ કરેલા સર્પની આકૃતિ દેખાય છે એમ ડિવોનશાયરના કેટલાક ઈંગ્રેજ ગ્રહસ્થોએ પોતાના અનુભવ પરથી પ્રસિદ્ધ કર્યું છે.

**મુગાં માણસોને બોલતાં કરવાની શાળાઓની સંખ્યા**—અમેરિકામાં ૨૨૫ છે. ઈંગ્લંડમાં ૫૦, ફ્રાન્સમાં ૬૦, જર્મનીમાં ७०, જાપાનમાં ૧૯ અને હિંદુસ્તાનમાં હાલમાં ૮ શાળાઓ સ્થાપન કરવામાં આવી છે.

**અમેરીકન ભોળાઓને બેવકુફ બનાવવાનું અદ્દભુત પરાક્રમ**—હીંદુસ્તાનજ ભોળાઓનું સંગ્રહસ્થાન નથી. અમેરીકાનો પણ તેમાં હીસ્સો છે. ન્યુ યોર્ક સ્ટેટના કાર્ડીફ નગરમાં ૧૮૬૯ ની તા. ૧૬ મી અકટોબરે નેવેલ નામના એક મહાત્માએ જાહેર કીધું કે, ત્યાં કુવો ખોદતાં એક અતિ પ્રાચીન કાળની કોઈ રાક્ષસભાયાતનું સુરક્ષિત આખેહુબ શરીર તેને હાથ લાગ્યું છે. તે "રાક્ષસ" નું વજન ત્રણ હજાર રતલ હતું, અને સાધારણ માણસના શરીરથી બહુજ મોટું હતું. આ સમાચારથી પ્રજામાં ખળભળાટ મચી ગયો. હજારો અને લાખો લોકો તે જોવા ગયા. ટીકીટનો ભાવ બે આના રાખ્યો હતો. તે શહેરે શહેર જઈને તેનું પ્રદર્શન કરવા લાગ્યો અને હજારો પાઉંડ રળી ખાધા. પહેલાજ અઠવાડીયામાં રૂ. ૨૧૦૦૦ તેને મળ્યા. લંડનના પ્રખ્યાત સંગ્રહકર્તા ખેલાડી બાર્નુમે તે "રાક્ષસ" ના બાર હજાર પાઉંડ રોકડા આપવા ઓફર કરી તે સ્વીકારવા નેવેલે ના પાડી. આખરે ભોપાળું ફુટયું. એ "રાક્ષસ" તો પત્થરનો હતો ! તે પુતળું એક ઇટેલીયન શિલ્પીએ આયોવાના શુન ગામમાં બેઠાં બેઠાં બનાવ્યું હતું. ત્યાંથી તે છુપી રીતે નેવેલના ખેતર તરફ અમેરીકા મોકલવામાં આવ્યું અને તે રાતના જમીનમાં દાટવામાં આવ્યું. અને પછી તે ખોદતાં જડયું ! હીંદુસ્તાનમાં મૂર્તિ અમુક ઠેકાણે દટાઇ હોવાનાં સ્વપ્નાં ભકતોને આવે છે ને પછી ખોદકામ કરતાં મૂર્તિ ખરે નીકળે છે તે આમજ નીકળતી હશે !

**વર કન્યા માટેની વિચિત્ર જાહેરખબરો**—વીલાયતમાં વર કન્યા માટે જાહેર ખ-

ખર આપવી એ સાધારણ છે. તેમાંના કેટલાક નમૂનાઓ નીચે પ્રમાણે છેઃ—૧–એક વિધુર વાનપ્રસ્થ બાનુ સાથે પત્ર વહેવાર ચલાવવા માગે છે. ( પછી પરણવા સારૂ ) તે સ્ત્રી આશરે ૪૦ વર્ષની તથા ધનહીન હોવી જોઇએ. ૧ પગવાળી વધુ પસંદ કરવામાં આવશે ! ૨–એક એકાંત વાસી કુમારો બહુજ લાંબો હતો. તેને પણ લાંબીજ વહુ જોઈતી હતી. તેને ન્યુ યોર્કના એક છાપામાં છપાયું કે–૧ સ્ત્રી જોઇએ છીએ. તે કાંઇ યુવતી ધનાઢય કે સ્વરૂપવતી હોવી જરૂર નથી. પણ ઓછામાં ઓછી ૬ ફુટ ૭ ઇંચ લાંબી હોવી જોઇએ. ૩–પેન્શીલ્વાનીયામાં આવેલા વેસીંગટન નગરમાં રહેતી એક શ્રીમંત વિધવા રહેતી હતી. રસ્તામાં તેણે એક દહાડો એક ભીખારીને ગાતો જતાં જોયો. તેનો રાગ સુંદર હતો, તેથી તેને સાંભળતાંજ તે મોહિત થઇ. બીજી વાર મળતાં તેને તે સ્ત્રીએ પરણવાની ઇચ્છા દર્શાવી અને બાદ તરત લગ્ન થયું. ૪–લંડનમાં થોડા વખત ઉપર માત્ર ૩૪ ઇંચ ઉંચો એક વહેંતીઓ આવ્યો હતો. તે વખતે સાધારણ ઉંચાઇની અનેક સ્ત્રીઓ તેના વહેંતીયા સ્વરૂપથી મોહિત થઇને અનેક તેની સાથે લગ્ન કરવાની માંગણી કરી હતી. ગ્લાસગોમાં તો તેને પરણવાની માંગણીના પત્રો મળ્યા હતા. પણ તે વહેંતીયાની પોતાની પ્યારી કરૂણારસિક કહાણી હતી. વિચિત્ર વસ્તુઓનાં લંડનના બર્નમવાળા સંગ્રહ શાળામાંની એક જાડી સ્ત્રી જોડે તે પ્યારમાં પડયો હતો, પણ તેની માંગણી તે સ્ત્રીએ ન સ્વીકારવાથી તે પછી કોઇ જોડે પરણવા માંગતો ન હતો ! લગ્નની છુટના દેશોમાં લગ્નની પસંદગીના આવા અકસ્માતો બને છે !

## સુધારણાનાં શિખર પરથી !

### ( એક દુઃખી સાંસારિક વાર્તા. )

વિદ્યાર્થી દશામાં માતૃભાષાનું જ્ઞાન પૂર્ણ થતાં અને ઇંગ્રેજીમાં પ્રવેશ કરતાં સુધી હિંદી વિદ્યાર્થીઓની માનસીક સ્થિતિમાં કંઇ ઝાઝો ફેરફાર થતો નથી, પરંતુ સ્કૂલમાંથી મેટ્રીક પાસ થઇ, કાલેજમાં જઇ, યુનીવર્સીટીની એકાએક ઉપાધિ મળતાંજ તેમાં ઘણો ફેરફાર થઇ જાય છે. સાંસારિક અને ધાર્મિક બાબતો સંબંધી તો એજ દશામાં તેમને કંઇક, અંધશ્રદ્ધાથી દૂર રહી, વિચાર કરવાનું મન થાય છે. જૂના વિચારોનું પરિવર્તન અત્રેજ થાય છે. પછી તે વધુ શિક્ષણને કારણે કહો કે પાશ્ચાત્ય શિક્ષણને કારણે કહો. આપણે બેઉને થોડો થોડો લાભ આપીશું, કે જેથી કોઇને અન્યાય ન થાય અને થોડાક અપવાદો સિવાય એ નિયમ સાર્વજનિક લેખાય.

યુનિવર્સીટીની એકાદી ડીગ્રી મેળવ્યા પછી, વિચારો બદલાવાને લીધે, હંમેશનાં બંધનોમાંથી સમવયસ્ક સોબતીઓ જુદી જુદી દિશામાં ફંટાય છે. હંમેશની આડ છૂટી થઈ જુદા જુદા વિચારના નવીન સોબતીયો સાથે મૈત્રી થાય છે, અને પારસી, ક્રીશ્રીયન, મુસલમાન, વગેરે ભિન્ન ધર્મીય સહાધ્યાયીઓના સહવાસથી અને સંભાષણથી પૂર્વના એકદેશીય વિચારોનો પ્રવાહ બદલાય છે; પરંતુ આ પ્રગલ્ભ અને વિકસિત વિચાર બધાનાજ મનમાં કાયમને માટે રહે છે તેવું

કંઈ નથી. કૉલેજ છૂટયા બાદ સંસારની ધુંસરીમાં જોડાતાં નિત્ય વ્યવહારમાં પાછો "કૂપમંડૂક" વૃત્તિનોજ સ્વીકાર ઘણાકો તરફથી કરવામાં આવે છે ! એટલુંજ નહિ પણ કેટલાક તો એવા લીસડા બેશરમ બની ગયા હોય છે કે પદ્દી લેતી વખતે જાણે યુનિવર્સીટીનું બધું તત્વજ્ઞાન તેને પાછું ન આપી દીધું હોય ! અને પોતાના તે વખતના ઉદાર વિચારો વીંટી મુકયા હોય તેમ કૉલેજમાં પોતાના સહાધ્યાયીઓ સમક્ષ પ્રગટ કરેલા વિચારો પોતાનીજ કૃતિથી ખોટા કરવવામાં ભૂષણ ગણે છે !

પરંતુ આપણી વાર્તાના નાયક રમણીકલાલ તેવા નહોતા. પિતાનો અકાલ દેહાંત, અને ત્યાર બાદ અંથિજ્વરના ભયંકર રોગથી માતાનાં મૃત્યુથી સર્વ માતૃગૃહની પૂર્ણાહુતિ થયાથી માબાના માણસોનો પૂર્ણ અભાવ, ધૂર્ત અને સ્વાર્થી પિત્રાઇઓએ વડિલોપાર્જીત મિલકત સ્વાહા કરી બતાવેલી અમાનુષ નીચતા, અભ્યાસ ક્રમમાં પદે પદે આવનારાં વ્યત્યયો, ઇત્યાદિ દુર્ધર આપત્તિના ફેરામાં ફસાથી રમણીકલાલને નાનપણમાંથીજ પોતાની કાળજી પોતેજ લેવાની ફરજ પડી હતી. આટલી નાની ઉમ્મરમાંજ અનેક થપડ ખાધેલી હોવાથી એમને વિદ્યાર્થી દશામાંજ જગતનો સારો અનુભવ આવી ગયો હતો, અને તેથી એમના વિચાર અને મત ક્ષણે ક્ષણે બદલનારા ન હોઇ પુખ્ત થયા હતા.

રમણીકલાલનો જન્મ જે ન્યાતમાં થયો હતો તે ન્યાત ઘણીજ અશિક્ષિત હોઈ અનેક કારણે તેમાં તડ પડ્યાં હતાં.

આ સર્વ તડ એકઠાં કરી નિદાન સ્વજ્ઞાતિસેવા તો કરવીજ, અને સ્વજ્ઞાતિને તો સર્વાંગ સુંદર બનાવવીજ, એવી એમની પ્રબલ ઇચ્છા હતી અને તે પૂર્ણ કરવાની પોતાની ઇચ્છા એમણે પોતાના અનેક સહાધ્યાયીઓને કહી બતાવી હતી. એમના દૃઢ નિશ્ચયની અમને સર્વને ખાત્રી હતી. ગ્રંથકારોના મતો ( 'રેફરંસ' સાર ) જેમનાં તેમ પોતાનાં ભાષણમાં ઉતારી લઇ, કેવળ સુંદર શબ્દચિત્ર દોરી, લોકોની શાબાશી મેળવી, પોતે માત્ર કમળપત્ર જેવા રહેનારા જેવું એમનું આચરણ નહોતું. એમના આચાર અને વિચાર એકજ હતા. ભાષણ કે લેખમાં એક વિચાર, અને કૃતિમાં બીજા વિચાર, કે જે પોતાનાંજ ભાષણનાજ યા લેખના વિચારનું પૂર્ણ ખંડન કરતા હોય !-જણાવવાવાળા એ નહોતા. સમાજની સદ્ય સ્થિતિમાંની જરૂરીયાતો એમનાં અંતઃકરણમાં બરાબર ઠસી જવાથી અલ્પ સ્વલ્પ પ્રમાણમાં ભલેને થાય, પણ એક ખરા સુધારકને છાજતી નિર્ભય કર્તવ્યતત્પરતા રમણીકલાલમાં જોવા મળશે એવી આશાથી અમે અમારા મનમાં મલકાતાં હતાં. નાની સુની બાબતોમાં તેઓ વધુ ધ્યાન લેતા નહિ.

થોડાજ સમયમાં અમારી આશા ફલિભૂત થઇ. રમણીકલાલનો સ્નેહ એક વિદુષી કુમારી સાથે બંધાયો. શારદા રમણીકલાલ જેવીજ વિદ્યા વ્યાસંગી, સુધારણા પ્રિય, અને જરા હિમ્મતવાળી હોવાથી 'समानशीलव्यसनेषु सख्यं' એ ન્યાયે બંધાયેલો પરસ્પરનો સ્નેહ, આદર, અને ભક્તિથી એ બેઉનો પરિચય એટલો વધ્યો કે આટલી સાત્વિક અને શુદ્ધ સ્નેહ વૃત્તિ ઇતરત્ર ક્વચિતજ જણાય ! પરંતુ આ સુંદર દશ્ય, આટલી નિષ્કપટ અને નિઃસ્વાર્થ પ્રીતિ, આ પાપમય સંસારમાં હોવી પરમેશ્વરને ગમે નહીં તેથીજ કે શું, અમારા વિનોદને ઉભરો આવ્યો અને તે ધીમે ધીમે બ્હાર પડવા લાગ્યો. અમારામાંથીજ એકને કવિત્વસ્ફૂર્તિ થઇ આવી અને તેણે રમણીક શારદા કાવ્ય રચી રમણીકલાલને અર્પણ કર્યું !

કાવ્યમાં રમણીકલાલના સમાજ સુધારણા વિષયના ઉદ્ગાર અને શારદાના અનુપમ ગુણ અને જ્ઞાન, એ બેઉની માલા ગૂંથી રમણીકલાલને તે અર્પણ કરી હતી ! અરેરે ! અમારા આ વિનોદનું પરિણામ કેટલું શોચમય આવશે તેની જો અમને તે વખતે ખબર હોત તો અમે આ કાવ્યનો એક અક્ષર પણ ઉચ્ચાર્યો ન હોત પણ લાચાર, બુદ્ધિઃ કર્માનુસારિણી ! હસવાનું ખસવું થઇ ગયું !

*                    *                    *                    *                    *

પ્રચંડ મેઘગર્જના થતી હોય, વીજળી ચમકતી હોય, વરસાદ મુસલધાર વરસતો હોય, તોપણ મનુષ્ય ગાઢ નીંદ્રા લઇ શકે છે. તે ગર્જનાના ભીષણનાદથી તેને કાંઇજ ત્રાસ થતો નથી! પરંતુ જો કદાચ તેની પાસે એકાદી નાની માખી ઉડતી ઉડતી જતી હોય તો તેની પાંખોના થોડા અને અતિ ઝીણા ગણગણાટથી નિદ્રા ભંગ થાય છે અને તે જાગી ઉઠે છે !

આપણા રમણીકલાલનું પણ તેમજ થયું. પોતાના મનમાં પ્રેમની આટલી બધી વૃદ્ધિ થઇ છે એમ તેમના સ્વપ્નમાંયે નહોતું ! શારદાપરની તેમની પ્રીતિ એટલે કેવળ શુદ્ધ સાત્વિક પ્રેમ, એટલુંજ એ જાણતા અને માનતા. બીજી કાંઇ આડી અવળી કલ્પના એમના મનમાં અત્યાર સુધી આવીજ નહોતી. પરંતુ અમારાં કાવ્યનો પ્રભાવ એટલો બધો પડયો કે શારદા શિવાય પોતાનું જીવન કેટલું રૂક્ષ થશે તેનો એમને ખ્યાલ આવ્યો અને એજ વિચારે એમને બેચેન કર્યા ! આજપર્યંતની શારદાની પ્રેમાળ, સાત્વિક અને શુદ્ધ વૃત્તિ તરફ જોતાં હવે તેની આગળ પોતાનું હૃદય ખુલ્લું મેલવામાં તેમને સંકોચ લાગવા લાગ્યો અને છેવટે વિચાર કર્યો કે જો તેનો મારાપર પૂર્ણ અને શુદ્ધ પ્રેમ હશે, મારાપર કંઇક આદરમાનની દૃષ્ટિથી તે જોતી હશે, સુધારણાની જો તેને ખરેખરજ ઉત્કંઠા હશે, તો મારાથી વિવાહ કરવા તે ખચિત કબૂલ થશે. પહેલાંથીજ દૃઢ થયેલા સ્નેહને ધર્મસંમત વિવાહગ્રન્થીથી બાધી લેવામાં આવ્યાથી ચિરકાલત્વ પ્રાપ્ત થશે અને આજપર્યંત આપણે ઉચ્ચારેલાં વચનોનું સાર્થક થશે એવો વિચાર કરી, બસ ! વિવાહ કરવો તો શારદા સાથેજ બીજી કોઇ સાથે નહિ—તેનાથીજ આપણે સુખી થઇશું, બીજાથી નહિ, એમ રમણિકલાલનાં મનને લાગવા માંડ્યું.

આ વિચાર પત્રદ્વારા શારદાને જણવવો એવો વિચાર સ્ફુરી આવવાથી રમણીકલાલે પત્ર લેખનનું સર્વ સાધાન તૈયાર કર્યું. કાગળ લઇ કલમ ધરી પણ ખડીયા અને લેખિનીનો સંયોગ ઘણા વખત સુધી થઇજ શકયો નહિ ! "આપણી આ વિનંતિ વાંચી તે શું સમજશે? આવો સ્વાર્થી અને કપટ બુદ્ધિથીજ એણે આપણો સ્નેહ સંપાદન કર્યો એવું તો એને મનમાં નહિ આવે ? " વગેરે વગેરે વિચારો રમણિકલાલના હૃદયમાં સ્ફુરવા લાગ્યા. આખરે, શારદાનાં આજદિન સુધીનાં નિર્મલ મનની અને નિષ્કપટ સ્નેહની ખાત્રી માની એમણે પત્ર લખવા માંડયો. અનેક જુદાં જુદાં સંબોધનો અને વાકય રચનાથી લખવાની શરૂઆત કરવા માંડી પરંતુ અર્ધે રસ્તે જઇ વહાણ ડૂબતું—વિચાર બદલતા—અને તે પત્રને ફાડી નાંખવામાં આવતો. આવી રીતે લખીને ફાડી નાંખેલા પત્રોના ટૂકાથીજ અર્ધી ઓરડી તો ભરાઈ ગઇ !

બીજે દિવસે સવારે ચાકર ઓરડીમાં સાફ કરવા આવ્યો ત્યારે આખી ઓરડીમાં પ્રસરેલા કાગળના ટૂકા, અસ્ત વ્યસ્ત પડેલાં પુસ્તકો, અને ટેબલપરથી નીચે પડેલું લેખન સાહિત્

એ, પોતાના વ્યવસ્થિત શેઠની ઓરડીમાં મૂર્તિમંત અવ્યવસ્થાનું સામ્રાજ્ય પ્રસરેલું જોઇ, તેને ઘણીજ નવાઇ લાગી; પરંતુ રમણીકલાલનું સર્વ આયુષ્ય વિસ્ખલિત થવાની અહીંથીજ શરૂઆત થઇ છે; એની તે બિચારાને શી ખબર !

* * * * *

શારદા રમણીકલાલની ન્યાતનીજ પણ એક પેટા ન્યાતનીજ છોકરી હતી. તેમાં ચૌદ પંદર વર્ષની કુમારિકાઓ, અથવા વિશેષ શિક્ષિત સ્ત્રીઓ મળવી મુશ્કેલ હતી જ્યાં પુરુષ વર્ગજ સુશિક્ષિત ન હોય ત્યાં ગરીબ બિચારી અબળાઓનો તો હિસાબજ શો ? શારદા આ પછાત પડેલી ન્યાતમાં એક અપવાદ રૂપજ હતી. એના પિતાને કામ સંબંધે બહાર ગામ જવું પડતું હોવાને લીધે અને વિશેષતઃ તે પોતે સુશિક્ષિત હોવાને લીધે તે વિવાહ બીજી કન્યાઓની માફક નાનપણમાંજ ન થતાં જ્ઞાનાર્જનમાં તેની પૂર્વવય ગઇ હતી. આગળ વળી તેના પિતાના ઓચિંતા મૃત્યુથી તેનો વિવાહ વધુ વખત લંબાયો અને પિતાની પછી સર્વસ્વ આધાર રૂપ જે માતા તે પણ સ્વધામ શીધાવતાં શારદાને એક પ્રકારની વિરક્તિ ઉત્પન્ન થઇ. રમણીકલાલ તેને આનંદ અને ઉત્સાહ આપવા હંમેશ પ્રયત્ન કરે છે એ તેને ખબરજ હતી. પાછલી વાતનું વિસ્મરણ થઇ તેનું મન બીજી તરફ વળે એમ કરવાને રમણીકલાલ દરેક બનતા પ્રયત્નો કરે છે એ તે સારી રીતે જાણતી હતી. આમ હોવા છતાં નિષ્કામ મૈત્રી અને આદર બતાવનાર પાપભીરુ રમણીકલાલને પ્રણયી નેત્રોથી તેણે કદીપે જોયા નહોતા. તે નિષ્કપટ, શુદ્ધ હૃદયં કુમારીના કોમળ હસ્તકમળમાં જ્યારે તે પત્ર આવી પડયો ત્યારે તેને અત્યંત આશ્ચર્ય લાગ્યું. 'આવો વિચાર રમણીકલાલના મનમાં આવવા જેવું મેં શું કર્યું ?' એમ તે પવિત્રાચરિણી કુમારી વિચાર કરવા લાગી. 'હું તેમના પર વિશિષ્ટ પ્રકારની પ્રીતિ રાખું છું એવું વર્તન મારાથી જાણ્યે અજાણ્યે તો નહીં થઇ ગયું હોય ? અને તેથીજ એ ઉદાર પુરુષે આ પત્ર તો નહીં લખ્યો હોય !' એવા અનેક વિચારોએ તેનાં મનને ઘેરી લીધું.

રમણીકલાલ સબંધી તેના મનમાં આજદિન સુધી અપ્રગટ રૂપે રહેલો પ્રેમવિકાર જાગ્રત થયો, પરંતુ પોતાની સ્થિતિ વિષે તેને બહુ શોક થવા લાગ્યો નૈતિક દ્રષ્ટિથી અને સદ્ધર્મ પ્રમાણે આ વાત ગમે તેટલી યોગ્ય અને અનુમત હોય, છતાં પ્રસ્તુત સમાજ સ્થિતિમાં તે બનવી અશક્ય છે એવું તેને લાગ્યું અને તે બદલ તે બહુ કષ્ટ પામી રમણિકલાલનાં મનમાંથી તે વિચાર જાય એવા હેતુથી તેણે નીચલો ઉત્તર લખ્યોઃ—

સુહૃત્તમ શ્રીયુત રમણીકલાલની સેવામાં—

આપનો પત્ર પહોંચ્યો. ગામમાં ને ગામમાં રહી પ્રત્યક્ષ મળવાને બદલે એકાએક તમારી તરફથી આજે પત્ર કેમ આવ્યો ? એનું મને આશ્ચર્ય થયું અને પત્ર વાંચીને તો આશ્ચર્યનો શિખરજ થઇ ગયો ! આપનો નિષ્કપટ સ્નેહ સંબંધ હોવા છતાં, અહીં સુધી પહોંચ્યો હશે કિંવા તેને આ સ્વરૂપ આવ્યું એવું મારા મનમાં કદીયે આવ્યું નહોતું, અને મેં આવવા દીધુંયે નહોતું. આપના નિઃસ્વાર્થ સ્નેહનું મને એક પ્રકારે કૌતુક લાગતું અને આપને વાસ્તે માન ઉત્પન્ન થતું, પણ આપે બતાવી છે તેટલી નિરપેક્ષ વૃત્તિ આપની નહોતી એમ આ પત્રપરથી હવે જણાય છે. આપને આપના નવીન વિચારો, મનમાં ઉદ્ભવે તે અગાઉ, તેની શક્યાશક્યતા પ્રત્યે પણ

થોડું લક્ષ આપવું જોઇતું હતું ! આપણા લોકની પ્રવૃત્તિ, પરતુન્ જાતિભેદ વગેરે અડચણો આપને નજરમાં કેમ ન આવી એનું મને આશ્ચર્ય થાય છે. આપ સુધારણાભક્ત છો, પરંતુ 'હોય તેવા દેખે'ની માફક બધાનેજ સુધારણા ભક્ત ધારવાનું આપને કશું કારણ નથી. એ આપે જાણવું જોઇએ. આપ ચાહો છો તે વાત બનવી અશક્ય છે.એ વાત અશક્ય હોય છતાં, આજ પર્યંત આપે મને જોઇતી દરેક મદદ આપી પ્રસંગે પ્રસંગે ઉપદેશ દઇ મારૂં ચિત્ત-સાંત્વન કર્યું અને સર્વ કાલે મારા પર પ્રેમ અને કૃપા રાખો છો, એ બધું હું વીસરી ગઇ છું કે વિસરીશ એમ માત્ર આપે કદીએ ધારવું નહીં.

મારી એજ વિનંતિ છે કે, આ ગાંડો નાદ છોડી દઇ, પૂર્વવત્ સ્નેહભાવ કાયમ રાખશો.

આપની નમ્ર ભગિની,

શારદા.

રમણીકલાલને ઉપરનો પત્ર મળતાંજ તેમનાં મનની શી સ્થિતિ થઈ હશે એ વાંચકો જાણીજ શકયા હશે. પોતાની આજપર્યંતની વૃત્તિ સંબંધી શારદાનું મન શંકિત થશે એવો વિચાર જો કે તેમનાં મનમાં પત્ર લખતા પૂર્વે આવી ગયો હતો છતાં પોતાની કલ્પના ખરી થયેલી જોઇ તેમને મનસ્વી ખેદ થયો. તેમનું મન ઉદાસ થયું, અને તે પ્રક્ષુબ્ધ મનઃસ્થિતિમાંજ તેમણે નીચેનો પત્ર કેમે કરી ઘસડી કાઢયો. (અપૂર્ણ.)

## ઉત્તમ અંગ્રેજી માસિકોના ઉત્તમ લેખોનો સાર.

**સ્વ. દી. બા. રઘુનાથરાવ**-નું જીવનચરિત્ર ઇન્ડીયન રીવ્યુ (મદ્રાસ-મે) માં એ. દી. બા. આદિનારાયણ અયાહ લખે છે. રઘુનાથરાવનો જન્મ ૧૮૩૧ માં થયો હતો. તેઓ તાંજોરના એક પ્રતિષ્ઠિત બ્રાહ્મણ કુટુંબના હતા. તેના પિતા તેમજ કાકા શ્રીડીશ તેમજ ત્રાવણકોર અને મહીસુરનાં દેશી રાજ્યોમાં ઉંચા ઓદ્ધા પર હતા. તેઓ સ્વ. સર ટી માધવરાવના પિત્રાઇ થાય. પૂર્વજોની આ પ્રતિષ્ઠા તેમના ઉદયનું એક કારણ હતું. સારી અંગ્રેજી કેળવણી લીધા બાદ, ૨૬ વર્ષની વયે તેઓ ડેપ્યુટી કલેકટર થયા. ઇંદોર અને વડોદરામાં પણ દીવાનગીરી કરી હતી અને અંતે ૧૮૮૮ માં વાનપ્રસ્થ થયા. તેઓ ઘણા સાદા હતા, અને સામાન્ય લોકો સાથે મળતા. તેમની પ્રમાણિકતા તથા સ્વતંત્રતા તો નિશ્શંકજ હતી. સંસ્કૃતના પણ તેઓ અભ્યાસી હતા, અને શાસ્ત્રાધારે તેઓ વિધવાવિવાહ આદિ સુધારો કરવા મથતા. છેક, મરણ પર્યંત લગભગ દરરોજ કોઇને કોઇ મદ્રાસી વર્તમાન પત્રમાં ચાલુ સંસારી રાજદ્વારી આદિ સઘળા વિષયો ઉપર તેઓ ચર્ચાપત્રથી પોતાનો મત દર્શાવવા ચુકતા નહીં ! એવી જાગ્રત દેશહિતૈષિતા કેટલા વાનપ્રસ્થ ઓધ્ધેદારો દર્શાવે છે ? જો કે ઘણું ખરૂં બધાનો મત તેમનાથી જુદો પડતો પણ બધાના માનને તેઓ પાત્ર થઇ પડયા હતા. ૧૮૭૯ માં તેઓ દીવાન બહાદુર અને ૧૯૦૮ માં સી. એસ. આઇ. ની પદવી તેમને આપવામાં આવી હતી. ૮૧ વર્ષની વૃદ્ધ વયે ગઇ તા. ૩ જી મેને દિને તેમનું મરણ થયું. તેમનાં મરણથી હીંદુસ્તાને એક સાચો દેશભક્ત અને સંસાર સુધારક ગુમાવ્યો છે.

**હરિદ્વાર ગુરૂકુલ અને મી. માઇરન ફેલ્પસ આદિના વિચારો-વૈદિક મેગેઝીનઃ-** (હરિદ્વાર ગુરૂકુલ) નાં વૈશાખ અને જેઠના અંકો સંયુક્ત પ્રગટ થયાં છે. ગુરૂકુલનાં પ્રેસને અકસ્માત આગ લાગવાથી તે નાશ પામવાથી આ ઢીલ થઈ છે. ગુરૂકુલની સૌથી ઉચ્ચ પરીક્ષાઓ પસાર કરનારા પ્રથમ બે

બ્રહ્મચારીઓ, સ્નાતક ઇંદ્ર અને સ્નાતક હરિશ્ચંદ્ર, જેઓ ગુરૂકુલના સ્થાપક અને મુખ્યાધિષ્ઠાતા લાલા મુન્શીરામના પુત્રો થાય તેમનાં, તેમજ ગુરૂકુલની ભોજનશાળામાં ભોજન લેતા બ્રહ્મચારીઓનો તથા કેટલાક અન્ય ગુરૂકુલના કાર્ય કર્તાઓના સુંદર ફોટાઝ આ અંકમાં આપ્યા છે. પ્રખ્યાત અમેરિકન બેરીસ્ટર મી. માઇરન એલ. ફેલ્પ્સ બી. એ., એલ એલ. બી જેણે સન્યાસીના વેશ તથા ધોતર ધારણ કરીને આ દેશમાં ભ્રમણ કર્યું હતું, જે પશ્ચિમની કૃત્રિમતાનો વિરોધી તથા હીંદુઓની સાહાઇ તથા ધર્મનો પ્રેમી છે તેણે હીંદી-અંગ્રેજી પત્ર, અલ્હાબાદના "પાયોનિયર" માં ગુરૂકુલ વિષે લખેલો સાતમો લેખ 'વૈદિક મેગેઝીન'ના પ્રસ્તુત અંકમાં આપ્યો છે. તે પર "પાયોનીયર" ની ટીકા પણ આપી છે. મી. ફેલ્પસ કહે છે કે, સ્વદેશી ધોરણ પર શિક્ષણ આપનારી હીંદુસ્તાનની ચારે મુખ્ય સંસ્થાઓ મેં જોઇ છે. તે ચાર તે કોંજીવરામ (મદ્રાસ) ની હીંદુ કન્યાશાળા, હરિદ્વાર ગુરૂકુલ, બોલપુર (બંગાલ) ખાતેની મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના પ્રખ્યાત પુત્ર બાબુ રવિન્દ્રનાથની શાલા, તથા બારીસાલનું બ્રજમોહન ઇન્સ્ટીટયુટ એ છે. પ્રાચીન પરિપાટીનો પુનરૂદ્ધાર કરવામાં એ ચારેમાં મને ગુરૂકુલ સૌથી વધુ હેતુસિદ્ધિકર્તા લાગે છે. ગુરૂકુલનો હેતુ સરકારની વિરૂદ્ધ કિંચિત પણ નથી અને ન હોઈ શકે; તેનો હેતુ માત્ર મનુષ્યનું ચારિત્ર્ય સુધારવાનો છે, એ મારી ખાત્રી થઇ છે. ગુરૂકુળનું સૌથી ઉત્તમ તત્વ મી. ફેલ્પસને એ માલમ પડ્યું છે કે તે સાર્વજનિક છે. ગરીબ તવંગર સઘળાને નિષ્પક્ષ રીતે તેમાં કેવલ યોગ્યતાને પ્રધાન ગણીને દાખલ કરવામાં આવે છે. જાહેર પ્રજા પર તેનો કેવો પ્રભાવ છે તે દર વરસે જેટલા બ્રહ્મચારીઓ દાખલ કરવાના હોય છે તેથી ૧૦ ગણી અરજી આવે છે તે પરથી સિધ્ધ થાય છે. ગયે વર્ષે ૨૦૦ ઉપર અરજી આવી હતી, જો કે ૨૦ જ દાખલ થઈ શકયા હતા. ભોજન માટે પણ કશી ફી લેવામાં આવતી નથી એજ કારણથી વધુ અરજી થતી નથી, કારણ કે ગયા વર્ષ સુધી તો ફી લેવાતી. મિત્રતા કે ફિઝિત પણ દાખલ થવામાં કામ આવતું નથી. ખુદ કુલના હેડ માસ્તરના પુત્રને બ્રહ્મચારી તરીકે દાખલ કરવાની ના પાડવામાં આવી હતી. વળી અનેક શૂદ્રકુલોત્પન્ન પણ બુધ્ધિશાલી બ્રહ્મચારીઓ તેમાં દાખલ છે અને વિના ભેદભાવે તેઓને રાખવામાં આવે છે. મારી ખાત્રી છે કે દેશના પુનરૂદ્ધાર માટે આવી ગુરૂસહ રહેવાનીજ શાલાની જરૂરત છે. તે સામે મુખ્ય વાંધો એવો લાવવામાં આવે છે કે, આ સંસ્થાનને સરકારે સ્વીકારી નથી, તેથી સરકારમાં તેના સ્નાતકો (ગ્રેજ્યુએટો) ને નોકરી નહીં મળે. પણ કુલમાં દાખલ થવાની તીવ્ર સ્પર્દ્ધા આ વાંધો ઘણે અંશે નિર્મૂલ કરે છે. બીજો પણ જવાબ છે. કુલના સ્નાતકોની યોગ્યતા તથા વિશ્વાસનીયતા સરકાર જોશે ત્યારે તેમને ખુશીથી રાખશે. લેખક વળી કહે છે કે આ દેશના જોખમદારી સમજતા અમલદારો મને મૂર્ખ કે દુરાગ્રહી દેખાયા નથી. વળી એ પણ શુભશુકન છે કે આ પત્ર લખતી વખતેજ મને ખબર મળી છે કે કલકત્તાની નેશનલ કોલેજના ગ્રેજ્યુએટને હાલમાંજ સરકારે જગ્યા આપી છે. પણ સત્ય એ છે કે, ગુરૂકુલના સ્નાતકો બીજાં અનેક ક્ષેત્રો સરકારી કારકુની કરતાં વધુ આકર્ષક થઇ પડવાં જોઇએ. જે પણ સુધરેલા દેશનો અને ખાસ કરીને અમેરીકાનો મને અનુભવ છે તે દરેક દેશમાં એવી કારકુની લગભગ તિરસ્કાર જેવી દૃષ્ટિથી જોવામાં આવે છે. બેંકીંગ, વેપાર, ખેતી, જર્નેલીઝમ, શિક્ષણ, હુન્નર ઉદ્યોગ આદિમાં બહુ માણસો જોઇશે. જ્યારે મી. ફેલ્પસ જેવા અનુભવી આમ કહે છે ત્યારે દેવલાલી ગુરૂકુળના ચાલકો તેમાં મેટ્રીકનો અભ્યાસ કરાવવાની તજવીજમાં છે! 'પાયોનીયર' ટીકા કરતાં કહે છે કે હરિદ્વાર ગુરૂકુળનાં સ્થાયી ફંડ માટે રૂ. ૧ કરોડ થવા જોઇએ, અને આ કુલ છે પછી જુદી હીંદુ યુનીવર્સીટીની શું જરૂર છે?—રેવરંડ મી. સેમ્યુઅલ એસ. સ્ટોકસ પણ ગુરૂકુલના લાભો વિષે સૌંઆણુ વિવેચન આ અંકમાં કરે છે, અને તે વિના ચારિત્ર્ય અને બલવાન નીતિ અશકય છે એમ કહે છે. પ્રખ્યાત થીઓસોફીસ્ટ અંગ્રેજ ઉપદેશક બ્રહ્મચારી એફ. ટી. બ્રુકસ બી. એ. જેણે શ્રીમદ્ ભગવદગીતાનો અભ્યાસી હોઇને તેપણ સુંદર અગ્રેજી ભાષ્ય લખ્યું છે, અને જે હવે આર્ય સમાજમાં પાવન થયો છે તેણે પણ ગુરૂકુલની પ્રશંસામાં લેખ લખ્યો છે. "હીંદની આશાનું ગૃહ" એ ઉપનામ તે ગુરૂકુળને આપે છે. રેવરંડ મી. જે. પી. ફેંક બી. એ. પણ એજ વિષે અને એજ રાગમાં લખે છે. માત્ર બ્રહ્મચારીઓને પ્રાચ્ય પદ્ધતિએ પાટલીપર બેસાડવામાં આવે છે તે એને પ્રાચીનતાનું ફેનસક લાગે છે. પંડિત ઘાસીરામ એમ. એ. એલ. એલ. બી. પણ ગુરૂકુલ પધ્ધતિની પ્રશંસાનો લેખ લખે છે. આ અંકના સઘળા લેખો ગુરૂકુલ પધ્ધતિ પરના વિવેચનનાજ છે.

**આર્યો શું મધ્ય એશીયામાંથી હીંદુસ્તાન આવ્યા ?**—મી. બી. સી. મઝુમદાર બી. એલ., મોડર્ન રીવ્યુ ( કલકત્તા–જૂન ) માં તેની ના પાડે છે. તે કહે છે કે 'ભાષાની સાયન્સ' પરનાં ભાષણોમાં પ્રો. મૅક્સ મ્યૂલર એશીયામાંથી આર્યોનાં એક ટોળાં મૂળ નીકળીને બાદ તેઓ દક્ષિણમાં હીંદ અને પૂર્વ પશ્ચિમમાં ઈરાન અને યુરોપ નિવાસ કરવા ઉતરી પડયાં એવી જે થીયરી રજુ કરે છે તે કેવલ મનસ્વી છે ! ઇરાન, હીંદ, અને યુરોપની ભાષામાં વ્યાકરણના કેટલાક નિયમો તથા અમુક શબ્દના ધાતુઓ એક સામાન્ય તેમજ કેટલાક રીતી રીવાજો સરખા છે તે ઉપરથી તે આ ભયંકર અનુમાન કરે છે. પ્રો. મેક્સ મ્યુલરની વાત મનુષ્યોત્પત્તિ સ્થિતિ શાસ્ત્ર ( એન્થ્રોપોલોજી ) થી ખોટી પડે છે. એ આશ્ચર્યની વાત છે કે મધ્ય એશીયાના આર્યનો જે સુધારા વધારામાં આગળ વધેલા હતા, અને અન્ય દેશ વાસીઓને જીતી શકયા હતા તો તેઓ પોતાના દેશમાં પણ કેમ ચાલુ ન રહ્યા ? અને બીજા દેશમાં ભરેલા છે તો વહાલા મૂળ વતનમાં હાલ ચકલીવું પણ કેમ નથી ? યુરોપની વર્તમાન વસ્તી મુલ આર્ય નથી તે સિધ્ધ કરવા લેખક, પ્રખ્યાત ફ્રેંચ એંથ્રોપોલોજીસ્ટ માં ટોપીનાર્ડનું પ્રમાણ આપે છે. તે કહે છે કે 'ભાષાથી પ્રાચીન ફ્રેંચો ભલે આર્ય હોય પરંતુ ઉત્તરમાં તેઓ કીમરી જાતના અને મધ્યમાં સેલ્ટ જાતના છે. ફ્રાન્સના હજારો વર્ષ પર ( શિલાના શસ્ત્રથી જંગલી પ્રજા શીકાર કરતી તે યુગ ) ના ફ્રેંચ હાડપીંજરો તે યુગના સ્તરોમાં મળી આવ્યાં છે. તેજ ઘાટના હાલના ફ્રેંચો હોવાથી, અન્ય નવી પ્રજા ફ્રાન્સમાં આવી વસી એ અશકય છે. મદ્રાસમાં તથા નર્મદા ગોદાવરીનાં તળીયામાંથી એ યુગની જે ચીજો શોધી કાઢી છે તેથી એ અનૈતિહાસિક કાલમાં પણ ત્યાંના મનુષ્યોએ ઘણી ઉન્નતિ સિદ્ધ કરેલી જણાય છે. આ લેખ વિસ્તીર્ણ, તેમજ અપૂર્ણ છે. પ્રો. મેક્સમ્યુલરના સિધ્ધાંતમાં અનેક ત્રુટિઓ નિસ્સંદેહ છે. પરંતુ ઓછી ત્રુટીવાળો વિરૂધ્ધ સિધ્ધાંત લાવવો પણ સહેલ નથી. આવતા લેખમાં ભીલ વગેરે અસલી ગણાતી જાતિઓ તથા દ્વિજોમાં જે અનેક લાક્ષણિક ભેદ છે તે આર્યાનાર્યના ભેદથી નહીં તો શાને લીધે છે એ જાણવા આપણે ઘણા આકાંક્ષાવાન્ થઇશું. વાંચકોને આ પણ જાણવા જેવા નવીન સિધ્ધાંતની પ્રસાદી ચખાડતા રહીશું.

**હીંદુ અને હીંદુ ધર્મના અર્થ શું ?**—એ વિષય પરનો લાહોરની ડી. એ.–વી. કોલેજના ભૂતપૂર્વ પ્રો. ભાઇ પરમાનંદ એમ. એ. ( ઓક્સફર્ડ ) નો લેખ હમને 'મોર્ડન રીવ્યુ' ના જૂનના અંકમાં સર્વોત્તમ લાગે છે. હીંદુ તથા હીંદુ ધર્મ બે બહુ જુદા છે. હીંદુ એ નામ પ્રાચીન ઇરાનીઓ તથા આરબોએ, સિંધુની દક્ષિણ–પૂર્વમાં વસતી પ્રજા તથા તે દેશ માટે આપ્યું હતું. ઝેંદ ભાષામાં 'હેંદુ' શબ્દ એજ અર્થમાં આવે છે. એ શબ્દ ધાર્મિક અર્થમાં નહોતો વપરાતો તે, એ ઉપરથી વિશેષ સિદ્ધ થાય છે કે, ૬ થી ૭ મી સદીમાં આવેલા ચીનાઇ મુસાફરો દેશના અર્થમાંજ એ શબ્દ વાપરે છે. જે બૌદ્ધો અને જૈનો જો કે શંકરના સમયમાં પાછા વૈદિક ધર્મમાં નહીં આવ્યા તેઓ પણ હીંદુજ કહેવાયા. હીંદુ ધર્મના અર્થમાં આ દેશ જીતનાર મુસલમાનોએજ હીંદુ શબ્દ પ્રથમ વાપર્યો. હીંદુઓ મુસલમાનોને મૂળથી ધિક્કારતા તેનાં જે પાંચ કારણો મહમદ ગજનવીની સાથે કેદી તરીકે ૪થી સ્વારીમાં હીંદ આવેલા સમરકંદી ફીલસુફ પ્રખ્યાત અલબરૂનીએ ( ઇ. સ. ૧૦૦૦ ) આપ્યાં છે ( તેનાં હીંદની મુસાફરી તથા ધર્મ વિષેનાં ગ્રંથનું ભાષાંતર મદ્રાસના મી. બ્યુશેપે થોડાં વર્ષ થયાં કર્યું છે ) તે યથાર્થ છે. " ( ૧ ) ભાષાભેદ, ( ૨ ) ધર્મભેદ, ( ૩ ) નામ તથા રીતિ નીતિમાં ભેદ ( ૪ ) પ્રાચીન કાલમાં બૌધ્ધ ધર્મ ખોરાસાન, ફર્સ ( ઇરાન ) ઇરાક, મુસીલ અને ઠેઠ સીરીયા સુધીમાં પ્રસર્યો હતો. પરંતુ ઇરાનના ધર્માંધ જરથોસ્તી શાહ ગુશ્તાસ્પે તેઓ પર જુલમ કરીને તેમને હાંકી કાઢયા, એ બૌદ્ધોને આર્યાવર્તવાસીઓએ પારસીઓ પેઠે આશ્રય આપ્યો અને

5

તે બાંધો તથા તેના વંશજોએ ઈરાન તરફના મુસલમાનો આ દેશમાં આવતાં તે જુલમને ડીનો વાળવા મુસલમાનો વિરૂદ્ધ ઉશ્કેરણી કરી. મહમદની દુષ્ટ વર્તણુક તથા મૂર્તિખંડને તે તિરસ્કારમાં વૃધ્ધિ કરી. ( ૫ ) હીંદુઓનું મિથ્યાભિમાન, અજ્ઞાન. તેઓ એમજ ખાંડ ખાતા કે હમારા જેવો ધર્મ, સાયન્સ, રાજ્ય કોઇનું નથી ! " જો આમાંના કેટલાંક કારણો નહતે તો હીંદુઓ મુસલમાનોને પણ હીંદુ ( વતનીના અર્થમાં ) તરીકે જુદા ધર્મ છતાં સ્વીકારતે. પરંતુ તેમની ઉગ્રતાથી તે અશક્ય થયું. એકતા કરવાની આવશ્યકતા પ્રથમ મોગલ શેહનશાહોએ અને ખાસ કરીને અકબરે જોઇ. રજપુતો તેમની સાથે સંસારી સંબંધ કરવા લાગ્યા. ઔરંગઝેબ વગેરેએ ધર્મપાલનો કાંટો પાછળ ફેરવ્યો. પરિણામ શિવાજી તથા શીખોનાં પરાક્રમ થયાં. ૧૬મી સદીમાં અકબરે એકતાની કરેલી શરૂઆત હવે પ્રજાએજ આગળ ચલાવવી જોઇએ ! અમેરીકનો હીંદુનો સૌથી વાજબી અર્થ કરે છે. હીંદવાસીઓનેજ તેઓ હીંદુ કહે છે. એક અમેરીકને મને એક વખત પૂછ્યું હતું કે " હીંદુઓ શું મુસલમાન ધર્મ પાળતા હશે?" આ જોતાં પંજાબમાં શીખો હીંદુ ખરા કે નહીં એ તકરાર નકામી થઈ પડે છે. ' હીંદુઇઝમ ' વિષે લેખક કહે છે કે, હીંદુ ધર્મની અમુક દૃઢ માન્યતા નથી એજ તેની ખુબી છે. તેના તો ફીલસુફીના સિદ્ધાંતો છે. માનવા હોય તો માનો. તેથીજ અજ્ઞેયવાદી કપિલ તેમજ આસ્તિક પતંજલિ અને નાસ્તિક ચાર્વાકના આચાર્ય બૃહસ્પતિને પણ હીંદુ ધર્મમાં સરખા ઋષિ ગણ્યા છે, અને વેદ ન માનનાર બુદ્ધ દેવને અવતાર માન્યા છે.

**પ્રો. રાયની બંગાલ કેમીકલ ઍંડ ફાર્માસ્યુટીકલ વર્કસ કું., લી.—ની મુલાકાત** મોડર્ન રીવ્યુના વિદ્વાન તંત્રી બાબુ રામાનંદ છત્રજી એમ. એ. એ લીધી હતી. તેનાં જુદાં જુદાં ખાતાંઓનાં ચિત્રો સહિતના તે વિષેના લેખમાં જૂનના અંકમાં, તંત્રી કહે છે કે કલકત્તાની સરકારી પ્રેસીડંસી કાલેજના રસાયણના પ્રોફેસર, અને ' પ્રાચીન આર્ય રસાયન શાસ્ત્ર ' એ અંગ્રેજી ગ્રંથના કર્તા ) પ્રો. પ્રફુલ્લચંદ્ર રાયે આ કારખાનાની શરૂઆત વીસ વર્ષ પર કીધી ત્યારે તેમની માસિક આવક માત્ર રૂ. ૨૪૩। હતી. તેમાંથી બાપનું કરેલું ભારે દેવું આપવાનું હતું અને તે ઉપરાંત ધર્માદામાં પણ પુષ્કળ આપતા. ૭–૮ વર્ષ એટલોજ પગાર રહ્યો. એ વખતમાં ડોક્ટરોને દેશી દવાઓની બનાવટોમાં શ્રદ્ધાજ નહોતી. વગર મુડી છતાં, ઉત્તમ વ્યવસ્થાથી હાલ કારખાનું જંગી બન્યું છે અને તેની મુંડી ૩ લાખની છે તે વધારી ૫ લાખની કરવામાં આવનાર છે. પ્રથમ જ્યારે અજમો પાંચ આના જેટલોજ લીધેલો જૂના દફતરમાં મળે છે ત્યારે હવે એક તડાકે તે રૂ. ૧૦૦૦ નો લેવામાં આવે છે. આ કારખાનામાં ગંધકનો તેજાબ બનાવાય છે. તે બનવા લાગ્યાથી તેનો ભાવ ૨૫ થી ૩૦ ટકા સોંઘો થઈ ગયો છે. કંપનીને પોતાના કામ માટે એટલું છાપવાનું હોય છે કે તેણે પોતાનાં કારખાનાને અંગે છાપખાનું પણ ખોલ્યું છે. સુથાર વિભાગ પણ જૂદો છે. વરાળથી પાટીયાં વહેરાય છે તેથી પણ લાભ થાય છે. નાજુક યંત્રો પણ અહીં બનાવવામાં આવે છે. પ્રખ્યાત ડો. જગદીશચંદ્ર બોઝે શોધેલાં કેટલાંક નવાં વીજળીક યંત્રો, તેમની સૂચના પ્રમાણે અહીંજ બનાવ્યાં હતાં. એસીડ રોજ ૪૦૦૦ રતલ બને છે. તે માટેના બે જંગી ચોડી નહીંમ કાંસાના બનાવ્યા છે ! ટંકશાળ વગેરે સરકારી ખાતાંઓમાં એજ એસીડ વપરાય છે. સોડા–લેમોનેડ વગેરેના કારખાનામાં પણ આજ કારખાનાનું એસીડ વપરાય છે.

એલમ અને સોડા પણ અહીં વીલાયતથી સસ્તો બનાવી શકાય. પણ તે વાપરે એવાં કારખાનાં અત્રે નથી અને વળી કલકત્તાથી બહારગામ મોકલાતાં નથી. રેલ્વે નુર ઓછું હોય તો મુંબઈ વાળા વીલાયતીને બદલે અત્રેનું એસીડ લે. એક વખત એવો હતો કે ઇરાન અરબીયા, ચીન, અને ગ્રીસોનથી વૈદક શીખવા આ દેશમાં વિદ્યાર્થીઓ આવતા. બે હજાર વર્ષ ઉપર તે કામ સારૂ **ડીઓસ્કોર્ડીસ ગ્રીસથી આવ્યો** હતો. બગદાદના ખાલીફોના દરબારી વૈદ્યો બ્રાહ્મણો હતા. પછી અવનતિ થતી ચાલી. જો સ્વદેશી રસાયનો નવી પદ્ધતિએ બનાવાય તો તે જરૂર ખપે. આ કારખાનામાં દેશી વસ્તુઓથીજ રસાયનો બનાવાય છે દવા સાર

ઉપરાંત પણ સ્પીરીટ બનાવે છે અને મેથેલેટેડ બનાવનાર છે. તે સારૂ ખાસ ભઠ્ઠીઓ (ડીસ્ટીલરી) ઉભી કરનાર છે. હાલ મહુડો લાખો રૂપીયાનો જર્મનીના ઢોરો અને ડુક્કરોને ખવાડવા અહીંથી મોકલાય છે. ભઠ્ઠી ઉઘાડતાં આ કંપની ૩૦-૪૦ હજારનો મહુડો દર વર્ષે ખરીદશે. વળી સુગંધી તેલો (દેશના પુષ્પોમાંથી) પણ બનાવાય છે. કંપનીના માણસો કનોજ, કટક, વગેરે સ્થળે જઈને ફુલનો કસ ખાસ યંત્રોથી કાઢી લઇ તે પછી તેમાં મિશ્રણ કરીને તેલ તૈયાર કરે છે. આ કારખાનું નહેર ઉપર આવ્યું છે. તેનું પાણી વાપરવાનો પરવાનો સરકારે આપ્યો છે. વળી આખા કારખાનાના એકથી બીજા નાકા સુધી ટ્રોલીલાઈન નાંખી દીધી છે. કોઇ પણ વખતે આગ લાગતાં ૩ મીનીટમાં બધા માણસો હાજર થઈ તે બુઝાવી નાંખે તે માટે તેમને 'ડ્રીલ' કરાવી છે. આ લેખ, પ્રામાણિકતા, પુરતું જ્ઞાન, સાહસ, સુવ્યવસ્થા, એ ગુણોથી કોઇ પણ જાતનો ઉત્તમ સ્વદેશી માલ ફત્તેહમંદીથી બની તથા વેચી શકાય છે, એ સિદ્ધ કરે છે. સરકારને તેનો ટેકો છે તે દેખીતું છે.

**મીસીસ એનીબીસંટ અને મી. સ્ટેડ**–છેલ્લાં ૨૫ વર્ષ થયાં પરસ્પર ગાઢ મિત્રો થતા હતા. **થીઓસોફીસ્ટ** (અષાડ–જુન)માં તંત્રીની નોંધમાં મીસીસ એનીબીસંટ કહે છે કે મી. સ્ટેડની એક ઇચ્છા હીંદુસ્તાનની મુસાફરી કરવાની હતી, કે જેથી જે પ્રજાની તે હીમાયત કરતો હતો તેને તે પ્રત્યક્ષ જોય. હીંદુસ્તાનને વધુ હકો આપવાની લડત વિષે તે મને હમેશાં આતુરતાથી પૂછતા, અને જ્યારે નવી ધારા સભા આપી સ્વરાજ્ય જેવા હકો મળ્યા ત્યારે તે મારી સાથે ઘણો આનંદ પામ્યો હતો. મેં તેને છેલ્લીવાર તા. ૨૭ મી માર્ચે જોયો હતો. તે દિને પ્રખ્યાત 'સેવોય' હોટલમાં મેં તેની સાથે ખાધું હતું. તે મને હમેશાં ભોજનનું એ શબ્દોથી નિમંત્રણ કરતા કે "રેબીટ-મીટ ખાવા આવજો!" વનસ્પતિએ સસલાંને જ યોગ્ય ભોજન છે એમ તેની સમજ હોવાથી તે એમ કહેતો. તેના મસ્તકમાં ભવિષ્ય માટે યોજનાઓ ઉભરાતીજ હતી, અને હું ઇટલીથી પાછી ફરતાં ફરીથી મળીને લંબાણ વાતચીત કરવાની યોજના કરી હતી. બન્નેને અદ્રશ્ય ત્રિકાલજ્ઞાની મહાત્માઓ–ગત આત્માઓ સાથે–જો કે જુદી જુદી રીતે–ગાઢ સંબંધ અને મિત્રાચારી હતાં. છતાં મી. સ્ટેડ, મીસીસ બીસંટ ઇટલીથી આવે તે પૂર્વે તો 'ટીટેનીક'માં ડુબવાનો હતો તેની બેમાંથી કોઇને ખબર નહીં, અને કોઇ સદ્દગત મહાત્માએ તેમાંના કોઇને જરા સરખા ચેતાવ્યા નહીં એ એક આશ્ચર્ય છે.

**હે સ્ત્રીઓ, સાવધ થાઓ, ઉત્સાહી બનો !**–' અમેરીકન સાહિત્યમાં વિચારો ' એ શિર્ષકના ' થીઓસોફીસ્ટ ' (અષાડ–જુન)માં એક લેખક, માર્ગરીટ એમ. સી. પોલર્ડ તમને વધાઇ આપે છે કે "કેટલાક ગુરૂઓ (કયા ? તે સ્પષ્ટ નથી) ખાત્રીથી કહે છે કે, દર પચ્ચીસ પચ્ચીસ હજાર વરસે પુરૂષ તથા સ્ત્રી જાતિ વચ્ચે વડપણ (લીડરશીપ) ની અદલાબદલી થાય છે. અને હવે સ્ત્રીજાતિનો વારો આવે છે. તેમ હોય તો, એ અર્થ સૂચક છે કે થીઓસોફીકલ સોસાઇટીના બે લીડરોએ પોતાના છેલ્લા અવતારોમાં સ્ત્રીની દેહધારણ કરી છે." લેખક વધુ કહે છે કે "મનુષ્યની પ્રાચીન જાતિના ઇતિહાસના સાંમત ગ્રંથમાં, ડૉ. સ્ટીનર તરફથી જ્યારે ચોથી રૂટ–રેસનો વિકાસ કરવાની યોજના (વૈવસ્વત) મનુ કરતો હતો ત્યારે સ્ત્રીને ઉપયોગી પદ આપવામાં આવ્યું હતું તે પર ભાર મુકવામાં આવ્યો છે." એમ ધાર્યા વિના રહેવાતું નથી કે, સ્ત્રીઓ લીડર થશે તે દરમીયાન જણવાતું તથા ઉછેરવાતું કામ–જેજ વડપણમાં બાધા હોવાનું મુખ્ય કારણ છે, તે પુરવો કરશે.

**વ્યક્તિ સાથે સમગ્ર રાષ્ટ્રનું પણ 'કર્મ' છેઃ**–એમ મીસીસ એનીબીસંટ **થીઓસોફીસ્ટના** જુનના અંકમાં કહે છે. રાષ્ટ્રિય કર્મથી રાષ્ટ્રમાં ધરતિકંપ થાય છે તેમાં એવા ઘણા સરોવાઈ જાય છે કે જે તેના કર્મ પ્રમાણે તેઓ કંપ નિમિત્તથી તરત મરી જવાના અથવા બહુ દુઃખી થવાના હોય. જે પુરૂષોનાં આવાં કર્મો નથી તેઓ આવી દૈવી આફત વખતે કેવા અજબ રીતે (કાંઈ જરૂરી કામસર, જરા ગાડી બીજી રીતે વખત ચુકી જવાથી ઇ.) બચી જાય છે ! એવે રાષ્ટ્રિય આફત વખતે, જેમનાં

કર્માનુસાર ક્રમબધ્ધી આવી લાગી હોય છે. તેઓ તે સ્થળે એકઠા થાય છે. મેસીના ( ઇટલી ) ના ધરતિકંપ વખતે ઘણા જીવતા ખોદી કાઢયા હતા—અને તેમને ખોરાક અદ્રશ્ય એજંટ તરફથી મળ્યો હતો! તેમનું કર્મ તેવુંજ હતું ! સામટાના ખરાબ કર્મ સામટી રીતે રાષ્ટ્ર પર વિપત્તિ લાવશે. ગરીબો પ્રતિની ધનાઢયોની સ્વાર્થી નિર્દયતાથી, તેમના રાજ્યમાં હડતાલ, વગેરે આપત્તિ આવે છે. ફ્રાન્સના રાજા ૧૫ તથા ૧૬ મા લુઇના રાજ્યમાં અતિશય સ્વાર્થ તથા બેદરકારીને લીધેજ મહાન રાજ્યવિપ્લવ થયો. વિચારબલ એજ સૌથી પ્રબલ કાર્મિક કારણ છે. ઉચ્ચ રાષ્ટ્રિય આદર્શના ધારણથી સદ્‌કર્મની અતિ ત્વરિત થાય છે, કારણ કે તેમાં અનેકના વિચારનો પ્રવાહ મળે છે......હીંદુઓ સરકારમાં હીસ્સો માગે છે, પરંતુ તેમના ખરાબ રાષ્ટ્રિય કર્મ ( અતિશુદ્ર પ્રતિનો તિરસ્કાર ઇત્યાદિ ) તેમની વિરૂધ જાય છે. માટે તેમણે પોતાનાં કર્મ સુધારવાં જોઇએ. ઈ. આ લેખમાં જો કે કલ્પરૂપ તર્કશક્તિ ઘણી છે પરંતુ સત્ય પણ ઘણું છે.

ગઇ. કાયસ્થ કૉન્ફરન્સઃ—જે ફૈઝાબાદ ખાતે ગયા એપ્રીલમાં ઇસ્ટરના વર્ષમાં મળી હતી, તેનો રસીલો વૃત્તાંત **હીંદુસ્તાન** રીવ્યુ ( મે-જુનનો સંયુક્ત અંક—અલ્હાબાદ ) નો ખાસ પ્રતિનિધિ લખી મોકલે છે. લેખક વિલાપ કરે છે કે કાયસ્થ કોન્ફરન્સ એવું જે નામ ૨૦ વર્ષથી ચાલતું હતું તે જૂના વિચારવાળાને રીઝવવાના હેતુથી બદલીને આ વખત " કાયસ્થ કેળવણી. કોન્ફરંન્સ " એમ બદલવામાં આવ્યું છે, અને કાયસ્થ સોશીયલ કોન્ફરન્સ ઉપલી કોન્ફરન્સ ત્રણ દહાડા મળ્યા પછી ૧ દહાડોજ મળી હતી ! કેળવણી કોન્ફરન્સના પ્રમુખ, નાગરીલિપિના પ્રચારના આગ્રહ માટે જાણીતા થયલા કલકતા હાઇકોર્ટના વાનપ્રસ્થ જજ, બંગાલી કાયસ્થ બાબુ શારદાચરણ મિત્ર તથા સોશીયલ કૉન્ફરન્સના પ્રમુખ સડીલા ( અવધ ) ના તાલુકદાર રાજા દુર્ગાપ્રસાદ ચુંટવામાં આવ્યા હતા. રાજા સ્ટેશન પર આવતાં ત્યાંથી તેમના ઘર સુધી પ્રતિષ્ઠિત કુટુંબોના વિદ્યાર્થી પુત્રો તેમની ગાડી ઘોડાને બદલે પોતે ખેંચી ગયા હતા ! આ માટે હીં. રી. નો લેખક વિદ્યાર્થીઓને આ પ્રકારે વાપરનારાઓને સખત ઠપકો આપે છે. એ માન એટલું તો અસાધારણ છે કે તે ક્વચિતજ, બહુ તો દાદાભાઇ કે ગોખલે જેવાનેજ વાસ્તવિક રીતે આપી શકાય. ખેંચવા દેનારા પણ કેવા ? વળી આ વખતે અનેક હાથીઓનું તો સર્કસ કાઢીને રાજાને ઠાઠમાઠથી ફેરવવામાં આવ્યા હતા. જાણે જાન આવી હોય અને નાચ તમાશો થવાનો હોય તેમ કૉન્ફરન્સનો મંડપ ચાર ચાંદીના સ્થંભોથી તથા ગંગાજમની તથા ચાંદીની ખુરશીઓ તથા કીનખાબથી શણગારવામાં આવ્યો હતો ! વૈશ્ય કૉન્ફરન્સ પણ આજ નગરમાં એજ સમયે મળી હતી, છતાં ત્યાં આવો ભપકો નહોતો, તેથી શું તે કૉન્ફરન્સ મોળી પડી ગઇ ? કોન્ફરન્સના દેશોદ્ધારના મહાહેતુ સાથે એ નવાબી ઠાઠ બંધ બેસતો નથી. સૌથી મુખ્ય બનાવ એ બન્યો હતો કે, તા. ૮ મીએ સવારે બંગાળી તેમજ હીંદુસ્તાની કાયસ્થોએ **પ્રથમજ વાર એકજ ચોકે પ્રીતિભોજન કર્યું હતું** ! રસોઇ "કચ્ચી" હતી. કુલ ૧૪૦ પ્રતિનિધિ કાયસ્થો ભાગ્યે બિરાજ્યા હતા. આથી કોન્ફરન્સના કામને હાનિ આવશે એવો ભય કેટલાક રાખતા હતા તે નિર્મૂલ નીવડ્યો હતો, ઉલટું એમાં શામેલ થવાની નૈતિક હીમ્મત કોન્ફરન્સના પ્રમુખ રાજા દુર્ગાપ્રસાદે ન બતાવી તે માટે તેને પ્રમુખ ચુંટવા પહેલાં સભામાં ખેદ દર્શાવવામાં આવ્યો હતો ! કાયસ્થો પણ પરપ્રાંતના એક બીજા સાથે અત્યાર સુધી જમતાં વટલી જતા પણ કોન્ફરન્સે સર્વાનુમતે તેની આવશ્યકતાનો ઠરાવ કર્યો હતો. ઉત્તર હીંદ તથા બંગાળની કાયસ્થ જેવી ભણેલી અને પ્રમાણમાં નાની કોમમાં પણ ૧૨ તડ છે. તેમનામાં ભોજનવ્યવહાર પણ નથી તો પરસ્પર લગ્નવ્યવહાર ક્યાંથી હોય ? તેથી લગ્ન વ્યવહાર કરવો એવો ઠરાવ કોન્ફરન્સમાં રજુ થયો હતો. તેની વિરૂધમાં એક ગૃહસ્થે એવો વાંધો લીધો હતો કે એવાં લગ્નથી વર્ણસંકર પ્રજા થશે ! છતાં માત્ર ૨૦-૨૫ વિરૂદ્ધ મતે ઠરાવ પસાર થયો હતો. ઉત્તર હીંદ તેમજ બંગાળના કાયસ્થોમાં સ્ત્રીનો પર્દો છે. કેળવાયલો વર્ગ એ સુધરેલાં પાંજરાંની વિરૂદ્ધ છે. પરંતુ સરેરાશ વૃત્તિનું પ્રાબલ્ય કેટલું છે તે તેમના નીચલા વિચિત્ર ગોળમોળ અર્થરહિત ઠરાવથી માલમ પડશે. "ભવિષ્યની કોન્ફરન્સમાં સ્ત્રીઓ હાજર રહી શકે તે સારૂ તેમાં પર્દાની ગોઠવણ કરવી અને ; આ સભા વધુ ઠરાવ કરે છે કે, પર્દાનાં અયોગ્ય દુઃખો અને ખાસ કરીને

જેથી તંદુરસ્તી તથા કેળવણીને હાનિ પહોંચે તેવાં દુઃખો ધીમે ધીમે અને તેટલાં ઓછાં કરવા ( minimise ) પ્રયત્ન કરવો !" અર્થાત પડદો તો રાખવોજ ! હમારા મત પ્રમાણે માત્ર ખુલ્લે મોંએ સ્ત્રીઓએ ફરવા માંડવા શીવાય બાકીની બધી વાતો નકામી છે.

**મી. સ્ટેડનું જીવન ચરિત્ર અને ' રીવ્યુ ઓફ રીવ્યુઝ '**—એ પત્રનો મેનો જુનમાં આ દેશમાં મળેલો અંક મી. સ્ટેડના સ્મારક અંક તરીકે પ્રગટ કરવામાં આવ્યો છે. ઇંગ્લંડના નૌકાપતિ, સેનાપતિ, પ્રધાન, ગવર્નર–જનરલ જેવા અગ્રગંતા પુરૂષોએ તથા તેમના પ્રખ્યાત મિત્રોએ તેમની પ્રશંસામાં ખાસ લેખો લખ્યા છે. પ્રારંભમાં મી. સ્ટેડનો સુંદર ફોટો આપ્યો છે. તે પછી મી. ઓલ્ફ્રેડ સ્ટેડ,. સ્વ. સ્ટેડનાં મરણથી જગતને ગયલી ખોટ સારૂ વિલાપ કરીને, તેની રાજનીતિ પત્રના ભવિષ્યમાં ચાલુ રાખવાના સંબંધમાં લાગણી ભર્યો લેખ લખે છે. મી. સ્ટેડનું સૌથી વીગતવાર જીવન તેનાં મરણ બાદ ' ટાઇમ્સ ' પત્રે પ્રગટ કીધું છે, જે મેના માસિકમાં ઉતાર્યું છે. ( ૧ ) એક જાણવાજોગ બાબત એ છે કે, તે દુન્યાના કોઈ પણ ભાગના ગમે તે માણસને ખુશીથી મળતો અને તેઓના આવવાનો પારજ નહોતો કારણ કે મી. સ્ટેડ તો પ્રખ્યાત જગદ્હિતૈષી હતો. એકજ દેશની પાર્લામેંટનો તે સભાસદ થઇ શકતે નહીં કેમકે તે તો જગતની મહાસભામાંજ વિરાજવા યોગ્ય હતો. મળવા આવનારાઓને પહોંચી વળી શકે તે સારૂ ઓફીસની પરસાળ પર આ લેખનું પાટીયું મરાવ્યું હતું:—As callers are many and time is short the former are asked to economse the latter અર્થાત " મળવા આવનાર ઘણા છે ને વખત ઓછો છે તેથી આગલાએ પાછલાની કસર કરવા વિનતી છે. " ! ( ૨ ) સૌથી આનંદજનક બીના એ છે કે, મી. સ્ટેડ મરવા અમેરીકા ઉપડયો તેનીજ પૂર્વે તેણે છેક છેલ્લી ઘડી સુધીનું પોતાનું જીવન વૃત્તાંત લખવાનું પુરૂં કીધું હતું. આ નવીન બાબતોથી ભરપુર અને રોચક થઇ પડતું જોઇએ. તે " રીવ્યુ ઓફ રીવ્યુઝ " ના જુનના અંકથી શરૂ થનાર છે. અને હમે પણ તેનો સાર આનંદથી પ્રગટ કરતા રહીશું. (૩) મી.સ્ટેડ હમેશ પોતાનાં મરણ વિષે કહેતો કે I shall die in boots અર્થાત્ " બુટ પહેરેલા હશે તેવામાં હું મરીશ. " આથી ઘણા તે ભવિષ્ય વાણિ ખરી પડેલી ગણે છે. હમને તે લાગતું નથી. એવી શકિતનો અંશ હતે તો ' ટાઇટનીક 'માં જતેજ નહીં. એ એટલો ઉત્સાહી અને લડવૈયો હતો કે તે કામ કરતાં કરતાંજ મરવાની આશા રાખતો હતો અને તે સબબવાજ તે એમ કહેતો હશે.

**આગેવાન વિદ્વાન થીઓસોફીસ્ટોમાં મતભેદ**—ભાવી અવતાર તરીકે મી. કૃષ્ણમૂર્તિ નામક યુવકને માનવા માટે મીસીસ એનીબીસંટની સરદારી હેઠળ સ્થપાયલાં " ઓર્ડર ઓફ ધી સ્ટાર ઇન ધી ઇસ્ટ " ને લીધે પડયો છે. થીઓસોફીકલ સોસાઇટીના હીંદ વિભાગના વડા સેક્રેટરી પંડિત ભગવાનદાસ એમ. એ. એ પોતાનાં તંત્રીપદ હેઠળ ચાલતાં ગયા એપ્રીલ–મેના " થીઓસોફી ઇન ઇંડીયા " ના સંયુક્ત અંકના એક લેખમાં એ નવા મત વિરૂધ્ધ એક લેખ લખ્યો હતો અને તેનો સાર હવે 'સત્ય'ના મેના અંકમાં આપ્યો છે. મેં. જુનના " થીઓસોફી ઇન ઇંડીયા " માં ( કાશી ) પં. ભગવાનદાસના આગલા લેખ સાથે મળતા થનારા તેમજ તેથી જુદા પડનારા કેટલાક વિદ્વાન થીઓસોફીસ્ટના પત્રો તંત્રી પ્રગટ કરે છે. મી. બી. પી. વ્હાડીયા ( અધાર–' ધી થીઓસોફીસ્ટ ' ના મેનેજર ), પં. બૈજનાથ તથા સર સુબ્રહ્મણ્ય આયર મી. બીસંટની તથા મી. જહાંગીર સોરાબજી અને પ્રો. જે. એન. ઉનવાળા મી. ભગવાનદાસ સાથે મળતા થાય છે. પોતાથી જુદા પડનારાની દલીલોની મી. ભગવાનદાસે જે સૂક્ષ્મ સમીક્ષા કરી છે તે વિવાદશાસ્ત્રનો એક અનુપમ નમૂનો છે. થીઓસોફી કે થીઓસોફીસ્ટો બીજા સિદ્ધાંતો ગમે તે માને તેનો મી. ભગવાનદાસને એવો વાંધો નથી. પરંતુ વ્યકિત પૂજાની તેઓ સખત વિરૂદ્ધ છે અને તેનો થીઓસોફીને સ્પર્શ ન થવો જોઇએ એજ તેમનો આગ્રહ છે, અને તેનો રદીયો કોઈ આપી શક્યું નથી. આ મતભેદને લીધે કેટલાક થીઓસોફીસ્ટોએ પોતાના પદનું રાજીનામું આપેલું કહેવાય છે.

## સાયન્સ, વિદ્યા–વિજ્ઞાન તથા ગત માસની નવીન શોધો.

**ક્ષયરોગ સંબંધી રોમમાં મળેલી કોંગ્રેસ**-માં સૌથી જાણવાજોગ ભાષણ બોલાના ( સ્પેન ) યુનિવર્સીટીના પ્રો. સાનારેલીએ આપ્યું હતું. યુરોપીઅન વિદ્વાનોના અભિપ્રાય કેટલા અવિશ્વાસનીય છે તે આ ભાષણથી જણાઇ આવે છે. એ વખણાયલા ભાષણમાં એણે બતાવ્યું હતું કે, ક્ષય રોગ કોઇને આધે ઉતરતો હોવાને બદલે, વંશ પરંપરા તેનું કુટુંબ ક્ષયરોગથી વધારે મુક્ત થાય છે–તેમનામાં ક્ષયરોગના જંતુ પચાવવાની શકિત વિશેષ આવે છે. દરેક માણસમાં તેના જંતુઓ છે, પરંતુ શહેર કે જ્યાં તે રોગનું પ્રાબલ્ય ગામડાથી વિશેષ છે, ત્યાંના મનુષ્ય તેનાથી ટકી રહેવા વધુ શકિતવાન છે, જ્યારે ગામડાના લોકોને લાગુ પડતાં તે જરૂર તેનો ભોગ થઇ પડે છે. જે પ્રદેશમાં ક્ષયરોગ નથી હોતો ત્યાંના વતની જ્યાં તે રોગ હોય છે, ત્યાં જતાં તેમને તે ભયંકર પ્રમાણમાં લાગુ પડે છે, કારણ કે તેઓ નવા હોવાથી તેમનું લોહી તરત ઝેરી થઇ જાય છે. ગામડાંમાં યાહુદી પ્રજા રહેવાથી આજ પણ તેઓને ક્ષય સૌથી ઓછો લાગુ પડે છે. યંત્ર તથા ફેકટરીઓ થતાં તેના લીધે ઇંગ્લંડના લોકોમાં ક્ષય ભયંકર પ્રમાણમાં મરકી પેઠે ફાટી નીકળ્યો હતો;પરંતુ એક વાર ચેપના સંસ્કાર લાગવા પછી, તેનું ઝેર લોકોના લોહીમાં પચતાં, પાછળથી તેનાં જંતુના, તેઓ, લોહીમાં તે હોવા છતાં, ભોગ થઇ પડતા ઓછા થઇ ગયા હતા. જેમ આ રોગના નિદાન તેમજ ચિકિત્સા વિશે પાશ્ચાત્યમાં વિદ્વાનો વિષે મતભેદ છે. જે સેનેટેરીયમનાં તેઓ વખાણ કરતા તે વિષે હવે તેઓ ઠંડા પડી ગયા છે. સેનેટેર્યમથી ત્યાં રહેતાં સુધીજ ફાયદો રહે છે અને શહેરમાં આવતાં દર્દી પૂર્વ જેવોજ થઇ જાય છે એમ તેઓ સ્વીકારે છે.

**એક ખલાસીનું હૃદય આદિ એક બાજુનાં અવયવો બીજી પાસ હોવાનો અદ્‌ભુત દાખલો**–મળ્યો છે. તે માણસ તે ફ્રેંચ મનવાર ' પાત્રી ' પરના એલ્બર્ટ કેસન નામનો ખલાસી છે. ડાક્ટર પાસે તેણે ફરીયાદ કરી કે મને છાતીમાં દુઃખે છે. એમ કહી છાતીનો ડાબાની બદલે જમણી બાજુએ ક્યાં દુઃખે છે તે બતાવવા હાથ મુકયો. ડાક્ટરે કહ્યું કે છાતી દુઃખતી હોય તો જમણી બાજુએજ દુખાવો હોઇ શકે. આથી તપાસ કરતાં કેસનીનું હૃદય જમણે પડખેજ હોવાનું જણાયું ! ડાબા હાથની બાજુ પર રહેતાં પેટ, તલ્લી તથા યકૃત ( લીવર ) પણ વધુ તપાસ કરતાં જમણા હાથ તરફ જણાયાં તેણે એ ભાગોમાં દુઃખાવાની ફરીયાદ તો આગળ ઘણી વાર કરી હતી, પણ જુદીજ બાજુ બતાવતો હોવાથી તેને હસી કાઢી કોઇ ઉત્તર આપવામાં આવતું નહીં. હાલ તે સારવાર માટે સેંટ એલી હોસ્પીટલમાં પડયો છે. તે સ્થળ દિંગ્મૂઢ ડોકટરોનું તીર્થ થઇ પડયું છે ! ઇશ્વરની લીલા અપાર છે. આ પરથી ઘણાને રાવણને દશ માથાં [illegible] વાત ઓછી અસંભવિત લાગવા માંડશે !

હોવાની

**વાંદરા [illegible] ઓ ?**–હાર્વર્ડ યુનીવર્સીટીમાં દાખલ થયેલા ૩ કૂતરાં વિદ્યાર્થીઓની વાત હમે [illegible] વિદ્યાર્થી લખી છે, સાયન્ટીસ્ટ અમેરીકનોમાં જિજ્ઞાસુતા યુરોપીયનોથી પણ વિશેષ [illegible] મંતીકમાં બે. ડૉ. ફ્રેંસ વાંદરા કેટલે અંશે કેળવી શકાય તેના પ્રયોગ કરવા એક સ્ત્રી ચીંપાઝી

જાતની વાંદરી ( નામ, મીમા ) અને બીજો ઉરંગ-ઉટંગ ( જેને પૂછડી પણ નથી હોતી ) નામનો વાંદરો ( નામ બોર્નીયો ) ઇસ્ટ ઇંડીઝથી પોતાને વતન ખાસ ફીલાડેલ્ફીયા લાવ્યો છે. બોલતાં શીખવવાથી " મી. " બોર્નીયો પપા અને મમા (બાપ અને મા) એ સાદા શબ્દો સ્પષ્ટ, કહેતાં સાથે બોલી બતાવે છે ! " મીસ " મીમી ગાંઠ બાંધી છોડી શકે છે, તરત સોયમાં દોરો પોરવી શકે છે, અને હવે તેને શીવવાનું શીખવવામાં આવનાર છે. તે કુમારિકા કાળાં પાટીયાં પર ગંભીર થઇને સહેલાથી ' લખાણુ ' પણ કરે છે. હાલ તો માત્ર લીટા જ દોરે છે, પણ કુંડાળાં પાડતાં આવડી ગયાં છે. પાટીઉં ભરાઇ જતાં તે ઉઠીને કશેથી જાતે ભુંસી નાંખે છે. પણ તેઓ પોતાની જાત બતાવતા અટકયા નથી. ઘરમાં વીજળીક દીવો મુકાવતાં ડોકટરને બહુ વિચાર થયો કે તે પર છલંગ મારી એના ચોપગા વિદ્યાર્થીઓ ભાંગીતોડી તો નહીં નાખે ? બાદ, છજાની મધ્યમાં ઉંચે તે મુકાવ્યો. વાંદરાંના જોડાથી તેને દેખીતી રીતે પહોંચાય તેમ નહોતું. છતાં લાગલાગટ બે વખત દીવાના ગ્લોબ ગેપ થયાં અને તેના કટકાનો કે આખાનો પણ પત્તો ન લાગ્યો. ત્રીજે દહાડે બારણું બંધ કરીને ગુપ્ત રીતે જોતાં એ બે મહાશયો શું કરતા જોવામાં આવ્યા તે સાંભળો ! ખુણામાં પડેલી બાસ્તીને ' માસ્ટર ' બોર્નીયો ઘસડી દીવાના નીચે લાવ્યો, મહા મુશ્કેલીએ બન્નેએ તે ઉભી કરી, અને તે પર ચઢીને ગ્લોબ ઉતારી પાસેના ઓરડામાં છુપાવ્યા ! ડો. ની શીખવવામાં મુશ્કેલી એ છે કે અમુક વિષય થોડો શીખવ્યા બાદ આગળ નિપુણ કરતાં બહુજ મુશ્કેલ પડે છે.

**દીવાના લગ્નપ્રતિબંધક બીલ**—આમની સભામાં સરકાર તરફથી રજુ થયું છે. શરીર તથા મને નિરોગી સ્ત્રી પુરૂષોનાંજ લગ્ન થવા દેવાં જોઇએ એવા નવા ' યુજેનીક ' સિદ્ધાંતના પ્રચારનું આ શુભફલ છે. આ બીલ પસાર થઇ કાયદો થતાં, દીવાના અથવા દીવાના જેવા મહામૂર્ખ—સાથે લગ્ન થઇ શકશે નહીં, અને તેવી ક્રિયા કરાવનાર તથા લગ્નને સહાય આપનાર પણ અપરાધી થશે. કોણ મહામૂર્ખ અથવા દીવાના છે તેની તપાસ સ્થાનિક મ્યુનીસીપાલીટીઓના સત્તાધીશો કરશે, અને તે સારૂ ઇન્સ્પેકટરો નીમાશે. આ બાબતની વ્યવસ્થા માટે ૭ જાયુક્ત કમીશનરો સરકાર નીમશે, જેમાં એક સ્ત્રી હશે. સરકાર ખર્ચ માટે દરવર્ષે પોતાના ફાળા તરીકે પા. ૧॥ લાખ આપશે. અને બીજો ખર્ચ મ્યુ. કરશે. કુલ ખર્ચનો અર્ધો દરેક મ્યુ. ને સરકાર આપશે ( ઉપલા ૧॥ લાખમાંથી ). અતિ મૂર્ખ તથા દીવાના સારૂ આશ્રમ બનાવવામાં આવશે. પણ જેઓની પોતાને ઘેર રાખવાની યોગ્ય વ્યવસ્થા હશે તેમની આડે સરકાર નહીં આવે. સરકારે પોતે આ મતલબનું બીલ રજુ કરવાથી એક ખાનગી સભાસદે તે મતલબનું રજુ કરેલું બીલ અનાવશ્યક થઇ પડયું છે. જે દેશમાં બાલવય જેવી માનસિક નિર્બલતાના કાલમાં લગ્ન કરવાના દરવાજા ખુલ્લા છે ત્યાં આવા " એડવાન્સ્ડ " ( આગળ વધેલા ) સૂક્ષ્મ સંસાર સુધારાનાં પગલાં ભરવાનું સરકારને કહેવું એજ દીવાનાપણું છે !

**ઘર કે મીનારો ?**— ન્યુ યોર્કમાં હાલમાં ' વુલ્વર્થ બીલ્ડીંગ ' નામનું એક મકાન બંધાય છે. તે એક વર્ષની અંદર બંધાઇ જશે. તે ૭૫૦ ફુટ ઉંચું, રાજાબાઇ ટાવરથી ૩ ગણું અને ફકત ૫૫ મજલાનું થશે. તે દુન્યાનું હાલ સુધીનું સૌથી ઉંચું મકાન કહેવાશે. તેની બાંધવાની ખુબીમાં એક એ છે કે, તેના ઉપલા માળ પહેલા પુરા બંધાશે, અને પછી નીચલા બંધાશે ! પાતાલ દેશ તે આપણાથી ઉંધોજ કની !

**અભ્યાસથી શું નથી થઈ શકતું!**—અભ્યાસથી ચોબાઓ પેટમાં ૨૫ લાડુ અને મણ દુધપાક આંતરડામાં સમાવી શકે છે. તેમનાં આંતરડાંજ આપણાથી ૩-૪ ગણાં લાંબાં હોય છે. પણ યુરોપના ડૉ. ફેરેએ શોધી કાઢેલા એક માણસ આગળ ચોબાઓ કાંઇ નથી. તે તો સામટું ૧૦॥ થી ૧૨॥ પાઇંટ જેટલું પાણી પી જઇને પેટમાં સરોવર બનાવી શકે છે. પછી ઉપરથી ૪-૫ દેડકા અથવા દેડકા જેટલી માછલી આખી અણી સુધ્ધાં ગળી જાય છે; જે પેટમાં તળાવમાં તરતાં રહે છે. અને કલાકેક તરાવીને બાદ જીવતા તેમને ઓખ્ખારો કરી પાછાં કાઢે છે! જેમ બીજાઓ કસરતથી હાથ પગ અને છાતીનું બળ તથા કદ વધારે તેમ તેણે પેટ તથા આંતરડાનું કીધું છે! બીચારા ચોબાઓનું નામ બદનામ થાય છે.

**દરેક માણસને જુદું પ્યાલું ફરજ્યાત પૂરૂં પાડવના કાયદા**—યુનાઇટેડ સ્ટેટસનાં લગભગ ૫૦ માંથી ૨૪ સ્ટેટોએ ઘડયો છે. હોટેલો, રેલ્વેઓ, મ્યુનીસીપલ ફાઉન્ટનો વગેરેને આ કાયદો લાગુ પડે છે. આ કાંઇ મફત પુરાં પાડવાનાં નથી. પેટીમાં ૧ સેંટ (ઢબુ) નાંખતાં સ્પ્રીંગ ઉપર પેટે પીનાર માટે 'પેરેપીન' કાગળનું પ્યાલું નીકળી આવે છે. પીને તે ફેંકી દેવાનું હોય છે. આથી મોટી હોટલોને વરસે રૂ. ૧૫૦૦૦ નો વધુ ખર્ચ થાય છે. તેમ એ પ્યાલું-દંડીયાનો નવો ઉદ્યોગ ઉત્પન્ન થયો છે. પાણી ઢોળીને પીવાને બદલે ઉંચેથી પીવાતા ધારાથી પ્યાલાની પંચાત ન પડે.

**હવે રસ્તામાં તો ગુન્હા થાય તે પકડાયા વગર રહેશેજ નહીં!**—કારણ કે, એની મેળે પકડાઇ જાય એવી સીનામેટોગ્રાફની શોધ કામે લગાડીને એક યોજના પેરીસની પોલીસના વડા આગળ અમલમાં મુકવા રજુ થઇ છે. ઉપશોધ એવી છે કે, પેરીસના દરેક રાજમાર્ગ પર જાહેર ઘડીયાળવાળા મીનારા છે તેના શિખર ઉપર સીનામેટોગ્રાફ યંત્ર મુકવું અને 'વાયર્લેસ' યંત્રથી પોલીસ ઓફીસને તેની સાથે જોડવી. આ યંત્ર નિરંતર રસ્તા પર જતા આવતા દરેક માણસના ફેટો તથા બનાવ નિરંતર પાડી લેશે, અને નાસતો માણસ પણ તેમાં નાસતો દેખાશે અને છેવટ રેલ્વે સ્ટેશન ઇત્યાદિ જગ્યાએ ગુમ થતાં સુધી તેનો ચહેરો તથા હીલચાલ 'ફીલ્મ'માં નોંધેલી હોવાથી તેનો તરત પત્તો મેળવી શકાશે! જેવા પેરીસના ચોર તેવી તેના ખરની યોજનાઓ!

**નવું નાક બેસાડવાની નવી યુક્તિ**—કાઠીઆવાડમાં બહારવટીયાઓની શત્રુઓનાં નાક કાપી લેવાની શિષ્ટતા હતી તેથી જૂનાગઢની હોસ્પીટલના સીવીલ સર્જન સ્વ. ડૉ. ત્રિભોવન શાહ નવાં નાક કરવાના 'ઓપરેશન' માં આખા હીંદમાં સૌથી મોટા એકસપર્ટ ગણાતા. પરંતુ નાક કાપનારા ઘણું ખરૂં જાડી ચામડીવાળો અણીવાળો ભાગ કાપીને સંતોષ પકડે છે. જ્યારે ઉપસેલું હાડકા પર શસ્ત્ર ફરી વળે છે ત્યારેજ ખરી મુશ્કેલી ઉભી થાય છે. અમેરિકામાં નવું હાડકું શી રીતે મુકવું તેની શોધ હાલ થઇ છે. તરતના કપાયલા એક પગમાંથી એક કટકો લઇને તે બરોબર નાકનાં હાડકા જેવો નસકોરાંના છિદ્રો સહીત ઘડવામાં આવ્યો. નાકકટ્ટાના હાથના વાળ વગરના ભાગ ઉપર તે બનાવટી નાક હાથની ચામડીની નીચે તરત વળગાડવામાં આવ્યું. તે નાક ત્યાં 'જીવતું' રહ્યું. થોડા માસ બાદ ઉપરનું પગનાં હાડકાંમાંથી કોતરી કાઢેલું એ નાક તે પરથી ચામડી સહીત એક કટકે કાઢી લઇને તેને તરત

મૂળ નાકવાળી સપાટ જગ્યાએ ટાંકા મારીને મઢી લીધું. અને તે ત્યાં એની મેળે દ૮ થઇને તેના ઉપર સાફ અસલ ચામડી ઉગી નીકળી છે; અને ઉગ્યું નાક લઇને તેનો સ્વામી હરતે ચહેરે આનંદથી ફરે છે! શસ્ત્ર વૈદક તે આનું નામ! એવી અસલ બુદ્ધિ આપણા હીંદી ડોક્ટરોએ બતાવવી જોઇએ, પણ હોસ્પીટલોમાં તેમને હાલ પેઠે દૂર ન રાખતાં નીમવામાં આવે તોજ એ બુદ્ધિ ખિલવાનો સંભવ છે.

**બગાસું અને મહાભારતમાં તે વિષે કથા!**—એક દાસી પુત્રીને ઇંગ્લંડમાં ચાલુ પાંચ કલાક બગાસાં આવ્યાં તે વાત તથા બગાસાં શાથી ઉત્પન્ન થાય છે તે વિષે એક ડોક્ટરે કરેલા ખુલાસાની બાબત હમે ગતાંકમાં આપી હતી. બગાસા વિષે મહાભારતમાં જે ઉત્પત્તિ આપી છે તેમાં અને ડોક્ટરની વાતમાં ઘણો ફેર છે. ભારતના ઉદ્યોગ પર્વના નવમા અધ્યાયના ૫૩ મા તથા ૫૪ મા શ્લોકનો અર્થ આ પ્રમાણે છે:—રાક્ષસરાજ વૃત્ર ઇંદ્રને ગળી ગયો, તેથી દેવોએ બગાસું ઉત્પન્ન કર્યું. વૃત્રે બગાસું ખાતાં તેનું મોં ફાટતાં ઇંદ્ર શરીર સંકોચીને નીકળી ગયો. ત્યારથી બગાસું થયું! યથાશ્રુત અર્થમાં તો કોઈ પણ બુદ્ધિમાનને આ વાત માનવા વિનવીશું તો તેઓ હમને હસશે. પરંતુ હમને લાગે છે કે એ સર્વથા અર્થરહિત નથી. વૃત્ર, ઇંદ્રાદિના મૂલ સત્યાર્થનો પ્રયોગ કરેથી કદાચ શરીર શાસ્ત્રનો ઉત્તમ સિદ્ધાંત એ આલંકારિક વાતમાંથી કાઢવા કોઈ વિદ્વાન્ સંસ્કૃતજ્ઞ વૈદ્યે પ્રયાસ કરવો જોઇએ.

**જેમ ઉંચે જાઓ તેમ ઠંડી વિશેષ પડે છે એ સર્વથા સત્ય છે?**—પહાડોની ટોચ સુધી એ વાત ખરી છે. પણ પૃથ્વીથી ૬॥ માઇલ ઉંચે ગયા પછી તો તે અસત્ય છે. એક ફ્રેંચ વાયુ શાસ્ત્રી મોં. ટી. રીરીનદ બોર્ટ અનેક વાર થર્મોમીટર લઇને ૧૯૦૩ માં ઉંચે ગયો હતો. ૬॥ માઇલ પછી દર વખત થર્મોમીટર ઉતરતું બંધ થયું હતું, ઉલ્ટું વખતે જરા ચઢતું. હવાનું તે પછી નવુંજ સ્તર થાય છે એમ વિદ્વાનો અનુમાન કરે છે.

**ટીટેનીક ક્યાં છે?**—જ્યાં ડુબી ગઇ ત્યાંજ હશે એમ ઘણાખરા ધારતા હશે. પરંતુ એ સમજ ભૂલભરી છે. તે તો આ વખતે ડુબી ત્યાંથી ઘણા માઇલ દૂર, તેનાં ૪૫,૦૦૦ ટનના વજન છતાં મહાસાગરમાં તણાઇ ગઇ હશે. 'ઓશીયેના' ડુબી જવા છતાં તેમાંની કીમતી વસ્તુઓ કાઢી શકાઇ છે. અને તે કેવી રીતે તેની વીગત હમે ગતાંકમાં આપી છે, પણ 'ટીટેનીક' ના સંબંધમાં તેમ કરવું અશક્ય છે, કારણ કે 'ઓશીઆના' ડુબી ત્યાં સમુદ્રનું તળીયું ૧૦૦ જ ફુટ પાણીની સપાટીથી દૂર હતું, અને 'ટીટેનીક' ડુબી તે તરફ તો એટલેંટીક બે માઇલ (૧૦,૦૦૦ ફુટ ઉપર) ઉંડો છે. ઘણે સ્થળે તે વધુમાં વધુ પાંચ માઇલ ઉંડો છે; જ્યારે પેસીફીક વધુમાં વધુ ૭ માઇલ ઉંડો છે. આમાં આશ્ચર્યકારક સત્ય એ છે કે, મહાસાગરના સૌથી ઉંડા ભાગો સાધારણ રીતે અનુમાન કરવામાં આવે છે તેમ તેની મધ્યમાં નથી પણ કીનારાની પાસેના ભાગો છે!

**હીંદુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચેના દરીયામાં દટાયલો માલ**—ઉપરની બાબતના સંબંધમાં એ જાણવા જોગ થઇ પડશે કે હીંદુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચે સફર મારવા દરમીઆન અત્યાર સુધી ડુબેલી સ્ટીમરોમાં ભરેલાં ફક્ત સોનાં તથા જવાહીરની કુલ કીંમત એટલી થાય છે કે તે જો સઘળી જડે તો દુન્યાની વસ્તીના દરેક આદમીને રૂ. ૭-૮ નીં વહેંચણી થઇ શકે! કુલ ૮૦ કરોડ પાઉંડની તે જણસો ડુબી છે!

## ગત માસની સાંસારિક-ધાર્મિક સ્થિતિનું અવલોકન.

**પાંચ કોન્ફરન્સો**-ગયા માસમાં હીંદમાં મળી હતીઃ (૧) દશાલાડ કોન્ફરન્સ, ભરૂચમાં, (૨) ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોની, ભીલખામાં, (૩) લાડુઆ શ્રીમાળી જૈનોની, આમોદમાં, (૪) આસામ સાહિત્ય સભા, કરીમગંજમાં, અને (૫) પછાત પડેલા વર્ગોની પરિષદ, મદ્રાસમાં. પાંચેમાં ઠરાવો તો સામાન્ય થયા હતા, પરંતુ ઔદિચ્ય સહસ્રોએ કેળવણી સારૂ ઠીક ફંડ ભેગું કર્યું હતું. દશાલાડોનો પ્રથમ પ્રયાસ પણ અભિનંદનીય છે. આસામ સાહિત્ય પરિષદનું પ્રદર્શન સુંદર હતું. લાડુઆએ તો કન્યાવિક્રય આદિ ઉપયોગી ઠરાવો વિશે આવતે વર્ષે ઠરાવ કરવાના ઠરાવ કર્યા હતા ! મદ્રાસની પરિષદમાં પ્રમુખે માત્ર રૂદન કર્યું હતું. જો કે કોઇ પણ પરિષદ જોઇએ તેવી ફતેહમંદ નહોતી, પરંતુ એક માસમાં પાંચ સંસારી કોન્ફરન્સો દેશના જુદા જુદા ભાગોમાં ભરાવી એજ જાગૃતિની એક આનંદજનક સાબીતી છે.

**જાલમો સૌથી બીકણ હોય છે**—તેનો દાખલો ટર્કીનો પદભ્રષ્ટ સુલતાન અબ્દુલ હમીદ છે. તેણે પોતાની રાજનીતિની વિરૂદ્ધ અક્ષર પણ ન બોલાય અને પોતાની સત્તાને જરા પણ આંચ ન આવે તે સારૂ વર્તમાનપત્રોને અભુત જાપતામાં રાખ્યાં હતાં. તેના હુકમો એવા હતા કે, "પત્રમાં...આવી શુન્યવાળી લીટી પણ ન કાઢવી કારણ કે તેથી કોઇને દુષ્ટ શંકા થાય. પરદેશી રાજાઓના ખુનની ખબર પણ છાપવાની મના હતી. આથી ફ્રાન્સના પ્રેસીડંટ કાર્નોના ખુન વિષે છાપાને લખવું પડયું હતું કે તે બાથે લોહી ચઢવાથી મરી ગયો, અને (એનાર્કિસ્ટે મારી નાંખેલો.) ઑસ્ટ્રિયાની મહારાણી એલીઝાબેથ ઓચીંતી ક્ષયથી મરી ગઇ! નીચલા શબ્દો ન વાપરવા એવી આજ્ઞા હતીઃ-કોન્સ્ટીટ્યુશન, અર્થાત્ રાજ્યબંધારણ (શરીરના બંધારણના વૈદ્યક અર્થમાં પણ તે વાપરવાની મનાઇ હતી !) સ્વતંત્રતા, ભ્રાતૃભાવ, માતૃભૂમિ, દારૂગોળો, રાષ્ટ્રિયતા, પ્રજાસત્તાક રાજ્ય, રાજસભાસદ.--'ભાઇ' શબ્દ પણ ન લખવો. કેમકે તેણે પોતે કેદ કરેલા (હાલ રાજ.કરતા) 'ભાઇ'ની તેને બહુ બ્હીક હતી. તેને યુરોપમાં 'સીકમેન' કહેતા ગ્લેડસ્ટને તે ઉપનામ આપ્યું હતું) તેથી તે લખવાની પણ મનાઇ હતી!

**આનું નામ તે ભાષણ**:-જે ભાષણની તાત્કાળીક કે બીજી કોઇ પરિણામી અસર ના થાય તે ભાષણ નહીં. કડીમાં વીશાશ્રીમાળી સોની ન્યાતનું મહાજન ગયા જેઠ માસના આરંભમાં એક લગ્ન પ્રસંગે એકઠું થયું હતું. તે પ્રસંગે કડીના એક સોની ગૃહસ્થ રા. ત્રીકમલાલ હરિલાલે મહાજન સમક્ષ ન્યાતમાં ચાલતા કન્યાવિક્રયના દુષ્ટ રિવાજ વિષે ભાષણ કર્યું હતું. આની એવી આબાદ અસર થઇ હતી કે સભા મંડપમાંજ આશરે ૨૫ સગપણો થયાં હતાં, અને તેથી કોમને આશરે દર કન્યાએ હજાર રૂપિયાનો નહીં તો જે વિક્રય થાત તે હીસાબે રૂ ૨૫૦૦૦ નો ફાયદો થયો છે.

**હિંદુસ્તાનમાં પાકી સડકો**-દેશની ઉન્નતિનું એવું ચિન્હ તેની પાકી સડકો છે. તેની સુગમતા વિના દેશના સરલ વ્યવહારમાં વૃદ્ધિ અશક્ય છે. પરંતુ આ દેશમાં તે પણ બહુજ ઓછી છે. ગામડાંમાં તો હોતીજ નથી. અને દેશમાં રેલ્વે સડકથી પણ બમણી એ નથી ! પાકી સડક આશરે ૫૫ હજાર માઇલની છે, જ્યારે રેલ્વે સડકની કુલ લંબાઇ ૩૦ હજાર માઇલ છે,

પાકી સડક દર માણસે માત્ર ફુર્ટમાં બે વાર આવે છે, જ્યારે બીજે સ્થળે ( પૂર્વ બંગાળ ) નો એક ઇંચ જેટલી પણ આવતી નથી. સૌથી નસીબવાન ઇલાકો મદ્રાસનો છે. ત્યાંની ૪ કરોડ ઉપરની વસ્તી માટે ૨૨ હજાર માઇલ છે, જ્યારે મુંબઈ ઇલાકો બીજી પંક્તિએ આવે છે. બે કરોડની વસ્તી માટે ૬૧૭૧ માઇલ સડક છે. પંજાબની વસ્તી તેટલીજ છતાં માત્ર ૨૫૮૦ માઇલ છે. પૂર્વ બંગાળ અને આસામની વસ્તી ૩ા કરોડ છતાં ફક્ત ૬૦૮ માઇલનીજ પાકી સડક છે. મ્યુનીસીપેલીટી તથા લોકલ બોર્ડોએ ચેતવું જોઇએ.

**આપણા શ્રીમાન્ પ્રીન્સ ઑફ વેલ્સને તમાકુનું વ્યસન**—જો કે તેઓ ૧૮ વર્ષની વયના તો ગઇ તા. ૨૩ મી જૂનને દિનેજ થયા–સગીર મટી ઉમ્મરમાં આવ્યા–તો પણ લાગુ પડી ચુક્યું છે એવી આશ્ચર્યજનક ખબર હાલ પેરીસમાં ફ્રેંચ વિનય તથા વિદ્યાનો અભ્યાસ તેઓ કરે છે તે સંબંધી વૃત્તાંત આપનારાઓ જણાવે છે. કહે છે કે હજી આપણા ભવિષ્યના મહારાજાધિરાજે સીગાર કે પાઇપ ' ટ્રાઇ ' કરી નથી, માત્ર રોજ બે એક બીડી સીગરેટ પીએ છે. આવી ખબર પ્રગટ રીતે આપવામાં આવી છે તે પરથી આપણી સભ્યતા યુરોપની સભ્યતાથી કેટલી જૂદી છે તેનું ભાન થાય છે. વિદ્યાર્થી વયમાં તો તમાકુથી માનસિક હાનિ થાય જ છે એ સર્વ સ્વીકૃત સિદ્ધાંત છે. તે જોતાં આ છૂટ નવાઇ ઉપજાવે છે. એ આનંદની વાત છે કે તે નામદારને ફ્રાન્સનો ઉંચો માદકતા રહિત દારૂ પણ પસંદ નથી તેથી તે પીવાને બદલે તેઓ જળ કે લેમોનેડજ પીએ છે.

**મુક્તિ ફોજે સ્થાપેલું આત્મઘાત રક્ષક મંડળ**–પોતાની હયાતીનાં છેલ્લાં ૫ વર્ષમાં ૪૭૫૪ માણસોને આત્મઘાત કરવાના નિશ્ચયથી નિવારવા સમર્થ થયું છે. આત્મઘાતકનો પ્રયત્ન અકસ્માતથી નિષ્ફળ નિવડતાં આ દેશમાં પોલીસ તેને મેજીસ્ટ્રેટ પાસે શિક્ષા કરાવે છે તેનો અર્થ એજ શિક્ષણ આપવાનો છે કે જો તેં આબાદ પ્રયત્ન કીધો હતે તો સજા થતે નહીં–ન મરી જવાનો તેં અપરાધ કીધો ! ખરો ઉપાય મુક્તિ ફોજે આદરેલો છે. આત્મઘાતનો અમુક જને નિશ્ચય કીધો છે એવી તેને ખબર મળતાં, તે નિશ્ચય કરવાનું કારણ શોધી તેને તે આપત્તિમાંથી મુક્ત કરે છે. આ પ્રમાણે તેણે રક્ષણ કરેલાં મનુષ્યોમાં સૌએ ૫૫ ટકાને ધનની સહાયતા આપી છે. ૧૦ ટકાને આપઘાતની ઇચ્છાનાં કારણરૂપ છાકટપણાં તથા રોગથી મુક્ત કીધા છે, ૯ ટકાને શોકના રોગથી મુક્ત કીધા છે, ખોટી સહી તથા ઉચાપતના અપરાધ માટે ૫ ટકાની વ્યવસ્થા કીધી છે, અને ૨૧ જેટલાને અકસ્માત, ઇત્યાદિ આત્મઘાતક ઉત્તેજક બનાવોથી ઉગાર્યા છે. આવી પારમાર્થિક સંસ્થાની હીંદને અપેક્ષા છે.

**હીંદુ હોટલવાળાઓ હોટલનું કામ સ્વિટ્ઝર્લેંડમાં શીખે છે !**–એમ લંડનના દૈનિક સ્ટાંડર્ડ પત્રનો તે પ્રજાસત્તાક રાજ્યની રાજધાની જીનીવાથી તે પત્રને ખબર આપે છે. હીંદુઓ સીલોન, સુમાત્રા વિગેરે અતિ પૂર્વના મુલકોમાં જબરજસ્ત હોટલો ચલાવે છે, અને એ કામ પણ ઘણું હુન્નર અને આવડતનું છે. તેમાં નિપુણતા મેળવવા સ્વીટઝર્લેંડ જ્યાંની કુદરતી રમણીયતા, તથા પહાડ તથા સુંદર સુકી હવાને લીધે અસંખ્ય લોકો ત્યાં જાય છે અને તેથી ત્યાં હોટેલો સૌથી સરસ પદ્ધતિસર ચાલે છે–તે હોટેલોમાં ચાલતી વ્યવસ્થાનો જાતે પ્રત્યક્ષ અનુભવ અને જ્ઞાન મેળવવા એ સાહસિકો ગયા છે. તેઓ કહે છે કે હમારા સૌથી

સારા ગ્રાહકો અંગ્રેજો અને જેપાનીઓ છે. હીંદુઓનો આ સાહસ જોઇ હૃદય પ્રફુલ્લિત થા છે. હજારો હીંદુઓ વગર પૂછે પરદેશ જતા હોવા છતાં કેટલાક પંડિતો ન જવાય એમ ક રટેલું આલ શીવે છે !

## મદ્યમાંસ નિષેધ પ્રકરણ.

**ગૌરક્ષાની એક વ્યાવહારિક યોજના**—નામદાર શેહેનશાહ જોર્જ તથા રાણી મે પોતાનો રાજ્યાભિષેક જાહેર કરવા આ દેશમાં આવ્યાં તે વખતે સમસ્ત હીંદી પ્રજા તરફથ અંગ્રેજ સોલ્જરોને આ દેશની ગાયોનું માંસ ન આપતાં પરદેશથી આયાત કરેલું તૈયાર માં આપવાનો પ્રબંધ કરવો એ, મતલબની અરજી એમને હાથોહાથ આપવા તે ઉપર મધ્યપ્રાંતન મી. જસવાલાએ લાખો મનુષ્યોની સહી લીધી હતી. બાદ તેઓ ઇંગ્લંડ ગયા હતા. તેમન અરજી પોંધતાનું નહીં કિંતુ ઔદ્યોગિક તથા ખેતીની ઉન્નતિનાં હિતનું પરિણામ હતું અરજીને હીંદી સરકારે દાદ ન આપવાથી, તેમણે એક નવીન યુક્તિ કાઢી છે એમ સ્થાનિ " ટાઇમ્સ ઓફ ઇંડીયા "ના લંડનનો ખબરપત્રી કહે છે. ઓસ્ટ્રેલીયા તથા મેડેગાસ્કરનો ટા ( પૂર્વ આફ્રીકા ) જ્યાં ઢોરોની બહુ ઉછેર થાય છે અને યંત્રથી ખેતી થવાથી ઢોર ખેતીન કામમાં ઝાઝાં આવતાં નથી ત્યાંથી દાબડામાં ભરેલું ગોમાંસ મંગાવવા અને હીંદમાં તે માંસ ભક્ષીઓને વેચવાના કામે જારૂર એક લીમીટેડ કંપની હાલમાં લંડનમાં રજીસ્ટર કરવામાં આવે છે. જો આ કંપની બરોબર ચાલશે તો નિસ્સંદેહ છે કે, કાંઇ નહીં તો વધારે સારો, સસ્તે અને ' સોજ્જો ' માલ લેવા સારૂ તેમજ ગમે ત્યાં તે મંગાવી શકાતો હોવાથી, આનો પુષ્કળ વપરાસ થશે અને તેથી ગાયો આ દેશમાં ઓછી કપાશે. ખબરપત્રી કહે છે કે ડીરેક્ટરોમ એક, સર હોર્નવેટ રેસન છે, જે પશ્ચિમ ઓસ્ટ્રેલીયાના પુર્વ મહાપ્રધાન અને તે પ્રાંતને લંડન ખાતેના વર્તમાન એજંટ-જનરલ છે. આ નામ કંપનીની ફતેહની એક સાબીતી રૂપ છે અને ગોરક્ષાના હીમાયતી માત્રે તેના શેર ખરીદવા જોઇએ. હાલ ગૌમાંસ મુંબઇ મંગાવવામ આવશે. અને બાદ બીજે બંદરે પણ તે મંગાવવામાં આવશે જો કે ગોરક્ષાની ખરી ફતેહ તે તો વનસ્પત્યાહારથીજ છે, અને હીંદીને બદલે પરદેશી ગાય મરે એમાં બહુ દીલાસો લેવ જેવું નથી, પરંતુ આ દેશની ખેતીની દ્રષ્ટિથી એ ફેરફાર ઘણો લાભકર્તા છે.

**ઔદ્યોગિક દ્રષ્ટિથી પણ માંસાહારનો ત્યાગ કેટલો બધો આવશ્યક છે?**—તે જણાવવા એટલું બસ થશે કે ગયા વર્ષમાં ઇંગ્લંડમાં નવ કરોડ વીસ લાખ ઢોરો હીંદથી અંગ્રેજોના ભોજનાર્થે રવાના થયાં હતાં ! બીજા કોઇ પણ દેશ કરતાં હીંદે વધુ ઢોરોનો ઇંગ્લંડની માંસાહારી પ્રજાને ભોગ આપ્યો હતો. સૌથી અમાંસાહારી દેશ બીજાને માંસ ખવડાવવામાં પ્રથમ ! ખુદ ઇંગ્લંડમાં તો માંસ માટે ખપતથી પાંચમા ભાગ જેટલાંજ જાનવરો ઉછરે છે. અંગ્રેજી પ્રજા પુર્વ કરતાં ઓછું માંસ ખાય છે, પરંતુ આ આંકડાઓ જોતાં તે સમુદ્રમાં બિંદુ સમાન છે.

**ફલાહારની હિમાયત**—લંડનની વેજીટેર્યન એસોસીએશનની મંત્રિણી મીસ એફ. નીકલ્સન, બી. એ. કહે છે કે, મેં છેલ્લાં ૨૧ વર્ષ થયાં મત્સ્ય, માંસ કે પક્ષીનાં માંસને સ્પર્શ કર્યો નથી, છતાં મારી તબીયત એવી સારી છે કે હું રોજ ૧૪ કલાક નિયમિત કામ કરું છું.

**દારૂ ચાખીને તેની અસલીયત પારખવાની અદ્‌ભુત શક્તિ**—પારીસની કુમારિકા માદમવાઝલ કોલીનેર ધરાવે છે: અને તે એટલે સુધી કે એક ચમચાપુર દારૂ જીભ પર મુકતાં તે કેલીફોર્નીયા કે જર્મની કે ફ્રાન્સમાં ઉગાવેલી દ્રાક્ષમાંથી બનાવ્યો છે અથવા તેમાં ભેળસેળ છે કે નહીં અને છે તો શેનો અને કેટલો છે, તેમજ તે કેટલા વર્ષ અને મહિના જુનો છે, ટુંકમાં તેની ઓખાત આબાદ પકડી આપે છે. આ કારણથી દારૂના વેપારીઓ દારૂના સોદા કરતાં પહેલાં તેના નમૂના એ બાઇ પર ચાખવા મોકલી આપે છે અને તેથી તેને વર્ષે પોણો-લાખ રૂપીયાની આવક થાય છે! કોઇ ધારશે કે એ બાઇ અઠંગ દારૂડીયણ હશે. પણ નહીં. તે તો દારૂ જીભથી દૂર પણ જવા દેતી નથી. તે તો દારૂનિષેધક છે. જો પીયે તો તેની જીભની એ અદ્‌ભુત શક્તિ નષ્ટ થાય એમ છે. તેમજ પ્રકૃતિ જરા પણ બગડતાં પણ એ શક્તિ ચાલી જાય છે તેથી તે પોતાની તબીયતનું ખાસ જતન કરે છે. દારૂ ચાખનારી તરીકે ઇતિહાસમાં આવી પાંચ સાત સ્રીઓજ પ્રસિદ્ધ થઇ છે. આપણા દેશમાં રૂ પારખનારા નમૂનાથી, રૂ કયા કયા પ્રાંતનું કેટલું કેટલું ભેળસેળ છે તે આબાદ કહી શકે છે. તે કરતાં પણ દારૂ પારખવાનું વધારે મુશ્કેલ છે. જીભની શક્તિની અવધિનું આ એક ઉદાહરણ છે.

**છાકટપણાં માટે એક અસરકારક ઇલાજ**—રશીઆના પાટનગર સેંટપીટર્સબર્ગમાં એવો ધારો છે કે રસ્તામાં દારૂ પી છાકટ થનારાઓ પાસે એક દીવસ જાહેર રસ્તામાં ઝાડુ મરાવવાની સજા કરવામાં આવે છે,

## સ્રીની ઉન્નતિ એમ સ્થિતિનું પ્રકરણ.

**પ્રથમ એમ. બી. ની ડીગ્રી મેળવનાર સ્રી ડાક્ટર**—મદ્રાસ યુનીવર્સીટીની એમ. બી. અને સી. એમ. ની સૌથી ઉંચી ડાક્ટરની પરીક્ષામાં પસાર થનાર પ્રથમ હીંદુ બાનુને પદુકોટાની મીસ સી. એન. મધુલક્ષ્મી અમ્મલ છે. ૫૦ વિદ્યાર્થીઓએ એ પરીક્ષાનો અભ્યાસ શરૂ કીધો હતો. છજ બેઠા હતા, અને ૩જ પસાર થયા. તેમાં આ કુમારિકા પ્રથમ નંબરે આવવાથી તેને અનેક ઇનામો, ચાંદો વગેરે મળ્યા છે. પ્રદુકોટાની લેડીઝ હોસ્પીટલની ડાક્ટર તરીકે તેને નીમવાનું નક્કી થયું છે. હીંદુ કન્યાઓમાં જો ઉત્તેજન અને અનુકૂલતા મળે તો તેઓમાં પુરૂષ વિદ્યાર્થીઓને પણ મારી હઠાવવા જેટલું બુદ્ધિબલ છે એ આ દ્રષ્ટાંતથી સ્પષ્ટ છે. ડાક્ટરનો વિષય એવો છે કે જેમાં સ્રીને ધંધો કરવાનું અનુકૂલ ક્ષેત્ર છે.

ટુંકામાં—અત્રે આ બાબત સાથે સંબંધ ન હોવાથી—એટલુંજ જણાવવું બસ થશે કે નાના પાયાપર અને અપૂર્ણ રીતિયે એક ગુરૂકુળજ ખેલવામાં આવ્યું હતું. સરકારે ત્યાંના વિદ્યાર્થી, કોઇ પણ સરકારી યા સરકારી મદદ મળતી સ્કૂલમાં, દાખલ ન કરવાનો ઠરાવ બ્હાર પાડયો ત્યારથી એનું એ કામ બંધ પડવાથી માત્ર કાચનું કામજ ચાલુ છે અને તે સારૂં કામ કરે છે. કેટલાક વિદ્યાર્થીયો ત્યાં એ વિષયમાં શિક્ષણ પણ પામે છે. અત્રે ભરાયલાં જુનાં મુંબઇનાં પ્રદર્શનમાં તેના નમૂના મેલવામાં આવ્યા હતા અને કેટલીક ક્રિયાઓ પણ જનસમાજને બતાવવામાં આવતી હતી તે ઘણાંએએ જોઇ હશે. અમો એ કારખાનું તળેગામ જઇ જોયું છે. તેના મેનેજર બહુજ ભલા અને વિવેકી છે અને પોતેજ બધે ફેરવી પ્રેક્ષકને સર્વ વાતની સમજ આપે છે. વાંચકોને અમો એનું કામ જોવા ખાસ ભલામણ કરીએ છીએ. પૂને જવાનો પ્રસંગ આવે તેમણે તો તળેગામ જવા ચૂકવું નહિ. મુંબઈના સ્ટોરમાં એ કારખાનાનો કેટલોક માલ વેચાય છે.

અંબાલાનું ભાંગી પડેલું કારખાનું ત્યાંના એક ' રઇસ ' ( જમીનદાર ) લાલા પન્નાલાલે, ૧૯૦૩ માં ખરીદી લીધું. હવે તેને તેઓ નવેસરથી ચલાવે છે. એનું નામ ' અપર ઈંડિયા ગ્લાસ વર્કસ ' ( *The Upper India Glass Works* ) છે, અને તે સારૂં કામ કરે છે. હૈદ્રાબાદનાં બંધ પડેલાં કારખાનાંનો સામાન પણ એમણે ખરીદી લીધો છે. ત્યાં નૂતન ઢબે યંત્રદ્વારા કામ લેવામાં આવે છે. રીપોર્ટપરથી એ સારૂં કામ કરે છે એમ જણાય છે. એ કારખાનું કાચ પણ બનાવી ( કાચો અને અશુદ્ધ ) વિલાયત મોકલે છે. બંગડી, લૅંપ, ગ્લોબ, ખડીયા, ચીમની, ગ્લાસ, બાટલીઓ આદિ પણ એમાં સારાં બને છે. આ પ્રત્યેક ચીજ રોજના વપરાશની છે. અને તેનો દરેક સ્થળે પુષ્કલ ખપ છે. દવાખાનાં પણ હવે પુષ્કલ થઇ જવાથી શીશીયોનો ખૂબ ઉઠાવ થાય છે. ઉઠાવનું બીજું કારણ પેટંટ દવાઓનો રાફડો ફાટી નીકળ્યો છે તે છે ! ઘાસલેટની શીશી જેવી શીશી તો ભાગ્યેજ કોઇ ઘરમાં નહિ હોય ! કંઇ નહિ તો જ્યાં ઘાસલેટ બાળવામાં આવતું હશે ત્યાં તો એના વગર ચાલશેજ નહિ. એ કારખાનાંનો કેટલોક માલ વિદેશી માલ કરતાં સસ્તો વેચવામાં આવે છે, એથી દરેક હિંદવાસીની ફરજ છે કે એનો માલ વાપરવા ચૂકવું નહિ. એ કારખાનાંની બનાવટને અનેક મ્હેદો મળી ચૂકી છે. પંજાબના લેફટનંટ ગવર્નર સર લુઇ ડેને પણ એના માલની પ્રસંસા કરી છે. એમાં બનતી ચીજોનું પ્રાઇસ-લીસ્ટ એના મંત્રીને લખવાથી મળી શકે છે.

હિંદનો પડી ભાગેલો આ ઉદ્યોગ આવી સ્થિતિમાં છે. એને વધારવો કે તોડી પાડવો, તે હિંદીયોની મદદપર અવલંબીને છે. જો દેશી કારખાનાંઓનો સારો અને સસ્તો બનતો માલ દેશબંધુઓ વાપરતા જશે તો આવાં અનેક જુદા જુદા ઉદ્યોગનાં કારખાનાંઓ નભી શકશે, અને બીજાં નવાંયે નીકળશે,

## સુધારણાનાં શિખર પરથી !

### ( એક ટુંકી સંસારી વાર્તા )

( ૨-ગતાંકથી સમાપ્ત. )

સુશીલ કુમારી શારદાગૌરી !

ગાંડાની વિનંતીને માન આપી તમે તમારો મત પત્રદ્વારા દર્શાવ્યો, તે સારૂ હું તમારો અત્યંત આભારી છું. મારી વિનંતી અવિવેકી માની, મારો તમને તિરસ્કાર આવશે, અને મારા આ પત્રનો ઉત્તર લખવાની પણ તમે પંચાતમાં નહીં પડો એવી મને બ્હીક લાગતી હતી. પણ તમારાં ઉદાર મને, ઉત્તરને સારૂ મને વધુ વખત રાહ જોવડાવી તરસાવ્યો નહિ એ તમારો મારાપર ઉપકારના હાલની પરિસ્થિતિમાં તમારા પત્રપર વધુ ન લખતાં એક બે મુદ્દા સંબંધી થોડામાંજ આટપું છું.

તમારી મારે વિશે એક મોટી ગેર સમજ થઇ લાગે છે અને તેથીજ મને બહુ ખેદ થાય છે. તમારે વિશે મારા મનમાં પ્રથમ દર્શનેજ જે આદર ઉત્પન્ન થયો છે તે તલમાત્ર પણ હજીયે ઓછો થાય એમ મને તો લાગતું નથી ! તે દિને આપણે જોવા ગયેલા સ્થળમાં આપણી ભેટનો પ્રથમ પ્રસંગ પડેલો તે હું કદીયે વિસરી શકું ? પૂર્વ પરિચય બીલકુલ ન હોતાં, કેવળ મારા પગપર પડેલા પત્થરથી મારાપર આવી પડેલી વિપત્તિ જોઇ તમે અને તમારાં માતુશ્રીએ મને જે મદદ કરી, અને ' તે પત્થર પડવામાં હું કારણરૂપ છું ' એમ માની તમે તમારે ઘેર લઇ જઇ મારો પગ સારો થતાં સુધી જે કાંઇ અડચણ ભોગવી છે તેને લીધે મારાં હૃદયમાં તમારે વિષે ઉત્પન્ન થયેલો આદર અને કૃતજ્ઞતાબુદ્ધિ સદૈવ જાગૃતજ રહેશે. આપણો આ નુતન સંબંધ તમારાં માતુશ્રીએ કાયમ રાખ્યો ત્યારથી જેમ જેમ મારો અને તમારો વધારે ને વધારે પરિચય થતો ગયો તેમ તેમ મારા મનમાંનો તમારે વિષેનો આદર અત્યંત વધ્યો. સર્વત્ર કાળાશ પ્રસરેલી રાત્રીયે આકાશમાં એકાદેકજ તારો ચમકતો જોઇ કોનું હૃદય વિકાસ નહીં પામે ? કોનું મન ઉલ્લસિત થયા વિના રહેશે ? અને કયાં નેત્ર એક વખત તે દૃષ્ટિયે પડયા પછી આદર અને કૃતજ્ઞતાથી તેને સતત જોવા ઇચ્છા નહિ રાખે?

તમારો સ્નેહ સંપાદન કરતી વખતે મારો કોઇ બીજો હેતુ નહોતો. આપણા વધેલા પરિચયની મારી તમારા પ્રત્યેની આદર બુદ્ધિ વધેલી હોવા છતાં...તારીખ સુધી પત્રમાં નિર્દેષ્ટ કરેલો વિચાર મારા સ્વપ્નમાંયે કદી આવ્યો નહતો તે દિવસે બનેલા એક પ્રકારથી માત્ર મેં મારી સહચારી જો કોઇને કરૂં અને ' **धर्मे च अर्थे च कामे च नातिचरामि नातिचरामि** ' નું વચન જો કોઇ પ્રત્યે પણ ઉચ્ચારવું હોય તો તે માત્ર તમારીજ પ્રત્યે–એવો નિશ્ચય કર્યો. તમારો મારા પ્રત્યેનો પ્રેમ, નીતિ ભેદ વિશે તમે બતાવેલો તિરસ્કાર, ' વ્યવહારિક સુધારક ' નાં ઉપનામથી સંબોધી કરેલું મારૂં કૌતુક, વગેરે વાતો ધ્યાનમાં લાવતાં તમે એ વાતને અશક્ય લેખશો એવું મને બીલકુલ લાગ્યું નહોતું. હવે જયારે તે વાત અશક્ય છે એમ તમે લખો છો ત્યારે તેને સારૂ આગ્રહ ન ધરતાં તમારૂં કારણ માન્ય કરવાની મારી ફરજ છે. પરંતુ તેથી કરીને તમારાં મનમાં આવેલો મારે વિશેનો, મારી નિઃસ્વાર્થતા પરનો શક દુર કરો. વાસ્તવિક રીતે જોતાં તમારી મૈત્રીની મને વધુ કીંમત છે, અને તેથી આખરે પરમેશ્વર પાસે એટલુંજ માગું છું કે હે પ્રેમમય પ્રભો ! આજ પર્યંત અમારો સ્નેહ સુખનો સાગર, સંતોષનો જનક, સદ્વિચારોનો ઉદ્દીપક અને સત્કર્મનો પ્રવર્તક હતો તેવોજ તે રહો. કલ્પનાનો સ્પર્શ પણ અમને થવા દઇશ નહીં !

પત્ર વિસ્તારની ક્ષમા ચાહતો,                                    તમારો,

રમણીક.

વિવાહનો વિચાર છોડી, શુધ્ધ ચિત્ત અને નિર્મલ પ્રેમથી શારદાની મૈત્રીમાં આયુષ્ય ક્રમણ કરી, પરોપકારાર્થે શરીરનો ઉપયોગ કરવો, એવો રમણીકલાલે નિશ્ચય કર્યો ખરો, પરંતુ પ્રીતિજ્વાલા ઉદ્દીપ્ત થઇ નહોતી ત્યાં સુધી આ બધું ઠીક હતું. પરોપકારમાં દેહનો ઉપયોગ કરી ઐહિક સર્વ ઋણમાંથી મુક્ત થવાનો તેમણે સંકલ્પ કર્યો, તથાપિ તે સંકલ્પ પ્રેમાગ્નિ આગળ પીગળી જઇ મનનો ઉત્સાહ અને બુદ્ધિનો પ્રભાવ બીલકુલ નષ્ટ પામતાં રમણીકલાલે બીછાનું પકડયું !     ×     ×     ×

રમણીકલાલની આવી અવસ્થા જોઇ તેનું કારણ ન સમજવા જેટલી શારદા મૂર્ખ નહોતી તેની તે હૃદયદ્રાવક સ્થિતિ જોઇ તેનું હૃદય ભરાઇ આવ્યું. સાશંક વિચારો દાબી દેવાથી ક્ષણવાર દબાઇ રહેલા તેમના પ્રેમનો પ્રવાહ બમણા જોરથી વહેવા લાગ્યો. તે પ્રેમ જલમાં લાજ લજ્જા, બીકમર્યાદા, વગેરે સર્વ બંધનો ઘસડાઇ ગયાં અને શારદા પોતાના ભાઇને લેઇ રમણીકલાલને જોવા ગઇ. રમણીકલાલની તે શોકજનક અવસ્થા જોઇને તો શારદાનું હૃદય ભરાઇ આવ્યું. તેમની પાસે બેશી તેમના મસ્તક પરનાં ધર્મબિંદુ લુછતાં લુછતાં તે તરૂણી સાશ્રુનયને બોલી, " અરેરે! શી આ દશા ! "

અહાહા! તે રમણીક શારદા સંમેલન કેટલું શાંત, કેટલું રમણીય દિસતું હતું? હવે શારદાનો આનંદપૂર્ણ જવાબ અમારે કાને પડશે. એમ અમારી ખાત્રી થઇ.

પરંતુ, જગતની સરણી કંઇ વિચિત્રજ છે! પ્રેમનો પ્રવાહ—માર્ગ કેટલા અભેદ પાષાણ અને અંધકારથી ભરેલા છે!! તે અભેદ્ય પાષાણોથી નિરાશ ન થતાં, અંધકારમાં લુપ્ત થયા વિના આ પ્રવાહ કદાચિત્ આ સંકટમાંથી નિર્વિઘ્ને પાર પડયો સાધ્ય સધાય પરંતુ ત્યાર પછી પણ એક મોટો સમુદ્ર, કે જે કદી તરીને પાર ન કરી શકાય, આપણી સમાજનો—ન્યાત જાતનો—વચમાં આવે છે કે જેમાં તો મનુષ્ય જરૂર અથડાય, ગોથાં ખાઇ ડુબે—નષ્ટ થાય! આ પાપમય જગમાં, પવિત્ર પ્રેમ પ્રવાહનું જગતને પાવન કરનારૂં દૈવીજેવા પ્રશાંત અને સૌખ્યપૂર્ણ પ્રદેશમાં, પોતાનાં માધુર્યથી અમ પામરોને સ્વર્ગીયસુખનો અનુભવ દેવા ક્વચિતજ સર્વ સંજોગોથી પૂર્ણ થયેલું હોય છે. આ રમણીક શારદા સંગમ જોઇ ત્યાં બેઠેલા બે પુરૂષોનાં મનમાં પરસ્પર વિરૂદ્ધ વિચાર આવ્યા.

શારદાએ પ્રેમના ઉભરામાં દેહભાન ભૂલી, અને લોક લાજ છોડી લીધેલું રમણીકલાલનાં મુખનું ચુંબન, એટલે મૃત્યુની છાયા પાછી મોકલવા સારૂ ઉભો કરેલો એક અભેદ કોટજ માની શારદાનાં ધૈર્યસારૂ તેનો ધન્યવાદ ગાયો, કે આ ખરા પ્રેમનો વિજય થયો એમ સમજવું, એવા વિચારમાં રમણીકનો એક મિત્ર ગરકાવ થયો. ત્યારે બીજી તરફ શારદાના બંધુના ફાટેલા અને તામ્રવર્ણ જેવા થયેલા ડોળા તેના હૃદયમાં ઉઠેલી કોપાગ્નિની જ્વાળાની સાક્ષી આપતા હતા! અંદર અંદર ઘસતો નીચેના હોઠ પર દંતપ્રહાર તેની વિઘ્નોત્પાદનેચ્છાનું દર્શન કરાવતો હતો.

ઘેર આવતાં શારદાની અવસ્થા તો બહુજ શોકજનક થઇ. " હજુ થોડો વખત વધુ હું બેઠી હત તો ઠીક થાત; પાસે આપાનું—સંબંધનું કોઇ પણ બેઠું હોય તો પ્રકૃતિને જલદી આરામ લાગે " એમ રડતાંમાં તે પોતાના બંધુને કહેતી હતી. નરોતમ આ 'બંધુ' ચુપચુપ સાંભળતો હતો; પણ ઘેર જતાંજ તેણે ભગિની પર યથેચ્છ મુખ સુખ અજમાવ્યું " તારાં આ કર્મથી તું કુળને કલંક લગાડીશ અને ન્યાતનું નામ ડૂબાવીશ તે કરતાં તું પહેલાંજ મરી ગઇ હત તો બહુ સારૂં થાત! મોટી સુધારણા અને પ્રેમનો ઢોંગ કરે છે! સુધારણા, સુધારણા કરી આ લોકોએ સમાજમાં ઉદ્ધતપણું અને નિર્લજ્જ વર્તન માત્ર શરૂ કર્યું છે. પોતાનાં નિર્લજ્જ અને ઉચ્છૃંખલ વર્તનને સ્વૈર સંચાર મળે એટલા સારૂ આ ઢોંગ છે. બીજું કંઇ નથી! " વગેરે.

જે નરોત્તમ પોતાની બ્હેનપર અત્યંત પ્રેમ બતાવતો, કોલેજમાં હોતાં અસુધારકોના વર્તન સંબંધી અંતઃકરણથી તિરસ્કાર પ્રગટ કરતો, જે કેટલાક આંગલભારત વિવાહમાં પ્રવૃત્ત થનાર યુવક યુવતીઓના ધૈર્ય સ્થૈર્યાદિ ગુણ સારૂ પણ પ્રશંસાજ કરતો અને તે પર કાદવ ફેંકી જનાર ઘણા માણસો સાથે વાગ્યુદ્ધ કરવામાં મોટાઈ માણતો, તેજ પોતાનો ભાઈ આજ તેનાં સુખની વચમાં શાસારૂ આવે છે; એનું કારણ તે બિચારી પ્રેમનિધાન બાલકીને સમજાતું નહોતું !

" ભાઇ અમારાપર આવનાર સંકટોનો અમે પહેલાંથીજ વિચાર કર્યો છે, અને તને ત્રાસ ન થાય તેની પણ અમે કાળજી રાખીશું–ફક્ત તું સંમતિ આપ. બીજા કોઇ પણ પ્રકારનો તું અમારા વિવાહ સાથે સંબંધ બતાવીશ નહિ. એમના (રમણીકલાલ) જેવો યોગ્ય પતિ મળતાં, કેવળ લોકાપવાદને લીધે આ તારી બ્હેનને કષ્ટપ્રદ અને દુઃસાધ્ય એવા આ જન્મકૌમાર્યાવસ્થાની અસિધાર પર બલાત્કારથી નાંખવા તું રાજી છે ?" શારદાએ વિનવ્યું.

પરંતુ નરોત્તમનું હૃદય દ્રવ્યું નહિ. ઉલટું તે દિવસથી તે શારદા પર વધુ કરડી નજર અને સખ્ત પહેરો રાખવા લાગ્યો. શી ખબર તે બિચારાને કે ખરાં પ્રેમીયો પ્રાણ જતાં પણ પાપ કર્મ આચરતાં નથી?

તે સુશીલ કુમારીને શું કરવું, તે સૂઝે નહિ. રમણીકલાલ સારૂ ઘર છોડી જવું એમ વિચાર કરતી પરંતુ કુલીનતા, સુશિક્ષણ, અને તજ્જન્ય વિનય અને શાલીનતાનાં કારણે તેનું મન નીતિ દ્રષ્ટયા યોગ્ય, પરંતુ લોક દ્રષ્ટયા ગર્હ્ય વિચારથી પરાવૃત્ત થતું. રમણીકલાલની આરી મુલાકાત સારૂ ઉત્સુકતા અને તે પૂર્ણ ન થવાને લીધે ઉપજતી નિરાશાથી તેમની દશા શી થતી હશે? તેના એ વિચાર વમલમાં તે ઘેરાઇ ગઇ. તેને ભયનો–શોકનો–તાપ આવ્યો અને થોડાજ સમયમાં ભ્રષ્ટિ થઇ ઇહ લોક છોડી, જ્યાં માત્ર પવિત્ર પ્રેમનું સામ્રાજ્ય ચાલે છે, એવા દિવ્ય પ્રદેશમાં તે ચાલી ગઇ–ખાત્રી રાખીને કે તેના જવાના સમાચારથી તેને મળવાને ઉત્સુક રમણીક પણ ત્યાં જઇને એક બે દિનમાં તેને જરૂર મળશે ! આવી તેની આશા સફલ થઇ એ કહેવાની જરૂર નથીજ.

× × × ×

તે પરસ્પર સંલગ્ન આત્મા હવે નિર્ભયપણે નિરંતર ઐક્યસુખનો લાભ લે છે. પરંતુ નરોત્તમ માત્ર તે સરલ, નિષ્પાપ અને શુધ્ધ હૃદયી બાલિકાની અને રમણીકલાલ સાથે, અવિચારથી, જાતિભેદને લીધે–અરે, માત્ર તદ્‌ભેદને લીધે વાપરેલી કઠોરતા–દુષ્ટતાથી પસ્તાતો હાય પોક મેલી રડે છે !

M.

# સ્વ. ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનું જીવન ચરિત્ર.

( એમનાં ધર્મપત્નિ મીસીસ રમાબાઇ રાનડે કૃત મરાઠી જીવન ચરિત્ર ઉપરથી, સાર તથા અવલોકન રૂપે લખનાર રા. મગનલાલ મ. ઝવેરી.)

( ૨ )

## બાલ સ્વભાવ અને બાલ લીલા.

કીર્તને નામના એક પાડોશી કુટુંબ સાથે એમના કુટુંબને બહુ ઘરવટ જેવું હતું. કીર્તનેનાં છોકરાં પાસ થતાં બધાંને કહેતાં કે ' અમે પાસ થયા. ' જ્યારે માધવરાવ તેઓનું કાંઇ કહેતા નહીં આથી જ્યારે તેમને પૂછવામાં આવ્યું ત્યારે તેમણે શાંતપણે જવાબ દીધો કે " એમાં તે શું મોટું કહેવાનું હતું ? અમે અભ્યાસ કરીયે છીયે તો પાસ થઇશુંજ–તેમાં નવાઇ તે શી છે ? "

એમની માતાને તો એજ બ્હીક હતી કે આ માધવનું શું થશે ! તે દશ રૂપિયા કમાઇ પોતાની મેળે પેટ ભરશે કે નહીં ! નાનપણથી કાંઇ છ પાંચ આવડે નહીં. ક્ષવ પેચ ખબરે નહીં તેમ સમજાયે નહીં ! એક વખત એક વાતનો આરંભ કર્યો કે તે પૂર્ણ કરવીજ એ નિશ્ચય ખરો, પરંતુ તેમાં કોઇએ કાંઇ વિઘ્ન નાંખ્યું કે રડતા બેસવાની ટેવ. પછી સમજાવતાં બહુ વાર લાગે. એકડે એકની નિશાળમાં આ માધવને મેલ્યો અને તે નિશાળથી પાછો આવ્યો કે આખો દિવસ તેનું ત્યાં કાંઇ શીખ્યો હોય તેનોજ બડબડાટ ચાલે અને આંગળીથી ભીંત પર અક્ષરો લખે.

એકમાર્ગીપણું તો એટલું કે નાની વયે જ્યારે દશ વાગે નિશાળ છૂટતી ત્યારે ઘેર આવતાંજ એમની માતા એમને રોટલી પર ઘી નાંખી ખાવા આપતી. એક દિવસ ઘી કાઢેલું ન હોતું. છાશમાંથી માખણ તારવી ઘી કાઢવાનું હતું તેથી-ઘીને બદલે માતાએ માખણ ચોપડી આપ્યું. માધવરાવે ' રોજના જેવું પાતળું ઘી તેલ ' કહી હઠ પકડી. અને આખરે જ્યારે તેમની માતાએ ઘીની તાંબડીમાં એક ચમચો પાણી નાંખી ગરમ કરી, રોટલી પર નાંખી આપ્યું ત્યારેજ તે રોટલી ખવાઇ ! તેમને એક છોકરીએ ઘણુંએ કહ્યું કે " માધવા તને માતાએ ઘીને બદલે પાણી મેલ્યું ! " છતાં એક માર્ગી માધવાએ તેની પરવા ન કરતાં રોટલી ખાઇ રસ્તો માપ્યો !

નાહવાની શરૂઆત થઇ કે પુરુષ સૂક્ત ભણવાનો આરંભ થતો. કોઇ વચમાં બોલતું તો બીલકુલ ગમતું નહીં. એક દિવસે સંધ્યા કરતાં એક વિઠુકાકાએ સંધ્યામાંનુજ કંઇ પૂછ્યું તેનો ઉત્તર દઇ પછી માધવાએ હઠ ધરી કે હવે હું ફરીથી સંધ્યા પહેલેથી નહીં કરું. મને ક્યાંથી થોભાવ્યો તે પ્રથમ કહો પછી હું સંધ્યા આગળ ચલાવીશ. " આમ હઠ ધરી બેઠો. ઊઠીયે જાય નહીં અને સંધ્યાએ કરે નહીં ! આખરે વિઠુકાકાએ અર્ધી સંધ્યા કરી કહ્યું કે હવે તું અહીંથી આગળ ચલાવ. મેં તને અહીંથી થોભાવ્યો હતો " ત્યારે સંધ્યા પૂર્ણ થઇ.

આવી આવી અનેક બાળલીલાઓ તેમની માતાને મુખે સાંભળવામાં આવતી.

### અંગ્રેજી કેળવણી.

નિશાળની મરાઠી શાળામાં પ્રાથમિક શિક્ષણ લીધા બાદ ઇ. સ. ૧૮૫૯ માં કોલ્હાપુરની ઇંગ્રેજી શાળામાં અભ્યાસ કરી ૧૮૫૬થી મુંબાઇની એલફીન્સ્ટન કાલેજમાં જવા લાગ્યા. ત્રણ વર્ષમાંજ મેટ્રીક પસાર કરી ૧૮૬૨માં બી. એ. થયા, અને ૧૮૬૫માં એમ. એ. થયા, બાદ એકજ વર્ષમાં એલ. એલ. બી ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. અહીં સુધી અભ્યાસ કરવા છતાં પણ પરીક્ષાઓ આપવાની એમની તૃષ્ણા ઓછી થઇ નહિ ! ૧૮૭૧માં તે એડવોકેટ થયા. સારે નસીબે સરકારે કિંવા યુનિવર્સિટીએ વધુ પરીક્ષાઓ રાખી નથી નહિતો તે પણ પસાર કર્યા શિવાય માધવરાવ જંપત, એમ લાગતું નથી !

### બુદ્ધિ.

એમની બુદ્ધિ નાનપણમાંથીજ ઘણી તીવ્ર હોવાથી એક પ્રસંગે કાલેજના એક અધ્યાપક હોલીંગ્સ સાહેબે તો ખુલ્લે ખુલ્લું જણાવ્યું કે " આખી કાલેજમાં વિચાર કરનાર વિદ્યાર્થી તો એકલો રાનડેજ છે. " આટલું છતાં એ એમની તે તીવ્ર બુદ્ધિને ખીલવનાર તો કાલેજના પ્રોફેસરોજ હતા એ ભૂલવું જોઇતું નથી. સર એલેકઝાંડર ગ્રાંટ, હાર્કનેસ, અને હાવર્ડ વગેરે પ્રોફેસરોની વિદ્વત્તા આજકાલના પ્રોફેસરોમાંથી ભાગ્યેજ મળી આવશે.

શિવાય વિદ્યાર્થી વર્ગ સાથે પ્રોફેસરોનું સારૂં સંઘટ્ટન હોવાથી તેમના સ્વભાવવૈશિષ્ટ્યનું પ્રતિબિંબ વિદ્યાર્થીના સર્વગ્રાહી અને અકલુષિત મનોજલમાં અસ્ખલિત પડતું. વિદ્યાર્થીદશામાંજ લખેલા માધવરાવના નિબંધ દેશીય લોકોનું ઇંગ્લીશ કેટલું સારૂં હોય છે તેના નમુના તરીકે હાવર્ડ સાહેબે ખાસ વિલાયત મોકલી આપ્યા હતા ! તેજ મુજબ એક પરીક્ષામાંના સવાલ પત્રકના ઉત્તર એમણે એવી તો અપૂર્વ રીતે લખ્યા હતા કે હિંદના વિદ્યાર્થીઓની વિદ્વત્તાની મર્યાદા કેટલી વિસ્તૃત છે તે બતાવી આપવાના હેતુથી ગ્રૅંડસાહેબે તે કાગળ ઓકસફર્ડના પ્રોફેસરોને મોકલી આપ્યા હતા ! આથી સર્વ પદવીધરોમાં એજ કેવળ મુકુટ શિરોમણી હતા એ સહજ જણાઇ આવે છે. કાલેજમાં ' ફેલો ' હતા તે સમયે એમને વિદ્યાર્થીઓ સમક્ષ જે વ્યાખ્યાનો આપવાં પડતાં, તે એટલાં વિદ્વત્તાપ્રચુર, અને માહિતીથી ઓતપ્રોત ભરેલાં હોતાં કે કાલેજના પ્રોફેસરો સુદ્ધાં તે સાંભળવા આવતા !

### નોકરી.

ઇ. સ. ૧૮૬૬ માં વિદ્યાખાતામાં મરાઠી ટ્રાન્સલેટર તરીકે એમની નીમણુક કરવામાં આવી. ૧૮૬૮ થી ૧૮૭૨ સુધી એ એલ્ફીન્સ્ટન કાલેજમાં ઇંગ્લીશના એસીસ્ટન્ટ પ્રોફેસર હતા. એ દરમ્યાન અક્કલકોટમાં થોડોક સમય કારભારી અને કોલ્હાપુરમાં ન્યાયાધીશ પણ હતા. ૧૮૬૯ માં મુંબઇની હાઇકોર્ટમાં એમણે એસીસ્ટન્ટ રીપોર્ટરનું પણ કામ કર્યું. ૧૮૭૧ માં મુંબઇના ત્રીજા મેજીસ્ટ્રેટ અને બાદ સ્મોલકોઝ કોર્ટના ચોથા જજ્જ નીમાયા. આ પછી ફર્સ્ટક્લાસ સબોર્ડીનેટ જજ્જ તરીકે એમની પુનામાં નીમણુક કરવામાં આવી. એ દરમ્યાન એમણે પોતાના હોદ્દાની રૂએ નાશીક, ધુળીયા અને પુનાંમાં કામ કર્યું.

### ભલામણ.

માધવરાવ રાનડેના પિતાશ્રી ગોવિંદરાવ રાનડે કોલ્હાપુરમાં પ્રાઇવેટ સેક્રેટરી હોવાથી ત્યાં તેમની ઓળખાણમાં ઘણા જણ આવતા. માધવરાવની બદલી કોલ્હાપુરમાં ન્યાયાધીશ તરીકે થવાથી

તેઓ પણ ત્યાં ગયા. મહીનો સવા મહીના બાદ કોર્ટમાં એક કેસ આવ્યો કે જેના પ્રતિવાદી એક મોટા કુળવંત અને પૈસાદાર હોઇ ગોવિંદરાવ ( માધવરાવના પિતાજી ) ના ખાસ પરિચિત હતા, એટલુંજ નહીં પણ કંઇક દૂરનું સગપણે હતું. તેમણે આવી ગોવિંદરાવને વિનંતિ કરી કહ્યું કે, મારે સારૂ આપે બે ( ભલામણના ) શબ્દ માધવરાવને કહેવા. " આપને એ ગમશે નહિ એ હું સારી પેઠે જાણું છું, પરંતુ આપને તેમ કરતાં કંઇ દુઃખ થાય એમ હું કહેતોજ નથી. મારે વિશે બે શબ્દ કહેવા એટલે એટલુંજ કે ફુરસદને વખતે મારાં બધાં કાગળીયાં એક વખત વાંચી જાય અને મારી બધી હકીકત બરાબર સાંભળી ધ્યાનમાં લે. એ શિવાય હું બીજું કંઇ ચાહતો નથી. એક વખત આ બધું સાંભળી લે કે પછી જે યોગ્ય હોય તે ચુકાદો આપે; આપે મારે સારૂ બે શબ્દ જરૂર કહેવા. "

ગોવિંદરાવ પાસે ઘણી વખતે ઘણા લોક આવી પોતાની કંઇક ભલામણ માધવરાવને કરવા કહેતાં; પરંતુ તે કદી તે માન્ય કરતા નહોતા, કારણ કે તે સારી પેઠે જાણતા કે માધવરાવનાં બધાં કામોમાં નિસ્પૃહતા અને ચોખ્ખાપણું હોવાથી કોઇની પણ ભલામણ તેમને ચાલશે નહિ, પરંતુ આવી એક સાદી અને સરળ માગણી તેમને ગળે ઘાલવામાં આવેલી હોવાથી તેમણે તે કબુલ કરી, અને માધવરાવ જે મેડીપર બેસતા હતા, તે મેડીપર પેલા ગૃહસ્થને લઇ ગયા. પિતાજીના આવતાંજ માધવરાવ ઉભા થયા અને તે બેઉ બેઠા પછી બેઠા. ગોવિંદરાવે કહ્યું, " આ કંઇક કહેવા આવ્યા છે; તેમનું કહેવું સાંભળી લ્યો. "

માધવરાવે કંઇજ જવાબ ન આપવાથી તે ગૃહસ્થે બોલવાની શરૂઆત કરતાં કહ્યું. " કે " મેં આજ કાંઇ કાગળપત્રો સાથે આણ્યાં નથી; ( આપને ) ફુરસદ હોય તો મંગાવું".

" આજ મને લખવાનું કામ બહુજ છે. ફુરસદનો વખત હશે તે હું આપને જણાવીશ. " ઠંડે કલેજે જવાબ મળ્યો.

તે ગૃહસ્થે કહ્યું " ઠીક, ત્યારે, મને વખત આપશો કે હું પાછો આવીશ; હમણાં જાઉં છું. " એમ કહી નમસ્કાર કરી તેમણે ચાલતી પકડી.

બાદ ગોવિંદરાવ ઉઠી જવા લાગ્યા તેમની સાથેજ ઉઠી ધીમે ધીમે પણ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે હું અત્રે નોકરી આવેલો છું. આખું કોલાપુર તમારૂં છે અને તેથી દરેક જણ પોતાના કામ સારૂ અત્રે આવી સતાવશે, આમ ન બને તો સારૂં; નહિ તો આપને ત્રાસ થશે અને મને મારી બદલી લેવી પડશે. કોઇ પણ પક્ષકારનું કામ ઘેર જોવું નહિં કિંવા તેનું બોલવું ઘેર સાંભળવું નહિ એવો મારો નિયમ છે તે આપે ટેકવી રાખવો. "

આ પછી ત્રણ ચાર મહિના કોલાપુરમાં ન્યાયાધીશની જગ્યાએ એ રહ્યા પરંતુ આવો પ્રસંગ કદી આવ્યો નહિ.

### પત્નિ મૃત્યુ, તથા પુનઃ લગ્ન.

ઇ. સ. ૧૮૭૩ માં એમની પહેલી સ્ત્રી ગુજરી ગઇ. તેમનો સ્વભાવ અતિશય પ્રેમાળ અને મતમીલાપી હોવાથી રાનડેનો તેમના પર અત્યંત પ્રેમ હતો, અને તેથી તેમની માંદગીમાં થાય તેટલું તેમનું કામ માધવરાવ પોતેજ કરવાનું પસંદ કરતા. પુષ્કળ ઓસડઉપચાર કર્યો પણ વ્યર્થ. એમનાં મરણથી માધવરાવને એક વરસ તો બહુજ દુઃખ થયું. ઇ. સ.

૧૮૭૩ ના ડીસેંબર માસમાં એમનાં લગ્ન હાલનાં રમાબાઇ જોડે થયાં. વેદોક્ત વિધિ આટો-પાઇ અને લગ્ન ક્રિયા પૂર્ણ થતાં વહુવર પગે ચાલી નીકળ્યું ! લગ્ન થયા બાદ સાસરે જમવાયે ગયા નહીં તેમજ કોઇ સાથે વાતચીતે કરી નહીં પણ એકદમ પોતાની ઓરડીમાં જઇ અંદરથી સાંકળ મારી દીધી ! એક તો બરોબરીની પત્નીનો વિયોગ, અને બીજું પુનઃ લગ્ન કરવાની બીલકુલ અનિચ્છા, પરંતુ કેવળ પિતુ આજ્ઞાને પાળવાનેજ સારૂ તેમના દુરાગ્રહને માન આપવું પડયું હતું. એ બધા સંજોગોએ તેમને અતિશય સંતપ્ત કરી મેલ્યા હતા. સૌથી વધુ તો એજ લાગી આવ્યું કે હજી આગલી પત્નીને મરી જવાને માત્ર એકજ માસ થયો હતો. લગ્ન કરવું પડયું તે પણ બે વ્રત સારૂ, એક તો વડિલની આજ્ઞા ઉથાપવી નહિ, અને બીજું તેમનાં કુટુંબ સુખમાં પોતાને વિઘાતક થવું નહિ.

આ બે વ્રતોને લીધેજ ઘણા દિવસથી સ્વીકારેલો, અને માન્ય કરેલો પુનર્વિવાહ પક્ષ પોતાના જીવનના મિત્રો, સ્વાભિમાન, અને તેથી મળનારૂં સુખ અને કીર્તિ તજી દીધી અને તેના બદલામાં દુનિયાના ઉપહાસાત્મક વચનો—કટાક્ષો અને દોષારોપ સર્વત્ર સહન કરવાનું સાંખ્યું. આ કારણેજ એ રાત્રી બહુજ દુઃખમય લાગી, અને લાગે તેમાંયે આશ્ચર્ય નહોતું. પોતાની અંતરેચ્છાથી વિરૂધ્ધ કાર્ય જ્યારે કોઇ દઢેચ્છાવાળામાં મનુષ્યને ના છુટકે પ્રસંગવશાત્ કરવું પડે છે, ત્યારે તેની આવીજ સ્થિતિ ગમે તેવા માંગલિક પ્રસંગે પણ થાય છે. આ કાર્ય વિષે આજદિન સુધીયે એમના વખાણનારા કહે છે કે તેમની જીંદગીમાં જો કાંઇ પણ ગૌણતા અને ઉણપ રહી હોય તો તે આજ છે, અને આજ બાબત પૂર્ણ આવેશથી ઉચ્ચારવામાં આવે છે. પરંતુ ખરૂં જોતાં તો સર્વ ચરિત્રમાં ખરા સ્વાર્થત્યાગ અને ઉદાત્તતાનો જે કાંઇ ભાગ છે તે આજ છે. અને તે સંબંધે કોઇ ગમે તેમ બોલે તો પણ, ખરા અવલોકનકારક તેને અપકીર્તિ ન લેખતાં કીર્તિવર્ધકજ માનશે.

લગ્નની પૂર્વે શુમારે પંદરેક દિવસથી મુંબઇના મિત્રો તરફથી ઉપરાચાપરી પત્રો આવતા જેનો મજકુર ટુંકમાં આજ હતો. "આજ વખત છે. આ વખતે હું નાની છોકરી સાથે વિવાહ કરનાર નથી, પુનર્વિવાહ કરનાર છું, એમ પિતાજીને સાફ કહી દેજો વગેરે." આવા પત્રો પ્રથમ તો માધવરાવને પરબારા મોકલવામાં આવતા, પરંતુ આવા પત્રો મુંબઇથી આવે છે, એવી બાતમી ગોવિંદરાવને મળવાથી જેવો 'પોસ્ટમેન' આવે કે પહેલાં તેની પાસેથી પત્રો લઇ લઇ મુંબઇના પત્રો કાઢી લઇ બાકીનાજ માધવરાવ પાસે મોકલવામાં આવતા ! વૃધ્ધ ગોવિંદરાવથી ઘરમાં સર્વ બ્હીતા હોવાથી કોઇએ આ વાતની માધવરાવ આગળ ચાડી ખાધી નહીં ! પહેલી સ્ત્રી મરી જવા બાદ ગોવિંદરાવ કોલ્હાપુરથી પુને આવ્યા અને કન્યાની તપાસ કરવા લાગ્યા હવે વખત મળતાં માધવરાવ પુનર્વિવાહજ કરશે. અને મુંબઇના મિત્રોને મળશે તો તો પછી માથું વધુજ ફરી જશે, એમ લાગવાથી ત્યાર પહેલાંજ ગોવિંદરાવે છોકરીયો જોવાનો સપાટો ચલાવ્યો !

આ વખતે રમાબાઇના પિતાજી પણ યોગ્ય વરની શોધમાં આવેલા હોવાથી ગોવિંદરાવને આવી મળ્યા, બેઉનો અગાઉનો પરિચય હતો. રમાબાઇના પિતાજીએ ગોવિંદરાવને આવી કહ્યું કે "મારી પુત્રી લગ્ન કરવા યોગ્ય થઇ છે; પરંતુ આપને ખબરજ છે કે

લગ્ન કર્યા શિવાય અમારી પુત્રીને માત્ર જોવા સારૂ મોકલવાની અમારી રીતિ નથી, માટે વિનંતિ એ છે જે આપ આપનું કોઇ માણસ છોકરી જોવા મોકલો; તેને તે પસંદ પડશે તો છોકરીને ત્યાંથી કંઇ પણ ખેસવી શકાય ( બીજે સ્થળે લઇ જઇ શકાય ). લગ્ન સારૂ બહાર પાડેલી છોકરી લગ્ન કર્યા શિવાય તેવીજ પાછી આવે તે અમારા નામને બટ્ટો લાગે. માટે પ્રથમ આપને છોકરી પસંદ પડે નહીં ત્યાં સુધી મારાથી તેને કોઇ પણ સ્થળે લઇ જઇ શકાય નહીં.

## કન્યાની થયલી પસંદગી, અને રાનડેની નાપસંદગી!

આથી ગોવિંદરાવે તેમના આશ્રિત બાળંભટજીને કન્યા જોવા મોકલ્યા. એમના પર સર્વેનો પૂર્ણ વિશ્વાસ હતો, અને એ પણ બહુ આચરણ શુદ્ધ, વિદ્વાન્ અને કર્મનિષ્ઠ હતા. છોકરી જોઇ, રીતિ પ્રમાણે પૂછવાનું પૂછી કરી, સાંજ સુધી શોભી-બાકીની ગૃહસ્થિતિનું બારીક નીરિક્ષણ કરવા સારૂજ કે કેમ કોણ જાણે-રાત્રે છેક સૂતી વખતે કહ્યું કે " આપની છોકરી પસંદ છે. કાલેને કાલે આપ સાથે તેને લઇ આગળ જઇએ. બાદ મુહૂર્ત ઠર્યાથી તાર કરી આપ આપનાં કુટુંબને લગ્ન સારૂ બોલાવી લેજો. "

આ ખટપટની માધવરાવને ખબર પડતાંજ તેમને લગ્ન ન કરવાનો પોતાનો નિશ્ચય પિતાજીને જણાવ્યો અને કહ્યું " મારે લગ્ન કરવું નથી. હું હવે કંઇ નાનો નથી-૩૨ વર્ષનો થયો છું. માટે સદાચરણથી રહેવાને મને કંઇ હરકત નથી. દુર્ગા ( માધવરાવની બ્હેન ) મારાથી ઘણી નાની હોઇ એકવીશમે વર્ષેજ અનાથ થઇ છે. આપનો પ્રેમ મારા કરતાં કોઇ પણ રીતે તેના પર ઓછો નથી તો પછી શા સારૂ તેને માટે કંઇ વિચાર નથી કરતા ? અને ત્યારે મનેજ લગ્ન કરવાનો આગ્રહ શા સારૂ કરો છો ? તેણે વ્રતસ્થ રહેવું એ સારૂં છે એમ જો આપને લાગતું હોય તો તે આમ બેઉને સરખીજ રીતે લાગુ પડે છે. કદાચિત હું પુનર્લગ્ન કરીશ એની આપને બ્હીક લાગતી હોય તો હું તે કરીશ નહીં એવું આપને વચન આપું છું. એ વિશે આપ બેફીકર રહો. "

આ પ્રમાણે જ્યારે પુષ્કળજ વિનવ્યા છતાં ગોવિંદરાવે કંઇ પણ દાદ આપી નહિ, અને પોતાની હઠ ના છોડતાં વધુ ગુસ્સે થયા ત્યારે માધવરાવે કહ્યું, " આપ જો કે મારૂં કહ્યું ધ્યાનમાં લેતા નથી, છતાં મારે તો આપનું કહેવું માન્ય કરવુંજ જોઇએ. મને હવે માત્ર ૭ મહિના છૂટો રહેવા દો કે જેથી ત્યાં સુધીમાં હું વિલાયત જઇ આવું. "

આખરે જ્યારે આ પણ કબૂલ કરવામાં આવ્યું નહીં, ત્યારે માધવરાવે કહેવડાવ્યું કે " આપ જ્યારે મારૂં કંઇજ ચાલવા દેતા નથી અને મને લગ્ન કરવાની જબરદસ્તીજ કરો છો તો આટલું તો જરૂર ધ્યાનમાં રાખશો કે જેની સાથે મારૂં લગ્ન કરનાર હો તે છોકરી ગામમાંની ન હોવી જોઇએ, પરગામની હોય, કુલીન અને ખાનદાન કુટુંબની હોય તેમજ તેમનો બધો સંબંધ સારાં માણસો જોડેજ છે એ બરોબર જોઇ નક્કી કરવું. ગામમાંની છોકરી મારે બીલકુલ જોઇતી નથી. રૂપને જોઇ તેમજ ઉમરે મોટી છે એમ સમજી સાધારણ કુટુંબની કન્યા મારે સારૂ કૃપા કરી લેતા નહીં. રૂપ રંગ કરતાં કુલીનતા પર વધુ લક્ષ આપશો તો તે સંબંધ અધિક સુખનો થશે. "

### યુક્તિ.

આ પ્રમાણે વાતચિત થતાં બે ત્રણ દિનમાં તો કન્યા જોવા ગયેલા બાળંભટ્ટજી વગેરે પુને આવી મળ્યા. ગોવિંદરાવે પ્રત્યક્ષ કન્યા જોઇ પસંદ કરી એકાદશીનું મુહૂર્ત પણ ઠરાવ્યું. બાદ પોતાના વેવાઇને કહ્યું કે "આજે સાંજે આપ મારે ઘેર ખાસ આવજો, અને માધવરાવનું કહેવું શું છે તે સાંભળજો. અનુકુળ હોય તો તો ઠીકજ છે નહીં તો 'મારે મારી છોકરી અહીંજ આપવી છે' એમ ચોખ્ખું પકડાવી દેજો.!" તેમણે તે કબુલ કર્યું.

### સસરા જમાઇનો સંવાદ.

રમાબાઇના વડિલનો ચહેરો કુલીનતાને શોભાવે તેવો, પુખ્ત, પ્રભાવશાળી અને નિશ્ચયી દેખાતો હતો. વાત નીકળતાં પોતાની ઓળખાણ આપતાં તેમણે માધવરાવને હું અમુક ગામનો જાગીરદાર છું વગેરે પોતાની હકીકત ટુંકમાં કહી, અને જણાવ્યું કે "મારી પુત્રી લગ્ન કરવા યોગ્ય થવાથી તેને આપવાના વિચારથી આવ્યો છું." આથી માધવરાવ કહેવા લાગ્યા આપે શું જોઇને મને પુત્રી આપવાનો વિચાર કર્યો છે? આપ જુના વિચારના જાગીરદાર છો અને હું સુધારક હોઇ પુનર્વિવાહ પક્ષનો છું. તેમજ હું ઊપરથી ગમે તેટલો શરીરે મજબુત દેખાઉં છું છતાં આંખથી તેમજ કાનથી નબળો છું. શિવાય મારે વિલાયત જઇ આવવું છે અને ત્યાંથી પાછા આવતાં હું પ્રાયશ્ચિત્ત કરનાર નથી. માટે આ સર્વ વાતનો પ્રથમ વિચાર કરી પછી જોઇને તે નક્કી કરજો."

"ભાઊ સાહેબનો અને મારો જુનો પરિચય છે, તેમણે મને બધું કહેલું છે અને મારો આપનેજ છોકરી દેવાનો નિશ્ચય થયેલો છે." એમ રમાબાઇના પિતાજીએ ઉત્તર દીધો.

આ સાંભળી થોડોક વખત થોભી માધવરાવે જવાબ દીધો. "આપનો નિશ્ચય થયોજ હોય તો મારૂં એક કહેવું એ છે કે હાલ લગ્ન ન કરતાં ફક્ત સગપણ કરી, એક વર્ષ થોભવું અને પછી લગ્ન કરવાં."

પણ રમાબાઇના પિતાજીએ ઘણો આગ્રહ કરી કહ્યું. "એમ કરશો નહિ. મારા ઘરની આબરૂ પર જરા ધ્યાન આપશો."

આથી માધવરાવે કહ્યું કે "હવે આ કામમાં ભાઊ સાહેબનો (ગોવિંદરાવનો) વિચાર લેવો અને તે કહે તે બેઊએ માનવું." આ સાંભળી રમાબાઇના પિતાજી ચાલી નીકળ્યા.

### લગ્ન મુલત્વી રહેવાની આશા.

માધવરાવના મનમાં એમ હતું કે મેં જ્યારે આટલી બધી વાતો પિતાજીની સાંભળી છે તો તે મારી આ એકજ વાત—લગ્ન લંબાવવાની—કબૂલ કર્યા વિના રહેશે નહિ; આથી પોતાના પિતાજી પાસે જઇ તેમણે અણ્ણાસાહેબ કુલકર્ણી (રમાબાઇના પિતાજી) આવ્યા હતા વગેરે વાત વિદિત કરી, અને વચ્ચે વચ્ચે પોતાના પક્ષનું સમર્થન કરતાં કરતાં પુષ્કળ બોલવા લાગ્યા. પણ ગોવિંદરાવે એએક કલાક તેનો કશો ઉત્તર દીધો નહિ. માધવરાવ જે કાંઇ બોલતા હતા તેમનાપર તેમનું બીલકુલ ચિત્ત હતું નહી. થોડીકવારે બધાંને બહાર જવા કહી ગોવિંદરાવે કહેવા માંડયું:—

## ગોવિંદરાવનો અવિશ્વાસ.

" આટલો વખત તમારૂં ભાષણ સાંભળ્યા પછી હું એવા નિર્ણયપર આવ્યો છું કે તમારૂં કહ્યું માનવું યોગ્ય નથી. મેં તમારાપર કદીયે અવિશ્વાસ રાખ્યો નથી અને હમણુયે રાખતો નથી. પણ આ સમયજ એવો છે કે વિચારી મનુષ્યે વિચાર કરી કરેલો નિશ્ચય સુદ્ધાં ડગમગે. એ તમારા લક્ષમાં કેમ આવતું નથી ? એક વખતે જો તમારૂં કહ્યું માની વર્ષ છ મહિના તમને છુટા મેલવામાં આવે તો મને એવી બીક લાગે છે કે મારી ઉત્તર વયમાં હું શાંતિ અને સુખનો હાથે કરી ત્યાગ કરીશ. એનું કારણ એ કે ગયા ૧૫ દિવસમાં મુંબઈની મિત્રમંડળી તરફથી આવેલાં પત્રો તથા તારો મેં વાંચી મારી પાસે રખેલા છે તે સર્વેનો વિચાર કરતાં તમારૂં કહેવું કબુલ કરવું એમ મને લાગતું નથી. પહેલાંજ નવીન (સુધારક) મતની તરફેણ, તેમાંયે વળી મિત્રમંડળ વિશાળ, તેમજ તે વિચારને પુષ્ટ કરતી ઉમરનીએ અનુકૂલતા. એટલું છતાં યે સંસારમાં છોકરા છોકરી હોય છે તો સ્હેજ પાછી પાની કરે છે પણ તમને તો તેનોયે બીલકુલ પાસ નથી! આવી સર્વ પ્રકારે સ્વતંત્રતા હોવાથી સ્હેલાઇથી નવીન પક્ષનું અભિમાન ધરી મનનું ધાર્યું કરશો એવી મ્હને બીક લાગે છે. પરંતુ મારી હવે ઉમર થઇ છે, કુટુંબનો સૈરી છોકરાંનો ભાર હવે તમારા પર આવે છે ને તેને સર્વાંશે તમે યોગ્ય પણ છો. અસ્તુ, એક બાજુ આ અને બીજી બાજુ મારાં સુખ અને શાંતિનો વિચાર એ બેઉની તુલના કરતાં મને તમારૂં કહેવું અયોગ્ય ભાસે છે. તમારે કરવું હોય તેમ કરજો પરંતુ હું માત્ર મારો એક નિશ્ચય જણાવી દઉં છું કે હમણાં લગ્ન નહિ કરો તો **તે છોકરી આરાથી પાછી મોકલી શકાશે નહિ કારણ તેમાં અમને બેઉની આબરૂની હાનિ થવાનો સંભવ છે. પરંતુ જો તેવોજ પ્રસંગ તમે મારા પર લાવી મેલશો તો હું મારો અને તમારો સંબંધ આજથીજ છૂટો કરી કાયમને વાસ્તે હું કરવીર ક્ષેત્ર ચાલ્યો જઇશ; પછી યદૃચ્છા મુજબ વર્ત્તન કરવું તમને ઠીક પડશે."**

આમ કહી મોટો નિઃશ્વાસ નાંખી ગોવિંદરાવ હાથપગ ધોઇ સંધ્યા કરવા ગયા અને માધવરાવ મેડે ગયા.

## વેદોક્ત લગ્નવિધિ.

બાદ અગાઉ ઠર્યા મુજબ માગશર શુદ ૧૧, શકે ૧૭૯૫ ( ડીસેંબર, ૧૮૭૩ ) ને દિને ગોરજ મુહૂર્તે લગ્ન થયાં. લગ્ન પૂર્વેની તેમજ લગ્ન પછીની લૌકિક વિધિ કિંવા ઉપચાર બીલકુલ કરવામાં આવ્યા નહીં. માત્ર વેદોક્ત વિધિ અને હોમહવનાદિક સર્વે કરવા દેવામાં આવ્યું. ખુબી તો એ છે કે લગ્નને દિવસે પણ કોર્ટમાં હાજર રહ્યા હતા. રજા લીધી નહોતી ! લગ્ન સમય પૂર્વે અને કોર્ટમાંથી આવવા સુધી ગોવિંદરાવને બ્હીક હતી કે રખેને કોઇ મુંબઇનો મિત્ર આવી, આ વખતે સંધી સાધી, મુહુર્ત ટાળવા બેઉ કંઇ બહાર ફરવા નીકળી જાય ! પરંતુ તેમને માધવરાવની એટલી ખાત્રી હતી કે ગમે તેટલી મરજી વિરૂદ્ધની એક વાતમાં જો તે તેમને હા પાડતા તો તેમાં કાળાંતરે ફેર પડે નહીં. થયું પણ તેમજ તેમની ખાત્રી પ્રમાણે કોર્ટનું કામ ખલાસ થતાંજ ફરવા કિંવા લાયબ્રેરીમાં વગેરે ન જતાં એકદમ તે ઘેર આવ્યા અને લગ્ન થયાં. રમાબાઇને તેમના પિતા સાસરે એકલી મેલી પોતાને

ગામ ગયા. લગ્નમાં કન્યાના પિતા શિવાય કન્યા પક્ષનું કોઇ હાજર નહોતું ! બધાંને તારથી બોલાવવાનાં હતાં પણ ગોવિંદરાવે મુહુર્ત બહુજ પાસેનું કાઢેલું હોવાથી, તેમજ વેદોક્ત વિધિ શિવાય બીજો કોઇ પણ જાતનો ઉપચાર કરવા દેવાની માધવરાવે સાફ ના પાડેલી હોવાથી સ્ત્રી બાલકોને લાવી તેમને લગ્નનો કહેવાતો લ્હાવો ભોગવવા ન મળવાથી થતો વિરસ અ-ટકાવવા, રમાબાઇના પિતાજીએ કોઇને તેડાવ્યા નહતા !

રમાબાઇના પિતાજી તેમને એકલી છોડી ગયા તે દિને શુમારે ૬॥ વાગે કોર્ટમાંથી રાનડે ઘેર આવ્યા.

રમાબાઇને પોતાની પાસે બોલાવી પૂછયું " ગયા કે તમારા પિતાજી ?

રામબાઇએ હા કહી.

ફરી પ્રશ્ન થયો –" તારૂં, મારી સાથે લગ્ન કરવામાં આવ્યું પણ હું કોણ, મારૂં નામ શું, વગેરે તને કાંઇ ખબર છે કે ?

રમાબાઇએ હા પાડી.

ત્યારે કહે વારૂ, મારૂં નામ શું છે ?

આજ્ઞા થતાંજ નામ લેવામાં આવ્યું. જે ભાગ કહેતાં શરમાવું જોઇએ ( પતિનું નામ લેતાં ) તેની ખબર ન હોવાથી તે લેતાં બીલકુલ શરમ લાગી નહીં ! પરંતુ માધવરાવને આથી એક પ્રકારનું સમાધાન લાગ્યું. હવે પછી રમાબાઇને શિક્ષણ આપવાનો પ્રારંભ થાય છે.

( અપૂર્ણ. )

---

## ટુંકી ટીકાઓ.

**સમ્મતિ વય તથા દેવદાસીઓ સંબંધ રજુ થનારા કાયદા**—મી. દાદાભાઇ વડી ધારાસભામાં કન્યાનું સમ્મતિ વય પૂરા ૧૨ વર્ષનું હાલ છે તે વધારીને ૧૬ નું કરવું એ મતલબનો ધારાનો ખર્ડો વડી ધારાસભામાં રજુ કરનાર છે. ૧૬ ની વય એટલી અલ્પ છે કે આ કાયદો લગ્નની સ્ત્રીને પણ લાગુ પાડવામાં આવે તો કેળવાયલો વર્ગ ખાસ વાંધો લેશે નહીં. પરંતુ સરકારે મી. મલબારીની સૂચનાથી ૧૨ વર્ષ કીધા તે સામેજ ખળભળાટ મચ્યો હતો તો સોળ થાય તો તો લોકો જોવા જેવુંજ કરી મૂકે ! સારે ભાગ્યે મી. દાદાભાઇએ એ કાયદો કેવલ વ્યભિચારના પ્રતિબંધ અર્થે સુચવેલો હોવાથી, લગ્ન સંબંધને લાગુ પાડયો નથી. તેથી સુસ્ત હીંદુઓ શું રક્ષક વૃત્તિના અને શું સુધારકો તેને ટેકો આપશે, એવી આશા રાખીશું. કાયદો થતાં કોઇ પણ ૧૬ વર્ષની અંદરની અવિવાહિત કન્યા સાથે–તે 'રાખ' હોય કે વેસ્યા હોય–સંબંધ કરી શકશે નહીં. સ્પષ્ટ છે કે એ વય સુધી એ બાલક કન્યાઓનો, વેસ્યા કે કુકર્મી માતા કે વાલી દુષ્ટ ઉપયોગ કરી શકશે નહીં, અને ૧૬ વર્ષની વયે તો કન્યા પોતે એટલી વિચારશીલ થઇ જવાનો સંભવ છે, તેમજ તેને બીજા સન્માર્ગના ધંધામાં તેના વાલીઓ લાચારીએ નાંખવાનો સંભવ છે કે, વેસ્યા તથા રાખેલીની સંખ્યા ઘણી ઓછી થશે. તેઓના ખાડામાં પડવાની મોસમજ ૧૨ થી ૧૬ વર્ષ પર્યંતની છે ! એ તેમની અનિશ્ચયની દશા

દરેક વિષયનો સિદ્ધાંતાશ્રય ( Hypothesis ) રા. વિદ્યાર્થી ઘણી સ્પષ્ટતાથી અને વ્યાપક શૈલીથી વાંચનાર આગળ મૂકે છે. પહેલેથી છેડે સુધી એ ગુણ રા. વિદ્યાર્થીના લેખનમાં કાયમ છે અને એટલા માટે તેમને ધન્યવાદ ઘટે છે. પુસ્તક છેક ભાષાંતર જેવું નથી. જોઇએ તેવા ફેરફાર દરેક જગ્યાએ જોવામાં આવે છે અને તેથી એની ઉપયોગિતા વધી છે. "બને એટલી તટસ્થ વૃત્તિ રાખી પ્રોફેસર હડસનનના ગ્રંથ ઉપરથી યોગ્ય લાગ્યું તે જગ્યાએ મેલમૂક કરી, ઉપનિષદનાં બ્રહ્મ નિરૂપણ જોડે સ્પેન્સરના અજ્ઞેયનું સામ્ય બતાવી, આ ભાષાંતર જેમ બને તેમ આપણા સમાજને ગ્રાહ્ય થાય એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે." એમ રા. વિદ્યાર્થી જણાવે છે.

ઉપર પ્રમાણે એ પુસ્તકની ઉપયોગિતા છે; વિષય એવો છે કે તે વાંચવાનો ખાસ ઉત્સાહ ઉભો કરવો જોઇએ. અનુવાદમાં સ્પષ્ટતા ઘણી સારી છે પરંતુ એમ કહી શકાય કે દરેક સામાન્ય વાચકનાં હિતને ખાતર સરળતા વધી હોત તો ઘણુંજ સરસ થાત. દાખલા તરીકે બીજા પ્રકરણમાં વર્ણવેલા જગતના બુદ્ધિ ગમ્યવાદ અને બુધ્ધ ગમ્યવાદ એ બે વાદ સંબંધે ઘણું સ્પષ્ટીકરણ આ માર્ગોપદેશિકામાં જોઇએ. રા. વિદ્યાર્થી બીજા વાદના સંબંધમાં ( પાનું ૫૫ ) "અજ્ઞેય સંબંધે કોઇ પણ મનુષ્ય યથાર્થ ઉત્તર આપી શકે એમ નથી." એટલુંજ કહી આગળ ચલાવે છે, તેથી કેટલાક જિજ્ઞાસુનો વિચાર પ્રવાહ છેવટ પહોંચ્યા અગાઉ બંધ થઇ જાય છે.

ઉત્ક્રાંતિવાદના ધોરણો તથા લૉક અને કેન્ટના ઝગડાનો અંત ( પાનું ૬૮ ) સમજાવવામાં પણ અતિશય સંક્ષિપ્તતા છે. કયા ઝગડાનો અંત આવ્યો તે સમજવા માટે ગુજરાતના સામાન્ય વાંચનારને ઘણું કહેવાની જરૂર પડે છે. એ વાંધો દૂર કરવા માટે ઘણાં પાનાં રોકયા શિવાય બીજો રસ્તો ન હતો. આ દોષ કોરે મૂકીએ તો ઘણા ગુણો જડી આવશે. પોતે ઘણી વિદ્યા સંપાદન કરી છે એમ દરેક વાંચનારને લાગ્યા વિના રહેશે નહીં. પુસ્તકની કીમ્મત ઘણી થોડી હોવાથી દરેક ઉત્સાહી વાચકે ખરીદવું જોઇએ.

એટલું જણાવવું ખાસ જરૂરનું છે કે સ્પેન્સરનો ઉત્ક્રાંતિવાદ સર્વને માન્ય ન હોય, સ્પેન્સરના વાદે માલ્થસના વાદનું ખંડન કીધું છે અથવા સ્પેન્સરના વાદે મનુષ્યની સ્થિતિ માટે આનુક્રમિક ઉન્નતિ સિદ્ધ કરી આપી છે એનાં વિરોધમાં પુષ્કળ અને સમર્થ વિદ્વાનો વિદ્યમાન છે. રૂપકમાં કહીએ તો જગતની સમગ્ર સ્થિતિ વર્તુળના આકારનું ચલન અનુભવતી ઘણી વખતે માલુમ પડશે. સુખના સાધનોની સંખ્યા વધેલી દેખાય તેથી સુખનો પરિણામક જથ્થો વધ્યો એ માન્યતા કબૂલ થતી નથી. સદરહુ ગુણના વિવેકી વાચકને ઉપયોગી થઇ પડશે એમ ધારી મૂકવામાં આવે છે.

ટુંકમાં, આ નવું પુસ્તક ઘણું બોધદાયક છે. સ્પેન્સરનાં નીતિશાસ્ત્રના નિયમો, તેના સમાજ શાસ્ત્રના વિચારો, તેની પોતાની જીંદગીના બનાવો વગેરે વિષયો તો દરેક જીજ્ઞાસુને ખુશ કરી નાંખે એવી શૈલીથી રજુ કરવામાં આવેલા છે.

મણીભાઇ નારણજી તંત્રી.
બી. એ. ( નવસારી. )

**જૈન નિબંધ રત્નાકરઃ**—રા. કસ્તુરચંદ જવેરચંદ ગાદીયા, " હિંદી જૈન "ના અધિપતિ, તરફથી અમને અવલોકનાર્થે મોકલવામાં આવ્યું છે. હિંદી જૈન ગ્રંથમાલાનું એ પંચમ પુષ્પ છે. જુદા જુદા વિષય પર દસ નિબંધો હિંદીમાં લખાવી તે લખનારના ફોટો સાથે એ પુસ્તકમાં પ્રકટ કરવામાં આવ્યાં છે; તેમજ એક બે જૈન વિભૂતિઓના પણ ફોટો પુસ્તકની શરૂઆતમાં મેલવામાં આવ્યા છે. પુસ્તકની કીંમત લખવામાં આવી નથી. એનો પરિચય કરાવવા સારૂ અમે નિબંધોની અનુક્રમણિકા આપીએ છીયેઃ-૧. સત્તત્ત્વ મિમાંસા. ૨. ગણિજી કેવલ ચંદ્રજીનું જીવનચરિત્ર. ૩. મૃત્યુબાદ જમણ કરવાનો હાનિકારક રિવાજ ૪. મૃત્યુ પછી રડવા કુટવાની હાનિનો નિષેધ. ૫. મનોનિગ્રહ. ૬. જૈન શબ્દનું મહત્ત્વ. ૭. શિક્ષા સુધાર. ૮. ઇશ્વરભક્તિ. ૯. દેવ, ગુરૂ અને ધર્મનું સ્વરૂપ. ૧૦. શ્રીમદ્ હીરવિજય સૂરીજી મહારાજનું જીવનચરિત્ર. પુસ્તકનું રૂપ અને છપાઇ સારી છે.

ત્રીજો. ચોથો, પાંચમો અને છઠ્ઠો વિષય સારી રીતે લખાયલા છે, પરંતુ છઠ્ઠા વિષયને (૨૩૨ પાને) અંદર લેખકે જૈનધર્મ અનાદિ છે એમ લખ્યું છે તે વાત દાખલા દલીલો સાથે સિદ્ધ કરી આપી હત તો વધારે સારૂં થાત.

બીજું આશ્ચર્યકારક તો અમને એ લાગે છે કે બ્રાહ્મણ ધર્મી—હિંદુઓ-યજ્ઞાદિમાં હિંસા કરતા તે જૈનોથી ખમાતું નહોતું એજ બેઉ ધર્મમાં ' ઝગડાની જડ ' હતી પરંતુ તે નષ્ટ થઈ જવાથી ઝગડો દુર થયો એમ પુસ્તકમાં કહ્યું છે. આ મુજબ બ્રાહ્મણ ધર્મને અથવા હિંદુ ધર્મને હિંસા ધર્મ તથા જૈનધર્મને અહિંસા ધર્મ બતાવ્યો, યદિ જૈન ધર્મ નહોત તો આજે **अहिंसा परमो धर्मः** ની પતાકા સંસારમાં ફરકતી નહોત એમ લેખક લખે છે. અમારી સાદી સમજ મુજબ એમાં અત્યુક્તિનું તત્ત્વ વધુ સમાયલું છે.

લેખકો અને વ્યાખ્યાતાઓએ પોતાનો વિષય પ્રતિપાદન કરતી વખતે ધ્યાનમાં રાખવાનું છે કે પોતાના બોલવા લખવામાં અતિશયોક્તિ કરવામાં આવી ન જાય અને પોતાના વિષયને પ્રતિપાદન કરતી વખતે તે શિવાય જગતમાં બીજું સર્વ ઊતરતું છે એવું ખોટું માની લીધું ન હોય. પોતાના વિષયને બીજા બધા કરતાં શ્રેષ્ઠ ઠરાવવા સારૂ સંગીન દલીલોની ઘણી જરૂર રહેછે. અસંભવિત વાતોથી એક વિષયને પુષ્ટ કરવા કરતાં પોતાના વિષયપરજ જે કાંઇ કહેવાનું હોય તે બીજાની સાથે સરખામણી ન કરતાં કહેવાથી વધારે સારૂં છે. એકંદરે પુસ્તક જૈનોને ઉપયોગી છે.

મી. મોતીચંદ ગીરધર કાપડીઆ, બી. એ. એલ એલ. બી. સોલીસીટર. હાઈ કોર્ટ મુંબઈ તરફથી તેમની માતુશ્રીના સ્મરણાર્થે પ્રકટ કરેલાં ત્રણ પુસ્તકો, **અંજના સુંદરી, ગીત સંગ્રહ,** અને **શ્રીસ્થુલિભદ્રજીની શીયલ વેલ** અવલોકનાર્થે ભેટ મળેલાં છે, જેની પહોંચ અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીયે. એ પુસ્તકો પોસ્ટેજખર્ચ લઇ માંગે તેને નીચલે ઠેકાણે લખવાથી મફત મોકલવામાં આવે છે. પુસ્તકો એકંદરે સારાં છે. રા. મોતીચંદ ગીરધર કાપડીઆ, સોલીસીટર હાઇ કોર્ટ મુ. ભાવનગર. (મ. મા. ઝ.)

પોતાનો માલ લેવા લાવ્યો. બસ પાપનો ઘડો ફુટી ગયો. સ્ટેશન માસ્તર પોલીસનાં રક્ષણ નીચે સહી સલામત છે ! !

**જાડાં માણસો ઉપર કર !**—નાંખવાની હીકમત અને હીમ્મત ફ્રાન્સના પીરીનીઝના પહાડી પ્રાંતના એક નાના શહેરની મ્યુનીસીપેલીટીએ કીધી છે. ૧૩૫ રતલ વજન સુધી કર માફ છે. બાદ ૧૩૫ થી ૨૦૦ સુધી દર વર્ષે ૧૨ શી; ૨૦૦ થી ૨૭૦ સુધી ૧૮ શી. અને તે પછી દર વીસ રતલે ૨૪ શી. શરીરમાં ચરબી ફાલતુ હોવાથી અને ઘણું ખરૂં તે અન્ય મનુષ્યોને ભોગેજ ભેગી થતી હોવાથી કર નાંખવામાં કાંઇક વાજબીપણું હતું ! પરંતુ જાડા પુરૂષો અને ખાસ કરીને જાડી સ્ત્રીઓ તેની સખત સામે થઇ છે, કારણ કે, કહે છે કે, જાડા પુરૂષો કરતાં જાડી સ્ત્રીઓ તે ગામમાં વધુ છે ! અને તેઓએજ ધામધુમ કરીને અપીલ કરી છે અને હાલતો કર નંખાતો અટકાવ્યો છે. ગમે તેમ હો, પરંતુ જાડાઓને પાતળા થવાની આવા કર કરતાં ઉત્તમ અને હિતકર દવા કલ્પવી અશક્ય છે !

**ચાર વર્ષની બાલકી ગ્રંથકર્ત્તા તરીકે !**—ઇંગ્લંડના ચાર્લ્સ રૅાડ અને તેની પત્ની જે પૂર્વે મીસ પ્રાઇસ નામની એક પ્રખ્યાત નટી હતી તેમની પુત્રી તે બાલીકા છે. આ બાલકીને હજી લખતાં વાંચતાં આવડતું નથી, અને હજી બીજી પૌજ ઢીંગલાઢીંગલી રમે છે, પરંતુ તેની મગજશક્તિ એટલી ફલદ્રુપ છે કે તે પોતાના માતાપિતાને અદ્ભુત કથાઓ જોડી જોડીને કહે છે. તે તેમને એવી નવલકથા જેવી અને જાણવાલાયક લાગી કે તે લખી રાખી તેનો સંગ્રહ તેઓ પ્રગટ કરનાર છે, અને પ્રખ્યાત પુસ્તક પ્રગટ કર્તા જોન લેન તે પ્રકટ કરનાર છે. પુસ્તકનું નામ Behind the Night-Light છે. બુદ્ધિ વારસામાં મળી હોય એમ લાગે છે, કારણ કે માતા પિતા પણ જાણીતા લેખકો છે. ૮૯ નવલકથાની કર્તા મીસીસ એલીસ એમ. ડીલ જે થોડાજ દિવસ પર મરણ પામી તે પણ ૩ વર્ષની હતી ત્યારથી પોતાની નર્સને વાર્તા લખાવતી અને ૮ વર્ષની વયે તો કવિતાનું પુસ્તક તેણે પ્રગટ કર્યું હતું, જે કવિતાને એક પ્રસિધ્ધ લેખકે મહાકવિ વર્ડ્ઝવર્થની કવિતા જેવી ગણાવી હતી ! અકાલ પરિપકવતા અને પૂર્વજન્મના સંસ્કારનુંજ આ પરિણામ હોઇ શકે.

**૧૩ ના આંકડાનો વહેમ !**—તેનાથી લંડનની કાઉંટી કાઉન્સીલ ( મ્યુનીસીપેલીટી ) પણ બીધી છે. ૧૩ ના આંકડા વિષે આ પત્રમાં લેખ પ્રગટ થઇ ચુકયો છે. એ મ્યુનીસીપાલીટીએ મોટરકારનું રજીસ્ટર રાખ્યું છે પણ તેમાં એ મોટરનો ૧૩ મો નંબર રાખ્યોજ નથી ! કારણ કે પેરીસથી બોર્ડો સુધીની મોટરની ઝડપની પ્રખ્યાત શરત વખતે તેર નંબરની જ ગાડી જીતવાની જગ્યાથી ૧૩ કીલોમીટર જેટલી દુર આવતાં ઉંધી વળીને તેનો હાંકનાર તથા એન્જીનેર માર્યા ગયા હતા.

**સેન્સસનો સાર**—ગયા સેન્સસ રીપોર્ટથી માલુમ પડે છે કે નામદાર બ્રીટીશ સરકારનો અમલ કુલે ૧૧,૩૦,૬,૦૦૦ ચોરસ માઇલ પર છે એમાં વસ્તી કુલે ૪૧,૬૩,૧૮,૦૦૦ માણસની છે. હીંદની વસ્તી ૩૦ કરોડ છે. કહો કે બાકીનાં આસરે ૧૦ કરોડમાં બીજું આખું રાજ્ય !

હિંદની વસ્તી ૧૮૮૧ માં ૩૦,૩૬,૬૪,૦૦૦ હતી; ૧૮૯૧ માં ૩૪,૫૩,૫૫,૦૦૦, ૧૯૦૧ માં ૩૮,૫૩,૯૬૮,૦૦૦ અને ૧૯૧૧ માં ૩૧,૬૩,૧૮,૦૦૦ હતી.

# વૈદ્યક તથા વિજ્ઞાન સંબંધી નવીન શોધો તથા વિચારો.

**પૃથ્વી પણ હજી બરોબર શોધાઇ નથી**—અને બે કરોડ ચોરસ માઇલ જેટલા વિસ્તારનું બીલકુલ ' એક્સપ્લોરેશન ' થયું નથી એમ લંડનની રોયલ જ્યોગ્રાફીકલ સોસાયટી કહે છે. ફક્ત આફ્રીકામાંજ ૬૫ લાખ, અને ઉત્તર અમેરીકામાં નવ લાખ સમચોરસ માઇલ હજી કેવળ અજ્ઞાત, અને મનુષ્યથી અશોધિત એવી કુમારી ભૂમિનાં છે! સાહસિકો માટે હજી અખુટ ક્ષેત્ર છે!

**લોકો ડાભડીયાને બદલે જમણીયા કેમ છે?**—પ્રખ્યાત હાલમાંજ દેહાંત થયેલા ઇટેલીયન સાયેંટીસ્ટ પ્રો. લોમ્બ્રોઝોનો તે વિષે એવો ખુલાસો હતો કે માણસના મગજના વિભાગોની ગોઠવણોને લીધે તેમ છે, અને ડાભડીયાઓ તેથીજ–તે વાત ખરી હોય તો–પ્રમાણમાં નિર્બુદ્ધિ હોય છે. સૌથી સીધો અને સમજમાં આવે એવો ખુલાસો તો એ છે કે હૃદય ડાબે પડખે હોવાથી અને ડાબા હાથની તે અતિ નિકટ હોવાથી ડાબા હાથની ગતિ મંદ રહે છે. લખવામાં પણ હૃદય તે તરફ હોવાથી દુરનો જમણો હાથજ ફાવે છે. પરંતુ કેટલાકને સીધી વાત ગળે ઉતરતી નથી અને વાંકા વિચિત્ર ખુલાસાજ તેઓને ગળે ઉતરે છે. એક પ્રોફેસરે વળી હાલમાં નવોજ ખુલાસો કીધો છે. તેણે ' ડાર્વીનીયન થીયરી ' કામે લગાડી છે. તેના મત પ્રમાણે તમે દાબડીયા. તો તેથી સિદ્ધ થાય છે કે તમારા પૂર્વજો બહાદુર લડવૈયા નહોતા! જગતમાં જ્યારે લોકો જંગલી હતા અને બધાનેજ ઢાલ તરવાર રાખવી પડતી ત્યારે લડાઇમાં દરેક માણસને એક હાથમાં ઢાલ અને બીજામાં તરવાર રાખવી પડતી. ઢાલ વાળા હાથનો કાંઇ બહુ ખપ પડતો નહીં, પરંતુ તરવારવાળો હાથ સ્વાભાવિક રીતે બહુ ચકોર રહેતો. ઢાલ ડાબા હાથમાં રાખતા કારણ કે, છાતી જે ડાબે પડખે છે અને જે મર્મસ્થાન છે તેનું તેને મુખ્ય રક્ષણ કરવાનું હતું. જમણા હાથમાં તરવાર રહેતી હોવાથી જમણું પાસુ તથા મગજના પણ જમણા ભાગો સમયાંતરે જાગૃત અને વધારે પ્રફુલિત થયા! પ્રો. સાહેબે બુદ્ધિ તો ઠીક લડાવી છે. પરંતુ હાલમાં જેપાનીઝો બધું કામ–લખવાનું સુદ્ધાં બન્ને હાથે કરે છે, શાળામાંજ બન્ને હાથે લખતાં તેમને શીખવે છે, તેનું કેમ?

**પ્રકાશના ચમકારાથી સીગ્નલ કેટલી દુર આપી શકાય છે!**—તે વિષે એક લેખક કહે છે કે હવે તે વિદ્યા ઘણી વધી છે. અને જો વાતાવરણ સ્વચ્છ, ધુમ્મસ રહિત હોય તો ૧૨૦ માઇલ સુધી તે વડે સીગ્નલ આપી શકાય છે! ઇંગ્લંડ જેવા ધુમસવાળા પ્રદેશમાં પણ લશ્કરી સીગ્નલરો ૭૦ માઇલને અંતરે ફ્લેશલાઇટથી હવે સીગ્નલ કરી શકે છે. અલબત, જો વચમાં ટેકરો કે ઘરો હોય તો એ સીગ્નલ નકામી છે, શીવાય કે ઉપરથી તે કરવામાં આવે.

**મધમાખના ડંખથી સંધીવા સારો થાય છે!**—એવી છેલ્લામાં છેલ્લી અમેરીકન શોધ છે. પણ સાજા થવા માટે તમારે રોજ માખીઓ પાસે ડંખ મરાવવા જોઇએ. સીનસીનેટીનો એક જોન રેનર હાલમાં એજ દવા કરે છે. એ અઠવાડીયામાં ૧૭ વખત ડંખ

તેણે મરાવ્યાં છે અને પ્રથમ તે ચાલી નહોતો શકતો તે હવે થોડા પેંડ ચાલતો થયો છે. મધમાખના મુખમાં એક પ્રકારનું એવું વિષ ( ફોર્મીક એસીડ ) છે કે તે ડંખદ્વારા શરીરમાં પ્રવિષ્ટ થતાં તે દવા રૂપે સંધીવા આદિ દર્દો સાજાં કરે છે. દરરોજ બે અઠવાડીયાં સુધી ૫-૭ વખત ડંખ મરાવવા જોઈએ. આ એક જાતની રસી મૂકવવા જેવું કૃત્ય છે. ( આ કામ સારૂ મધમાંખો ખાસ પાળવાનો નવો ઉદ્યોગ પણ અમેરીકામાં ઉત્પન્ન થયો છે એમ જુલાઈના હીંદુસ્તાન રીવ્યુ ( અલ્હાબાદ ) માં એક લેખક કહે છે. )

**સોનાનાં પરીક્ષક યંત્રની એક જૈનની શોધક**—સોનાનાં ઘરેણાંમાં સોનું ખરૂં છે કે નહીં, કેટલા ટચનું છે, અને તેમાં બીજી હલકી ધાતુ ભેળેલી છે કે નહીં તેની પરીક્ષા કરાવવા માટે એ ઘરેણાંને હાલ ચોકસી બજારમાં લઇ જવામાં આવે છે. તેઓ આપણા ઘરેણાં હાથમાં લઇ આમતેમ ફેરવે છે. પછી સોનું કસી જોવાના પથર ઉપર તે ઘસે છે. તેની પાસેના સો ટચનું, સતાણું ટચનું, ગીનીનું, વગેરે જુદી જુદી જાતના સોનાના ટુકડાઓ ઘસીને આપણા ઘરેણાના ઘસારા સાથ તેની સરખામણી કરે છે અને પછી આપણા ઘરેણામાં વંપરાયલાં સોનાનો ભાવ નકકી કરીને પોતાના નામઠામના છાપવાળા કાગળ ઉપર સોનાનો તે ભાવ લખી આપે છે. એ મુજબ સોનાની પરીક્ષા કરતાં કંઇ શક પડે છે તો આપણા ઘરેણાને અંગારમાં મુકીને તપાવે છે અને કાણુસ વડે તે ઘસી પણ જોય છે. એવી રીતે પરીક્ષા કરવાથી આપણા દાગીના બગડી જાય છે અને તેની પાલીસ ખરાબ થઇ જાય છે અને એટલું બધું કરવા છતાં સોનાનો ખરો નકકી ભાવ આંકી શકાતો નથી.

ચોકસી બજારમાં તો ફક્ત સૂર્યની રોશની હોય ત્યારેજ અને તે પણ સોનાનાં દાગીના પથર ઉપર ઘસીને યા તે ઉપર કાણુસ મારીને યા દાગીનાને અંગારમાં તપાવીને સોનાની પરીક્ષા કરવામાં આવે છે, જ્યારે આ યંત્રમાં તેવું કશું કરવાની જરૂર પડતી નથી. અને જેમ દિવસે તેમજ રાત્રે એ યંત્ર કોઇ પણ જાતના સોનાના દાગીનાને કાંઇપણ દગાફટકા વગર પૂરેપૂરાં આંકી આપે છે. વળી તે માટે દાગીના ઉપર કાણુસ મારવાની યા દાગીનાને અંગારમાં મેલીને તપાવવાની પણ જરૂર પડતી નથી. વળી સઘળું કામ માત્ર થોડી મીનીટમાંજ થાય છે, જ્યારે જુની રૂઢી મુજબ સોનું છાપવાવાળાઓ બહુ વખત લગાડે છે.

આ યંત્રની એક બીજી જાણવાજોગ ખુબી એ છે કે આપણા દાગીનામાં ખરૂં સોનું કેટલું છે અને બીજી હલકી ધાતુ કેટલી ભેળેલી છે તે એ યંત્ર તુરત કહી દે છે. વળી જે પોકળ દાગીનામાં લાખ ભરેલી હોય તે દાગીના ભાંગ્યા વગર આ યંત્ર તુરત કહી શકે છે કે તેમાં સોનું કેટલું છે અને લાખ કેટલી ભરેલી છે. વળી ચાંદીના દાગીના ઉપર સોનાની ગીલીટ કરી હોય તો તે પણ આ યંત્ર તુરત કહી શકે છે. ટુંકમાં કોઇની પણ શરમભાવટ રાખ્યા વગર આ યંત્ર સઘળું સાફેસાફ તડ ને ફડ જણાવી દે છે. સોનું છાપનારા ઘણાક આસામીઓના બાબમાં શહેરમાં છૂટથી બોલાય છે કે તેઓ સોનીઓના તેમજ મોટા દુકાનદારોના વર્ષાસન ખાય છે અને તેના બદલામાં તે વર્ષાસન આપનારાઓએ બનાવેલા દાગીનાનો ભાવ રૂ. ૨૧ નો હોય તો તે રૂ. ૨૧ાા અથવા રૂ. ૨૨ નો છાપી આપે છે અને એ રીતે જાહેર પ્રજા સાથે ઠગાઇ ચલાવવામાં આવે છે. પણ હવે આ નવાં યંત્રની શોધ થવા પછી નવા દાગીના બનાવનારાઓ પોતાના દાગીના એ યંત્ર ઉપરજ છપાવી મેળવી શકે છે તો કોઇ જમાનો

થયાં ચાલતી આવેલી એ ઠગાઇ હવે વધુવાર ચાલી શકે નહીં. ઉપર જણાવવા મુજબ યંત્ર ગ્રેવિટેશન (ગુરૂત્વાકર્ષણ) ના અચળ વૈજ્ઞાનિક (સાયન્ટીફીક) નિયમ ઉપર રચાયેલું હોવાથી તેમાં કોઇપણ પ્રકારની ઠગાઇ ચાલી શકે એમ છેજ નહિ. એ યંત્ર માટે હોંદી સરકારે તેના બનાવનારને પેટંટ આપ્યું છે.

**ભૂગર્ભની ખાણો, સૂર્ય, જલ અને પવન વશ કરવાની મોટી મોટી વાતો**— સ્ટ્રેંડ (લંડન) માસિકમાં મી. એ. ડોલીંગ કરે છે. ઇંગ્લંડના એડીસન, પ્રખ્યાત રસાયણી, અને હેલીયમ આદિ રેડીયમની ઉપધાતુઓના શોધક સર વીલીયમ રામસેનો મત તે ટાંકે છે. પ્રો. રામસેનું કથન એ છે કે, કોલસાની ખાણો ખોદવાની જરૂરજ નથી! ફક્ત ખાણનું સ્તર આવતાં સુધી ઉપરથી કાણું ખોદવું, અને તેમાં નળી નાંખીને ઉપરથી વીજળીદ્વારા તે ખાણ સળગાવવી અને કોલસો બળી શકે તે સારૂ ઉપરથી પવન પણ ફુંકવો—મોકલવો. છિદ્ર પાસેની ઉપરની જમીન ઉપર આ પ્રમાણે પુષ્કળ ગેસ આવશે અને તેથી ગેસ એંજીનો ચલાવવાં અને તેમાંથી આસપાસના સો માઇલના પ્રદેશ એટલે લગભગ દસ હજાર ચોરસ માઇલના વિસ્તારની અંદર આવેલાં સઘળાં કારખાનાઓમાં વીજળીદ્વારા એ ગેસ જનિત શક્તિનો પાવર લઇ જઇ શકાશે, એટલે દરેક કારખાનાને કોલસા બાળવા તથા એંજીનો ચલાવવાની કડાકુટજ નહીં રહે! હાલની કોલસા બાળવાની પદ્ધતિથી માત્ર તેની ૧૫ ટકા જેટલી અગ્નીય શક્તિનો ઉપયોગ થઇ શકે છે તેને બદલે વીજળીની ઉપરોક્ત યુક્તિથી ૩૦ ટકા જેટલી શક્તિ કામ લાગી શકશે. આથી કોલસાની ખાણ ખપી જતાં બમણી વાર લાગશે. **સૂર્યને** પણ મનુષ્યની ઔદ્યોગિક ગાડીનો ઘોડો આ પ્રમાણે બનાવી શકાયો છે. હિંદ તથા ઇજીપ્ટ જેવાં ઉષ્ણ કટિબંધ પ્રદેશોમાં તેની વધુ અસર થઇ શકે એમ છે. પ્રતિબિંબથી જોઇતી ઉષ્ણતા મેળવીનેજ હવામાં ગતિ આણીને એંજીન પણ ચલાવવામાં આવે છે. મી. ફ્રેંક શુમેને બનાવેલું સૂર્યયંત્ર ફીલાડેલફીયામાં કુવામાંથી પણ કાઢે છે; અને દર મીનીટે ૩૩ ફુટની ઉંચાઇએ ૩,૦૦૦ ગેલન પાણી ઉંચે આણી ફેંકે છે। **સમુદ્રની ભરતીનાં પાણીના** પણ અનેક ઉપયોગ થાય છે. મી. લોર્ડે તેનું એક પેટંટ મેળવ્યું છે. સમુદ્રતટ ઉપર એક પ્રચંડ બંધીયાર જળાશય બાંધ્યું છે, જેમાં એક લાંબી પવનચક્કી છે. ભરતીથી તેમાં પાણી ભરાઇ જતાં, પવનચક્કી ઉંધી દિશામાં ફરે છે. આ ગતિ વીજળીક ડાઇનેમોને પહોંચાડવામાં આવે છે. એવી ગણત્રી થઇ છે કે કિનારા પરની સઘળી રેલ્વે ટ્રેનો દોડાવવા પુરતી શક્તિએ યુક્તિથી પુરી પડી શકે છે. પવનચક્કીમાં પણ એટલા સુધારા થઇ શકે એમ છે કે તેથી દરેક ઘરને જોઇતી વીજળી તથા શક્તિ લગભગ મફત મળે! આ શોધોથી તોબા!

**ક્ષયરોગનો ઉપાય સડતી મોટી માખોની દુર્ગંધ છે!**—અને ઇંગ્લંડના મહાન ડોક્ટરો તે વાત સ્વીકારે છે. મેગટ નામની એક જાતની મોટી માખો માછલીઓને શીકારના આંકડામાં ભરાવા લલચાવવા માટે સર્વોત્તમ ખોરાક ગણાય છે, તેથી તે માખો બનાવવાનું બ્રેડફર્ડમાં એક કારખાનું છે, જેમાંથી દર અઠવાડીએ એક કરોડ માખો વેચવા મોકલવામાં આવે છે, આ માખો પાણીની ટાંકીમાં પકવવામાં આવે છે, અને તે સડતાં માંસ પર પડી હોય છે ત્યારે એવી તો ખરાબ દુર્ગંધ આવે છે કે આંખમાં પાણી આવી જાય છે. આ કારખાનામાં કામ કરવાથી અનેક ક્ષયરોગી સારા થયા છે. ડોક્ટરો જણાવે છે કે એ માખો કે

**કીચડમાંથી નવી જાતની ચરબી અને ખાતર**—એક અંગ્રેજ શોધકે ગટરમાં એકઠા થઇ રહેલા કીચડમાંથી ચરબી જુદી પાડવાનો અખતરો શોધી કાઢયો છે. શરૂઆતમાં એક સાંચામાં કીચડને ખૂબ દબાવી તેમાંથી તદન પાણી કાઢી નાંખવામાં આવે છે અને બાકી રહેલા પદાર્થમાં સસ્તો રસાયન પદાર્થ મેળવવામાં આવ્યા પછી તેને ગરમ વરાળ આપે છે. જે વરાળ નળી વાટે એક વાસણમાં ચાલુ ઠંડું પાણી રેડવાથી તે પાછું નક્કર થઇ જાય છે અને બાકી રહેલો વાસ વગરનો પદાર્થ આટા જેવો થઇ જાય છે, જે ખાતરના ઉપયોગમાં આવે છે. જ્યારે વાસણમાં કરેલી ચરબી એક ટનના સાત રૂ. થી વેચાય છે. એક ટન ચરબી બનાવવા પાછળ ૪ રૂપીઆ ખર્ચ થાય છે.

**માથા પર વીજળીક દીવો મુકવાની નાજુકડીઓમાં ફેશન**—પંઇ પડવાના દિવસ નજદીક આવતા જાય છે. માથાના અગ્ર ભાગ ઉપર દીપક બળતો રહેવાથી રાત્રીએ ગમે તેવી સાદા દેખાવની સ્ત્રી સુંદર લાગશે ! આ દીવાની બેટરી એટલી નાની છે કે તે સહેલાઈથી અંબોડામાં ભરાઇ રહેશે ! આ દીવો ફરતી દરતી વખત સાથેજ આવશે અને કોઇ બદમાશો મુખડું ટીકી ટીકીને જોવા લાગે તો ચાંપ દાબતાં હોલવી પણ નંખાશે ! વળી માથાનાં ગમે તે ભાગ પર તે રાખી શકાશે. શા માટે પુરૂષોએ પણ એ દીપક-મુકુટ કાંઇ નહીં તો અંધારી રાત્રીએ રસ્તે જતાં પ્રકાશ અર્થે ધારણ ન કરવો !

**વીજળીનો શરીરના ગાત્રો વૃદ્ધિંગત કરવામાં ઉપયોગ**—સ્ત્રીના ઉપલા શકમદ શ્રૃંગાર કરતાં વધારે સંગીન ઉપયોગમાં વીજળીની શક્તિ કામે આણી શકાઇ છે. સ્વીડનના પાટનગર સ્ટોકહોમ નગરની શાળાઓમાં તે સંબંધી અખતરા કર્યાં હતા. શાળાના અમુક ઓરડાની ભીંત તથા છાપરાની આસપાસ વીજળીક તારો બાંધી લઇને તેમાંથી વીજળીક બળ પસાર કરવામાં આવતું. આથી વિદ્યાર્થીઓને વીજળીક બળનો સંસર્ગ થતો. આ વીજળી વાળા ઓરડામાં ૫૦ છોકરા રાખ્યા હતા, જ્યારે બીજા વીજળીના તાર વગરના ઓરડામાં તેટલીજ ઉમર, કદ અને બુદ્ધિના બીજા ૫૦ છોકરાઓ રાખ્યા હતા. ૭ માસને અંતે તપાસ કરતાં, વીજળી વાળા ઓરડામાં છોકરા સરેરાસ બે ઇંચ જ્યારે બીજા ઓરડાના ફકત ૧॥ ઇંચ વધ્યા હતા. તેજ પ્રમાણે વીજળી વાળા ઓરડામાંના છોકરાઓનું વજન પણ વધુ વધ્યું હતું. વીજળીપ્રવિષ્ટ વિદ્યાર્થીઓએ અભ્યાસમાં તીવ્રતા પણ વિશેષ બતાવી હતી. તેમને સરેરાસ ૯૨ ટકા તથા બીજાને ૭૫ ટકાજ માર્ક મળી હતી. વળી વીજળીક છોકરાઓ વધુ ઝડપથી કામ કરતા અને ઓછા થાકતા. વીજળીથી શરીર તથા મન પર સારી અસર થવાનું આ કરતાં વધારે પ્રત્યક્ષ પ્રમાણ અશક્ય છે.

**ઇજીપ્તના એક પીરેમીડનો ખર્ચ હવે શું લાગે !**—એક નવરાએ હીસાબ કાઢયો છે કે હાલ તે બાંધવા જાઓ તો ત્રીસ કરોડ રૂપીઆ જોઇએ ! હાલના સર્વે યંત્રો તથા શોધો કામે લગાડો અને તે ઉપરાંત ૪૦,૦૦૦ માણસો કામે લગાડો તો પણ તે બાંધતાં બે વર્ષ જોઇએ ! પણ પત્થરનાં એ ડુંગર હજારો વર્ષ પર બંધાયા ત્યારે કંઇ યંત્રો નહોતાં તેથી ત્રીસ વર્ષ સુધી તે બાંધવા એક લાખ આદમી લાગલાગટ લાગ્યા હતા. આ માત્ર ચીઓપ્સ પીરેમીડની ગણતરી છે. તેણે ૧૨॥ એકર જેટલો વિસ્તાર રોકયો છે, અને તે ૭૪૬ ફીટ ઉંચો છે.

સત્યના ગ્રાહકોને આ નવા વર્ષની સુંદર ભેટ.

# રામાયણનું રહસ્ય.

મૂલ કર્તા:—પ્રોફેસર રામદેવ, બી. એ., હરિદ્વાર ગુરૂકુલના પ્રોફેસર.

ભાષાંતર કર્તા:—રા. મગનલાલ માણેકલાલ ઝવેરી-મુંબઇ.

પ્રોફેસર રામદેવકૃત હીંદીમાં પ્રગટ થયલાં "ભારત વર્ષકા-પ્રાચીન ઇતિહાસ" (૧લો ભાગ) એટલી અસાધારણ વિદ્વત્તા અને ભાષાલાલિત્યવાળું તથા ક્રમબદ્ધ પુસ્તક છે કે તેની ૧લી આવૃત્તિ ત્રણજ માસમાં ખપી ગઇ હતી. તે પુસ્તકના ઉત્તર ભાગમાં રામાયણના કાલમાં આર્યોની નીતિ, જ્ઞાન, આદિ કેવાં ઉચ્ચ પ્રકારનાં હતાં તેનું મૂલ વાલ્મિકકૃત રામાયણના શ્લોકનાં પ્રમાણો સહિત એવું તો સુંદર ચિત્ર દોરવામાં આવ્યું છે કે તે અદ્વિતીયજ ગણાશે. રામાયણના ઇતિહાસ ભાગનો સંપૂર્ણ સાર આપવા ઉપરાંત રામાયણના નાયકો તથા પ્રજાને અનેક સદ્‌ગુણો ઉપરાંત વિદ્વાન કર્તાએ એવો સંપૂર્ણ પ્રકાશ પાડયો છે કે જેવો બીજા કોઇ કર્તાએ, અંગ્રેજી કે કોઇ બીજી ભાષામાં પાડયો હોવાનું હમારા જાણવામાં નથી. ભેટનું પુસ્તક આપવું તો પ્રમાણમાં નિરૂપયોગી અથવા કેવલ કાલક્ષેપ પુસ્તકને બદલે કોઇ જાયુકના ઉપયોગનું, સંગીન જ્ઞાનનું. ચિત્તની શાંતિ અને ઉન્નતિ કરનારૂં પુસ્તક (પછી ભલે તે કદમાં જરા નાનું કેમ ન હોય) આપવું એવો હમારો વિચાર હોવાથી હમે ગઇ તા. ૧ લી જુલાઇએ શરૂ થતાં હમારાં નવાં (બીજા) વર્ષના ગ્રાહકોને ઉક્ત પુસ્તકનું ભાષાંતર આપવા નિશ્ચય કીધો છે.

આ પુસ્તક સુપરરોયલ ૧૬ પેજી, આ પત્રના કદથી આશરે બે તૃતિયાંશ જેટલા આશરે ૧૧૫ પાનાનું થયું છે. કાગળ સુંદર ૬૦ રતલી ગ્લેઝ વાપરવામાં આવ્યા છે. અને પુઠું પણ સારૂં છે. આવું ઉપયુક્ત તથા સુંદર પુસ્તક ભેટ તરીકે આપવામાં આવનાર હોવાથી, અને પત્ર છે તેથી પણ વિશેષ શ્રેષ્ઠ નવા વર્ષથી થનારૂં હોવાથી હમને આશા છે કે હમારા હેતુના હિતૈષીઓ ઘણી મોટી સંખ્યામાં ગ્રાહક થઇને હમારો શ્રમ તથા ખરચ સફલ કરશે.

આ પુસ્તકની ભાષા શુદ્ધ અને સરલ છે. તંત્રીએ ભાષાંતરમાં તથા છાપવામાં કાંઇ પણ ન્યુનતા ન રહે તેની અંગત દેખરેખ રાખી છે. ભાષાંતરકારે મૂલ કરતાં ગુજરાતી વાંચકોની સગવડ સારૂં માત્ર પ્રકરણ વિશેષ પાડયાં છે તથા વિષયનો ક્રમ બદલ્યો છે અને જટાયુ આદિ વિષે ગ્રંથકર્તા મૌન હોવાથી તે ન્યુનતા લાગવાથી, અન્ય વિદ્વાનોનાં સંશોધનને આધારે તેટલો ભાગ ઉમેર્યો છે, જેથી પુસ્તક મૂલથી પણ એટલા અંશોમાં વધારે સારૂં થયું છે.

જેઓ પાછળથી ગ્રાહક થવા ઇચ્છશે તેમને ભેટનું પુસ્તક મળવાનો સંભવ નથી. કારણ કે ગ્રંથની ઝાઝી નકલો છપાવી નથી. પાછળથી નિરાશ ન થવું પડે તે માટે વિનંતિ છે કે પ્રથમથીજ ગ્રાહક થઇને લવાજમ ભરી ભેટ-પુસ્તક મંગાવી લેવું. પાછળથી ગ્રાહક થનારાઓ આગલા અંકો મંગાવે છે તેમને પણ તેમ ન કરવા પ્રથમથીજ ગ્રાહક થવા ભલામણ છે, કારણકે આગલા અંકો પાછળથી રહે અથવા ન પણ રહે.

મોતીલાલ ત્રી. દલાલ.

નં. ૬૬, કાંદાવાડી, ગીરગામ-મુંબઈ. તંત્રી અને વ્ય. 'સત્ય'

## પડતર ભાવે વેચવા ખાસ તૈયાર કરાવેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| તૈયાર છે ! | બન્નેના ભાષાંતરકર્ત્તાઃ— | તૈયાર છે ! |
| **અર્વાચીન શાસ્ત્રો** | મી૦ મગનલાલ રતનજી વિદ્યાર્થી | **સ્પેન્સર તત્વદર્શન** |
| અને | બી. એ. બી. એસ. સી. વડોદરા. | **માર્ગોપદેશિક.** |
| **શાસ્ત્રીય વિચાર.** | પ્રગટ કર્તાઃ— | નામ નોંધાવો કર્તાપાસે. |
| | શેઠ રણછોડદાસ ભવાન–મુંબઇ. | |

પુસ્તકોની ભાષા, સાદી, સરળ અને શુદ્ધ રાખવામાં આવી છે. વિદ્વાનોમાં ઉત્તમ અભિપ્રાયને પાત્ર થયાં છે. દરેકની કિંમત માત્ર આઠ આના. વી૦ પી૦ જુદું.

મળવાનાં ઠેકાણાંઃ—

૧ પુસ્તકાધ્યક્ષ–આર્યસમાજ. નં. ૪ મુંબાઈ.

૨ પુસ્તકાધ્યક્ષ–આર્યસમાજ. ખાડીયા–નાગરની વાડી–અમદાવાદ.

૩ કર્ત્તા પાસેથી-લીંમડાપોળ રાવપુરા–વડોદરા.

૪ મોહનલાલ મનસુખરામ બુકસેલર. લહેરીપુરા–વડોદરા.

---

## ધી બોંબે મરચંટ બેંક લિમિટેડ.

**હેડ ઓફીસઃ મોતીલાલ મેનશન્સ, એપોલો સ્ટ્રીટ મુંબઇ.**

શાખાઓ.

**મંમાદેવી, (મુંબઈ) અને અમદાવાદ.**

**ભરાયલી થાપણ રૂ. ૧૦૦૦૦૦૦.**

ચાલુ ખાતુ રૂ. ૫૦૦ થી ઉઘાડવામાં આવે છે. અને રૂપીયા પાંચસોથી એક લાખ સુધી રોજની બાકી ઉપર દર સેંકડે દર વરસે ટકા ત્રણ પ્રમાણે વ્યાજ આપવામાં આવે છે. એક લાખથી વધુ રકમનું વ્યાજ રૂબરૂમાં નક્કી થઇ શકશે. જે ખાતાનું વ્યાજ રૂપીયા પાંચથી ઓછું છ મહીનામાં થતું હશે તેને આપવામાં આવશે નહીં.

*સેવીંગ્સ બેંકની મારફત ૪ ટકાનું વ્યાજ મળશે. અરજી કરવાથી ધારા ધોરણ મળી શકશે.*

**બાંધી મુદતની ડીપોઝીટો**—બાર માસ માટેની રકમો પાંચ ટકા સેંકે લેવામાં આવેછે અને બીજી મુદત માટેના વ્યાજના ભાવો બેંકમાં તપાસ કરવાથી માલુમ પડશે.

**લોન, ઓવરડ્રાફ્ટસ અને કેશ ક્રેડીટસ** આ બેંક પસંદ કરેલી જમીનગીરી ઉપર ગોઠવણ કરેલી સરતોએ નાણું ધીરેછે. આ બેંક તેના આડતીઆના તરફથી શેર તથા જામીનગીરીઓ સંભાળ રાખવા લેછે અને તે ઉપરની વહેંચણી તથા વ્યાજ ઉઘરાવે છે. વળી સરકારી કાગળો તથા સઘળી જાતના શેરો સારા તથા સવળ પડતા ભાવે વેચી તથા ખરીદી આપે છે, તેની સરતો બેંકમાં તપાસ કરવાથી મળી શકશે.

જયનારાયણ ઇંદુમલ દાણી, મેનેજીંગ ડાયરેક્ટર.

## હેર ગ્રો.

(Hair Grow) તેલ—માથામાં તાલ પડી હોય ત્યાં વાળ પાછા ઉગાડે છે, મગજને તાજું અને શાંત કરે છે અને વાળને સુંદર, ચકચકિત અને રેશમ જેવા સુંવાળા બનાવે છે. વકીલ, બેરીસ્ટરો અને વિદ્યાર્થીઓ માટે તે ઘણુંજ ઉપયોગી છે. કિંમત શીશી ૧ ના રૂ. ૨) પોસ્ટેજ જુદું.

## !!! મેનસીસ ડ્રોપીંગ !!!

Menses Droppig—સ્ત્રીઓ માટે અનુપમ આશીર્વાદ. અટકાવનું અનિયમિતપણું, અટકાવ આવતી વેળાનો દુઃખાવો અથવા વધારે ઓછું આવવું અથવા બંધ થઈ જવું, વગેરે દરદો માટે ચોકસ ઇલાજ છે. પરહેજી રાખવી પડશે નહિ. કિંમત શીશી ૧ ના રૂ. ૨ પોસ્ટેજ જુદું.

અમારે ત્યાં દરેક રોગની રામબાણ દવા તૈયાર રહે છે.

બહારગામના ઓરડરો ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે.

| | |
|---|---|
| એજંટ—હરજી મુળજી કું. જુમામસજીદ—મુંબઇ. | વૈદ્ય એન્ડ કંપની. ઠે. ૧૨૪, ચંદનવાડી, ચીરાબજાર, મુંબઇ. |

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ.

### પુણ્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

( અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. )

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ અપંગો વિગેરેનો ખાસ સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચસો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપી કોઇ દાતા ગૃહસ્થ એકો વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપે તો એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો!! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુણ્ય ભુમીમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે! જરૂર દયા લાવી લખો: મંત્રી, હિન્દુ અનાથાશ્રમ નડીઆદ.

# સુરત રાઇસ મીલ કંપની.

( Surat Rice Mills Co. ltd )

## જો તમારે ઉત્તમમાં ઉત્તમ અને સાફમાં સાફ ચોખો જથાબંધ યા છુટક જોઇતો હોય તો હમને જરૂર પુછાવજો.

૧ સુરત રાઇસ મીલમાં આંબામોર, સુખવેલ, કમોદ, કોલમ વગેરે જાતના ચોખા હમેશાં મોટા જથામાં તૈયાર રાખવામાં આવે છે.

૨ સુરત રાઇસ મીલસનો ચોખો, ભાતમાંથી અનુભવીઓની સીધી દેખરેખ હેઠળ તૈયાર કરવામાં આવે છે. નવા યંત્રથી તે તૈયાર થાય છે.

૩ બહાર ગામના વેપારીઓ માટે આ મીલનો ચોખો એક આશીર્વાદ સમાન છે. માત્ર એકવાર માલ મંગાવાથી ખાત્રી થશે.

૪ કોઇપણ ચોખાની મીલ આ મીલના માલની બરોબરી કરી શકતી નથી.

૫ ભાવ, માલની જાતના પ્રમાણમાં ઘણો કીફાયત હોય છે.

સુરત રાઇસ મીલ્સ કં. લી.—રઘનાથપુરા—સુરત.

---

જુનામાં જુનો અને હજારો લોકોએ અનુભવ લઈ ખાતરી કરેલો તેમજ પ્રદર્શનમાંથી સોના, ચાંદીના ચાંદ ઇનામ મેળવેલો

ડા. વામન ગોપાળનો આયોડાઇઝ

# સાર્સાપરિલા

આ જગ જાહેર સાર્સાપરિલા એવી અનેક દવાઓથી તૈયાર કરેલો છે કે, જે ઔષધિ કોઇપણ કારણથી બગડેલા લોહીને સુધારી વધારો કરે છે. જ્યાં લોહી છે ત્યાં મનુષ્યનું જીવન છે, જ્યાં સુધી તે બગડેલું હશે, ત્યાં સુધી અનેક રોગો ઉત્પન્ન થાય છે. આ શિવાય બીજા મુખ્યત્વે કરીને નીચે દર્શાવેલા રોગોપર આ સાર્સાપરિલા ઘણોજ સારો ગુણ બતાવે છે. ઉપદંશ એટલે ગરમી સરખો બીજો ભયંકર રોગ કોઇ નથી.. આ રોગનું ઝેર જો શરીરમાં રહે તો શરીરમાં બગાડો રહે એટલુંજ નહિ પણ તેનાથી ઉત્પન્ન થતી પ્રજામાં પણ તેનો અંશ આવે, શીવાય બીજા અનેક રોગો જેવા કે પક્ષપાત, સળીયા, સાંધા ને હાડકાનો દુખાવો, શરીરના તથા હાથ પગના તળીઆપર કાળા ધાબા પડવા, સ્પર્શજ્ઞાન તથા વાસનાશક્તિનું કમી થવું, મોઢામાં ચાંદાં તથા ગળાનો દુખાવો ને સાંજ પડતી, જીર્ણ તાવ ને ઝાડો આવવા વગેરે સઘળાં દરદો નાશ પામે છે. એ વગેરે દરદો ઉપર આ સાર્સાપરિલા જેવું બીજું એક પણ ઔષધ નથી તે પચાસ વર્ષ થયા અનુભવથી સિદ્ધ કરેલું છે, એક બાટલીની કીં. રૂ. ૧૫ પો. ૫ આના દરદ સારા થવા માટે ૪ બાટલી વાપરવી. એકદમ લેનારને કીંમત રૂ. ૪) પોસ્ટેજ ૯ આના.

આ શીવાય અનેક દવાઓ અમારા કારખાનામાં તૈયાર છે. કેટલોગ મંગાવો.

વિશેષ સુચના—કોઇ પણ દવાનો એકદમ ગુણકારી હોય છે તેથી જ્યાં ત્યાં તેની નામ કરે થાય છે, પરંતુ નામ પ્રમાણે સાધન નહિ. હર્ષે નાકથી સાવચેત રહેજો.

માલીક—ગોપાળરાવ દેશાઈ—ગીરગામ—મુંબઇ.

# બેકા રેકર્ડ!

૧૦" ( દસ ઈંચ ) ડબલ સાઈડેડ બેકા રેકર્ડ–હરેકના રૂા. ૨–૦–૦

*Arya Samaj Bhajan*–આર્ય સમાજના ભજન

*Mangat Ram* મંગતરામ

૧૮૩ } ૨૧૩૮૨ ધર્મ પંથ ફેલાવો ઘર ઘર દ્વાર .... ... આશાવરી
૨૧૩૮૫ ફરોરે મીત્રો વેદોંકા પ્રચાર ... ... ...પહાડી

૧૮૩ } ૨૧૩૮૪ સમજ મના ક્યોં ફીરે ભટકતા ભૈરવી
૨૧૩૮૯ શરણ તેરી મેં આયા પ્રભુ જબ "

૧૮૭ } ૨૧૩૨૦ સમજના ક્યોં ફીરે ભટકતા ... ... ...ભૈરવી
૨૧૩૨૧ શરણ તેરી મેં આયા પ્રભુ જબ ... ... ... "

*Dhani Ram.* ... ... ધનીરામ

૧૮૨ } ૨૧૪૦૦ જૈ જૈ પીતા પરમાનંદ દાતા .... ... ...ભજન
૨૧૪૦૨ ચલ રે મના હરી દર્શન પા "

તે શીવાય બીજાં ઘણાં ઉતમ ગાયનો ભરવામાં આવેલાં છે. અરેબીક, બંગાલી બરમીઝ, કેરો, ચાઈનીઝ, ઇજીપ્શીઅન, ઈંગ્લીશ, ગુજરાતી, હીંદુસ્તાની, જવ, કેનેરીઝ, મરાઠી, નેપાલીસ, ફાર્સી, પંજાબી, પુશ્તુ, સંસ્કૃત, શીખ, સીંધી તામીલ, તેલગુ, ટર્કીશ, ઉર્દુ વીગેરેના કેટલોગ મંગાવો, જે મુફત મોકલી આપવામાં આવે છે.

## નવા ઓડીઅન રેકર્ડ !

} ૧૦¾ " (પોણા અગીયાર ઈંચ) ડબલ સાઈડેડ રેકર્ડો–હરેકના રૂા ૩–૪–૦
નીચે લખેલી ભાષામાં બહાર પડ્યા છે. વીગત માટે કેટલોગ મંગાવો.

ગુજરાતી, મરાઠી, પંજાબી, સીંધી, બંગાલી, બરમીઝ વીગેરે

*Arya Samaj Bhajan*— આર્ય સમાજ ભજન

*Mangatram* મંગતરામ

૧૧૩૪ } ૯૫૩૫૪ અરે રાવન તું ધમકી દીખાતા કીસ ... .....માંડ
૯૫૩૫૫ ધરમકેસાથ હરએકકી મહોબત ... ... ...દેશ.

અંગ્રેજી બેકા, ઓડીઅન, અને જુમબો, રેકર્ડો તથા સીનો. કેટલોગ મંગાવો.

**THE TALKING MACHINE & INDIAN RECORD CO.**

Homeji Street, Circle, **FORT, BOMBAY.**

શાખાઓ–કલકત્તા અને રંગુન

## ગઝલે–મસ્તાન.

૩

વફાએ પુર જીગર માંરૂં પરિક્ષા કીજીએ સરકાર
ખતા'ગર માહરી છે તો શિક્ષા કીજીએ સરકાર —૧
વહે છે અશ્ક ચશ્મેથી મગર દીલમાં જલન ભારે
મહબ્બત હક ગલત છે 'ગર ખંજર લીજીયે સરકાર —૨
જહાંમાં દર્દની સાથે દવા પણ આંહી આવી છે
હકીમજી ઇશ્ક મર્યાંના દવા કંઇ દીજીયે સરકાર —૩
વફા બદલે નફા દ્યો તો ન દીલ ઇશ્કીને રોવાનું
અમો મુફલીસ મીસ્કીને બરાકે કીજીયે સરકાર —૪
જીગરની ગરમીએ ગાળ્યાં શિખર મોટાં થયાં પાણી
હવે તો શાહે–ખુબાનો હવાલો દીજીયે સરકાર —૫
મહબ્બતમાં ન જાણ્યો મેં ફરક જીવવા કે મરવામાં
મળે 'ગર આપને ફુરસદ જીગર પર લીજીયે સરકાર —૬
ભરીને જામ જમશેદી સુરાહી પુર પડી મસ્તાન
શીરસ્તો અમ કલંદરનો પીવાડી પીજીયે સરકાર —૭

કાંપટી ] [ ટી. બી. કંથારીઆ.

---

## ગઝલ.

ધારા વહે અશ્રુ તણી ત્યાં કોણ એ લોહી શકે ?
દાઝે હૃદય જ્યાં ખેદથી, તો કોણ એ ખોળી શકે ?
લ્હોનાર હસ્તે ના દીસે, એકેય બિન્દુ સ્નેહનું;
રસહીન જન લોહી શકે, શું આંસુડાં મારાં હવે ?
દેનાર સોબતી, અંધજન ! દેઇ શકે કહો શું મને ?
મુજ ચશ્મ આસ્માને રહે, તે ન્યાળવા નીચે કહે.
ખાલી મથે તે ખાળવા મ્હારા હૃદયનાં વારીને
* તારો નહિં તે કેમ તરશે, મધ્ય દરિયે કહો મને ?
ના આશ "સ્વજનો લૂછશે." એ હૃદય કો દિને યતી.
શાના સ્વજન જે ના મિલાવે હૃદય આ હૃદયા થકી ?
છું મસ્ત આ સ્થૂલ દેહથી પણ દીલ તો ખાલીજ છે,
ત્યાંની જગાને પૂરનારૂં, કોઇએ મળતું નથી.
શશિ રાજ જ્યાં વર્ષિ રહે, સાગર ઉરે ભરી સ્નેહને;
તટ તે પરે મન ભીડતં–ત્યાં હૃદયને આરામ રહે.

## અંજનિ ગીત.

સ્વતુ ઉર સુકયું રસઝરતુંઃ
પ્રેમલ ભાવભર્યું સુપમરતુંઃ
દગાગીત પ્રભુતાભર ગાદુંઃ
*નવજીવન ભક્તિમય એવું*ઃ
ગગને લેખ ગૂઢાર્થ ઉકેલેઃ
તારક ચંદ્રશું દેવ નિહાળેઃ
સમિરણશું સન્દેશા સુણેઃ
નવજીવન તન્મય રૂડલુંઃ
કામિક ભાવ બધા ઉવેખેઃ
સ્થુળ શૃંગાર સહુ ત્યાગી રહેઃ
ભવ્ય મતિ ધરી "દિવ્ય" પ્રમાણેઃ
નવ જીવન આત્મિક ઉંડુંઃ—

અંકલેશ્વર] [મણુચી (બી. એ.)

---

## આદેશ સ્મરણ.

પ્રેમીઓને પીડા કરવા
નથી જન્મ્યાં આ જગમાં;
પ્રેમીઓની પીડા હરવા
*જીવન મળ્યું છે જગમાં.*
મન તન ધન સર્વે જાતથી
પ્રેમ તણી સેવા કરશું.
પ્રેમ સેવતાં જરૂર હશે તો
અકાલ મૃત્યુએ સહીશું.
પ્રેમી પ્રેમીને ભજે
દુઃખ સુખ ત્હેને દૂર.
જન્મ સફલતા ત્હેમને
જો વિશ્વ પ્રેમથી પૂર.
બ્રહ્માંડ પ્રેમથી પૂર્ણ જો હું પ્રેમી કેમ બનું નહિ?
આજ્ઞા પિતાની 'પ્રેમી બનવું' કેમ હું પાળું નહિ?
જો પ્રેમ ખંડ વિના પછી હું ખંડ પ્રેમી શે બનું?
હા! હા! પિતા! આ દેશ ત્હારો આજથી તાજો ચહું.

વડોદરા,
આહડ-રેસીડેન્સી. [ચકમ.

---

તમને તમારો વાજબી હક અસત્યના સાધનથી લૂંટી લેવાનો પ્રયત્ન કરતા હોય તો તેના પ્રતિકાર તરીકે તમે તેની સામે, તમારા પોતાના રક્ષણ સારૂ બીજાં સાધનનેજ અભાવે અસત્યને સાધન કરો તો તેનું પાપ અવશ્ય બહુ અલ્પ છે; પરંતુ તે સર્વથા ક્ષમ્ય તો નથી. રાજનીતિ આથી આગળ જતી નથી. મનુષ્યોના સ્વાર્થનો હાલમાં પરસ્પર બહુ વિરોધ આવે છે, તેથીજ અસત્યાચરણ થાય છે. તેનું કારણ એ છે કે દરેક મનુષ્ય પોતાનો સ્વાર્થ વાજબી સીમામાં રાખતો નથી તેથીજ પરસ્પર સ્વાર્થ અથડાય છે, ઘર્ષણ થાય છે, અને અસત્યનો અગ્નિ ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી મનુષ્ય ઓછો સ્વાર્થી નહીં થશે, જ્યાં સુધી તે બીજાની સ્વતંત્રતા તથા બીજાના અધિકારોને પોતાની સ્વતંત્રતા તથા અધિકારોથી ઉતરતાં તથા ઓછાં વ્હાલાં ગણશે, ત્યાં સુધી વિરોધ નષ્ટ નહીં થાય અને અસત્યનો નાશ નહીં થાય. જ્યાં એક વસ્તુની પ્રાપ્તિ માટે બે જણ ઉમેદવાર હોય ત્યાં સુધી લડાઈ થયા વગર રહે નહીં, અને લડાઇ થઇ ત્યાં અસત્યનો પ્રયોગ થયા વગર રહેજ નહીં ! અસત્ય તો હાલના 'સુધરેલા' જમાનાનું સૌથી ચકચકિત શસ્ત્ર છે. જંગલીઓની લાકડી અને સુધરેલાઓનું અસત્ય એ બેમાં બહુ ફેર નથી.

સત્યવાદ સારૂ પ્રથમ સત્ય જ્ઞાન અને તેમાં મુખ્ય કરીને આ તથા ભાવી જન્મમાં તેથી મળતાં સુખનું જ્ઞાન ખાસ આવશ્યક છે. સૃષ્ટિ રચનામાં પરસ્પર સ્વાર્થના વિરોધ માટે પ્રભુએ જગ્યા રાખીજ નથી. તેનું જ્ઞાન લોકોને પ્રકાશિત થયા શીવાય અસત્ય વર્તનનો નાશ થનારો નથી. જેની જે વસ્તુ હોય તેનું તે પર સ્વામીત્વ સંપૂર્ણ રીતે સ્વીકારવાથી તથા તે વસ્તુ ગ્રહણ કરવાની કદાપિ ઇચ્છા પણ ન કરવાથી અસત્ય બોલવાનો અવકાશજ રહેતો નથી. ડુંગરોમાં રહેતી પ્રાથમિક જાતોમાં એવી ઇચ્છા ન હોવાથી તેઓ કદાપિ અસદ્વાદી હોતા નથી. ઇંગ્લંડની ઉત્તરે આવેલા આઇસલેંડના ટાપુના લોકો દુન્યામાં સૌથી વિદ્વાન્, જ્ઞાનના પ્રેમી અને સૌથી સત્યવર્તી છે તે પણ **मा गृधः कस्यस्विद्धनम्** એવા ઇશોપનિષદ્ના ( તથા યજુર્વેદના ૪૦ મા અધ્યાયના ) પ્રથમ શ્લોકનું વ્યવહારમાં પાલન કરે છે તેનું પરિણામ છે. પ્રાચીન કાલના આર્યો પણ તેવાજ હતા. શા માટે હાલના તેમના વંશજ આર્યો અને સમસ્ત માનુષી પ્રજા તે પ્રમાણે નહીં થઇ શકે ?

જો દુન્યામાં સત્યનો સંપૂર્ણ પ્રચાર થાય તો સરકારની અને કરની જરૂરજ ન પડે ! અસત્યથી રક્ષણ પામવા સારૂજ મનુષ્ય જાતે સરકાર અથવા રાજા એ નામની સંસ્થા ઉભી કરી છે. પરંતુ, ઘણુંખરૂં આખી દુનીયામાં, બનાવેલા રાજા ચોરને ત્યાં આવેલા ચોર પરોણા જેવા નીકળ્યા છે. એક શેઠે દેવાળું કાઢવા પહેલાં, પોતાની દોલત વફાદાર મહેતાને નામે ચઢાવી દીધી પછી પાછી પોતાને નામે ચઢાવવા મહેતાને શેઠે કહ્યું ત્યારે મહેતાએ બીજું કાંઇ નહીં કહ્યું પણ નાજ કહી ! આવી સ્થિતિ અસત્યવાદી અને અન્યાય પ્રિય મનુષ્ય જાતિની, રાજા–મહારાજા શાહ–શહેનશાહ એ વર્ગ ઉભો કરવા જતાં થઇ છે. તે રાજાઓજ મહા અસત્પ્રેમી અને સ્વાર્થી થયા અને સ્વકીર્તિ તથા સ્વલોભ સારૂ એક પ્રજાને બીજી પ્રજા સાથે લડાવી મારી. સીકંદર અને સીઝરથી તે નેપોલીયન બોનાપાર્ટ સુધી થઇ ગયલા મહારાજાઓએ કરોડો મનુષ્યોના પ્રાણ કેવલ અસત્ય લોભાદિને વશ થઇને લીધા છે ! માટે આદર્શ સંસ્થા તો બાણોની શય્યા ઉપર સૂતા સૂતા સૂર્યોદયની મરણ માટે રાહ જોતા ભિષ્મ પિતામહે કહી હતી તેવીજ જોઇએ. તેઓએ કહ્યું હતું કે પૂર્વ કાલમાં અસત્ય નહોતું તેમજ રાજાએ નહોતો ! એ

સમય આવતાં હજી હજારો વર્ષ જોઈશે, અને વર્તમાન સરકારોની વ્યવસ્થા પૂર્વના રાજા મહારાજાઓ કરતાં એટલી તો વિશેષ સત્યપરાયણ છે, અને વળી સાંપ્રત સરકારો રાજદ્વારી અર્થાત્ લડાયક કરતાં એટલી તો યુદ્ધ પ્રતિબંધક તથા વ્યાપારિક છે કે તેની શિથિલતા થવી દુષ્ટ નથીજ. સ્થાપનાની પણ આવશ્યકતા ન રહે એટલા બધા પૃથ્વીના મનુષ્ય માત્ર ન્યાય પ્રિય તથા સત્યપ્રિય થાય એજ કહેવાનો અભિપ્રાય છે. રાજ્ય પ્રજાની એક વ્યક્તિથી બીજાનું તથા એક મહાપ્રજાનું બીજી મહાપ્રજાના સંભવિત જુલમથી રક્ષણ કરવા સારૂ સ્થપાય છે પરંતુ જો કોઈ વ્યક્તિ તેમજ સમષ્ટિ ( nation ) નો વિચારજ, જુલમ, અન્યાય, અસત્ય કરવાનો ન હોય પછી રાજ્યનું શું કામ ? યુરોપમાં પ્રજાની લગભગ અર્ધી કમાઈ જેટલો રાજ્યનો ખરચ સીધી તથા આડી રીતે મળીને આવે છે; અર્થાત મહીને સો રૂપીઆ રળનારાના હાથમાં રૂ. ૫૦ જ હાલ રહે છે. જર્મની, ઈંગ્લંડ વગેરે જે દેશો પરરાજ્યનાં અંસદ્દાદ તથા હુમલાનો ઝાઝો ભય ધરાવે છે અને તે સારૂ ઝાઝો લશ્કરી તથા નૌકા ખર્ચ રાખે છે ત્યાંનો કમાનાર તો ૪૦ ટકા જેટલીજ આવક ખરી રીતે વાપરતો હશે. હીંદુસ્તાનની પ્રજા તો પ્રમાણમાં સૌથી નસીબવાન છે. આ અર્ધી શક્તિ–અર્ધી કમાણીની બરબાદી મનુષ્યમાં સત્યની સ્થાપના ન હોવાથીજ થાય છે. સત્ય અર્થાત સત્યજ્ઞાન તથા તે જ્ઞાનનું સત્ય પાલન અસત્ય વર્તન કરવાથી અથવા તેમ બોલીને કોઈ અંતે લાભ કરતું નથી. એ આંકડા પરથી દેખાતું છે. પોલીસ, કોર્ટ, લશ્કર, નૌકા, ત્રીજોરી, તાળાં, ટ્રંકો, બારી બારણાં, અસ્ત્રશસ્ત્ર એ સઘળાંનો ખર્ચ અસત્યને શિર છે! જો ચોર વ્યસની આદિ ન હોય તો જે. પી. ઓનો તથા દસ્કાબનો પણ શું ખપ ! જો અસત્ય નાશ પામે તો કાગળ તથા સ્યાહી બનાવનારાં સેંકડો કારખાનાંઓ નીશાળ તરીકે ખુશીથી કામે લગાડી શકાય ! દુન્યામાં એક પણ માણસ ભુખ્યો ન રહે એટલું અઢળક ધન ઝટ એકત્રિત થાય ! દરેક મનુષ્ય કહે છે કે " બીજા સત્ય બોલે તો હું બોલું ! " અને બીજા પણ એજ વાત લે છે ! ઘણી ન્યાતો ઠરાવ કરે છે કે બીજી ન્યાત કન્યા આપવા લેવાનો ઠરાવ કરે તો આપણે પણ કરવો ! ન કરે ત્યાં સુધી કાંઈ નહીં ! આ ટન જેવડો ભારે " તો " ચીજ શુભારંભ થતો નથી. બીજા કરે ત્યાં સુધી વાટ જોવાની તમારી ધીરજ વધારે સારા હેતુઓને બરની ( Worthy of a better cause ) છે ! જગત્ પર ચર્મ કે રબર મઢાય ત્યાં સુધી વાટ જોવાને બદલે તમે તમારે એકલા કાંટા ન ખુંચે તે સારૂ તમારા પગને જોડા પહેરાવો છો. તેમજ જગત્ સત્યવાદી થાય કે ન થાય તેની દરકાર કર્યા વગર શા સારૂ તમારા પોતાના સંબંધમાં સત્ય બોલવાની વ્યવસ્થા ન કરી શકો ?

સત્યવાદીની કેટલી આંટ છે તેનો એકજ દ્રષ્ટાંત આપીશું. નામદાર હીંદી સરકાર કોઈ એક દશ્ય વસ્તુ નથી. તે વાઈસરોય તથા તે અમલદારો નથી, તે આલીશન સરકારી બીલ્ડીંગો નથી. તે બધાનો ખીચડો પણ નથી. તે લગભગ નિરાકાર છે. છતાં, સારે નસીબે, સઘળા તેની કેવી ઉત્તમ કલ્પના કરી શકે છે ? કે બીજા સાકાર વ્યક્તિની સ્થાવર મીલ્કતની જામીનગીરી ઉપર પણ તમે જ્યારે ૭ ટકે તમારાં નાણાં આપવા ના પાડો છો, ત્યારે અદશ્ય નિરાકાર સરકાર જે જંગમ છે અને પરદેશી છે, જેનો આ દેશમાં જાયુકનો વસવાટ પણ નથી, તેને તમે ત્રણ કે સાડાત્રણ ટકે વગર જામીને અને વગર જામીનગીરીએ લાખો અને કરોડો રૂપીઆ ધીરો છો ! એમાં શો ચમત્કાર છે ? શું ભેદ છે ? તેમાં એજ વિશેષતા છે કે, સરકાર

સત્યવાદી છે, કદાપિ તમારા રૂપીઆ પાછા આપવા વગર નહીં રહે એવો તમને સંપૂર્ણ નિશ્ચય છે! ઘેરબેઠાં તમને અને તમારા અભાવમાં તમારી અનંત પેઢી સુધીના વંશવારસને વ્યાજ સીકે રૂપીઆ પાછા મળશે એ વિશ્વાસજ ચમત્કાર છે.

રાજ્ય, રાજા અથવા સરકારજ પોતાની પ્રજા ઉપર સત્યાસત્યના સંસ્કાર સુદ્ધાં પાડે છે. આપણા સંસ્કૃત સાહિત્યમાં તે સંબંધી અનેક કહેવતો છે. **राजा कालस्य कारणम्।** જેવો રાજા તેવો કાળ થાય છે. **यथाराजा तथाप्रजा** જેવો રાજા તેવી પ્રજા ઇત્યાદિ. આનું તાત્પર્ય એ છે કે સત્ય-ન્યાયના દ્રષ્ટાંત તરીકે સ્વાભાવિક રીતે પ્રજા રાજા-રાજ્યને જોય છે અને તેનું અનુકરણ કરે છે. કૃષ્ણ ભગવાન ગીતામાં કહે છે કે,

यद्यद् आचरति श्रेष्ठजनः तद्देव इतरो जनः।

જેમ જેમ શ્રેષ્ઠજન વર્તે છે તેમજ બીજા ( તેનું જોઇને વર્તે છે ). તેમ લોકો સરકારને શ્રેષ્ઠ જોઇને તેનું અનુકરણ કરે છે. વ્યાપારીઓ પોતાની ઓફીસમાં સરકારી ઓફીસના ધારાનું અનુકરણ કરે છે, સાધારણ સભાઓ પાર્લામેંટ તથા સરકારનો ધારાસભાઓના નિયમો ગ્રહણ કરે છે. તેવીજ રીતે બીજા ગુણ પણ વ્યક્તિઓ સરકાર પાસેથી ગ્રહણ કરે છે. તે જેવો હોય છે, થાય છે તેવી પ્રજા હોય છે, થાય છે. જો સરકાર જુલમી હોય તો લોકો પણ પોતાના ચાકરો પર જુલમ કરતા થશે અને દયાળુ હશે તો લોકો પણ દયાળુ થશે. ( જુલમ એ પણ અસત્યનો એક પ્રકાર છે. જુલમ એ અસત્ય વચન નહીં પરંતુ અસત્ય વર્તન છે. ) હર્બર્ટ સ્પેન્સર રાજ્યનાં સદસદ્ વર્તનનો તાદશ પ્રત્યાઘાત, પ્રજા ઉપર પડે છે તે નીચલા શબ્દોમાં વર્ણવે છેઃ—It is the presence or absence of despotic rule which *leads to prevalent falsehood or truth.*

*Principles of Ethics, Vol, I, p. 407.*

અર્થાત્, જુલમી રાજ્યની હાજરી અથવા ગેરહાજરી યથાપ્રમાણમાં સત્યવાદ અથવા અસત્ય વાદ ચાલુ થાય છે. **यथाराजा तथाप्रजा** એનો આ અંગ્રેજીમાં અનુવાદ માત્ર છે.

વર્તમાન સઘળી સુધરેલી સરકારોમાં હવે જુલમ જેવું રહ્યુંજ નથી. તેથી જગતમાં પૂર્વની અપેક્ષા સત્યવાદની વૃદ્ધિ થતી જાય છે, તે એનાજ પ્રતાપથી. આ દેશમાં વિક્રમાદિત્ય દેવના સમય પછી નષ્ટ થવા આવેલું સત્ય પાછું સજીવન થવા આવ્યું છે અને સરકાર જે શિક્ષણ રૂપ અમૃતની વર્ષા કરે છે તેથી તે પાછું સજીવન અને ટટાર થશે, એવો સંપૂર્ણ વિશ્વાસ છે.

શાસ્ત્રો અને ઇતિહાસો, પૂર્વના વિદ્વાનો અને પશ્ચિમના વિદ્વાનો, આર્ય ધર્મ અને પર ધર્મ સઘળાના ઉતારા આપણે આ લેખમાં સ્વીકાર્યા છે. કેટલાક સંસ્કૃત કવિઓની આલંકારિક તથા મોહક વાણિની પ્રસાદી પણ અંતમાં લઇને આ ધાર્યા કરતાં બહુ દીર્ઘ અને વિસ્તીર્ણ થઇ ગયેલો લેખ સમાપ્ત કરીશું.

સત્યની પ્રશંસા કરતાં એક કવિ કહે છે કે.

सुनृतं सर्व शास्त्रार्थनिश्चितज्ञानशोभितम्।
भूषणं सर्ववचसां लज्ञवे कुलयोपितम्॥

અર્થ:–સર્વ શાસ્ત્રોના અર્થથી નિશ્ચિત કરેલાં શોભતાં જ્ઞાન વાળું સત્ય સર્વે પ્રાણીઓનાં ભૂષણરૂપ છે, અને કુલીન સ્ત્રીઓની લજ્જા રૂપં, તેઓની સભ્યતા રૂપ છે.

વળી કહે છે:—

अश्वमेधसहस्त्रं च सत्यं च तुलया धृतम् !
अश्वमेधाद्धि सत्यमेव विशिष्यते ॥

અર્થાત્ જો તાજવાના એક પાસામાં હજાર અશ્વમેધ અને બીજા પાસામાં સત્યને મુકવામાં આવે તો હજાર અશ્વમેધ કરતાં સત્યનાં પુણ્યફલનું વજન વધી પડશે !

વળી કહ્યું છે કે, આ પૃથ્વીનું ધારણ પાંચ ચીજોથી થયું છે:—ગાય, વિપ્ર, વેદ, સતી સ્ત્રી તથા સત્યવાદી. પાંચમાં, સત્યવાદીને કવિએ મૂક્યો છે.

અસદ્‌વાદીની યોગ્ય નિંદા કરવા સારૂ એક કવિએ પુરાણોનાં પુરાણો પ્રથમ ઉથલાવી માર્યાં છે ! તે કહે છે કે, સત્યવક્તાની એક જીભ છે, સર્પની ( બે માથાં હોવાથી ) બે જીભ છે, ત્રિશિરા અને દત્તાત્રેયની ત્રણ જીભ છે, ચતુર્મુખી બ્રહ્માની ચાર જીભ છે, કાર્તિકસ્વામીની છ જીભ છે, સપ્તમુખી અગ્નિની સાત જીભ છે, દશમુખી રાવણની દશ જીભ છે, અને શેષનાગની બે હજાર જીભ છે. પરંતુ દુર્જન અસત્યવાદીની તો અસંખ્ય જીભો છે !

---

## વિષ્ણુ ભગવાન્ એ સાક્ષાત્ સૂર્યદેવતા છે.

---

બ્રહ્મા તે વાયુ દેવતા છે અને રૂદ્ર તે વિદ્યુદ્દેવતા છે એ હમે ગતાંકોમાં સિદ્ધ કીધું છે. હવે વિષ્ણુ તે સૂર્યદેવતા છે એવો પક્ષ, નિષ્પક્ષ વાચકો સમક્ષ સ્થાપવાનો પ્રયત્ન આજે આદરીશું.

ભગવાન્ વિષ્ણુના પુરાણોમાં આવતા વર્ણનથી વિદ્વાન્ વાચક વર્ગજ સુપરિચિત છે એમ નથી; પરંતુ આર્ય–હીંદુ માત્ર તેની કલ્પેલી આકૃતિ ઇત્યાદિની સારી માહીતી ધરાવે છે. શ્યામ વર્ણના એ પ્રભુ ક્ષીર સમુદ્રની મધ્યમાં ભગવાન્ શેષનાગ પર બિરાજેલા છે અને દેવી લક્ષ્મી તેની સેવા કરે છે. તથા નાગ પોતાની વિશાલ પટવાળી ફણા તેના મસ્તક ઉપર નિરંતર છત્ર રૂપે ધારણ કરી રહ્યા છે એવી પૌરાણિક કલ્પના છે. વળી એમનાં વ્યભિચાર આદિ કર્મો વિષે પણ અનેક આખ્યાયિકાઓ છે. સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે શું વિષ્ણુ દેવ કોઇ શરીરધારી મનુષ્ય, માત્ર મહાન્ મનુષ્ય–પરંતુ અંતે તો મનુષ્યવતજ–છે કે કાંઇ તેથી વિશેષ છે! બુદ્ધિમાનોને એ લંબાણથી સાબીત કરી આપવાની જરૂર નથી કે, એવો વિષ્ણુ બુદ્ધિથી કલ્પી શકાતો નથી, અને તેમની આગળ પાછળનું સાહિત્ય અને સામગ્રી પણ તેટલીજ અકલ્પ્ય છે. ક્ષીરસાગરજ નથી, શેષ નાગ પણ નથી, તો ફણા અને બીજી વસ્તુની તો વાતજ ક્યાં રહી? ભૂગોલ કે ખગોલના કોઇ પણ ભાગમાં ક્ષીરસાગરનું નામ નથી. કોઇ પણ ભૂગોલવેત્તા કે ખગોલવેત્તાએ ક્ષીરસાગર કયા ખંડની કઇ દિશાએ આવ્યો છે, તેના કીનારા ઉપર કયાં ગામ આવ્યાં છે તે વિષે એક અક્ષર પણ ઉચ્ચાર્યો નથી. ક્ષીરસાગરમાં

કટ્ટર વૈષ્ણવ કે તેનું કોઇ વહાણુ જઇને સહીસલામત પાછું આવેલાની એક પણ નોંધ હજારો વર્ષોનો અવકાશ હોવા છતાં થઇ નથી. સાબીતીની આટલી બધી ગેરહાજરીમાં કોર્ટમાં અહાણુ જજ પાંચ રૂપીયાની એક તરફી ડીક્રી પણ આપવા તમને ના પાડશે ! તો આપણે વિષ્ણુભગવાન્ તેના ક્ષીરસાગર અને શેષનાગની વાતો સિદ્ધ કેમજ માની શકીએ ?

પ્રતિપ્રશ્ન એજ ઉઠે છે કે ત્યારે શું એ સર્વ ગપ છે ? નહીં. વિષ્ણુ શેષનાગ આદિના અર્થમાંજ આપણે ભ્રમ કીધો છે. મૂલ વિષ્ણુનો અર્થ કોઇ દેહધારી મનુષ્ય કે દેવનો નહોતો; પરંતુ ભગવાન્ સૂર્યનારાયણનો હતો. અને જે જે વિષ્ણુની આખ્યાયિકાઓ તેને મહાપુરૂષ કે દેહધારી દેવ તરીકે કલ્પીને રચવામાં આવી છે, તેનું સૂક્ષ્મ પૃથક્કરણ કરતાં પણ એ આખ્યાયિકાનો નાયક સાક્ષાત્ સૂર્ય દેવતાજ હોવાનું સ્પષ્ટ જણાઇ આવે છે. તેના કહેવાતા વ્યભિચારો પણ સૂર્ય જેટલે અંશે ' વ્યભિચાર ' કરી શકે તેટલાજ અંશમાં છે. ટુંકમાં સૂર્યને માણસ કલ્પીને, સૂર્યનાં કુદરતી સાહસો તથા સ્વાભાવિક પરાક્રમોનું માનવી સાહસો અને પરાક્રમોની પરિભાષામાં કલ્પનાકુશલપૌરાણિકોએ એક પ્રકારનો ભાષાનુવાદ માત્ર કીધો છે. તેથી લોકો તે અક્ષરશઃ સત્ય માનવાની ભૂલ કરી બેઠા છે. તે ભૂલ માટે પુરાણ સાહિત્યના વિદ્વાન લેખકોનો એટલા અંશમાંજ દોષ છે કે પોતાની એ પ્રકારની તર્કશક્તિના પ્રયોગનું પરિણામ અર્ધપંડિત આર્યપ્રજામાં ઉલ્ટું આવશે એમ જે તેઓએ પોતાની બુદ્ધિથી ધારવું જોઇતું હતું તે ધારી લેવાની તેઓએ દરકાર કીધી નહીં. તેમના વંશજો પણ એ ભૂલના ચક્રમાં પડ્યા. પાછલા કાલના પૌરાણિકો પણ અલંકારો અને રૂપકો તેના મૂલ અર્થમાં ન સમજતાં દેખીતાં હતાં તેવાંજ સમજી પડ્યા તો સામાન્ય પ્રજાનો શો દોષ કાઢવા બેસવો ?

વિષ્ણુ ભગવાનનાં મૂલ તેજસ્વી સ્વરૂપ ઉપર ગમે તેટલાં રૂપકોનાં ઢાંકણો આવવા છતાં, ચતુર પરીક્ષક તેની મૂલ કાંતિનું, તેના ઉપરનાં અંતરાયોને છિન્ન કરીને, પ્રગટ થતાં તેનાં કીરણો જોઇને અનુમાન કરી શકે એમ છે. પુરાણો તથા મહાભારત જે પણ એક પ્રાચીન મહાપુરાણજ છે, અને જેને ૧૮ પુરાણોનાં સગોત્રસપિંડ આદિ પૂર્વજનો ઉપમા આપવી અયથાર્થ નથી, તેમાં જો કે વારંવાર વિષ્ણુને વર્તમાન અર્થમાં કલ્પ્યો છે તોપણ અનેકવાર ભગવાન્ સૂર્ય તરીકેજ ઓળખાવ્યો છે ! સૂર્યનાં અનેક નામો છે તેમાં વિષ્ણુ એ તેનું એક માનીતું નામ છે. સાક્ષિ સ્વયં વિષ્ણુપુરાણની છે, અને વિષ્ણુપુરાણ ૧૮ પુરાણોમાં સૌથી પ્રાચીન છે, એ સર્વ માન્ય પક્ષ છે. તેમાં લખ્યું છેઃ—

तत्र विष्णुश्च शक्रश्च जज्ञाते पुनरेव च ।
अर्यमा चैव धाता च त्वष्टा पूषा तथैव च ॥
विवस्वान् सविता चैव मित्रोवरुण एव च ।
अंशो भगश्चादितिजा आदित्या द्वादश स्मृताः ॥

વિષ્ણુપુરાણ, અધ્યાય ૧૫, શ્લોક ૧૩૧-૨

અર્થઃ—વિષ્ણુ, શક્ર, અર્યમા, ધાતા, ત્વષ્ટા, પૂષા, વિવસ્વાન્, મિત્ર, વરુણ, અંશ, તથા ( ૧૨ ) ભગ અદિતિથી ઉત્પન્ન કહેતાં આદિત્યનાં બાર નામો કહેવાય છે.

મહાભારતમાં પણ વિષ્ણુનો અર્થ સૂર્ય કીધો છે, અને લગભગ ઉપરોક્ત શ્લોકનાજ શબ્દો તેમાં વાપર્યા છે ( જુવો, આદિપર્વ, અધ્યાય ૨૩, શ્લોક ૬૫–૬;)

જો વિષ્ણુનો અર્થ સૂર્ય ન હતે તો આકાશનું એક નામ વિષ્ણુપદ હોવુંજ અસંભવિત હતું. પદનો અર્થ સ્થાન છે અને આકાશમાંજ સૂર્ય ( વિષ્ણુ ) નું સ્થાન હોવાથી આકાશને વિષ્ણુપદ કહ્યું છે. આપ્ટેના સંસ્કૃત–અંગ્રેજી કોષમાં પણ વિષ્ણુપદનો અર્થ આકાશજ કર્યો છે.

વેદના શબ્દોના સત્યાર્થ કરનાર મહર્ષિ યાસ્કાચાર્યજી પણ વિષ્ણુનો અર્થ સૂર્યજ કરે છે.

त्वष्टा । सविता । भगः । सूर्यः । पूषा । विष्णुः । वैश्वानरः । वरुणः

નિઘંટુ, અ. ૫; ખંડ ૬:

વેદમાંથી એકજ પ્રમાણ આપેથી વિષ્ણુનો અર્થ સૂર્ય થાય છે તે સ્પષ્ટ સિદ્ધ થશે. યથા,

इरावती धेनुमती हि भूतं सूयवसिनी मनुष्यो दशस्या ।
व्यस्कभ्ना रोदसी विष्णवेते दाधर्थ पृथिवी मभितो मयूखैः ॥

અર્થઃ—(विष्णो) હે વિષ્ણુ કહેતાં સૂર્ય ! ( एते रोदसी આ ( દ્યુ લોક અને ભૂલોક) ને તમે ( व्यस्कभ्नाः ) પકડી રાખ્યા છે અને તમારા ( मयूखैः ) કીરણો વડે પૃથિવિને (अभितः) ચારે તરફ ( दाधार्थः ) ધારણ કરી રહ્યા છો.

આ સૂર્યની સ્તુતિ છે. એ આ મંત્રમાં વાપરેલા मयूख શબ્દથીજ સિદ્ધ થાય છે, કારણ કે સૂર્ય શીવાય બીજા કોનાં કીરણ હોઇ શકે ?

પરંતુ એમ કહેવામાં આવી શકશે કે " વિષ્ણુનો અર્થ સૂર્ય થઇ શકતોજ નથી એમ કાંઇ હમે કહેતાજ નથી. સંસ્કૃત ભાષામાં લગભગ દરેક શબ્દોના અનેક અર્થ થાય છે. હમારો પક્ષ તો એટલોજ છે કે વિષ્ણુનો અર્થ સાંપ્રત વિષ્ણુ પણ થાય છે, અને તે અર્થમાં પણ વેદ, પુરાણ આદિ ગ્રંથોમાં તેનો પ્રયોગ થયો છે. " નિસ્સંદેહ વેદમાં જગતના પાલનકર્તા અર્થાત પરમાત્માના અર્થમાં પણ વિષ્ણુ શબ્દનો પ્રયોગ થયો છે. એટલુંજ નહીં પણ અનેક મંત્રોમાં તેમાં આવતા વિષ્ણુ શબ્દના સૂર્ય તેમજ પરમાત્માના બેઉ અર્થ વાસ્તવિક રીતે થઇ શકે એમ છે. પરંતુ વેદમાં શેષશાયી કામક્રોધાદિ વશ વિષ્ણુની કથાનો તો અભાવજ છે.

અને મહાભારત તથા પુરાણોની વિષ્ણુનાં પરાક્રમો તથા વર્તન સંબંધી આખ્યાયિકાઓ તો સૂર્ય અર્થના વેદમંત્રોના સૂર્યના દર્શાવેલા ગુણકર્મો ઉપરથીજ તથા સૂર્યનાં પ્રત્યક્ષ અવલોકન પરથીજ કરવામાં આવી છે. તે કારણથી આપણે કેટલીક વૈષ્ણવ કથાઓનીજ સમાલોચના કરીશું, જેથી વાંચકની ખાતરી થશે કે તેના લેખકનો મૂલ ઉદ્દેશ લૈકિક સૂર્યનેજ ઉદ્દેશીને હતો. એક પછી એક વિષ્ણુની કલ્પેલી વિશેષતાઓનું આપણે નિરૂપણ કરીશું.

## વિષ્ણુનું સ્થાન સાગર.

કથાના વિષ્ણુનું નિવાસ સ્થાન સાગર માન્યું છે, તેનું કારણ શું ? કોઇ ઠાર્ણ જાતી

મર્મમાં ચતુર ( Witty and humourous ) સંસ્કૃત કવિએ એવું કહ્યું છે કે, **असारसंसार सागरेसारं श्वसूरगृहे** અર્થાત્ "આ અસાર સંસારમાં સાર માત્ર સસરાને ઘેર ધામા નાંખવામાં છે!" અને તેના પુરાવામાં તે કવિ કહે છે કે. એમ હોવાથીજ વિશ્ણુ પોતાની પત્ની લક્ષ્મીના ઉત્પાદક સાગરમાં નિવાસ કરે છે, અને શંકર પોતાની પત્ની પાર્વતીના ઉત્પાદક પિતા પર્વત હીમાલયમાં નિવાસ કરે છે! પરંતુ આ એક સુંદર, સાંભળવા-સંભળાવવા લાયક ગમ્મત માત્ર છે. આપણે તો કલ્પના અને હાસ્યરસના સિદ્ધાંતોને અનુકુળ નહીં કિન્તુ ઇતિહાસ તથા ભાષાના અર્થને અનુકુળ અનુમાનો કરવાનાં છે. વિશ્ણુનું સ્થાન સમુદ્ર હોવાનું ખરૂં કારણ તો એજ છે કે, **મૂલ વૈદિક ભાષામાં સમુદ્રનો અર્થ આકાશ થાય છે.** નિઘંટુ ( ૧-૩ ) માં ૨૫૪૮ લખ્યું છે કે, અમ્બરમ્, વિયત્, વ્યોમ, : અન્તરિક્ષમ્, આકાશમ્, આપાઃ **सगरः समुद्रः अध्वरमिति षोडशान्तरिक्षनामानि** અર્થાત્ ઉપરના તથા બીજા મળીને સોળ અંતરિક્ષ કહેતાં આકાશનાં નામો છે. આ ઉપર નિરૂક્તમાં ( ૨-૧૦ ) ભગવાન યાસ્કાચાર્ય નિરૂક્ત કરતાં કહે છે કે **तत्र समुद्र इत्येत् पार्थिवेन समुद्रेण सन्दिह्यते** અર્થાત આકાશને સમુદ્ર કહેવાથી જળના પાર્થિવ સમુદ્રની પણ શંકા થાય છે. તેનું સમાધાન કરવા એ વેદ સાક્ષર મહર્ષિ સમુદ્ર શબ્દની વ્યુત્પત્તિ ટાંકે છે કે **समुद्रवन्ति अस्मात् आपः** જેમાંથી આપ કહેતાં જળ દ્રવીભૂત અર્થાત્ પડે ટપકે તે સમુદ્ર. અને આકાશમાંથીજ જળ પડે છે એ પ્રત્યક્ષ છે. તેથી સમુદ્ર એ આકાશનું બીજું નામ ઠરે છે. સમુદ્ર શબ્દની અનેક બીજી વ્યુત્પતિઓથી તેના બીજા અર્થ તથા બીજા ગુણો ઋષિ વૈય્યાકરણે દર્શાવ્યા છે, જે સાથે આપણને સંબંધ ન હોવાથી તે જવા દઇશું. સમુદ્રનો જેમ આકાશ અર્થ થાય છે તેમ સાગરનો પણ થાય છે. ઋગ્વેદના ૧૦ મા મંડલમાં ૧૪૪-૪ મંત્રનો આરંભ આ શબ્દોથી થાય છેઃ–**एक सुपर्णः स समुद्रमाविवेश** અને તેનો અર્થ પૌરાણિક ગણાતા વિદ્વાન વેદ ભાષ્યકાર ભગવાન્ સાયણાચાર્યે "સુંદર વાયુ આકાશ ( સાગર શબ્દનો અર્થ ) માં વ્યાપ્ત રહે છે. ઇ. કર્યો છે! **અથર્વવેદમાં** ( ૪–૫ )માં પણ કહ્યું છે કે,

**सहस्त्रशृंगो वृषभो यः समुद्रादुदाचरत**

**અર્થાતઃ**–હજાર સીંગડા ( કીરણો ) વાળો ( કહેતાં સૂર્ય ) સમુદ્ર કહેતાં આકાશમાંથી ઉદય થયો.

તાત્પર્ય કે, વિષ્ણુને દેહધારી કલ્પ્યો ત્યારે તેને આકાશમાં સૂર્ય પેઠે અધર રાખવો અશકય હતો. તેથી સુર્યાર્થ પણ જોઇએ તો કાયમ રહી શકે તે સારૂ આકાશ તેમજ જલ ઉભયના અર્થ વાળા એક સમુદ્ર વા સાગરમાં તેની ગાદી કરી. પરમાત્માનું નિવાસસ્થાન કેવલ સમુદ્ર હોય એ તો તેને અન્યાય કરનારૂં છે. તે તો સર્વત્ર વ્યાપક છે. હોય તો તે આકાશમાં વિશેષ વ્યાપક છે કારણ કે આકાશ અનાકાશથી અતિશય મ્હોટું છે. વિશ્વના આરંભમાં પણ પ્રથમ આકાશનીજ ઉત્પત્તિ **तस्माद्वा एतस्मादात्मन आकाश संभूतः** અર્થાત પ્રથમ પરમાત્માએ આકાશની ઉત્પત્તિ કીધીઃ. પંચભુતમાં સૌથી સૂક્ષ્મ હોવાથી તેમજ સૌથી વ્યાપક હોવાથી પરમાત્માની વ્યાપકતાની વિશેષતા હોય તો તે આકાશમાંજ છે.

## વિષ્ણુ અને નારાયણ.

વિષ્ણુ નર કહેતાં જલમાં શયન કરે છે તેથી તેને નારાયણ કહેવાનું મનાય છે, અને મનુસ્મૃતિના પ્રથમાધ્યાયનો ૧૦ મો શ્લોક તેના ટેકામાં અપાય છેઃ—

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।
ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥

(આમાં " અપ " નો અર્થ જલ નથી, કિન્તુ આકાશ છે ( જુવો નિઘંટુ ). સત્ય અર્થ આ પ્રમાણે છેઃ— ( आपः ) આકાશ ( नारा + इति० ) તથા સમસ્ત વિશ્વના નેતા હોવાથી પરબ્રહ્મનું નામ નર છે. આકાશ તેના પુત્રવત્ હોવાથી ( સગર=આકાશ ઉપરથી આકાશમાં રહેતા મેઘથી ઉત્પન્ન સાગર=જલ સમુદ્રના અર્થમાં કહેવાય છે તેમ ) તેથી તે નાર કહેવાય છે. ( नरस्य अपत्यं नार आकाशः ) અને આકાશ તે પરમાત્માનું અયન અર્થાત્ નિવાસસ્થાન પણ છે તેથી તે ( પરમાત્મા ) નારાયણ કહેવાય છે. નારાયણનો સત્યાર્થ= આકાશ ( નાર ) જેનું નિવાસ સ્થાન ( અયન ) છે તે અર્થાત્ પરમાત્મા.

## વિશ્ણુ અને શેષનાગ.

એવી વાયકા છે કે, વિશ્ણુને શેષનાગ ધારણ કરે છે. જો એટલેથીજ પતાવો તો હમને પણ કબુલ છે. વિશ્ણુ કહેતાં સૂર્યના આધાર રૂપ તે શેષ કહેતાં પરમાત્મા છે ! જેમ પૃથ્વીનો આધાર સૂર્ય છે તેમ સૂર્યનો આધાર કોણ ? સૂર્યના આકર્ષણથી પૃથ્વી અધર અંતરિક્ષમાં ટકી રહી છે. સહજ પ્રશ્ન થાય છે કે વિશ્વ રચનામાં સૂર્યને કઇ શક્તિ ધારણ કરી રહી છે ? (આ વિશ્વ અનેક સૂર્યો તથા તે દરેકની આસપાસની પૃથ્વીરૂપ ગોલકોથી બન્યું છે). સૂર્યના સૌથી મહાન ગોલકોથી આકર્ષણ શકિતની તો સમાપ્તિ થઇ જાય છે. ત્યારે આખું વિશ્વ, સમસ્ત સૂર્યો કેમ ગબડી જતા નથી ? તેના ઉત્તર રૂપે કહે છે કે, સઘળી શકિતઓ **શેષ કરતાં,** ( બાદ કરતાં ) અંતે જે શકિત રહે છે—પરમાત્મા—તેજ તેને ધારણ કરે છે. ઇશ્વર સૌથી મહાન હોવાથી બધું તેમાંથી બાદ થતાં, તેનાથી ઓછું હોવાથી, તેમાંથી બધું તેમાં લય થતાં તે શેષ રહે છે. **શેષ રહેવાનો પરમાત્માનો** ગુણ છે તેથી તેનું નામ શેષ છે. અને વિશ્વ મહીંના, સૂર્યના સમસ્ત સહસ્રો ગોલકોની ધારણા તે કરી રહ્યો છે. આ મહા સિદ્ધાંત ખગોલ વિદ્યાનું પુર્ણવિરામ ચિન્હ છે, અને આર્ય મહાજનની રીલ્સરીનું એક સુગંધી ફુલ છે. તે ન સમજવાથી, ન સમજાવવાથી આપણે શેષ ભગવાનને સાપનું ગુંચળું માનીને તેને શ્યામ સુંદર વિશ્ણુ ભગવાનનો બેસવાનો ગાદીતકીયો કે ખુરશી ટેબલ બનાવ્યાં છે ! મહાત્મા વિશ્ણુ જેવાને બીજી કોઇ સાપથી વધારે સલામત પોચી બેસવાની ચીજજ ન મળી કે તેઓ ન ઉત્પન્ન કરી શકયા એવું અનુચિત અને તેને અન્યાય કર્તા અનુમાન કોઇ પણ શ્રધ્ધાળુ જ્ઞાનવાન વિશ્ણુ ભક્ત સ્વીકારી શકે એમ માની શકાતું નથી અને જ્યારે આલંકારિક અર્થ થાય છે ત્યારે અક્ષરશઃ અર્થ માનવાની જરૂર પણ શું ? જો અક્ષરાર્થ જ સત્ય માનો તો પછી શેષનાગને સુવા બેસવાને શું બનાવશો ? જો વિષ્ણુ પણ અધર રહી શકવા નથી તો એ પેટે ચાલતું પ્રાણી, ઉડવા પણ અસમર્થ પ્રાણી અધર શું રહી શકતું હતું ? તેના આધાર રૂપ ત્રીજી વસ્તુ અને તેના આધાર રૂપ વળી ચોથી, એમ આધારોની અસંખ્ય પરંપરા

કલ્પવી પડશે અને હાસ્યજનક સ્વીકારો તમારે કરતા જવા પડશે. શેષ વિષ્ણુ ધારણ કરે છે એનો અર્થ બીજો એ પણ થઇ શકે છે કે, સૂર્યને, શેષ કહેતાં અનંત આકાશ ધારણ કરે છે. શેષનો અર્થ અનંત ( આકાશ ) થાય છે એ કાંઇ હમારી કલ્પના નથી ઇસ્વીસન પાંચમી સદીમાં થઇ ગયેલો કોશકાર અમરસિંહ જ કહે છે કે **शेषोऽनन्तो वासुकिस्तु सर्पराजोऽथ गोनसे.** આથી સિદ્ધ છે કે શેષનો અર્થ સર્પ પણ થાય છે તે ઉપરાંત અનંત કહેતાં આકાશ પણ થાય છે.

વિષ્ણુનું બીજું નામ હરિ કેમ ? તેઓ ચતુર્ભુજ શા કારણથી ? તેઓ શ્યામ વર્ણના કેમ કહેવાય છે ? તે કૃષ્ણના અવતાર કેમ ? તેની પત્ની લક્ષ્મી શા સારૂ ? તેની સર્વોત્તમ પૂજા કમલથી કેમ થાય છે ? એ નિર્દોષને વ્યભિચારી કેમ કલ્પવામાં આવ્યો ? તેનું વાહન ગરૂડ પક્ષી શાથી કલ્પ્યું ? ઇત્યાદિ ઘણી જાણવા જોગ બાબતોનો નિર્ણય આગામી અંકોમાં કરીશું.

( અપૂર્ણ )

---

# યુરોપની એક રાણીની કરૂણારસિક કહાણી.

( એક સત્ય ઐતિહાસિક વાર્તા. )

લંડનના મ્યુઝીયમ પુસ્તકાલયમાં જૂનાં પ્રેમ પત્રોમાં બે પુસ્તકો જોવામાં આવે છે. તે દુનિયાનાં સૌથી વિનોદી પુસ્તકો તરીકે લેખાય છે. જે પત્રોપર તે લખવામાં આવ્યાં છે તે ઘણો સમય થવાથી પીળાં પડી ગયાં છે. અને ઘણે હાથે મુસાફરી કરી હોય તેમ ઘણા ડાઘા પડ્યા છે ! જે શાહીથી તે લખવામાં આવ્યાં છે તે તદ્દન ફીકી પડી ગઇ છે. શબ્દો ઝાંખા પીળા રંગના લાગે છે. જો કે તેના લેખકો આ દુનિયામાંથી હંમેશને માટે ચાલી ગયા છે છતાં તેની ચમકદાર ભાષા બસો વર્ષ પહેલાંના માણસોની સ્થિતિનો કાંઇક ખ્યાલ આપવાને પુરતી છે. તેનું દરેક પૃષ્ઠ આશા અને નિરાશા, ભક્તિ અને દ્વેષ, શાંતિ અને સંગતિનું યથોચિત વર્ણન કરે છે. તે ઉપરાંત તે રસમય વાર્તાઓથી ભરપુર છે, જેમાંની એક વાર્તા સાથે આપણો સંબંધ છે. આ વાર્તામાં બે વ્યક્તિઓનો પ્યાર એક બીજાને એકમેકના ગુલામ બનાવી દે છે અને તેનો અંત આ બે વ્યક્તિઓમાંથી એકના જીંદગીના જોખમે અને એકનો તાજના ભોગે આવે છે.

આપણી વાર્તાની નાયિકા સોફાયા ડોરોથીયા ઇસ્વીસન ૧૬૬૬ ના સપ્ટેમ્બર માસમાં સેલેના કિલ્લામાં જન્મી હતી. તેનાં માતપિતા, સેલેનો ડ્યુક જ્યોર્જ વિલિયમ અને ઇલીનર ફ્રેન્ચ માર્ક્વીસની ખુબસુરત પુત્રી હતાં. જોકે આ બાળકને શાહી મહેલમાં ઉછેરવામાં આવ્યું તોપણ ડ્યુકનાં નજદીકનાં સગાંવહાલાં તેના તરફ દ્વેષની લાગણીથી જોતાં હતાં. આ સર્વમાં સૌથી વધારે નિંદા કરનારી ઇંગ્લંડના જેમ્સ પહેલાની પૌત્રી હતી, જે આ બાળકની કાકી હતી. તે આ બાળક તરફ દ્વેષ બુદ્ધિથી જોતી હતી. તેને જોતાંજ તે મનમાંને મનમાં બળતી જતી હતી. આવી રીતે જ્યારે આ બાળક તરફ સર્વ કઢંગી રીતે વર્તતાં હતાં ત્યારે તેનાં માતાપિતા તેના તરફ અતિશય પ્યારની લાગણીથી જોતાં હતાં. તેઓ તેને પોતાનું સર્વસ્વ સમજતાં હતાં.

શાહજાદી પ્યાર અને મોજશોખના ઉછરંગે ઉછરી. દીનપર દીન તેની ખુબસુરતીનો બહાર વધવા લાગ્યો. પિતાના મહેલમાં સુખી જીંદગી ગાળી સ્વતંત્ર બનવા લાગી. અને તેના સાથીઓમાં સૌથી પહેલે

નંબરે ગણાવા લાગી. તેની વાક્‌ચાતુર્ય અદ્વીતીય હતી. તેના આ વખતના સાથીમાંનો એક કાઉંટ ફીલીપ નામક હતો, જેની જીંદગીનાં છેવટનાં વર્ષો આપણી નાયિકા સાથે ગાઢ સંબંધ ધરાવે છે. જ્યારે સોફાયા દશ વર્ષની થઇ ત્યારે તેના પિતાએ જર્મન શહેનશાહની મંજુરી મેળવી તેની માતાને વેદી પાસે લઇ જઇ ઘણા ભપકાથી તેનું પાણી ગ્રહણ કર્યું, જેથી કરી હવે સોફાયાની માતા કાયદેસર તેની ધણીઆણી બની (યુરોપમાં લગ્ન પાછળથી થઇ શકે છે!) અને સોફાયા ગાદીવારસ ગણાવા લાગી. શાહજાદી આવી રીતે પોતાના દિવસો વધારે ઠાઠ માઠ અને સુખમાં ગાળવા લાગી. રૂપનો ભંડાર અને હકદાર વારસ સોફાયા થોડા સમયમાં જુવાન સ્ત્રીનું રૂપ ધરવા લાગી. જ્યારે ડચેસ સોફાયાને સર્વ વાતની ખબર પડી ત્યારે તે દ્વેષથી બળવા લાગી અને તેને પોતાની ભત્રીજી તરીકે ગણવા કરતાં પોતાની પુત્રવધુ તરીકે ગણવા ઇચ્છયું. કદાચિત આમ થાય તો બંને કુટુંબને ઘણોજ ફાયદો હતો એટલુંજ નહીં પણ આ લગ્નગાંઠથી સેલે અને હેનોવરના વંશજો એક બીજાની સાથે એકત્રતાની ગાંઠથી બંધાઇ જાય એમ હતું.

## મરજી વિરૂદ્ધ સુંદરીનો કરેલો વિવાહ–હસ્તમેળાપ થતાં બેભાન!

પોતાનું ધાર્યું કરનાર ડચેસ સોફાયા કોઇ પણ કાર્ય કરવાનું પોતાના હાથમાં લેતી તો તે કાર્ય સર્વ વાતે સિદ્ધ થતું હતું. પોતાના કાર્યની લાલસામાં તેણે સર્વ પ્રતિબંધ દાબી દીધા, સર્વ વિરોધીનો અંત આણ્યો અને શાહજાદી સોફાયાને પોતાના ભવિષ્યની કાંઇ પણ ખબર પડે તે પહેલાં તેનો વિવાહ નક્કી કરવામાં આવ્યો.

શાહજાદી સોફાયા એક અત્યુત્તમ સુંદરી હતી; તેની ચામડીનો રંગ સાફ સફેદ હતો, તેના વાળ લગભગ કાળા હતા, તેની આંખો અણીઆળી હતી, તેનું શારીરિક બંધારણ સુડોળ હતું. તેનું મુખ ચંદ્ર સમાન હતું, તેની ગરદન તદન નાજુક હતી અને તેનાં નાનાં હાથ અને પગ તેની ખુબ સુરતીમાં વધારો કરતાં હતાં. તે ગાયન કળામાં પ્રવીણ હતી, તેનો સ્વર ઘણોજ મધુર હતો. આવી રીતે આ જુવાન રાજપુત્રી ઘણીજ ખુબસુરત, સકળ ગુણસંપન્ન અને ભવિષ્યમાં એક મહાન જાગીરની ધણીઆણી હતી. બીજી બાજુએ જે યુવકની સાથે તેનાં જીંદગીભરનાં બેલાં બાંધવામાં આવ્યાં હતાં તે મુર્ખ, બોલવામાં મંદ, ખરાબ ચાલનો અને સર્વ વાતે શાહજાદીથી વિરૂદ્ધ પ્રકૃતિનો હતો.

જ્યારે સોફાયાને તેના વિવાહની ખબર પડી ત્યારે તે દિલગીરીના અંધારમાં બેશુદ્ધ થઇ ગઇ અને પોતાની ધારેલી મુરાદમાંથી પાછી પડવા માટે શોક કરવા લાગી, અને જે સમયે તેના પિતાએ ડચેસ સોફાયા તરફથી આવેલી બક્ષીસ, જ્યોર્જ લ્યુઇસની હીરાજડીત છબી આપી ત્યારે તેણે તે ગુસ્સાના આવેશમાં જમીન પર ફેંકી દીધી જેથી તેના ટુકડેટુકડા થઇ ગયા.

આખરે માતાની આજીજી અને માતૃપ્રેમને વશ થઇ તેણે જ્યોર્જને પરણવાની હા પાડી; પરંતુ તેનું પરિણામ જેમ આપણામાં હિંદુલોકોમાં લાકડેમાંકડું જોડી દેવાથી જેવું પરિણામ આવે છે તેથીએ ખરાબ આવ્યું. લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો. સર્વત્ર આનંદ આનંદ થઇ ગયો. દેવળોમાં ઘંટાનાદ થવા લાગ્યો, સર્વ જગાએ શુભ ચિન્હો દેખાવા લાગ્યાં, ધજાઓ ફરકવા માંડી, નાતજાતનાં વાજાં વાગવા લાગ્યાં અને સરિયામ રસ્તેથી વરવહુની સ્વારી લોકોના હર્ષનાદ વચ્ચે દેવળ તરફ વળી. હસ્તમેળાપનો સમય આવ્યો અને જેવો શાહજાદીનો હસ્ત તેના મનથી વિરૂદ્ધ ધણીને સોંપવામાં આવ્યો કે તરતજ તે બેભાન હાલતમાં તેની માતાના ખોળામાં પડી. આવી રીતે આપણી ગુજરાતી કહેવત "ચોરીમાં દાંત કચડવા" જેવું થયું. વળી તેને જ્યારે ધણી સાથે વેદી આગળ ઉભી કરવામાં આવી ત્યારે પણ તે ગમગીન હૃદયે મહા પરાણે ઉભી રહી.

પોતાના ધણીની બેઅદબી અને ખરાબ વર્તણુક ઉપરાંત બીજી કોઇ પણ ચીજથી તેનું મન ખાટું થયું હોય તો તે હેનોવર દરબારની સખ્તાઇ હતી. હેનોવર દરબારમાં ભારે ઠાઠ હતો. તે જ્યારે બદ્દા

નીકળતી ત્યારે સોનેથી મઢેલા રથમાં સો બસો માણસોના રસાલા સાથે નીકળતી હતી; પરંતુ તેને આ સર્વ શુષ્ક અને બંદીખાના જેવું લાગતું હતું. તે જ્યારે બહાર નીકળે ત્યારે તેની પાછળ દાસદાસીઓનું ટોળું ઉભરાય તે તેની મરજી વિરૂદ્ધ હતું. આવા પ્રસંગે તેને પોતાનો પ્રાણતુલ્ય વહાલો સેલેનો કિલ્લો યાદ આવતો હતો કે જ્યાં તેણે નિરંકુશપણે પોતાના બાળસ્નેહીઓ સાથે બાળચેષ્ટામાં અત્યાર સુધીનો સમય વ્યતીત કર્યો હતો. તેને માતપિતા ઘણાંજ યાદ આવતાં હતાં. તેના એક પણ દિવસ આંખમાં અશ્રુ વિના ખાલી જાય તે અસંભવિત હતું. તેને પોતાના દિલનો ઉભરો ખાલી કરવાનું સ્થાન માત્ર એક દાસી હતી જેને પોતાના પિતાને ત્યાંથી પોતાની સાથે હેનોવર લઇ ગઇ હતી તે તેના જાની મિત્રની ગરજ સારતી હતી. તે બન્નેએ સુખમાં પણ દિવસો સાથે ગુજાર્યા હતા અને દુઃખમાં પણ સાથે દિવસો ગુજારવાને સર્જાયલાં હોય તેવો આભાસ થતો હતો. તે કોઇને દેખીને ખુશી થતી હોય તો તે તેની દાસી—અરે બાળસ્નેહી હતી.

વખતના વહેવા સાથે શાહજાદીનું દુઃખ વૃદ્ધિ પામવા લાગ્યું. તેના ધણીની બેઇમાનીયને તેના હૃદયમાં ઘાતકીપણાને અને જંગલીપણાને સ્થાન આપ્યું. તેણે પોતાની સ્રીનેજ છોડી દઇ સંતોષ માન્યો નહોતો, પણ મેડમ બુશ તરફ રાણીની હાજરીમાં પ્યાર દર્શાવતો હતો. જ્યારે તે ઇંગ્લેંડનો રાજા થયો ત્યારે તેણે મેડમ બુશને કેન્ડલની ડચેસ બનાવી. અને જ્યારે તેની ધણીઆણી સોફીયા ડોરોથીઆએ તેની આવી નીચ વર્તણુંક અને નીમકહરામી માટે ઠપકો આપ્યો ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં. સોફીયા એ બાળકની માતા થઇ તો પણ તેનું પથ્થરવત્ હૃદય પીગળ્યું નહીં. તેણે નાદાનીમાંથી હાથ કાઢયો નહીં.

શાહજાદીના મગરૂર સ્વભાવે શાહજાદાની આવી વર્તણુંક અને જુલમ સામે બંડ ઉઠાવવા પ્રયત્ન કર્યો હોય તો તે થોડુંજ આશ્ચર્યજનક હતું. તેણે પોતાના ધણીના પ્યાર અને દયાને માટે તરફડીયાં માર્યાં, પરંતુ જેની પાસેથી આશા રાખી હતી તેની પાસેથી ન મળવાથી જેમ પાણી પાણીનો રસ્તો કરી લે છે તદનુસાર તેણે છુપી રીતે પ્યાર મેળવ્યો—પણ તે જીવલેણ નીકળ્યો.

સોફીયાને પરણ્યા ૭ વર્ષ થયાં તેવામાં કાઉંટ ફીલીપ જે તેનો બાળપણનો સાથી હતો તે હેનોવર ખાતે આવ્યો. તેની ઉમ્મર ૨૮ વર્ષની હતી. તે યુવાનીના પુર રંગમાં હતો. તેનું સ્વરૂપ કામદેવને લજાવે તેવું હતું. તેણે એક બહાદુર લડવઇયા તરીકે લગભગ સમસ્ત યૂરપમાં માનવંતી પદવી મેળવી હતી. તે બોલવામાં બહુ ચાલાક, આનંદી અને મળતાવડા સ્વભાવનો હતો. આ સર્વ ગુણોને અંગે તે હેનોવરમાં માનીતો થઇ પડયો; તદઉપરાંત ડયુક અર્નેસ્ટે તેને પોતાનો માનીતો સરદાર બનાવી પોતાની સાથે ફેરવવા માંડયો. જેથી કરી તેને અંતઃપુરમાં જવાની છુટ મળી. ત્યાં તેની બાળસ્નેહી સોફીયા તેના તરફ જેટલા માનની નજરથી જોતી હતી તેટલા માનથી બીજું કોઇ જોતું નહીં. સોફીયા સાથે તે ઘણીજ છુટથી બોલતો હતો. કોઇ કોઇ વખત તો તે પોતાની બહાદુરીની અને તેના માથે આવેલી દુર્દશાઓનું વર્ણન કરતો હતો, જે સાંભળવા સોફીયા હર્ષઘેલી બનતી હતી.

આ બન્ને બાળસ્નેહી જે સ્થિતિમાં હાલ પોતાના દિવસો ગાળતા હતા તે તેઓને મન સુખદ હતા, પણ તે એવા તો ખાસ્તી ભરેલા હતા કે જેનો વિચાર માત્ર દુઃખદ હતો. એકમેકના વધુ મેળાપ અને સહવાસથી ફીલીપનો બાળપણનો સ્નેહ વધારે દૃઢ થતો ગયો અને તે એકદમ શીખરે પહોંચી ગયો. હવે બન્નેને એકમેકથી વીખુટા પડવું મરણ તુલ્ય સાલવા લાગ્યું. અને જયારે ફીલીપને તુર્ક લોકો સાથે યુધ્ધ કરવા જવાનું ફરમાન કાઢવામાં આવ્યું ત્યારે બન્નેના હૃદયમાં વજ્રસમાન આઘાત થયો. હુકમને માન આપી ફીલીપને રણસંગ્રામે જવું પડયું. પણ સોફીયાનું હૃદય ચીરાવા લાગ્યું, તેની ગ્લાની દીનપરદીન વધવા લાગી, તેનું ધડ જીવ વિનાનું ભાસવા લાગ્યું અને આત્મા ફીલીપની પાછળ ઘુમતો હોય તેમ લાગતું હતું. આ સમયથીજ બન્ને મધ્યે પત્રવ્યવહારનું પગરણ મંડાયું, જેનો અંત ફીલીપના મરણ સાથે આવ્યો. તેમના મધ્યે ચાલેલા પત્રવ્યવહારનાં ટુંક ટુંક અવલોકનથી આપણને ખબર પડશે કે આ કમનસીબ દંપતીનો પ્યાર કેવા પ્રકારનો હતો ?

શાર્લટીના પત્રો ફીલીપના પત્રોથી વધારે પ્રેમરસથી ભરપુર હતાં. તે પોતાના એક પત્રમાં લખે છે " વ્હાલા ! તમારી ગેરહાજરીનું દુઃખ સહન કરી શકતી નથી. રડી રડીને દિવસો ગાળું છું. હું તમારી ખાતરી કરી આપવા ઉત્સુક છું કે દુનિયામાં હું તમને જે સાચા પ્યારથી ચાહું છું તે પ્યાર બીજી કોઈ પણ વૈરીના હૃદયમાં સ્થાનિત નથી. ખરેખર પ્યારા ! મારા પ્યારનો છેડો મારી જીંદગીના છેડા સાથે જોડાયલો છે. "

જ્યારે ફીલીપને તુર્ક લોકો સાથે લઢવા જવાનો હુકમ થાય છે ત્યારે તે સોફાયાની રજા લેવા આવે છે. તે વખતે સોફાયા કહે છે " તમારો વિયોગ મને ઘણોજ દુઃખકારક છે. પણ લઢાઇમાં જવાને માટે હું તમને કોઇ પણ પ્રકારે આનાકાની કરતી નથી. માત્ર કહેવાનું એટલુંજ કે જો તમે મને ચાહતા હો તો તમારી જાતનું રક્ષણ કરજો. તમને કાંઇ પણ ઇજા થશે તો મારૂં મરણ નીપજશે. પણ લઢાઇમાં મેંશ ભોગીને આવશો તો હું તમારૂં મુખ જોઇશ નહીં. અને જ્યારે મને ખબર મળશે કે તમે બહાદુરીથી લડી આવો છો ત્યારે તમને મળવાથી મને કેટલો આનંદ થશે તેનું વર્ણન કરવું અશક્ય છે. પણ પ્યારા, યાદ રાખજો કે આપણો પ્યાર બીજાના જાણવામાં આવે નહીં. "

ફીલીપ પોતાના એક પત્રમાં લખે છે " હજુ સુધી તને મારા પ્યાર માટે શંકા થાય છે ? હું તને કદી પણ તરછોડીશ નહીં. જ્યાં સુધી મારી નસોમાં લોહી ફરે છે ત્યાં સુધી તારા તરફ બેઇમાન થઇશ નહીં. જ્યાં સુધી શ્વાસોચ્છ્વાસ ચાલે છે ત્યાં સુધી મારૂં હૃદય તારૂંજ છે. તારા પવિત્ર દેહના સ્પર્શ માટે કદાચિત આ દુનિયાને તજવી પડશે તો તે પણ કરીશ. હું દરેક ચીજ કે જે મને તારાથી વિમુખ રાખે છે તેને ધિક્કારૂં છું. પરમાત્મા પાસે મારી કાંઈ પણ અરજ હોય તો તે મરણ પર્યંત આપણ બન્નેને સાથે રાખવાની છે. વ્હાલી ! તારા પ્યાર માટે કદાચિત ન બનવા જેવું કાર્ય મારે હાથે થવાનું હશે તો પણ તે કરીશ અને તારો પ્યાર હંમેશને માટે જાળવી રાખીશ. "

સોફાયા અને ફીલીપ વચ્ચેનો પ્યાર ધ્યાન ખેંચે તે સ્પષ્ટ હતું. વાંચક વૃંદ ! ત્હારા મનમાં શંકા થશે કે તેઓનો આટલો બધો પ્યાર બીજા કોઇના જાણવામાં ન આવ્યો ? અને કદાચિત જાણવામાં આવ્યો તો જ્યોર્જે કયાં પગલાં લીધાં ?

ડચેસ સોફાયા જે ડોરોથીયાની સાસુ થતી હતી તેની નજર આ કમનશીબ જોડાં તરફ પડી હતી અને તેણે પોતાના છુપા જાસુસો તેઓની કૃતિનું દીગદર્શન કરવા મુકયા હતા. તેઓ સર્વ વાતો ડચેસ સોફાયાને કહેતા હતા. જ્યારે સોફાયાને આ ચળવળનું કાંઇક ભાન થયું ત્યારે તેણે પોતાના પ્યારાને અરજ કરી કે તું હવે મારી પુંઠ મુકી દે. તેના જવાબમાં ફીલીપે કહ્યું " ત્હારા દીદારનો દર્શન છોડી દેવાનો પ્રસંગ આવે તો માની લેજે કે આ દુનિયાની ચીજો ઉપર મોહ ઉત્પન્ન થાય છે તે હાથમાંથી જવાથી દુનિયા પરનો મોહ પણ ઉતરી જાય છે." છેલ્લા ચાર પાંચ દિવસથી મારી કેવી સ્થિતિ થઇ છે તેનું વર્ણન કરી તને દુઃખી કરવા ખુશી નથી. મારૂં અચાનક મૃત્યુ થાય તો હું નિરૂપાય છું. ત્હારા વિનાભારા સર્વ સુખો અગ્નિ દેવના ભોગ થઇ પડયાં છે. નિદ્રા દેવીએ મ્હારો તિરસ્કાર કર્યો છે, ભોજન ઉપર રૂચી થતી નથી, અને દીલગીરીના ગાઢ આવરણમાં ફસાઇ ગયો છું. સમય અને ગેરહાજરીથી તારા મનસ્વી અંકુરો નબળાં થઇ મારા પ્રત્યેનો પ્યાર નષ્ટ થઇ જાય તે સંભવિત છે પણ મારા માટે તેમ થાય તે ભુલ ભરેલું છે. કદાચ મારૂં મરણ ઝેરથી, અગ્નિથી કે કોઈ પણ પ્રકારના ભેદથી નીપજાવવામાં આવે. તો પણ મરણની છેલ્લી પળ સુધી તારા નામની જપમાળ દુર કરીશ નહીં.

પ્રેમપુરમાં પ્રેમનો અનુભવ લેતાં જોડાંનો મેળાપ ઘણી વખત થઇ ગયો. અને દરેક મેળાપ વખતે છુપા જાસુસો પોતાનું કાર્ય કરવા ચુકતા નહોતા, જેથી તેમની દરેક પળ જોખમ અને ધાસ્તી ભરેલી હતી. સોફાયા એક વખત ખાનગી મેળાપની ગોઠવણ કરતી વખતે લખે છે " હું તમારી વાટ દશ વાગ્યા સુધી જોઇશ, તમે આપણી ખાનગી નિશાની જાણો છો એટલે તે માટે આ વખતે લખતી નથી. છુપું બારણું તમારા માટે ખુલ્લું છે પણ પ્રથમ નિશાની આપવાને ચુકતા નહીં. તે નિશાની તમારે પોતેજ આપવી કે

સમયે હું બાગમાં તમારી રાહ જોતી બેસી રહીશ. તમને જોવાને હું ઘણીજ ઉત્સુક છું; માટે નક્કી કરેલો સમય ચુક્તા ના. તમે મારી ભક્તિનો દાખલો જોશો કે હું તમારા તરફ કેવા ભક્તિ - ભાવથી જોઉં છું. તમને મારી ચાલ ચલણ માટે કદાચિત શક ગયો હશે તો જ્યારે હું તમને મળીશ ત્યારે તમને તેને માટે પસ્તાવો થશે. " આ આનંદિ મેળાપ કેવા પ્રકારનો હતો તે ફીલીપના એક પત્રથી માલમ પડશે. તે લખે છે " સુખી પળો મ્હારા હૃદયમાંથી જવાની નથી, તે વખતનું સુખ, વાર્તાલાપ અને હર્ષ અદ્વીતિય હતા. આપણો વિયોગ દુઃખના કેવા ઉભરા સાથે થયો તે તું સારી રીતે જાણે છે. પરમાત્મા ! તે સમય ક્યારે આપશે ? ત્હારા સુખનું પાન કરતો કરતો હું મરી જાઉં તો ખરેખર સ્વર્ગનો હકદાર ગણાઉં."

જેમ સુખ પછી દુઃખ નક્કી છે તેમ આ સુખી પણ પાપી જોડાના સુખની પળો ગણાવા લાગી હતી. તેમને સપડાવવાની સર્વ પ્રપંચ જાળો પથરાઈ ગઈ હતી. તેઓના દુશ્મનો હેનોવર દરબારમાં ઘણાજ હતા. પણ તેઓના પ્રેમ આગળ દુશ્મનોના કાવાદાવા દમ વિનાના તેમને લાગતા હતા. આ પ્રપંચની પોષક કાઉન્ટેસ પ્લેટન હતી. તે પોતાનું વેર લેવાને ઝેરી નાગણની માફક તૈયાર હતી. એક રાત્રીએ ફીલીપે પોતાને ત્યાં નાચ કરવાનું ઠરાવ્યું. તેમાં સોફીયાને પણ આમંત્રણ કર્યું. નાચ ખતમ થયા બાદ સોફીયા ફીલીપ સાથે બાગમાં ફરવા ગઇ. તેઓ પ્રેમમાં એટલાતો ગુલતાન બન્યાં હતાં કે તેમની પાછળ કોણ આવતું હતું તેની દરકાર વિના પ્રેમના ઉભરા કાઢવા લાગ્યાં. તેવામાં તેમની સન્મુખ બે વ્યક્તિઓ ખડી થઇ. આ બે વ્યક્તિઓ, તે સ્ત્રીનો પતિ રાજા જ્યોર્જ અને કાઉંટ પ્લેટન, હતી!

જ્યોર્જને આ જોતાંજ ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો. તેને ફીલીપની વર્તણુક માટે પહેલેથીજ શક હતો પણ હવે તે શકનો પ્રત્યક્ષ પુરાવો મળ્યો. ફીલીપ આ લોકોને જોતાંજ ગુમ થઇ ગયો.

### " મરેલો કે જીવતો એને પકડવો "

આનું પરિણામ ઘણુંજ માઠું આવ્યું. આખરે ધણી ધણીઆણી વચ્ચે બોલાચાલી થઇ અને એક એકના ઉપર નજીવા હુમલા થયા. આટલું બધું થયું તોપણ પ્રેમાંધ પ્રેમીઓએ પોતાનું કૃત્ય મુક્યું નહીં. જુલાઇ માસની એક રાત્રીએ ફીલીપને એક પત્ર મળ્યો તેમાં સોફીયાએ પોતાને મળવાની અરજી કરી હતી. તદનુસાર ફીલીપ તાબે થયો. છુપા વેશમાં પોતાનું મકાન છોડી રાજમહેલ તરફ ગયો, જ્યાં શાહજાદીની દાસીએ તેને મહેલમાં આવકાર આપ્યો. કાઉન્ટેસ પ્લેટને તેને રાજમહેલમાં દાખલ થતો જોયો. તરતજ તેણે પોતાના ચાર પાંચ માણસોને મહેલની આસપાસ મુકયા. અને ફીલીપને શાહજાદી પાસેથી નીકળતાં પકડવાનો હુકમ કર્યો. વધુમાં તેઓને કહ્યું કે તેને મરેલો કે જીવતો પકડશો તો પણ વાંધો નથી. થોડાજ સમયમાં ફીલીપ પોતાની પ્રાણ પ્યારીને સેવી બહાર નીકળવા લાગ્યો. ધીમા પગલે તેણે ચાલવા માંડયું. જ્યારે તે દરવાજા આગળ પહોંચ્યો ત્યારે તેને દરવાજા બંધ લાગ્યા. તરતજ તે પાછો ફર્યો; પણ છુપા જાસુસો તેના પર તુટી પડયા. અને તેઓના હસ્તમાં ઉંદરની માફક સપડાઇ ગયો. પણ તેણે પોતાની બહાદુરી આગળ તેઓને નજીવા ધારી પોતાનું બળ અજમાવવા માંડયું. આખરે તેનું મરણ નીપજ્યું. તેના છેલ્લા શબ્દો " શાહજાદીનું રક્ષણ કરો " હતા.

કાઉંટેસ પ્લેટનને તેના મરણના સમાચાર મળ્યા કે તરતજ તે તેની પાસે આવી. હજુ તેના શરીરમાં જીવ હતો. તેણે કાઉંટેસને ઓળખી અને તેને શાપ દીધો. કાઉંટેસે તેના મુખપર પોતાનો પગ મુકયો અને કટુ વાણીનો પ્રહાર કર્યો. ફીલીપે મરણ પર્યંત શાહજાદીનુંજ સ્મરણ કર્યા કર્યું. આ મડદાને છુપી રીતે એક ભંડારમાં નાંખી દેવામાં આવ્યું અને તેનાપર ચુનાનો ઢગ કરવામાં આવ્યો.

શાહજાદીને પોતાના પ્યારાના દેહાંતના સમાચાર ઘણા સમય પછી મળ્યા. તે સમાચાર તેના ધણીએ ગુસ્સાના આવેશમાં કહ્યા. તેનો આ સમયનો દેખાવ ખરેખર કરૂણાજનક અને ચિંતાકર્ષક હતો. તેને પોતાના શબ્દો સાંભરી આવ્યા અને પોતાનો અંત આણવાને પ્રયત્ન કર્યો પણ તે સર્વ મિથ્યા થયા. કારણ તેના ઉપર ઘણા જાસુસો રાખવામાં આવ્યા હતા. શાહજાદીના સુખનો અંત આવ્યો.

સોફીયાની બાકી રહેલી જીંદગીનો અંત કેવી રીતે આવ્યો તે હવે આપણે જોઈશું. ફીલીપના મરણ બાદ સોફીયાના મહેલને કેદખાનાના રૂપમાં ફેરવી નાંખવામાં આવ્યો. તેને કોઈની સાથે બોલવા દેવામાં આવતી નહીં. ત્યાર બાદ તેને આહલેન નામક એક ગામડામાં કેદી તરીકે રાખવામાં આવી. અને ત્યાર પછી જ્યોર્જે છૂટા છેડા કરવાની પરવાનગી મેળવી હેનોવર કુટુંબમાંથી તેનું નામ હમેશને માટે કાઢી નાંખ્યું. રાણીના બાપે પણ તેનો પક્ષ લીધો નહીં. તેણે ૩૨ વર્ષ કેદખાનામાં ગાળ્યાં અને ત્યાંજ તેનું મૃત્યુ થયું. તેના મૃત્યુ બાદ જ્યોર્જને ઈંગ્લંડની ગાદી મળી. ( તે ઈંગ્લંડના રાજા ૧ લા જ્યોર્જ તરીકે નામાંકિત છે ) અને તે ફરીથી પરણ્યો. આવી રીતે દુઃખી રાણીનો અંત આવ્યો.

પરીખ.

# લ્યૂથર બર્બેંક વનસ્પતિ રાજ્યમાં કરેલું રાજ્ય.

( લેખક—રા. મગનલાલ માણેકલાલ ઝવેરી-મુંબઈ. )

'હિન્દી' લીધેલા અનેક કીમતી ભોગોમાં આપણા મી૦ લ્યૂથર બર્બેંકનો પણ સમાવેશ થાય છે. અમેરિકાજ નહીં કિન્તુ આખી પૃથ્વીમાં કૃષિવિદ્યા સંબંધી બાબતોમાં એક સત્તા સમાન ગણાતા એ પુરૂષથી એ વિદ્યા સાથે સંબંધ ધરાવતો કોઈકજ અજાણ્યું હશે. 'હિન્દી'ના બીજા ભોગો વિષે બીજા પત્રોમાં અનેક લખાણો થઈ ગયેલાં હોવાથી આજે આપણે મી૦ લ્યુથર બર્બેંક—કે જેમને વિષે કંઈ બ્હાર આવ્યું નથી—વિષે કંઈક જાણવા પ્રયત્ન કરીએ જેથી આપણને પણ કંઈક નવું જાણવાનું મળે.

ખેતી અને વનસ્પતિની બાબતમાં એમણે જે જે ફેરફારો કર્યા છે તે આપણે ભાગ્યેજ માની શકત ! એમના ફેરફારો એવા અદ્ભુત છે કે તે સાંભળી દાંતમાં આંગળી ઘાલવી પડે છે. કદાચ જો આપણામાંના અગાઉ કોઈ થઈ ગએલા વિષેની એવી વાતો હોત તો આપણે ભાગ્યેજ તેને ખરી તરીકે લેખત. મુસલમાનો કહે છે કે લુકમાન હકીમ જે વનસ્પતિ પાસે જઈને ઉભા રહેતા તે વનસ્પતિ પોતેજ પોતાનામાં રહેલા સર્વે ગુણો કહી દેતી ! આ કથન લ્યૂથર બર્બેંક વિષે તો ખરૂં પડે છે. આ હદ બહારની નિઃસીમ બક્ષિસથી પ્રસન્ન થઈ વનસ્પતિની કુદરતી દેવીએ પોતાનાં સર્વે રહસ્યો તેની આગળ ખુલ્લાં કરી દીધાં હતાં. જો કોઈ પણ અગત્યના અને નાનામાં નાના રોપા કે ઝાડનાં બી પણ એમને બતાવવામાં આવતાં તો એ બી જોઈનેજ બર્બેંક તેની સાધારણ સર્વે વાતો કહી દેતા ! જેનું બારીક અવલોકન કરતા છતાં પણ બે-

કોઇને ખ્યાલ નહોતો કે એ બાબતોમાં પણ મનુષ્ય યથેચ્છ પરિવર્તન કરી શકે છે! પરંતુ બર્બેંકે મનાતું ઇશ્વરનું કામ પોતાનાં મનુષ્ય જીવનમાં કરી બતાવી બીજાઓને તેમાં પ્રેર્યા છે!

વીશ વર્ષની ઉમર થતાં પહેલાં તો એમણે બટાટામાં એવો ફેરફાર કરી નાંખ્યો કે રંગ, કદ, અને સ્વાદમાં બીજા એવા કોઇ જાતના બટાટા ન હોવાથી તેને "બર્બેંકના બટાટા" કહેવામાં આવે છે. આખાં યુનાઇટેડસ્ટેટ્સમાં એ બટાટા ખવાય છે.

લોકો જેને હવાઇ કિલ્લા જેવી અશક્ય વાતો કહે છે તેવા વિચારો તેને નિરંતર આવ્યા કરતા અને જે વિચારો તેને આવતા તેને અમલમાં મૂકવાની તે દરેક કોશીશ કરતો. તેની મરણસમયની ૬૪-૬૫ વર્ષની ઉમરમાં છેલ્લાં ૪૫ વર્ષથી તે વનસ્પતિને સુધારવાના કામમાં મંડી રહ્યો હતો. છેક બાલપણથી તેનું મન વનસ્પતિમાં લાગી રહ્યું હતું અને તે પારણામાં હતો ત્યારથી તેની અસાધારણ બુદ્ધિ "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" એ કહેતી અનુસાર પ્રત્યક્ષ થવા માંડી હતી. પારણામાં સુતાની અવસ્થા વખતે જ્યારે તેને એક ફુલ આપવામાં આવ્યું ત્યારે બાલકોની હંમેશાની રૂઢિ મુજબ એક પછી એક પાંખડીઓ તોડી ન નાંખતાં તેણે ઉખડી ગયેલી એક પાંખડી સાંધવાનો પ્રયત્ન કર્યો હતો કે જે પ્રયત્ન બાલકો માટે અસાધારણ છે. આ મુજબ વિનાશક સ્વભાવને બદલે તેનો સ્વભાવ સંયોજક હતો! નાનપણમાં તેના રમકડાં પણ નાના નાના છોડજ હતા!

એકજ જાતનાં અનેક બી જુદાં જુદાં ખાતરવાળી જમીનમાં તે વાવી દેતા અને તેના રોપા થતાં તેને બારીકાઇથી ખૂબ તપાસતા. જેમાં સાધારણ કરતાં જરા પણ વિશેષતા જણાઇ આવતી તેને રાખી બાકીનાં તે ઉખાડી નાખતા પછી બાકી રહેલાની તે ખૂબ સેવા કરતા, અનેક પ્રકારનાં ખાતર અને અનેક ડીગ્રીની ગરમીથી તેને અજમાવી જોતા અને તેના ફેરફાર પર બહુજ ધ્યાન આપતા. એ પદ્ધતિનુંજ અનુકરણ આખી જીંદગી સુધી કરવું ચાલુ રાખી એમણે બે હજારથી વધુ જાતનાં ફુલફુલ અને શાક શોધી કાઢયાં છે! આટલેથીજ સંતોષ ન પામતાં એમની ઇચ્છા એવી હતી કે દુનિયાના અનેક ખાદ્ય ફુલફુલ શાકમાં જુદી જુદી જાતનો સ્વાદ ઉત્પન્ન કરવો. આપણા કવિઓને વારંવાર આ મુજબનો અલંકાર મૂકવો બહુ ગમે છે કે 'એક ફૂલને કહેવું કે તારી સુગંધ છોડી દે અને એક માણસને કહેવું કે તું અમુક કામ કરવાનું છોડી દઇ બીજું કર—એ બેઉ બરાબર છે.' બિચારા કવિઓને ભવિષ્યમાં પડનારી આ અલંકાર બદલવાની ફરજથીજ જાણે તેમણે બર્બેંકને શ્રાપ ન આપ્યો હોય તેમ બિચારા બર્બેંક સાહેબ પોતાની ઈચ્છા પાર પાડયા વગર સમુદ્રના ઉચ્છૃંખલ અને અવિશ્વાસનીય વર્તનનો ભોગ થઇ પડયા છે!

એમને એવી આશા હતી કે થોડાજ વખતમાં વગર મુશ્કેલીએ અનેક મણ વધુ બટાટા વગેરે અગાઉ જેટલાંજ બીથી ઉત્પન્ન કરી શકાશે. ઘઉંના એક એક કણસલાંમાં જો માત્ર ચાર ચાર ગણાંજ વધી પડે કિંવા બટાટાનાં એક એક મૂળમાં માત્ર એક એકજ બટાટું વધુ ઊગવા માંડે તો દુનિયાની પેદાશમાં કેટલો બધો વધારો થઇ જાય? જમીનની માટીને એ બહુ ધ્યાનપૂર્વક જોઇ તેમાંથી નુકસાનકારક તત્વો દૂર કરતા. ગરમી અને પાણી કેટલું જોઇશે તે પણ એ બહુ બારીક રીતે તપાસ રાખતા.

કેટલીક જાતનાં ફૂલ માત્ર આફ્રિકામાંજ થતાં. તેજ જાતનાં પણ કંઇક આકાર પ્રકારમાં ફેરફારવાળાં ફુલ અમેરિકામાં પણ થતાં. આ બેઉનાં જોડાં મેળવી તેમણે નવીન પ્રકારનાં અનેક સુંદર સુંદર ફુલ ઉત્પન્ન કર્યાં! એ તો હવે સર્વેને ખબર છે કે વૃક્ષ જીવનમાં પણ પુષ્પ—કેસરની માફક નરમાદા હોય છે. આથી બર્બેંક સાહેબ જોડું મેળવવામાં એક ઝાડનાં નર-કેસરને બીજા ઝાડનાં માદા કેસરમાં, રૂની બત્તીઓ, ઉંટનાં વાળનાં બ્રશ, હવા, નાનાં જીવજંતુ જેવાં કે માખી, મધમાખી જે એક ઝાડનો રસ ચુસી બીજાને પીવા શકે—આદિ દ્વારા એકત્ર કરી અનેક પ્રકારો કરતા.

તેમની કૃતિના થોડાક નમુના આપણે જોઇએઃ—નાગફણી જાતનો એક રોપો અમેરિકામાં થાય છે જેનાં પાંતરાં કાંટા કાઢી નાખવાથી ઢોરોના ખાવાનાં કામમાં આવે છે. બર્બેંક સાહેબે વગર કાંટાના તે રોપા ઉત્પન્ન કરી ઢોરોપર મહદુપકાર કર્યો છે!

અમેરિકામાં કાંટાવાળી વનસ્પતિનું એક જંગલી ઝાડ થાય છે તેનાં પણ ફુલ પાતરાં જાનવરોના ખાવાનાં કામમાં આવે છે. જાનવરોને સારૂ એ ઉત્તમ ખોરાક છે પરંતુ એના કાંટા કાઢવા બહુ કઠિન છે. એટલુંજ નહીં પણ એ ફુલને તેમણે અભ્યાસથી પણ વધૂ સ્વાદિષ્ટ કરી દીધું છે !

એનાથી કેટલો લાભ દેશને થશે એ કલ્પવું મુશ્કેલ છે. આ ઝાડમાં એ ગુણ છે કે એ ખરાબ જમીનમાં પણ થાય છે. બર્બેંક સાહેબ થોડાજ વખતમાં અમેરિકાનાં જંગલો આ નવા અને અત્યંત ઉપયોગી ઝાડથી ભરી નાંખત.

અફીણના ફુલના કેસરને એક બીજા ફુલનાં કેસર સાથે મેળવી એમણે ૧૮ ઇંચના વ્યાસનું એક ઘણુંજ ખૂબ સુરત લાલ ફુલ પેદા કર્યું છે ! એને જોઇને તબીયત ખુશ થઇ જાય છે. એનાંજ એકજ ફુલથી બાગની શોભા અત્યંત વધી પડે છે. એજ પ્રકારે અનેક ફુલોની લંબાઇ પ્હોળાઇ એમણે ચાર ચાર પાંચ પાંચ ગણી વધારી દીધી છે ! એટલુંજ નહીં પણ સુગંધહીન ફુલમાં સુગંધ પણ પેદા કરી છે ! જંગલી ઝાડોમાંથી કેટલાંકને એમણે સ્વાદિષ્ટ કરી દીધાં છે. અખરોટની બે જાત એમણે એવી કાઢી છે કે જેનું લાકડું બહુજ કીમતી છે. એક પ્રકારના સફરજનને અર્ધું પીળું અને અર્ધું લાલ કર્યું છે ! ટેઝરાસ્તા નામનું એક ફુલ અમેરિકામાં થાય છે; તેને ઘણુંજ મોટું બનાવી દીધું છે; જે બહુજ સુંદર દેખાય છે.

હાથીઆ થોરની એક જાતને અંગ્રેજીમાં ' કેકટસ ' કહે છે. તે ઢોરોના ખાવાના કામમાં કાંટા કાઢી નાંખ્યા બાદ આવે છે. એમણે તેને એવું ઉપયોગી બનાવ્યું કે માણસ પણ તે ખાય છે. એ ઝાડ વગર પાણીએ જંગલમાં ઉત્પન્ન થાય છે, અને એક એકરમાં ૫-૧૭ હજાર મણ સુધી એનો પાક થાય છે. સૌથી વધારે ખુબી તો એ છે કે ઢોરને આ છોડનો ખોરાક આપતાં દશ માસ સુધી તેઓ તદ્દન પાણી વગર રહી શકે છે ! આ છોડનાં પાંદડાંમાંથી નિકળતું પાણી ઢોરોને ખોરાક ઉપરાંત જોઇતાં પાણીની ગરજ પણ સારે છે ! હિંદના પૈસાદાર અને ખેડુ વર્ગ અથવા સરકાર એ રોપાની વાવણી હિંદમાં કરાવે તો કેવું સારૂં ? દુષ્કાળ જેવા સમયમાં બિચારાં હજારો ઢોર એને લીધે મરતાં બચે !

### વૃક્ષ ફુલમાં પરિવર્તન કરવાનો બર્બેંકનો વિધિ.

હવે આપણે એ જોઇએ કે કાંટા વગરના છોડ તેણે કેવી રીતે ઉત્પન્ન કર્યા. એનો ખુલાસો તેમણે એવો આપ્યો છે કે બીજાં પ્રાણીઓથી પોતાનું રક્ષણ કરવા માટે કેટલાંક વૃક્ષો પોતાનાં શરીરપર કાંટા ઉગાડે છે ! આપણે જાણીએ છીએ કે નાના બાવળને ઢોરો કરડી ન ખાય તે સારૂ ઘણા કાંટા ઊગેલા હોય છે; પણ તેજ બાવળ ઢોરો કરડી શકે નહિ એટલા ઊંચા થયા પછી કાંટા વગરના થઇ જાય છે ! વૈજ્ઞાનિકોએ એ તો સાબિત કરી આપ્યું છે કે વૃક્ષોમાં પણ જીવન છે. વૈજ્ઞાનિક પ્રોફેસરો હવે તો એટલે સુધી પણ જણાવે છે કે લોખંડને પણ પરસેવો થાય છે. મી. બર્બેંક કહેતા કે તમે જો તમારી વાડીમાં થોરને વાવીને ધૈર્ય તથા પ્રેમથી તેની ખાત્રી કરી આપો કે મારે ત્યાં તમને કોઇ પણ પ્રાણી લેશ પણ ઇજા કરી શકશે નહીં તો પછી તમારા બાગમાં વાવેલા એ ઘણા થોરમાંનો એકાદેક થોર પોતાની ઉપરના થોડાક કાંટા ઓછા કરશે. એ એકને રાખીને બીજા વધારે કાંટાવાળા છોડ તમે ઉખાડી નાંખી રાખેલા છોડને તમે સંભાળથી ઉછેરશો તો તેના વિસ્તારમાંથી ઘણાજ થોડા કાંટાવાળો એકાદ છોડ જરૂર નીકળી આવશે. આ મુજબ ઓછા કાંટાવાળા છોડનો વંશ વધારવાથી અમને જેમ દુર્જનના સંગથી દુર રહેવું સારૂં છે તેમ બાકીનાં છોડ ઉખાડી નાંખવાથી પરિણામે એક એવો છોડ થશે કે જેની ઉપર એક પણ કાંટો નહીં હોય !

પોતાની ઉપર કાંટા ઉગાડવામાં ઝાડને પણ બહુ મહેનત પડે છે. તેથી જો ઝાડને અભયવચન આપવામાં આવે તો તે તેવો શ્રમ લેવાનું છોડી દે છે, અને આપણી ઇચ્છા મુજબ નમ્રપણે વર્તે છે. આ પ્રમાણે પસંદગી અને કેળવણીથી ગુલાબ, બ્લેક બેરી, રાસ્પ બેરી, અને ગુસબેરીના કાંટા પણ કાઢી નાંખી શકાય છે. હિંદના જમીનવાળાઓ-ખેડુતો આ બાબતનો જો અખતરો કરશે તો તેમણે ઝાઝી મહેનત કે ખર્ચ પણ પડવાનો નથી અને પરિણામ બહુ ફાયદાકારક આવશે.

ખસખસની જાતના એક છોડની શીંગના એક ખૂણાના બીજકમાંથી એક વર્ષ ઉગે તેવો છોડ તેણે ઉગાડયો ત્યારે બીજા ખૂણાના બીજકમાંથી બે વર્ષ ઉગે એવો છોડ ઉગાડયો હતો. ત્રીજા ખૂણાના બીજકમાંથી પીળાં ફુલ થાય એવો અને ચોથાના બીજકમાંથી લાલ ફુલનો છોડ ઉગાડયો હતો.

પીળાં ફુલવાળાં ખસખસની જાતનાં છોડને ઘણે વર્ષે શુદ્ધ રાતા રંગના છોડ કરવામાં તે વિજયી નિવડયો હતો.

હજારો વર્ષોથી જૂદાં-જૂદાં લક્ષણોવાળો એક ઓસ્ટ્રેલીયાનો છોડ અને બીજો સાઇબીરીયાનો એમ બે જૂદા જૂદા લક્ષણવાળા છોડને સંયોગ કરવાની અનુકુળતા કરી આપી હતી. પણ આનું સંતોષકારક પરિણામ લાવવા તે બિચારો વધુ વખત આ દુનિયામાં રહ્યો નથી.

એક વખત પાંસઠ હજાર છોડમાંથી માત્ર એકજ છોડ બર્બેંકને પસંદ પડવાથી બાકીના બધા ઉખેડી નાંખી બાળી નાંખ્યા હતા ! જે છોડમાં બીજા ઘણા છોડ ઉત્પન્ન કરવાનું બળ હોય અને જે સૌથી વધુ સુંદર અને અનેક પ્રકારના રોગ સામે ટક્કર ઝીલી શકતો હોય તેજ છોડને બર્બેંક પસંદ કરતા.

**વનસ્પતિમાં લગ્ન કરીને નવી જાત ઉત્પન્ન કરવાની યુક્તિ.**

તેમનું કથન હતું કે સો કિંવા હજાર પેઢીએ પણ છોડની જાતિમાં જે ફેરફાર ન થઇ શકે તે જૂદા જૂદા છોડનો સંયોગ કરવાથી પાંચ છ પેઢીએ (છોડવાની) કરી શકાય.

આલુ ( ખુબાર )ના છોડનો એપ્રીકોટ નામના છોડ સાથે સંયોગ કરીને તેણે પ્લમકોટ નામનાં એક નવી જાતનાં ફુલ આપનાર છોડ ઉત્પન્ન કર્યા છે. એટલુંજ નહીં પણ આલુ ખુબારના ઝાડને એટલાં બધાં ફળ આપનારૂં તેણે કર્યું કે એક ઝાડ ઉપરથી એક વખત બાવીસ હજાર કાચાં ફળ તોડી નાંખવાં પડયાં હતાં ! આટલાં ફળ તોડી નાખવા છતાં પણ એ ઝાડ ઉપર એટલાં બધાં ફળ થયાં હતાં કે તેટલો પાક બીજા કોઇ આલુના ઝાડપર થયેલો હજુ સુધી જાણવામાં આવ્યો નથી. વળી તેણે ફુલના જેવાં સુવાળાં અને અમફળના જેવાં સ્વાદવાળાં આલુ પેદા કર્યાં છે ! એક વખતે " એન્થ્રોપોલોજીકલ સોસાયટી " ના ૪૨ સભાસદો તેનો ફળ બાગ જોવા ગયા હતા. બર્બેંકે તે દરેકને એક એક મુઠી ભરી આલુ આપ્યાં; પણ એક જણને મળેલાં આલુ બીજાને મળેલાં આલુથી તદ્દન જૂદીજ જાતનાં હતાં !

બટાટા અને ટમાટાનો સંયોગ કરીને તેણે " પોમાટા " નામનું એક નવું ફળ અથવા શાક ઉત્પન્ન કર્યું છે. અમેરિકનોને તે બહુ પ્રિય થઇ પડયું છે.

રૂબાર્બ નામના શાકમાં પણ આ સંયોગની પદ્ધતિથી બર્બેંકે આશ્ચર્યકારક ફેરફાર કર્યો છે. કેલીફોર્નીયાના જંગલી રૂબાર્બનો અને ઓસ્ટ્રેલિયાના રૂબાર્બનો સંયોગ કરીને " ક્રીમસન વિન્ટર રૂબાર્બ " નામનું એક નવું ઘણું સ્વાદિષ્ટ અને ગુણકારી શાક તેણે ઉત્પન્ન કર્યું છે. શિયાળામાં જ્યારે અમેરિકામાં બધી જાતનાં ફળોની અછત હોય છે, તે વખતે આ શાકનો પાક થવાની ઋતુ હોય છે ને તેથી તેના સારા પૈસા ઉપજે છે. આ તેજ કમબખ્ત રૂબાર્બ છે કે જેણે શ્રેયસ્સાધક અધિકારી લોકો વર્ગના મેંબરો ,તથા અન્ય દેશ બાંધવોના હજારો રૂપિયા હજમ કરી દીધા છે ! !

જાપાનીઝ અને અમેરિકન મોગરાના સંયોગથી ' શાસ્ટા ' નામના મોગરાનો છોડ તેણે પેદા કર્યો છે. તેનાં ફુલનો વ્યાસ છ થી સાત આંગળ હોય છે. આ ફુલને પાણીમાં રાખવાથી તે એક મહિના સુધી તાજાં ને તાજાં રહે છે.

ચેસ્ટનટનાં, ઝાડને દશ પંદર વર્ષે ફળ આવે છે. એમણે તે અઢાર માસમાં ઉગાડયાં હતાં. આપણે ત્યાં રાયણ કે જેને ૭૫-૮૦ વર્ષે ફળ આવે છે એમ સાધારણ કહેવત છે, તે જો બર્બેંક સાહેબની જાણમાં હોત અને યુરોપ અમેરિકાદિમાં તે જો થાતું હોત તો બર્બેંક સાહેબે તેને બહુજ થોડા કાળમાં ઉત્પન્ન થાવ એવું કર્યું હોત !

એકલા ઝાડની પેઠે મોટાં ઝાડોમાં પણ તેણે અદ્ભુત સુધારા કર્યા છે. ત્રીસ વર્ષથી ઉગેલા વોલ્નટ નામનાં ઝાડ પંદર ફીટ ઉંચાં અને તેનાં થડ ૭ ઇંચે જાડાં હોય છે. અર્ધેક ઝાડવું એ ઝાડ ચૌદ વર્ષનું થતાં ૬૦ ફીટ ઉંચું અને દોઢથી બે ફીટ જાડા થડવાળું થયું છે. આમ ઉતાવળે વધેલા ઝાડનું લાકડું ઘણું નરમ હશે એમ ઘણા જણ ધારતા હતા પણ તપાસ કરતાં જણાયું કે તે ઘણું વધારે કઠણ અને ઘણુંજ ઓછા સાંધાવાળું તથા સફાઇદાર હતું.

આવા આવા અનેક દાખલા આપી શકાય. દેશને કરોડો રૂપિયાનો એણે ફાયદો કરી આપ્યો છે. નિર્ધનતાનું દુઃખ એણે વેઠયું છે, તેમજ મિત્રો અને સંબંધીઓથી ત્યજાવાથી પણ તે બચી શકયો નથી ! તે ધુતારો છે, ઠગ છે, એવા એવા અનેક મોટા આરોપો તેને સહન કરવા પડયા છે. કુતરાને માટે કાઢી રાખવામાં આવેલા આહાર ઉપર દિવસોના દિવસ તેને ગુજારવા પડયા છે ! જે બટાટાથી તેણે અમેરિકાની વાર્ષિક સાડા છ ક્રોડ રૂપિયાની આવક વધારી છે તેના બદલામાં તેને માત્ર રૂ. ૪૦૦) મળ્યા હતા ! શોધ કરવામાં તેને મદદ મળે એટલા સારૂ પ્રખ્યાત અબજપતિ કાર્નેજીના ઇન્સ્ટીટયુટ તરફથી તેને દર વર્ષે ત્રીસ હજાર રૂપિયા દશ વર્ષ સુધી મળવાના હતા.

આ ઉપરથી આપણે જોયું કે તે ત્રણ પ્રકારે વનસ્પતિની નવી જાતો ઉત્પન્ન કરતા. (૧) ઘણા છોડઃ માંથી સૌથી ઉત્તમ ચુંટી કાઢીને, (૨) તેને ઉછેરવાની સર્વોત્તમ અનુકુળતા કરી આપીને (૩) અને જુદી જુદી જાતના છોડનો પરસ્પર સંયોગ કરીને.

આ વર્ણસંકર વનસ્પતિ ઉત્પન્ન કરનાર મી. બર્બેંકનું માનવું હતું કે જેમ વનસ્પતિમાં ફેરફાર થઇ શકે છે તેમ માણસોમાં પણ થઈ શકે; કારણ કે માણસો એ હાલતાં ચાલતાં વૃક્ષો છે. પરંતુ તે વિચારને અમલમાં મેલતાં પહેલાંજ તે બિચારા રામશરણ થયા છે. એ ફેરફાર કેવી રીતે કરવો તે સંબંધી તે વિચાર ચલાવતા હતા. તેને કદાચ એમાં ફતેહ મળત એમ આપણે એને વિશે આટલું જાણી વગર શકે કહી શકીશું. દુનિયાને તે કંઇ વિચિત્ર અને ન માની શકાય તેવુંજ કરી બતાવવા પછી માત્ર જીવ મેલવોજ ઇશ્વરના હાથમાં રહેત–બાકી તો બધું માણસોજ કરી લેત ! ઈશ્વરની કહેવાતી કેટલી બધી મહેનત બચી જાત ? જેમ એ બે એક સદી પૂર્વે જન્મ્યો હોત તો દેવ તરીકે પૂજાત એમ આપણે માનીએ છીએ તેમજ એ રીતે બ્હીક પણ તેટલીજ રહે છે કે રસેને એને કોઈ રાજાએ જંત્રી મંત્રી ધારી—ખાસ કરી યુરોપમાં તો બન્યું આવ્યું છે તેમ—શૂળીએ ચઢાવી દીધો હોત ! ! સાધુઓને જળસમાધિજ—મૃત્યુ બાદ—કરાવવામાં આવે છે તે એને કુદરતીજ મળી ગઇ ! દુન્યાને આ રત્નની ખરેજ મોટી ખોટ ગઇ છે.

---

## સ્વ. ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનું જીવન ચરિત્ર.

( એમનાં ધર્મપત્ની મીસીસ રમાબાઇ રાનડે કૃત મરાઠી જીવન ચરિત્ર ઉપરથી, સાર તથા અવલોકન રૂપે લખનાર રા. મગનલાલ મા. ઝવેરી. )

( ૩ )

### રમાબાઇનાં વિલક્ષણ શિક્ષણનો પ્રારંભ.

તેજ રાત્રે એક સ્લેટ પેનની ખરીદી તેમને સારૂ કરવામાં આવી હતી ! સ્લેટ આવતાંજ " શ્રી ગણેશાયનમઃ " નો સાત અક્ષરી પાઠ લખી આપ્યો. બીજે દિનથી દરરોજ રાત્રે બે કલાક જાતેજ રમાબાઇને શિક્ષણ આપવા સારૂ મુકરર કરવામાં આવ્યા અને ૫૯૨ દિવસમાં

બારાખડી-મૂળાક્ષરાદિ શીખવી પહેલી ચોપડીનો પહેલો પાઠ વંચાવ્યો ત્યારે તેમને શાંતિ થઈ. રમાબાઈનાં કુટુંબમાં એક સ્ત્રી લખતાં વાંચતાં શીખી હતી તેને દુર્દૈવે વૈધવ્ય પ્રાપ્ત થયું. આથી ઘેર બધાંનો એવોજ મત થઈ ગયો હતો કે લખવા વાંચવાથી વૈધવ્ય પ્રાપ્ત થાય છે!! આથી રમાબાઈને એક અક્ષર આવડતો નહોતો.

બાદ ક્રમવાર અભ્યાસવૃદ્ધિ કરવામાં આવી. સાથે સાથે વ્યાકરણ, ગણીત, મોડી, અને બાળબોધ લખવું વગેરે સર્વ ચાલુ હતું. આપણા હાલના કહેવાતા મહાન પુરૂષોની માફક અન્ય પર પ્રાથમિક શિક્ષણનો આધાર માધવરાવે રાખ્યો નહોતો, કારણ કે તેમના દેશને રમાબાઈ તરફથી પણ કંઈક સેવા બજાવાય એવી તેમની ઇચ્છા હતી. પ્રાથમિક અભ્યાસ થયા બાદ શીમેલ ટ્રેનીંગ કાલેજમાંની એક બાઈને શિક્ષણ સારૂ રાખી. તેની કાંઈ બ્હીક ન હોવાથી તે આવે કે પા અર્ધો કલાક તો પુસ્તક અને સ્લેટ શોધવામાંજ લગાડવામાં આવતો! ઉલટું તે માસ્તરણીને તેની નિશાળની સર્વે હકીકત રમાબાઈ પૂછતાં અને એમ વાતોમાંજ એક કલાક તો વહી જતો કે બાઈસાહેબ પોતાને રસ્તે લાગતાં! કદાચિત તે કોઈ વખતે કહેતી કે “ પહેલાં વાંચો પછી વાતચિત કરીશું ” તો એક બે પાનાં વાંચ્યાં ન વાંચ્યાંમાંજ કલાક પૂરો થતો અને બોલી પ્રમાણે બાઈ સાહેબ ચાલ્યાં જતાં. બીજે દિને માસ્તરણી આવે ત્યાં સુધી સ્લેટ પેનની મુલાકાત મુલતવી રાખવામાં આવતી! આ મુજબ છ માસ ગયા અને માધવરાવે પરીક્ષા લીધી ત્યારે જેટલું પોતે શીખવેલું તેટલુંજ આવડતું જોઈ માસ્તરણીને કહ્યું:-મેં તમારે ભરોસે એને છોડી હતી; પણ લેવી જોઈએ તેટલી મહેનત તમે લીધેલી લાગતી નથી. આટલું કહેતાંજ તે બાઈસાહેબ ફપડી ઉઠયાં ને કહ્યું છોકરી બહુ રમતીયાળ છે. ઘણી મહેનત લીધી છતાં કંઈ શીખતીજ નથી. રમવામાંજ ચિત્ત હોય છે. ગામડાંની છોકરીયો તે વળી શીખતી હશે? તમે પોતે શીખવી જુઓ એટલે ખબર પડશે. એને જો ફક્ત લખતાં વાંચતાં પણ આવડશે તો હું મારૂં નામ બદલી નાંખીશ! હું કાલથી આવનાર નથી. આવી છોકરીને શીખવીને કાંઈ યશ પ્રાપ્તિ થનાર નથી. ”

આમ કહી તે ચાલી ગઈ; અને માધવરાવે ત્યાર બાદ એક બીજી બાઈ શીમેલ ટ્રેનીંગ કાલેજની રાખી. આ બાઈ પુખ્ત, સુશીલ અને શાંત હોવાથી તેણે વરસ દોઢ વરસમાં મરાઠી પાંચમી ચોપડી સુધીનું શિક્ષણ સારી રીતે આપ્યું.

## વિષ્ણુશાસ્ત્રી પંડિતનો પુનર્વિવાહ.

ઇ. સ. ૧૮૭૫ માં વિષ્ણુશાસ્ત્રી પંડિતનો પુનર્વિવાહ થયો, અને તે મહાબળેશ્વર જવા સારૂ પુને ગયેલા હતા. કુદરતની રીતે રાનડેએ-બપોરે કોર્ટમાં જવાની ગરબડ રહેતી હોવાને લીધે તેમને રાત્રે જમવા નોતર્યા અને ઘરમાં તે પ્રમાણેની વરદી પોતાની બ્હેનને આપી. આ વાત તેમના પિતાના જાણવામાં આવી તે વખતે કાંઈ પણ ન બોલતાં સાંજે પાંચ વાગે દર્શને જતી વખતે મહાદેવરાવની માને પોતાની પાસે બોલાવી કહ્યું કે “ આજ તમારે પીરસવું નહિ. તે છોકરીજ ( મીસીસ રાનડે ) પીરસશે; તમે જમી લેજો, કારણ કે મને આવતાં વાર થશે. ” એમના ઘરમાં ઘરની ઓરતોજ પીરસતી હતી. ગોવિંદરાવ જે બહાર ગયા તે રાત્રે ૧૧ વાગેજ આવી ઉભા! પરોણા સર્વે જમી પોતપોતાને રસ્તે લાગી ગયા હતા. ગોવિંદરાવે

તુરત એક માણસને બોલાવી કહ્યું કે " અમને કાલેનું કાલે કરવીર જવાનું હોવાથી સવારે જલદી ઉઠી ગાડીઓ ઠરાવી લાવજો." એમ કહી કંઇ પણ ન ખાતાં તે સૂવાને ચાલ્યાગયા.

આ સર્વ વાત માધવરાવના જાણવામાં આવતાં, આવી ક્ષુલ્લક બાબતપરથી આ પરિણામ આવશે એમ પહેલાંથી તેમને ન લાગવાથી બહુ પસ્તાવો થયો.

બીજે દિને ઉઠતાંવાર ગોવિંદરાવ ઓસરી પર બેઠા હતા ત્યાં જઈ એક થાંભલે લાગી ઉભા રહ્યા. બનતાં સુધી બાપ દીકરાની વચ્ચે સંબંધ બોલાચાલીનો એટલો ઓછો હતો-કહોકે આમન્યા એટલી બધી હતી-કે બનતાં સુધી દરેક વાત ત્રીજા પુરૂષથી, મધ્યસ્થથીજ થતી! આથી બેઉ જણ-જોકે માધવરાવને ગોવિંદરાવે જોયા ખરા તોપણ-મૌનજ સાધી રહ્યા! શુમારે એક કલાકેક આ મુજબની તપશ્ચર્યા થયા બાદ ગોવિંદરાવે ઉંચું જોઇ બેશી જવા કહ્યું. પોતાને દીકરો હોવા છતાં ગોવિંદરાવ હમેશાં પાંચ અક્ષરનાં નામથીજ-માધવરાવ કહીનેજ-બોલાવતા. માધવરાવને છતાંયે ઉભા રહેલાજ જોઇ પાછું થોડાક વખત બાદ બેસવા જ્યારે કહ્યું ત્યારે માધવરાવે કહ્યું કે " મેં કરવીર જવાનો વિચાર માંડી વાળ્યો છે એમ જ્યારે આપ કહેશો ત્યારેજ હું બેસીશ. આપ સર્વેજ જો કરવીર જનાર હો તો મારૂંયે અત્રે શું છે?-હુંયે આપની સાથેજ આવું છું. કાલની વાતથી આપને આટલો બધો ગુસ્સો આવશે એમ મેં ધાર્યું નહોતું. જો મને એમ ખબર હોત તો હું એ ગરબડમાં પડતજ નહીં." વગેરે પુષ્કળ શબ્દોથી સમજાવટ કરી. ગોવિંદરાવે આ વકીલાતનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં! કોર્ટ પણ તે દિને ઊઘાડી હતી અને નવ વાગી ગયા હતા છતાં પ્રાતર્વિધિ પણ આટોપાયો નહોતો; એટલામાં તો માણસે આવી કહ્યું કે " તમારા કહ્યા મુજબ ગાડીઓ ઠરાવી છે, હમણાં આવશે."

આ સાંભળી પોતાનાં બોલવાની કાંઇજ અસર થતી નથી એમ જોઇ તે માણસ તરફ જોઇ માધવરાવે કહ્યું." આખરે જવાનોજ ઠરાવ થયોને ! મને અહીં મેલી સર્વે જશો ! મારી મા મુઇ તેજ દીનથી હું અનાથ થયો છું." આટલું બોલી એકદમ માધવરાવ મેડે ચાલ્યા ગયા.

થોડા વખત પછી પાછા આવી તે માણસને બોલાવીને ગોવિંદરાવને એમ કહેવા કહ્યું કે " જો તમે તમારો નિશ્ચય પાછો ફેરવશો નહિ તો હું પણ રાજીનામું લખી નાખું છું."

આથી ગોવિંદરાવની શાંતિ થઇ અને માધવરાવ નિત્ય નિયમ મુજબ સંધ્યાદિ કરી, પરવારી, કોર્ટમાં ગયા.

## ગોવિંદરાવ.

ગોવિંદરાવને જો કે રૂ. ૨૫૦) પગાર મળતો હતો પરંતુ તેમનો હાથ ખર્ચાળુ બહુ હોવાને લીધે હમેશાં તેમને કર્જ રહેતું. કુટુંબના સર્વ માણસોની દરેક નાની મોટી ક્રિયાઓ એમનેજ કરી આપવી પડતી. ઉપરાંત કોઇ ભાઇબંધ જો સહેજ માંગવા આવતું તો પોતાની પાસે પૈસા ન હોય તો કર્જે કાઢી તેને આપતા! માધવરાવે કેટલીક વાર કેટલાકનું કર્જ ફેડ્યું છતાં ગોવિંદરાવ પાછું કરી આવતા! આથી માધવરાવે પરચુરણ બધું દેવું આપી દઇ માત્ર એક શખ્સ-કે જેની પાસેથી ગોવિંદરાવ વારંવાર રૂપિયા ઉપાડતા-નું રૂ. ૨૦૦૦) નું કર્જ જાણી જોઇ રાખી મેલ્યું કે જેથી ગોવિંદરાવ તેની પાસે જઇ વધુ નાણાં માગી શકે નહીં-માગતાં શરમાય; તેનું પરિણામ પણ ઠીકજ આવ્યું-ગોવિંદરાવે બીજું વધુ દેવું કર્યું નહિ.

ગોવિંદરાવ મધુમેહની બીમારીથી પીડાતા હતા તેમાંજ તા૦ ૩ ફેબ્રુઆરી ૧૮૭૭ ને દિને તે દેવલોક થયા. એમનો સ્વભાવ હઠી હતો અને ઘરમાં બધાં એમનાથી બ્હીતાં, એ મરી ગયા તે દિને માધવરાવ પુને રજા લેવા આવેલા તે ગાડીમાં બેસી, રજા લીધા બાદ, પાછા જતા હતા; પણ મરણનો તાર આવવાથી જવું માંડી વાળ્યું. માધવરાવે ગોવિંદરાવના મરણ પછી તુરતજ પેલું કર્જ ફેડવી દીધું. બાદ માધવરાવે એવો ક્રમ રાખ્યો કે સાંજના જમવા પૂર્વે દરરોજ પોતાની ( સાવકી ) મા પાસે જઇબેસવું અને સર્વેની પૂછપરછ કરી તેમને જરા દિલાસો દેવો.

## ઇંગ્રેજી શીખવાની હોંશ.

મીસીસ રાનાડે અને તેમના બેઉ દીયરજીની ઉમરમાં એક બે વર્ષનોજ ફરક હોવાથી એમનામાં બહુ સ્નેહ હતો અને ઘરમાં કોઇ ગમે તે બોલે છતાં એ જુથ-ત્રિપુટી-તુટતું નહોતું ! આ વખતે મીસીસ રાનડે-કે જેને હવે આપણે રમાબાઇના નામથીજ સંબોધીશું-નો અભ્યાસ મરાઠી પાંચ ચોપડી સુધીનો થયેલો હતો અને તે વાંચતાં, હિસાબ કરતાં, અને એવું પરચુરણ થોડુંક શીખતાં હતાં. બેઉ દીયર હાઇસ્કુલમાં ઇંગ્રેજી શીખવા જતા હોવાથી એક દિને રમાબાઇને પણ ઇંગ્રેજી શીખવાની હોંશ થઇ આવી અને તેમણે તે વિશે માધવરાવને પણ વાત કરી. આ સાંભળી માધવરાવને કાંઇક આશ્ચર્ય થયું અને તેમણે કહ્યું કે " ખરેખરજ હું તને ઇંગ્રેજી શીખવવાની ઇચ્છા રાખું છું પરંતુ તારૂં મરાઠી શિક્ષણ પૂરૂં થયા વિના ઇંગ્રેજી શીખવાશે નહિ." એમ ખાત્રી થવાથી-મરાઠી શિક્ષણ જલદી જલદી કરવા માંડયું.

## ઓનરરી સ્ત્રી સભાસદોનો મહાન્ ઉદ્યોગ !

રમાબાઇને સાસરે સ્ત્રીયોને પુરૂષો-વરનાં ઘરનાંને-શીખવતાં હોવાથી એમની નણંદ-માધવરાવની બ્હેન-અને મા ( સાવકી ) ને ગોવિંદરાવે પોતે લખતાં વાંચતાં તેમજ જરૂરી હિસાબાદી કરી લેતાં શીખવ્યું હતું. આમ જાતિ અનુભવ છતાં જ્યારે માધવરાવ રમાબાઇને શીખવતા ત્યારે આ બેઉ તેમજ તેમનાં ઘરમાં બીજાં આઠ નવ બૈરાં—નિરાશ્રિત સગાંવહાલાં દુરનાં હતાં તે પણ બહુ બળી મરતાં અને હુંડું કરતાં. તેમાં ઊપર કહેલાં બે સિવાય બીજાં બધાં નિરક્ષર હતાં. બધાં ઉમરે રમાબાઇ કરતાં મોટાં હતાં તેથી તેમનો એક જુદોજ ' સંઘ ' બની ગયો હતો. રોજ રાત્રે મોડે જતાં રમાબાઇને વાંચવાની શરૂઆત થતી. દક્ષિણ પ્રાઇઝ કમીટીનાં સર્વે મરાઠી પુસ્તકો વગેરે જે કાંઇ આવતું તે આ વખતે રમાબાઇજ વાંચી માધવરાવને સંભળાવતાં. પણ જો તેમાં કોઇ પદ્ય-પદ, આર્યા, શ્લોક " ચાલ, કડવી, વગેરે હોતું તો જરા રાગથી અને કુદરતી રીતેજ જરા મોટેથી તેમને ગાવું પડતું; કારણકે જો તેમ ન કરતાં તો માધવરાવને તે ગમતું નહીં, અને ગુસ્સે થતા. આ રીતે ધીમેથી વાંચે તો માધવરાવ ગુસ્સે થતા અને મોટેથી વાંચે તો ઉપર કહેલાં મંડળનાં સભાસદોમાંથી કોઇને કોઇ હાજર આગળ ઉભેલું હોતુંજ ! બીજે દિને એ ' ઓનરરી સભાસદો ' રમાબાઇને, રાત્રે વાંચેલા પદ, ચાલ, અથવા કડવીમાંથી જે એક બે લીટી મોંઢે ખાસ રાખી હોય તે ગાઇ ગાઇ મશ્કરી કરવા સારૂજ, ગાઇ સંભળાવતાં અને પછી ખુબ ઠેકડી કરતાં ! પણ રમાબાઇ બધું સહન કરતાં. કોઇને કાંઇ ઉતર દેતાં નહિ. વળી કેટલાંક તો કેટલીક વખત મોટાઇનો તથા હિતૈષીનો ડોળ ઘાલી રમાબાઇને આવી કહેતાં " આ લખવા વાંચવા સારૂ તમને કેટલુંબધું આ

વડિલ સ્ત્રીઓનું બોલવું સાંભળી લેવું પડે છે ! અમને પણ બહુ ખોટું લાગે છે પણ કરવું શું ! અરે ! પુરૂષની ઇચ્છા હોય તો પણ કોઇક વખતજ વાંચીએ; પણ આમાં ઘરનાં વડીલ માણસોનું અપમાન થતું નથી શું ? પુરૂષોને આ વાત શું સમજાય ? આપણને બધો સમય સ્ત્રીઓમાંજ ગાળવાનો હોય છે. પુરૂષોનો સંબંધ કેટલો વખત હોય છે ? ( તે ) એક વખત નહીં ને દશ વખત કહેશે પરંતુ આપણે તે સાંભળીએજ નહીં કે થયું–કંટાળીને પોતેજ કહેવું છોડી દેશે ! શું આપણા હાથમાં કાંઇ સત્તા નથી ? " વગેરે વગેરે શબ્દોથી અવળો બોધ કરતાં હતાં પણ રમાબાઇ કોઇને ઉત્તરજ દેતાં નહિઃ ઓનરરી વડીલ સ્ત્રીઓનો આ કેટલો મહાન્ ઉદ્યોગ ! ?

## રમાબાઈનો અંગ્રેજી અભ્યાસ.

થોડા મહિના પછી મરાઠી અભ્યાસ પૂરો થતાં માધવરાવે પોતે ઇંગ્રેજી શીખવવાની શરૂઆત કરી. આથી પહેલાંની માફક રાત્રે અને સવારના પહોરમાં જેમ મરાઠી અભ્યાસ થતો તેટલો સમય પૂરતો ન થતાં બપોરે પણ એકાદેક કલાક ગાળવો પડતો. નીચે સવલત ન હોવાથી તે ઉપરજ બેસતાં, આથી વડીલ સ્ત્રીઓ બહુ ગુસ્સે થતી અને તેમનો જીવ તલપાપડ થઇ જતો ! તેમની કૃપા દ્રષ્ટિ ( ? ) એટલી બધી વધી કે એક દિવસ તો તેમણે સાફ કહી દીધું કે " તું મોડે જોઇએ તે કર પણ અમારી અમર્યાદા કરેલી બીલકુલ ચાલશે નહીં."

## રમાબાઇની ઓફીસ.

આમ બોલવાને એક કારણ તેમને મળ્યું હતું ખરૂં. એક દિવસે રમાબાઇ ઝાડુ કાઢતાં હતાં તેમાં એક ઇગ્રેજી વર્તમાન પત્રનો ટુકડો પણ ઝડાતો હતો. ઉત્સાહી વિદ્યાર્થીને પાશેરામાં પહેલી પુણી જેટલો અભ્યાસ ન થયો હોય તોએ ઘણીકવાર થાય છે તેમ રમાબાઇએ–હજુ તો જો કે પ્રથમ પુસ્તકનો આરંભજ કર્યો હતો–તે કટકો ઉપાડી લીધો અને ઝાડવાનું ત્યાંથીજ રહેવા દઇ તે ઉભાં ઉભાં ત્યાંજ–અક્ષર ઉકેલવા માંડયાં ! એટલામાં એક વડીલ સ્ત્રીની નજર પડવાથી તેણે ઇશારત કરી કે બે ત્રણ ' વૉલન્ટીયર્સ ' તુરત ઉભા થઇ રમાબાઇ પાસે ગયા અને તેમાંથી મુખ્ય માધવરાવનાં બ્હેને રમાબાઇને કહ્યું કે " તમારી ' હાપીસ ' મેડે છે; ત્યાં તમે વાંચો કે નાચો. અમારૂં અપમાન કર્યું તો ખબરદાર ! અરે અમારી પહેલી ભાભી નહોતી શું ! તેને ભાઇએ લખતાં વાંચતાં બધું શીખવ્યું હતું. તે અમારી બરોબરીની હતી; છતાંયે અમારી સાથે તે અક્ષર એક વાંચતી નહીં. ભાઇએ તેને અંગ્રેજી શીખવવા સારૂ ઘણીયે તરફડ કરી પણ તેણે તો લક્ષજ આપ્યું નહીં !– તે એમનીજ સ્ત્રી હતી ( અને તમેયે છો ) તેને દશ વાત કહો તો તે અમારી એક પણ સાંભળેજ. ( તમારા જેવું ) પણ આવું નફટપણું તેનામાં નહોતું ! " વગેરે.

## રમાબાઇના પિતાનો ઉપદેશ.

આ પ્રમાણે પદે પદે આમ મેણાં મારવાનું કારખાનું ચાલતું ! આથી તે ' ઈંગ્રેજી ટયાંથી વળી શીખવાનું મન થયું ' કરી રડવા જેવાં થઇ જતાં અને કોઇક વખત એક બાજુ જઇ રડતાં સુદ્ધાં, પણ આ વાત કોઇ દિવસ તેમણે માધવરાવને કહી નહીં; કારણ કે રમાબાઇના પિતાએ સાસરે મોકલતી વખતે કહ્યું હતું કે " જો હવે તું સાસરે જાય છે. બહોળું કુટુંબ

હોવાથી દશ પ્રકારના સ્વભાવનાં દશ માણસ ત્યાં હશે. તું મારી પુત્રી હોવાથી આપણાં કુળને છાજે તેમ વર્તજે. ગમે તેટલું દુઃખ થાય તે સહેજે પણ નોકરને સુદ્ધાં ઉંચે સ્વરે કાંઇ કહીશ નહીં-સામો જવાબ આપીશ નહીં. એ એક અને બીજું તારાં મનને અસત્ય લાગે છતાં તું પોતે કોઇની ચાડી પતિ પાસે કરીશ નહીં. ચાડી ખાવાથી કુટુંબનોજ નહીં પણ રાજ્યનો સુદ્ધાં નાશ થાય છે. તેથી હું કહું છું તે બે વ્રતો પાળજે એટલે તને દુઃખ થશે નહીં. તું ભાગ્યવાન છે. સહનશીલતા એ તારો ગુણ થયો કે તારી ખરી કીંમત અંકાશે; અને અમારા કુળમાં જન્મ લીધો તેનું સાર્થક થશે. આ મારો ઉપદેશ ધ્યાનમાં રાખ. આથી ઉલટું વર્તન તું કરે છે એમ જો મને જણાશે તો હું ફરી કદી તને પીયર લાવીશ નહીં."

## દિવસ અને રાત્રીનાં દુઃખ સુખ.

ગોવિંદરાવની માફકજ રમાબાઇના પિતા પણ બહુ દૃઢ નિશ્ચયી હતા. આથી રમાબાઇ ઉપલાં બેઉ વ્રત પાલવાને પોતાનું બનતું કરતાં. છતાં રમાબાઇના ચહેરાપરથી અથવા બીજી રીતે-જો કે રમાબાઇને વારંવાર 'તું ફલાણી વખતે આમ કેમ દેખાતી હતી? તારૂં મોં આમ મ્લાન કેમ દેખાતું હતું? કોઇ તને કંઈ બોલ્યું કે?' વગેરે પૂછતા પણ તેનો તે 'કંઇ નહીં; અમથું' વગેરે ઉડાઉ જવાબો આપતા છતાં-માધવરાવ જાણી જતા. દરેક માણસને પોતાનાં અંતરનો ઉભરો કાઢવા એક માણસ જોઇએ છે પણ રમાબાઇને તેવું કોઇ ન હોવાથી બહુ મુઝાતાં. આખો દિવસ આ પ્રમાણે દુઃખમાં જતો પણ તેને ક્ષણાર્ધમાંજ વિસારી દેવાનો સમય રાત્રે મેડે ગયા પછી આવતો. ખરા સુખ સમાધાનનો વખત આવી ચાડી ચુગલી કરવાથી ઓછો થઇ, તેમનો પોતાનોજ સુખનો સમય તેમ કરવાથી ઓછો થશે, એમ રમાબાઇ સારી પેઠે સમજતાં, પરંતુ ઘરની બાઈયોનો સ્વભાવ માધવરાવથી અપરિચિત, નહોતો તેથી તેજ કારણ માની લઇ તેઓ તેનું સમાધાન કરતા. પ્રેમપૂર્ણ આ શબ્દો રમાબાઇનું બધું દુઃખ ટાળી દેતાં અને તે આનંદ સવાર સુધી ટકતો. નીચે ઉતરતી વખતે પાછો પેટનાં ધ્રાસકો પડતો, ત્યારે માધવરાવ કહેતા કે "થોડુંક સહન કરતાં શીખવું. ઉત્તર દેવો નહીં એટલે બસ; હું તો તને કાંઇ બોલતો નથીને? માટે બીજું કોઇ બોલે તો રડવું નહીં."

## નાશીક થયલી બદલી.

રમાબાઇને આ મુજબ શીખવું બહુ મોંઘું પડી ગયું, પણ તેમણે ક્રમ છોડયો નહીં. આ બધામાં તેમના બે દીયર અને માધવરાવજ ધીરજ દેતા. રમાબાઇ ઉપરથી ગમે તેટલાં પ્રસન્નચિત્ત રહેતાં પરંતુ ખરા પ્રેમનાં માણસોને પરસ્પરનું મન જેટલું જલદી અને બરોબર પારખતાં આવડે છે, તેટલું બીજાંથી પારખી શકાતું નથી. તેથી તે જાણી જતા અને ધૈર્ય દેતા. આમ જો વધુ વખત ચાલત તો કોણ જાણે શુંયે થાત; પરંતુ કર્મધર્મ સંજોગે રાનડેની બદલી પૂનેથી નાશીક થઇ. ખાસ કરીને તેમણે કોઇ બીજાં બૈરાંને સાથે લીધાં નહિં આથી ત્યાં અભ્યાસક્રમ બરાબર ચાલવા લાગ્યો અને તેઓ આનંદથી રહેવાં લાગ્યાં.

## બદલીનું કારણ.

આ બદલીનું કારણ એવું હતું કે ૧૮૭૪-૭૫ની સાલમાં મલ્હારરાવ ગાયકવાડનું પ્રકરણ થયું હતું. 'એક લાખ રૂપિયાની મદદ પૂનું આપવા તૈયાર છે' એવી મતલબના એક તાર પૂ[illegible]એ

કર્યો હતો, તેથી સરકારને જરા પૂના પર શક હતો. સર રીચર્ડ ટેંપલ આ વખતે મુંબઇના ગવર્નર હતા. આવી ચળવળ-તાર કરવાની-ના મૂળમાં કોણ હતું તે જાણવા અધિકારી વર્ગે બહુ પ્રબલ આરંભ્યા, અને કેટલાક વિવક્ષિત પુરૂષોને પૂનાથી દુર કરવાની મકસદે ખાસ મુંબઇ ઇલાકા સારૂ એવો કાયદો ઘડ્યો કે ત્રણ કે પાંચ વર્ષથી વધુ કોઇ પણ સમંજનજે એકને એ સ્થળે રહેવું નહીઃ આજ કાયદાને લીધે માધવરાવની બદલી થઇ હતી.

## પૂનામાં સ્વામી દયાનંદ સરસ્વતીનું આગમન.

આ અરસામાં સ્વામી દયાનંદ લાહોરથી પુને આવતાં બુધવાર પેઠમાં વેશ્યાગની સામે શ્રી. ડેનાંદીવાનખાનામાં તેમનાં દરરોજ વ્યાખ્યાન થતાં. માધવરાવના સાંજના બે ત્રણ કલાક એ વ્યાખ્યાન સાંભળવામાં અને તે સંબંધી વ્યવસ્થા કરવામાં જતા. વ્યાખ્યાનો પુરાં થતાં દયાનંદ સ્વસ્થાને જવા નીકળે ત્યાર પહેલાં તેમનાં સન્માનાર્થ એક મોટું સરઘસ કાઢવું એવો એક દિવસ વિચાર રાનડેને ત્યાં ભેગા થઇ બધાએ કર્યો હતો અને એ બે ત્રણ દિવસ આગળથી પ્રસિદ્ધ પણ થઇ ગયું હતું. તે સાંભળતાજ વિરૂદ્ધ પક્ષમાં બહુજ ચળવળ ચાલી. આ વખતે વિરૂદ્ધ પક્ષમાં રામદીક્ષિત આપ્ટે એ બધા શાસ્ત્રીઓમાં મુખ્ય હતા. તેમની સાથે બીજા અનેક કે જેમને ધર્મ શું તેનું જ્ઞાન તો શું પણ વિચારે કોઇ દિવસ આવ્યો નહીં હોય તેવા અનેક હતા. ( આ શબ્દો અમે રમાબાઇના પોતાનાંજ. વાપરીએ છીએ ) એ સર્વેએ મળી દયાનંદ અને તેના પક્ષની માનહાનિ કરવાનો નિશ્ચય કર્યો અને આખરે એક જણે શકુની મામા જેવી એક યુક્તિ શોધી કાઢી જે સર્વાનુમતે પાસ થઇ.

બીજે દિને સવારે ૭ વાગ્યા પૂર્વેજ બેંડ અને પાંચ પચ્ચીશ ગામનાં માણસો સાથે, ઉત્તમ રીતે શણગારેલા ગધેડાની સ્વારી ' કાળાહૌદ ' પાસેથી શહેરમાં સંચાર કરવા નીકળી ! જ્યાં ત્યાં હસાહસ ચાલી, સાડા ૭ સાત વાગે એ વાતની માધવરાવને ખબર પડી, વિરૂધ્ધ પક્ષમાં વધુ ચળવળ છે તેથી દયાનંદને કાંઇ નુકસાન ન થાય તે સારૂ ગંગારામભાઉ મ્હસકેએ એક પોલીસ પાર્ટી બોલાવવાનો પ્રસ્તાવ કર્યો. આથી સર્વ સંમતિથી માધવરાવે પોલીસ સુપ્રીન્ટેંડેંટને એક પત્ર લખ્યો. બીજી બાજુ ગધેડાની સ્વારી જે સવારના બધી નીકળી હતી તે સાંજના ૭ વાગે ગલીયે ગલી અને રસ્તે રસ્તે ફરી વળી ! રસ્તે સાથેના લોક ' શ્રી રામાનંદ સ્વામીકી જય ' પોકારતા.

ચાર સાડાચાર વાગે નિત્ય મુજબ દયાનંદ સ્વામીનાં વ્યાખ્યાન સાંભળવા લોક ભેગું થવા માંડ્યું. સ્વામીજી એક રસાળ અને ગંભીર વકતા હતા. તેમની ભાષણ પદ્ધતિ બહુ માર્મિક અને આલંકારિક હતી, તેથી તેમના વ્યાખ્યાનમાં લોક તલ્લીન થઇ જતા. સ્વામીજી અલંકારિક રીતે પોતાને શાંતિથી સાંભળી લેવા સારૂ સભાજનનો આભાર માનવા લાગ્યા અને પોતાનું છેવટનું વ્યાખ્યાન આપવા લાગ્યા. તે થયા બાદ બધા નીચે ઉતર્યા રસ્તામાં હાથી, પાલખી આદિની વ્યવસ્થા પ્રથમથીજ કરવામાં આવી હતી. તે પાલખીમાં વેદ મૂકી હાથીપર દયાનંદ સ્વામીને બેસાડયા કે તુરતજ વિરૂદ્ધ પક્ષે અંદર ધુસી મદાનદા બકવા માંડયું અને ધીંધાટ કર્યો. ઠેકઠેકાણે આ પક્ષનાં માણસો ઉભાં હતાં અને પોતાના પક્ષનાં માણસોને ગરમ મગજના

ઉત્સાહ આપતા હતા. તે દિવસે વરસાદ બહુ પડેલો હોવાથી રસ્તામાં કીચડ થયો હતો પણ કોઇ વાતથી ન અટકતાં જ્યારે આ સરઘસ આગળ ચાલવા માંડ્યું ત્યારે વિરૂદ્ધ પક્ષ નિરાશાથી ખીજવાઇ ગયો. આથી ઠેકઠેકાણે ઉભા રહેતા વિરૂદ્ધ પક્ષીઓએ જેના હાથમાં જે આવ્યું તે સરઘસનાં માણસો પ્રત્યે ફેંકવા માંડયું અને જેના હાથમાં કાંઇ નહોતું તેમણે નીચા વળી કાદવનાં ગોળા ફેંકવા માંડયા ! આમ થવા છતાંયે સરઘસમાંથી કોઇએ પાછું વળી જોયું સરખુંયે નહીં ! પોલીસ પાર્ટીને એવો હુકમ પ્રથમથીજ કરી રાખ્યો હતો કે સૂચના મળ્યા સિવાય કાંઇ પણ તેણે કરવું નહીં—માત્ર સરઘસની શોભા સારૂજ રહેવું; પરંતુ આગળ જતાં વિરૂદ્ધ પક્ષે પથ્થર અને લાકડીયોનો વરસાદ વરસાવ્યો. આથી બીચારા પાંચ પચીસ ગરીબ માણસ જખમી થયા. આથી પોલીસ વચમાં પડી અને સરઘસ આગળ ચાલ્યું. ઘેર આવતાં કપડાં કાઢતી વખતે માધવરાવને બધાએ પૂછ્યું કે "પોલીસ સાથે હોવા છતાં તમારાં કપડાં કાદવવાળાં કેમ થયાં ?" ત્યારે તેમને હસીને ઉત્તર દીધો કે 'કેમ વારૂ ? જ્યારે હું બધાંની સાથે હતો તો મને કેમ કાદવનો માર ન પડે ? પક્ષાભિમાનીઓનાં કામ એવાંજ હોય છે, બીજા પક્ષનાં માણસો નાનાં હોય કે મોટાં તેની પરવા તેમને શા સારૂ હોય ? આવે સમયે માનાપમાનનો વિચાર અમારા મનમાં શા સારૂ આવવો જોઇએ ? એ બધું એમજ ચાલવાનું.' (અપૂર્ણ)

---

## સ્વ૰ કલાપિ વિષે કંઇક.

(૧)

"હું માનવી, હું વિશ્વ ના, હું બ્રહ્મ ના, જ્ઞાની નહિં !!

—'કલાપી'

( લેખક, રા. પ્રણયી, બી. એ.–અંકલેશ્વર. )

માનવીજ ! જરૂર માનવીને લગતી જે જે પૂર્ણાપૂર્ણતા સંભવે તે સઘળીજ એનામાં ! કલાપિ તે ફિરસ્તો નથી; નથી તે દેવ; નથી તે ઋષિ; નથી વિશ્વ; નથી બ્રહ્મ; નથી જ્ઞાની; પરંતુ જરૂર તે માનવીજ! અને માનવી તરિકેજ જો ત્હેની ઓળખાણ કરાવવામાં આવે તો તેના પ્રત્યેક જીવનાંશ જનસમાજને વધુ ને વધુ પ્રિયતર થઇ પડે ! એનું વાંચન, એનું મનન, એનું નિદિધ્યાસન, એનું વર્નન, એના વિચાર અને આચાર, એની ભાવનાઓ અને તે ઉપલબ્ધ કરવાના એના પ્રયાસો, 'માનવીને' જ યોગ્ય છે. એના જેવાં બીજાં ઘણાં માનવીઓ થઇ ગએલાં છે–થશે, અને તેમણે પણ આવીજ રીતની જીવનીય મિઠાશ ઝીલી છે–કડવાશ અનુભવી છે; પરંતુ છતાંયે કલાપિમાં આપણને એક વધુ મધુતર વસ્તુ મળી આવે છે. જે સદ્ગુણો માનવીમાં બહુ ભાગે થોડાનામાંજ નજરે પડી આવે છે તેવા કેટલાક મહાન્ સદ્ગુણોની અપૂર્ણ ગુંથણી એના આખા જીવનમાં ગુંથાયલી માલુમ પડી આવે છે અને તેઓજ એની મહત્તા વધારે છે; એટલુંજ નહીં પણ એનો માનવી જાતને દીપાવી રહે છે.

પ્રામાણિકતા, નિરભિમાનીપણું અને ભલમનસાઈ, એ આમાંનાં મુખ્ય છે. આ સદ્‌અંશોને લીધેજ એના વિચારોમાં સુકોમળતા, મધુરત્વ, ધીરાશ અને ધીમાશ નજરે પડે છે. એના હૃદયને આપણી સમક્ષ વારંવાર મોકળું મૂકવામાં આવે છે–તેનું પણ કારણ તપાસવા બેસીએ તો એજ! એના હૃદયના પૂર સાથે આપણાં પણ હૃદય પૂરે એ ધસડી જાય છે. તેનું કારણ પણ એજ. અને એના હૃદય–દોરપર જે જે નટવર નર્તી રહેલા માલુમ પડે છે તેમનાં પ્રત્યેકના અનંત હાવભાવ અને ચેષ્ટાઓ જે સર્વ આપણને તેમાંજ સર્વાંશે મગ્ન કરી દે છે, તે સર્વ પણ એજ કારણને લીધે! એના હૃદભાવ વિલોકવા આપણને જરિયે ઉંડા ઉતરવું પડતુંજ નથી! એનું હૃદય લીસું, સરળ અને સપાટ છે–પારદર્શક છે. અને જે જે ચિત્રો એણે આપણી સમક્ષ રજુ કર્યાં છે–અને પોતાને લગતાં આત્મલક્ષી ( Subjective ) તેમજ પરલક્ષી ( Objective )–તે સર્વમાં કંઇ છૂપાવવા જેવું તો છેજ નહિ. પ્રત્યેક લીટીમાં સમર્થ માનસી કવિઓની માફક એની મૂર્તિ તરે છે. એનાજ પ્રતિમા પ્રકાશે છે. એનું વાંચન પણ એનાજ હૃદયને અનુકુળ, એનું મનન પણ તેવુંજ અને એનું સકળ આચરણ પણ તેનેજ અવલંબીને કરવામાં આવતું ન હોય ? એમ સ્વાભાવિક જણાય છે ! આ એની સહૃદયતા અને સુકુમારતા વિચારતાં, એનું પ્રામાણિકપણું અને નિરભિમાનીપણું લક્ષમાં લેતાં, અને એ સાથે એનીજ દૃષ્ટિથી એની સર્વ ઉર્મિઓમાં નાચતી જલદેવીશી કવિતા દેવીનાં દર્શન લેતાં કોને આનંદ થયા વિના રહે ?

' મીઠી એ ઉરઉર્મિમાં પ્રેમસ્ પ્રેય રાજતાં "

' પ્રેમ અને પ્રેયસ્, ' ' Law and graces ' એની ઉર ઉર્મિઓનાં વ્હેન છે. પ્રેમ અને પ્રેયસનું સુકાન ઝીલી એ સહૃદયી નાવિક ભવસાગરમાં જીવન પ્રયાણ આદરવા શક્તિમાન થયેલો છે. અને એજ એનાં જીવનનાં ભાવિ નિશાન છે. અલબત્ આ ભાવનાઓને એના મનનપૂર્વક અભ્યાસથી વધુ ને વધુ પોષણ મળેલું છે. અને તેથીજ ' નાજી એ કથાઓની સૌંદર્યામૃત રેલતી; આનું કારણ તપાસીશું તો માલુમ પડશે કે એણે જે જે કાંઇ લખ્યું છે, ગાયું છે, ભાખ્યું છે તે સર્વમાં કુદરતીઓજ વિલસે છે. Art and Nature નો માત્ર વાળ જેટલોજ ફેર તેનામાં દૃષ્ટિગોચર થાય છે.

Art= Nature and art=man added to nature:

આ બન્ને કલા અને કુદરતનાં સત્યો એને મન તો સરખાં અને સરળ છે, માટેજ " કલા એની ધારી ધીમી કુદરતી એજ ધારતી."

ભિન્ન ભિન્ન કવિઓનાં ભિન્ન ભિન્ન કાવ્યે નિશાનોમાં–લક્ષ બિંદુઓમાં કલાપિનું લક્ષસ્થાન તો માત્ર કુદરત અને કલાનું અપૂર્વ અનેરું અને આહ્લાદક સામ્ય બતાવવાનું જ છે. પિંડ બ્રહ્માંડની એની અજબ કલ્પનાયુક્ત કવિતાઓ પણ આનેજ અવલંબીને રચાયલી નજરે પડે છે. કુદરતમાં એ કલા જુવે છે અને કલામાં કુદરતના ભાવ ભણી રહે છે. એના લક્ષમાં એનું રાચોટ દ્રુતેઢ મેળવી છે, એમ કહીશું તોપણ ચાલશે ! એ જાતેજ લખે છે કે પ્રેમ અને પર્યક પુસ્તકો મ્હને અતિપ્રિય છે. પ્રેમ વાંચવો એ આનંદને આંસુ લાવે છે.," પ્રેમ

માટે સંસ્કૃત શીખવા નિશ્ચય કર્યો છે. સંસ્કૃત પ્રેમ માટે " આ સંસ્કૃત પ્રેમ વાંચનને લીધેજ એનામાં પ્રેયસનું દર્શન આપણને વારંવાર થયાં કરે છે. સ્વાભાવિક રીતે એવો પ્રશ્ન ઊદ્ભવે છે કે એનામાં શ્રેયસ્ Truth કરતાં પ્રેયસ વિશેષ છે. Graces shine more brilliantly than the ultimate Truth. અને તેનો ઉત્તર માત્ર એટલોજ આપવો ઉચિત લાગે છે કે તે ફિલસુફ કરતાં કવિ વિશેષ છે. એ લખે છે કે ફિલોસોફી મ્હને ગંભીર સુખ આપે છે, પરંતુ સંસ્કૃત ફિલોસોફી વાંચી અને સમજી શકું તેટલું તે ભાષામાં મ્હને જ્ઞાન મળી શકે કે નહિ તે શંકા ભરેલું છે. અલબત શ્રેયસ કવિતાનું અંગ નથી એમ નથી, પણ પ્રેયસ કરતાં તો ન્હાનુંજ: અને આને લીધે વારંવાર આર્ય હૃદયને વિચિત્ર લાગતાં કેટલાંક સત્યો કવિહૃદયમાંથી વારંવાર નીકળી આવે છે અને ઉંડી Revolutionizing ભાવનાઓની પ્રેરણા કરે છે. કલાપિનામાં પણ આમજ છે. એનાં કેટલાંક ચિત્રો વાંચતાં વિચારતાં પ્રતિકુલ થઇ પડે છે. એનાં કેટલાંક સૂત્ર જેવાં ( maxims ) વાક્યો પણ આથીજ સામાન્યતઃ વિશેષ નિરંકુશ અને મનમોજીલાં, સ્વતંત્ર અને સ્વચ્છંદી તેમજ વ્યક્તિભાવની લાગણી વાળાં જણાય છે. એ લખે છે કે ' પ્રીતિમાં નીતિ સમાઇ જાય છે ' ' હૃદયના સુક્ષ્મ સંબંધની સાથે શરીરનો સ્થૂલ સંબંધ પણ પુણ્યમય બને છે.' ' એક પતિપત્ની મત અને પુનરુદ્ધારનાં એનાં કાવ્યો પણ આવાંજ ભાસે છે. કારણ માત્ર એટલુંજ કે ઉપર કહ્યું તેમ એની કલા અને કુદરતનું સરખાપણું જે જે સત્યાસત્યો એનાં કાવ્યોમાં—એની કલામાં—તરે છે તે તે સર્વ કુદરતનું સાચું ખરૂં કરે છે ! કુદરતની સાથે તેમને વધુ ને વધુ સંબંધ છે, એમ પ્રત્યક્ષ જાહેર કરે છે. અને એ જાહેર કરતાં એનું હૃદય જરિયે મોહ શોકાદિનાં દ્વંદ્વોમાં ઝોલાં ખાતું માલુમ પડતું નથી. એ જે સિદ્ધાન્તો દર્શાવે છે તે કોઇ સામે ઉત્તર આપવાની ખાતર નહિ, કોઇ સામે વિરોધતા દાખવવા નહિ, પરંતુ કુદરતી સત્યનુંજ ધીરજ અને ધીમાશથી અવલોકન કરવા—કરાવવા ખાતરજ. આ એની Sincerity છે. ભલમનસાઇ છે ! અને આ ભલમનસાઇને લીધેજ એનાં આત્મલક્ષી કાવ્યોના રણકાર આપણને સવિશેષ આકર્ષક થઇ પડે છે અને એ સત્યાસત્યોનાં પ્રતિપાદન કોઇને કદી ખારાં લાગતાં હોય તો તેને પ્રમાણભૂત પંક્તીઓ એનું બાળક જેવું ભોળું ભલું હૃદય કહે છે કે:—

નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં,
હૃદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે;
જગત સહ મળે છે ચર્મને હાડકાં આ,
બસ જગતથી એથી માત્ર આ સ્થૂલ સાથે !

અમુક સોસાઇટી અથવા સમાજને તેના ઉપરોક્ત વિશ્વ સાથે સરખાવો અને પછી પ્રત્યેક લીટીનો અર્થ તેનો પ્રત્યાગનો નાદ સમજીને કરો એટલે તમો ત્યાં તે શું કહેવા ધારે છે તે સમજી શકશો. ' Freemas onry of Love ' જે સમાજમાં પ્રચલિત હોય તેવી કોઇક સમાજનો એ સ્વરસંચાર તમને માલુમ પડશે ! અને તે સિવાયની અન્ય સમાજ સાથે માત્ર એનાં ચર્મ અને હાડકાંજ મળી આવતાં દેખાશે ! એ સ્થૂલ સમાજ સાથે એનાં સ્થૂલનુંજ લગ્ન થયેલું છે. એનું હૃદય તો પેલી ઉપરોક્ત ભાવનારાગી સમાજ સાથે મળેલું છે, અને તેથી આ વિશ્વ સાથે આપણી અહીંની સમાજ સાથે અને તેમાં પ્રચલતી કેટલીક રીતિઓ

સાથે એનાં તત્ત્વો જરીયે મેળ લેતાં નથી અને નજ લે. હૃદયે જે કંઇ એક માર્ગ સ્વીકાર્યો અને તેમાં જો તેને ફાવ્યું તો તો પછી તેજ માર્ગ તેને સીધો અને સરળ થઇ પડે છે, તેજ અનુકુળ લાગે છે અને તેજ શ્રેયસ્કર થઇ પડે છે! કલાપીનામાં પણ કંઇક બહુધા આ રીતનું નજરે પડે છે! આર્યભાવી સ્નેહ લગ્નના વિવેચકોને કલિકાલના દેહ લગ્નના પ્રશંસકો જેટલે દરજ્જે અને જેટલે અંશે વિરૂદ્ધતા દર્શાવી રહે તેટલાજ પ્રમાણમાં કલાપીની Freemas onry of Love ની સામે આર્યભાવી સ્નેહલગ્નની દલીલો ચાલી શકે! તો પણ એ આર્યભાવનાનું એણે સમૂળગું નિર્મૂલન–ઉચ્છેદ તો કીધોજ નથી. ' સારસી ' અને ' બિલ્વમંગળ ' ના કાવ્યોમાં એનું હૃદય એજ આર્યભાવી ભાવનાઓને મોજી રહે છે, અને ' ચુમ્બન વિપ્લવ ' માં ' એ બાલભાવમય ચુમ્બન હું ય યાચું ' એમ આર્યભાવી કપોળપરનું ચુમ્બન યાચવા એનું હૃદય તલપે છે. બીજું, સ્વીડનબોર્ગના સિદ્ધાન્તોમાં પણ એની આર્યભાવનાઓ ઉછળતી ઉભરાતી દીસે છે. અને એ કહે છે કે એક પરિણીત સ્ત્રી સાથે પણ જો માત્ર સ્થુલ સંબંધ છોડી દઇ સૂક્ષ્મ સંબંધજ આચરવામાં આવે તો વધુ શ્રેયસ્કર થઇ પડે! આ બનવું સ્વાભાવિક છે. મતિભેદ છે ત્યાં સુધી મતભેદ રહેવાનો અને કોણ સાચું અને કોણ જૂઠું એનો નિર્ણય આવા વિષયમાં ન યોજતાં માત્ર એ વિષય શા છે એજ દર્શાવવા વધારે ઉપયોગી અને યોગ્ય જણાય છે, આથીજ ઉપરોક્ત સર્વ વિવેચન આદર્યું છે.

' કવિ એતો ભોળો કુદરત તણો બાંધવ હતો '
' પાસે જેવી ચરતી હતી આ ગાય તેવોજ હું છું. '

' ગરીબ ગાય જેવો ' ભોળો ભલો કલાપિ પોતાનું છબર આપણી સમક્ષ ગાય જેવુંજ લસતું મૂકે છે. એનાં કાવ્યોમાં કલ્પનાનું જોર નથી. પરંતુ લાગણીઓનું સવિશેષ સામર્થ્ય અને દર્દ વારંવાર દ્રષ્ટિગોચર થાય છે. એ લાગણીઓના બીન પર એની કુમળી અંગુલીઓ જે જે સુકોમળ અને કરૂણ સુર છેડે છે તે તે સર્વ મનહર અને આનંદપ્રદ થઇ પડે છે! Our Sweetest songs are those that fell off saddest thought.

જે સ્થીતિમાં એનો જન્મ થયેલો છે, જે જે વસ્તુઓ એને વિષિસાધ્ય થઇ પડી છે તેમાં ' પોપની માફક એ ' Whatever is right એવો શુષ્ક આડંબર એ ધારણ કરતો નથી પરંતુ તેને બદલે કંઇ નવતર સૃષ્ટિ પોતે ઘડી તે સૃષ્ટિના 'નિર્મળ વિલાસ વૈભવ' માણવા તેનું ચિત્ત બહુજ તલ્પી રહેલું લાગે છે.

એના જીગરના જખ્મોનું દર્દ ગાતાં એ જરિયે આચકો ખાતોજ નથી? અને જે એને કહેવાનું છે તે સરલ રીતે કહીજ દે છે. એટલું તો ખરૂંજ છે કે કેટલીક વખતે એ લાગણીઓથી ઘેરાઇ ગયેલો ઘસડાઇ ગયેલો–માલુમ પડી આવે છે! પરંતુ લાગણીઓ કયાં માનવીને ઘસડી લઇ જતી નથી! માનવીનું માનવીપણુંજ લાગણીઓથી ઘસડાવવા સારૂ સરજાયલું લાગે છે! અને તેમ ન હોય તો બર્ક લખે છે તેમ He may either be a saint or a devil! કલાપિનામાં તો એની પ્રતિભા શક્તિજ એની લાગણીઓને અંગે દાખી નીકળે છે. His feelings are his very genius we admire! એમ કહીએ તો તે જરિયે અસ્થાને નથી! એ કહે છે ' કશો ભય નથી, કશો સંકોચ નથી; આ શબ્દો

શું સૂચવે છે ! આ શબ્દો વદનાર કલાપી હાલમાં આપણી નજીક નથી એ ખરૂં છે,-તોપણ જેમ મહાન માનવીઓના મહાન્ શબ્દો અને તેનાં કર્ણપ્રિય ઘોષો હજુએ આપણા કર્ણમાં અને તે દ્વારે હૃદયતલ પર અથડાઇ અનેરા આલાપ આલાપી રહે છે, તેમજ કલાપીના ઉપરોક્ત શબ્દો વિષે જાણવાનું છે. એણે સર્વ સત્યજ કહ્યું છે. એણે કંઈજ છુપાવ્યું નથી. માત્ર 'હમે વ્હાલાં વ્હાલાં ! સમજી મર્મ ઇચ્છા નવ શક્યાં' ! એટલીજ માત્ર આપણી ખામી અને કસુર એ ભોળું હૃદય ભોળા ભાવમાં કાઢી શકે છે ! એના આ પ્રમાણિકપણાને લીધે-એની એ ભલમનસાઇને લીધે, એ વધુને વધુ આદર અને પ્રશંસાને પાત્ર છે. ટીકાકારોની ટીકા પણ એને બિચારાને એ ભોળાપણને લીધેજ ખમવી પડે છે. પ્રભો ! એના સતાતન આત્માને ભવિષ્યમાં ઝાંપ ન લાગો ! એના વિજયી આત્માને જે કસોટીપર ચ્હડવું પડ્યું, અને જે જે આત્મનિગ્રહમાં મચવું પડ્યું, તેનો બોધ જનહૃદયમાં ઉતારો ! અને એવું માનવી તરિકેનું જીવન સર્વથાતે ફલીભૂત થઇ રહો ! (અપૂર્ણ)

---

# સત્યજીત્.

એક સ્વકલ્પિત નવલ કથા.

(લખનાર-પ્રવાસી.)

## પ્રકરણ ૭–ચાલુ.

બીજે દીવસે સવારના પહોરમાં કીશોરના કાનમાં નીચલા શબ્દો સંભળાયાઃ-

"રાજપુત્ર ! આખું પરજળ તમારી અત્યંત આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યું છે અને તેથી મ્હને આશ્ચર્ય થાય છે કે એવું તે અહીં શું છે કે જેથી આ વનનો વાસ આપને પ્રિય થઇ પડ્યો છે ?"

"કીર્તિક !જો દૈવ મ્હને આ વનનો વાસ પ્રિય ગણવા ફરજ પાડે તો પછી મ્હારે શું ગજું ? પણ ભાઇ ! તું અહીં ક્યાંથી આવી પહોંચ્યો ?" કીશોરે પુછ્યું.

"બાપુ ! કુસુમ ભુવનમાંથી નિસોદીનજીએ મ્હને જે સંદેશો આપ્યો હતો તે લઇ હું દક્ષિણ દિશા તરફ ચાલ્યો જતો હતો; પણ એટલામાં કેટલાક લુટારૂઓએ મારાપર ધસી આવી મ્હારૂં સર્વસ્વ લુંટી લીધું અને મ્હને માર મારી અધમુઓ કરી નાંખ્યો. કેટલાક વખત પછી મ્હને ભાન આવ્યું ત્યારે મ્હને માલમ પડ્યું કે મ્હને જે કાગળ આપવામાં આવ્યો હતો તે પણ તેઓ લઇ ગયા હતા. હું આથી નિરાશ થઇ ગયો અને પ્રધાનજીને સમાચાર આપવા પાછો વળ્યો. રસ્તામાં મ્હને ખબર પડી કે લુટારાઓએ કુસુમ-ભુવનનો નાશ કર્યો છે; આથી હું પાછો ફર્યો અને કેટલાક મિત્રોની સલાહથી મેં પરજળ જવા નક્કી કર્યું. ત્યાં

જતાં મ્હને જણાયું કે પ્રધાનજી વિગેરે ઘણાખરા કુસુમપુર વાસીઓ કુસુમપુરમાંથી નાશી આવ્યા હતા. તેઓ મ્હારાપર કરડી નજરે જોવા લાગ્યા અને મ્હને કડવાં વચનો સંભળાવવા લાગ્યા. આથી મેં પરજળનો ત્યાગ કર્યો અને આસપાસના જંગલોમાં ફરવા લાગ્યો. આમને આમ ફરતાં આજે હું આપના ચરણ સમીપ આવી પડયો. આમ મ્હારૂં રક્ષણ કરો. હું આપને શરણે છું. કુસુમપુરના લોકો તો એમજ સમજે છે કે મ્હારે લીધેજ તેઓએ કુસુમપુર ખોયું છે, પણ આપ જુઓ છો કે મ્હારો એમાં કાંઇ વાંક નથી." કર્પૂરકે કરગરતા સ્વરે ખુલાસો કીધો.

"કર્પૂરક! ત્હારો વાંક હોય કે ન હોય તે હું કહી શકતો નથી પણ તું મ્હારે શરણે આવ્યો છે તેથી હું મ્હારી ફરજ સમજી ત્હને રક્ષણ આપીશ. શું તું મ્હારી સાથે પરજળ આવવા તૈયાર છે?"

"હાજી, આપની છાયા નીચે આપ જ્યાં કહો ત્યાં આવવા તૈયાર છું." કર્પૂરકે આનંદથી ઉભરાતા મને કહ્યું.

"આજેજ ત્યારે આપણે પરજળ તરફ પ્રયાણ કરીશું."

"જેવી આજ્ઞા."

## પ્રકરણ ૮.

### અતિથિનો સત્કાર.

પાંચ દિવસ સુધી સત્યજીતને ભોંયરામાં જ રાખવામાં આવ્યો. દરરોજ બે વાર એક નિહુ આવતો અને કોઈ પણ જાતની વાત કર્યા વગર જમવાની થાળી મૂકી ચાલ્યો જતો. છઠ્ઠા દીવસથી સત્યજીતને ભોંયરા બહાર લઇ જવામાં આવતો. સત્યજીત ખીણની આસપાસ ફરતો અને કેટલીક વાર ખીણની ટોચ પર બેસી રહેતો.

આ અરસામાં ખીણના નિહુઓ વારંવાર સત્યજીતને જોઇ આનંદ પામતા, પણ એની સાથે વાત કરવા કોઇની હીંમત ચાલતી નહોતી.

નિહુઓની જાત લૂટારૂઓની હતી. અબકરી પણ એક લૂટારો હતો. પોતાના બળ તથા લાગવગથી એ ખીણનો સરદાર થઇ પડયો હતો. અબકરી એક સરદાર તરીકે માન મેળવે એ નિહુઓ ખમી શકતા નહિ. ગમે એટલો અબકરી બળવાન હોવા છતાં પણ એ નિહુજ હોવાથી એના સાથીઓ એની અદેખાઇ કરતા. એની સરદારી છીનવી લેવા ઘણા નિહુઓ વારંવાર વિચાર કરતા હતા અને એને માટે કોઇ તક શોધતા હતા.

જ્યારે નિહુઓએ સત્યજીતને જોયો ત્યારે તેઓને પોતાના ધારેલા કામને માટે એક યોગ્ય મનુષ્ય મળ્યો હોય એમ ખુશ થયા. આજ હેતુ પાર પાડવાની મનસાથી સત્યજીતને બહાર જવા આવવા દેવાની છુટ આપવા તેઓએ અબકરીને ફરજ પાડી હતી. સત્યજીતના રાજવંશી દેખાવથી અને રાજવંશી રીતભાતોથી એ નિહુઓમાં

ઘણો પ્રિય થઇ પડયો અને એની સાથે અબકરીની સરદારી લોકોમાં વધારે ને વધારે અપ્રિય થવા લાગી.

એક દિવસ નિદુઓ અબકરીના એક મિત્ર સુરેનલાને પોતાનો મુખી બનાવી અબકરીને ત્યાં ગયા અને નીચે પ્રમાણે વાત કરવા લાગ્યા.

સુરેનલા–સરદાર! આ નિદુઓની એવી મરજી છે કે તમારે તમારી સરદારી સત્યજીતને આ ખીણના રાજા બનાવી એના હાથ નીચે કરવી.

અબકરી–શામાટે આપણે આપણા કેદીને સ્વતંત્ર સત્તા આપવી?

સુરેનલા–એ લોકોનું એવું કહેવું છે કે આપણે ગમે એટલા પણ લુટારૂઓજ છીએ. સરદાર–નાયક–રાજા થવું એ તો ક્ષત્રીયનેજ શોભે છે. રાજ કરવાના ગુણો સાધારણ રીતે ક્ષત્રીયમાંજ હોય છે અને સત્યજીત્ જે સાંભળવા પ્રમાણે એક રાજપુત્ર છે તેથી તે આપણા રાજકર્તા થવાને માટે સંપૂર્ણ લાયક છે.

અબકરી–પણ મ્હારે મ્હારી સ્વતંત્રતા શું કામ છોડવી જોઇએ. આટલે લગી મહેનત કરી તે શું આવા પરિણામ માટે?

સુરેનલા–તેઓનું કહેવું એવું છે કે આપે અમારા નાયક થઇને શું ભલું કર્યું? આટલી આટલી લૂટો કરવા છતાં પણ હજુ અમારે અમારો નિર્વાહ ચલાવવાને માટે લૂંટ પરજ આધાર રાખવાનો રહ્યો. એના કરતાં તો નીમાના સાથીઓ નસીબવાન કે તેઓ અત્યારે કુસુમપુરમાં મોજ કરે છે.

અબકરી–આપણા જન્મનો હેતુજ લૂંટવાને માટે છે. નીમા જન્મથી લુટારો નહોતો તેથીજ એ આવો ચીકાસદાર ધંધો છોડી કુસુમપુરની ધુંસરી માથે વ્હોરી બેઠો છે.

સુરેનલા–આ નિદુઓનું એવું ધારવું છે કે પારકા મહેનતનાં ફળ ભોગવવામાં આપણે મોટું પાપ કરીએ છીએ.

અબકરી–આપણે કયાં વગર મહેનતે લુંટ કરીએ છીએ? ગયે વર્ષે આપણે લુંટ કરી હતી તેમાં આપણને કેટલી મુસીબતો પડી એ શું તમે ભુલી ગયા? ભોળીયાઓ! જુઓ આપણે મહેનત કરીનેજ આપણું ગુજરાન ચલાવીએ છીએ અને એમાં પાપ જેવું કંઇ નથી.

સુરેનલા—એ તો બધું અમે સમજ્યા. અમને તો લાગે છે કે તમે આ બધું બોલો છો તે આપણી પદ્દિ જાય તેટલાજ માટે છે.

અબકરી—નારે, મ્હારી પદવીને માટે મ્હારે કંઇ દરકાર નથી. હું તો તમે તમારી પોતાની મેળવેલી સ્વતંત્રતા ખોઇ ન બેસો તેને માટે ચિંતાતુર છું. તમને ખબર છે કે જે પ્રજાને રાજા હોય છે તેને શું શું હરકતો વેઠવી પડે છે?

સુરેનલા—હરકત ત્યાં બરકત. અમારે તમારી કંઇ વાત સાંભળવી નથી. અમારે તો આ ખીણ સત્યજીતનેજ સોંપવી છે.

અબકરી—સુરેનલા! તું મિત્ર થઇને મ્હારી સત્તા છીનવી લેવા યત્ન કરે એ તને શોભતું નથી. આજે તો મ્હારી વતી ત્હારેજ આ નિદુઓને સમજાવવા જોઇએ.

સુરેનલા—પ્રિય અબકરી! હું કબુલ કરું છું કે હું તમારો સ્નેહી મિત્ર છું; પણ

મિત્રતા મિત્રતાને ઠેકાણે છે. મ્હારી સલાહ તો તમને એજ છે કે હવે નવીન-ખાણુ સત્યજીતને સોંપી દેવામાં માલ છે.

અબકરી—ઠીક ત્યારે. આજે જાઓ. હું વિચાર કરીને થોડા વખતમાં જવાબ દઇશ. એટલા વખતમાં તમે પણ વિચાર કરજો. આજે તમારાં મગજ ઠેકાણે હોય એમ લાગતું નથી.

નિહુઓ સુકેનલા સાથે બહાર ગયા અને સત્યજીતને પોતાનો રાજા કરવાનો દૃઢ નિશ્ચય કરી છૂટા પડ્યા.

આમને આમ બે મહીના થઇ ગયા અને કંઇ પણ નિર્ણય થયો નહિ. નિહુઓની ધીરજ રહી નહિ. તેઓ સુકેનલાને મળ્યા અને દમ બીડાવ્યો કે જો અબકરી એક મહીનાની મુદતમાં નક્કી જવાબ ન આપે તો પહેલી તકે એનું માથું એના ધડથી જુદું કરવામાં આવશે.

અબકરીને સુકેનલા તરફથી આ ખબર મળી. નિહુઓનો આ પ્રકારનો નિશ્ચય જોઇ એ ગભરાયો અને ઘરમાં એવો પરોણો તે ક્યાંથી આવ્યો કે જેને આખું ઘર સોંપી દેવાનો વખત આવ્યો, એ વિચારથી પસ્તાવા લાગ્યો. જ્યારે કોઇ રસ્તો પણ અબકરીને ન જડ્યો ત્યારેજ એણે સુકેનલા મારફતે નિહુઓને કહાવ્યું કે અબકરી ચાલુ મહિનાના છેલ્લા દીવસે પોતાનો નિર્ણય જાહેર કરશે.

અબકરી નાનપણથીજ લૂંટવાનો ધંધો કરતો હોવાથી એની બુદ્ધિ ઘણી તીવ્ર થઇ હતી. કોઇ પણ યુક્તિથી જ્યારે એ નિહુઓને સમજાવી શક્યો નહિ ત્યારે એણે સત્યજીતને પોતાના જ પક્ષનો કરી લેવા વિચાર કર્યો અને એ વિચાર સિદ્ધ કરવા એણે પોતાની પુત્રી તરફ નજર ફેરવી.

અબકરીને એક આયના નામની પુત્રી હતી. એનું વય લગભગ સોળેક વરસનું હતું અને નિહુઓના રીવાજ મુજબ વાંચતા લખતાં શીખેલી ન હોવાથી હાલ જે ભણવાનો અર્થ થાય છે તે પ્રમાણે તો એ અભણ હતી. વાંચતાં નહોતું આવડતું તે છતાં વડીલો કનેથી અનેક બોધજનક વાર્તાઓ સાંભળી આયના ડાહી થઇ હતી. કંઇ કામ ન હોય તેવા પ્રસંગોમાં આયનાની મા અબકરીના જીવનના બનાવો પોતાની પુત્રીને કહી સંભળાવતી અને આયના તેમાંથી પોતાને માટે સાર ગ્રહણ કરી લેતી. દુનિયામાં પુરૂષો કેવા પ્રકારના હોય છે ? તેઓ તરફ સ્ત્રીઓએ કેવી રીતે વર્તવું જોઇએ ? તેઓના સુખ દુઃખમાં સ્ત્રીઓએ પોતાના સ્વાભાવિક ગુણોનો કેવો ઉપયોગ કરવો જોઇએ ? એ વિગેરે આયનાની મા પોતાની વ્હાલી પુત્રીના સર્વોત્તમ હિત માટે એને રસ પડે એવી શૈલીથી એને કહી સંભળાવતી. આ રીતે શ્રવણ-શાસ્ત્રથી આયના ઘણું શીખી હતી. એ શબ્દ લખતાં નહોતું આવડતું તે છતાં સ્ત્રીના યથાર્થ ધર્મો આયના આથી જાણતી થઇ હતી.

મા બૂ પાના પાઠ શીખ્યાથી કે ગધેડા ઘોડાઓનું વર્ણન વાંચવાથી, માનપાનનાં નામો જાણ્યાથી કે તહેવારોના દહાડાઓ યાદ રાખવાથી, દશમાં પંદર ઉમેરવાથી કેટલા થાય તે જ્ઞાન મેળવવાથી કે ગુણાકાર ભાગાકારની રીતો ભણવાથી, વારોનાં નામો જાણ્યાથી કે મહીનાનાં નામો મોંઢે કર્યાથી, ઓરંગઝેબનાં પરાક્રમો વાંચવાથી કે શીખોની યુદ્ધકળા જાણ્યાથી, પ્રયાગ કઇ દિશામાં આવ્યું છે તે ભણવાથી કે પેરીસ શાને માટે પ્રખ્યાત છે તે વાંચવાથી; શનિની ગતિ

કેવી રીતની છે તેનો વિચાર કરવાથી કે કાળા અને સફેદ સૂર્યો શી રીતે ઉત્પન્ન થાય છે તેનુંજ જ્ઞાન મેળવ્યાથી સ્ત્રીઓને પોતાનું કર્તવ્ય શું છે તેનું ભાન થતું નથી અને તેથીજ ઉપલા માર્ગોએ આયના વિચરી આવી નહોતી તે છતાં કુમારિકા સ્ત્રીઓને પ્રાપ્ત કરવા યોગ્ય સર્વ ગુણોના આદર્શ રૂપ થઇ રહી હતી.

આ રીતે કોયલાની ખાણમાં ધીરે ધીરે કુદરતના નિયમે હીરકણી ઉછેરાતી હતી. અજ્ઞાનના પડમાં વીંટલાયલી હોવાથી એ કોઇની દ્રષ્ટિમાં આવી નહોતી.

પોતાનો હેતુ પાર પાડવા આ કણીને સત્યજીત રૂપ કુંદનમાં જડવા અભકરીએ નિશ્ચય કર્યો. પોતાના પુત્ર કુંજલની સંમતિ લઇ તરત આયનાને સાથે લઇને કાચ-ભુવન જવા અભકરી તૈયાર થયો.

વિતર્કોમાં ડુબતા અને તર્કોમાં ઉપર આવતા અભકરી અને આયના કાચ-ભુવન આગળ આવી પહોંચ્યા. ધીરે રહીને નીચેનું બારણું ખસેડીને અને આયનાને બોલાવવામાં આવે ત્યારે અંદર આવવાનું કહીને અભકરી ભોંયરામાં ઉતર્યો.

" કેમ સત્યજીતજી ! તબીયત તો સારી છે ને ? " સુતેલા સત્યજીતને અભકરીએ કહ્યું.

" હાજી, આપનું કેમ આવવું થયું ? "

" તે હમણાં જણાશે " એમ કહી અભકરીએ સામેનું આરસાવાળું બારણું કુંચી વડે ઉઘાડી નાંખ્યું. આ બારણામાંથી અંદરનું અલૌકિક તેજ આખા ભોંયરામાં પથરાઇ ગયું. અંદરનો ઓરડો એકલા બીલોરી કાચનો બનાવેલો હતો. ચારે તરફ લીલા કાચની વેલ મઢી દીધી હતી. છત પણ કાચનીજ હતી અને એના પર ગુલાબી રંગનાં કાચનાં ફુલો જડી દીધાં હતાં. જમીન પર મખમલની ગાદીઓ બેસાડી દીધી હતી. ચારે ખુણામાં કાચની બનાવેલી પુતળીઓ ઉભી કરી હતી અને તેઓના હાથમાં લીલા મણીના હારો રાખવામાં આવ્યા હતા.

અભકરી અંદર ગયો અને એક દોરી ખેંચી અને તેથી સામેની ત્રણ બારીઓ ઉપર ખેંચાઇ ગઇ. બારીમાંથી જોતાં બહાર કાચનાં પગથીઆ વાળું એક ગોળ તળાવ બાંધેલું માલમ પડતું હતું. ચારે બાજુએ રંગબેરંગી કાચના કુંડ ગોઠવવામાં, આવ્યા હતા અને તેમાં અનેક જાતના ફુલના છોડવાઓ રોપેલા જણાતા હતા.

અભકરી સત્યજીતને અંદર લઇ આવ્યો અને ઉપર વર્ણવેલો ઓરડો કેવી રીતે બાંધવામાં આવ્યો હતો, એના કબજા વિષે કેવી તકરાર થઇ તે સઘળું એને કહી સંભળાવ્યું. ત્યાર પછી તેઓ તે ઓરડામાં નીચે ગાદીવાળી જગ્યા પર બેઠા અને નીચે પ્રમાણે વાત કરવા લાગ્યાઃ—

અભકરી—સત્યજીત ભાઈ! આપ કોણ છો તે અમે બરાબર જાણતા નહોતા અને તેથીજ અમે તમારી સાથે અયોગ્ય રીતે વર્ત્યા છીએ. હવે ગઈ ગુજરી વાત ભૂલી જશો. જ્યારે અમે પુખ્ત વિચાર કર્યો ત્યારે તમને અહીં પુરી રાખવામાં અમે અમારી હલકાઈ બતાવી છે. આ કલંક કહાડી નાંખવાને ખાતર અમે તમને આ આખી જગ્યા બક્ષી આપવા નિશ્ચય કર્યો છે. આ જગ્યાનો અમારામાંથી કોઇએ અત્યાર સુધી જોવા સિવાય કંઇ

ઉપયોગ કર્યો નથી તે છતાં સર્વ હિંદુઓ આપને અહીં રહેતાં જોતા ખુશ છે. હું ધારૂં છું કે અહીં સર્વે વાતની આપને સગવડ પડશે.

સત્યજીત—હાજી અને તેને માટે આપનો હું ઉપકાર માનું છું.

અબકરી—આજથી જ્યાં તમારે જવું હશે ત્યાં તમારી સ્વેચ્છાનુસાર જવા દેવામાં આવશે. બીજું મ્હારી પુત્રી આયના કરીને છે તેજ તમને હવેથી ખાવાનું પહોંચાડશે અને દીવસના આપની મરજી હશે તો સાથે રહેશે. આપ જ્યારે ફરવા નીકળશો ત્યારે એ અહીંના પ્રતિષ્ઠિત પુરૂષો સાથે આપની ઓળખાણ કરાવશે અને જે જોવા લાયક જગ્યાઓ હશે તે તમને બતાવશે. જે તમારે મ્હારી પુત્રી સંબંધી યાદ રાખવાનું છે તે એ છે કે એનું અપમાન થાય એવું તમારે કદી કંઈ કરવું નહિ; એ નીતિનું પ્રતિબિંબ છે અને તેથી એનો રહેજ પણ ભંગ એ ખમી શકશે નહિ. જોજો, ફરીથી કહું છું. એ મ્હારૂં બ્હાલામાં બ્હાલું નંગ છે અને એને હું તમારી સોંપણમાં મૂકું છું. એનું પાણી જરા પણ ન ઉતરે તેની સંભાળ રાખવા ખાસ આગ્રહ કરૂં છું. આયના મ્હારા ઘરનું રતન છે અને મ્હારી ખીણનું અમૂલ્ય ભૂષણ છે માટે વિશેષ ન કહેતાં વિના સંકોચે આપની સેવામાં એને બોલાવું છું.

એમ કહીને અબકરીએ આયનાને ઉપરથી બોલાવી અને આયના ઉત્સુકતાથી અંદર આવી અને સત્યજીતને રહેજ નમનનો ભાવ દર્શાવી નીચે બેઠી.

અબકરી—આયના! સત્યજીત નામના જે પુરૂષ આપણી ખીણમાં કેટલેક વખત થયાં આવ્યા છે તે જ આ છે. તેઓ હાલ અહીંજ રહેવાના છે. તું આ ખીણથી જાણીતી છે તેથી ત્હારે એના સાથી તરીકે બહાર ફરવા જવું. એ ત્હારા મનને કદી દુઃખવશે નહિ. એમના સંગથી તને કોઈ પણ જાતનું દુઃખ થશે એમ ત્હારે ધારવું નહિ. એમના જેવા પુરૂષ આપણી ખીણમાં મળવા મુશ્કેલ છે.

આયના—ઠીક, જેવી આપની મરજી.

અબકરી—(સત્યજીત તરફ જોતાં) રાત્રીના વખતે એની સાથે એક સ્ત્રી-રક્ષક આવશે અને આપને જમાડી આયના એની સાથે અમારે ઘેર આવશે. અમારી ખીણમાં ભય જેવું કશું જ નથી માટે એની સંભાળ વિષે તમારે કાળજી કરવી નહિ. હવે અમે જઈએ છીએ. ભાઇ ! જે કહ્યું તે ભૂલશો નહિ.

સત્યજીત-આપની બહુ કૃપા થઇ. આપનાં કહેલાં વચનો હું ભૂલીશ નહિ.

અબકરી આયના સાથે ઘેર ગયો અને આયના સંધ્યા પૂજા કરવા પોતાના ઓરડામાં ગઇ. (અપૂર્ણ.)

---

# ઉત્તમ અંગ્રેજી માસિકોના ઉત્તમ લેખોનો સાર.

**પોતાની શક્તિની બરબાદી કરતા હિંદુઓ**—એ વિષય ઉપર પ્રો. લાલા હરદયાલ એમ. એ. નો મૉડર્ન રીવ્યુ ( જુલાઇ-કલકત્તા ) માંના લેખમાં દર્શાવેલા વિચારો તેનાં સત્ય માટે નહીં પરંતુ તે અપ્રિય અને વિચિત્ર વિચારો દર્શાવવાની તેની નિડરતા માટેજ બાંચનારોને જ્ઞેય થઇ પડે છે. તેઓ કહે છે કે, દુનિયાની ખરી દોલત તેનું સોનું રૂપું નહીં પરંતુ તે મધ્યે વસતા સ્ત્રીપુરૂષોની બુદ્ધિ અને સાહિત્ય છે! કુદરતી સાધનોથી ભરપૂર પરદેશમાં વસવા છતાં જંગલીઓ ભૂખે મરવાનું ' અને સ્કોટલેંડ અને કેનેડાની વિદુષી પ્રજા, તે દેશોની ખુલ્લી ખડકો તથા અફલટ્રુપ ભોંય છતાં આનંદમાં ચમન કરે છે તેનું કારણ પહેલાની નિર્બુદ્ધિ અને બીજાની સદ્બુદ્ધિજ છે. બુદ્ધિ—ચારિત્ર્યની સંપત્તિમાં હીંદ કાંઈ નાદાર નથી; પરંતુ તે તેનો અનુપયોગ કે દુરૂપયોગ કરે છે. જે બુદ્ધિ છે તે હીંદીઓ યાતો (૧) તેનું વેચાણ કરવામાં ( ૨ ) ફીલસુફી છાંટવામાં અથવા ( ૩ ) ગમ્મત ઉડાવવામાં વેરી નાંખે છે. કેવલ સ્વાર્થ સિદ્ધિ સારૂ બુદ્ધિ વાપરનારાઓ તો બુદ્ધિશાળી વેશ્યાઓ રૂપ છે! પ્રાચીનકાળના પંડિતો તેવા નહોતા; પણ હાલના વિદ્વાનો મોટે ભાગે તેવા છે. માત્ર પૈસા કમાવામાંજ તે વાપરે છે. જે બાકી રહી બુધ્ધિ રહે છે તે શુષ્ક નિષ્ફલ તત્ત્વવાદમાં પુરી કરે છે! હીંદુસ્તાનમાં મૂર્ખતા સાથે ડહાપણને ઘાડો સંબંધ છે! તત્ત્વવાદપ્રેમ બુધ્ધિના શત્રુ રૂપે કામ કરે છે! ખરા વિચારનાં સંગીન બાંધ કામને બદલે ' મેટાફીઝીક્સ 'થી માત્ર શબ્દોના મીનારાઓ ઉભા થયા છે. બ્રહ્મ વિદ્યાના આનંદ વિષેનાં તમારાં શાસ્ત્રોનાં અસહ્ય શબ્દાડમ્બર પર તમે મરી ફીટો છો, અને મેક્સમ્યુલર તથા શોપનહોરે તેની કરેલી સ્તુતિઓ તમે ટાંકો છો! ત્યારે, તમારી પીઠ પાછળ, દુન્યા, વિજ્ઞાન ( સાયન્સ ) ની નવી શોધોમાં, આર્થિક સુધારાઓમાં અને રાજદ્વારી ઉન્નતિમાં આગળ વધી જાય છે! સમાધિના અવર્ણનીય આનંદ વિષે તમે તમારા લોકોને ભાષણ આપો છો ત્યારે ભૂખમરાની અને મરકીની બીજી સમાધિ તમારા ઉપર લાગુ થાય છે! બ્રહ્મવિદ્યાનાં તથા વ્યાકરણનાં શુષ્ક જ્ઞાનથી કદી " હી ઉધરવાનો " નથી, એનો અભ્યાસ એ બુધ્ધિ અને સમયની બરબાદી છે એમ જણાવીને, પ્રોફેસર કહે છે કે, બ્રહ્મવિદ્યા શબ્દ પ્રેમીઓને અર્પણ કરો અને તમે અર્થશાસ્ત્ર, સાયન્સ તથા રાજ્કીય વ્યવસ્થા પર લક્ષ આપો! હીંદીઓ જે ત્રીજી રીતે પોતાની શક્તિ બરબાદ કરે છે તે નવલ કથા અને કવિતામાં પોતાની તર્ક શક્તિ વહેવરાવી દે છે તે દ્વારા છે. એ સાહિત્ય ઉમદા છે, પરંતુ ઘણા વર્ષ તે ચાલે એટલું પુરતું છે! હાલ વધારે જરૂરી ચીજોની આપણને અપેક્ષા છે. જ્ઞાન પછીજ એવા આનંદના આપણે હકદાર થઇએ. પોતાની રાષ્ટ્રિય દોલતનું બીજું સાધન જે ચારિત્ર્ય તેની પણ બરબાદી હીંદીઓ કરે છે. એકાંતમાં વિચારમસ્ત થવું એ અનેક શ્રેષ્ઠ હીંદ પુત્રોનો માનીતો માર્ગ છે. તેઓ સ્વાર્થ અને લોભથી નોખા પડે છે, પરંતુ કલ્પનાની ઉજ્જડ ખીણમાં પડે છે! જો કે સહસ્રો હીંદીઓ સ્વાર્થ અને દુન્યાદારીના મોહથી વિરકત છે, પરંતુ જગતને લાભ થાય એવું કશું તેઓ કરતા નથી. પોતાના બંધુઓ સાથે દિવસનો તાપ સહેવાને બદલે, તેઓ ચિત્ર વિચિત્ર યોગાસનો માંડીને આત્મ પ્રકાશ મેળવવા પ્રયત્ન કરે છે. તેઓએ નિસ્સંદેહ નૈતિક ઉન્નતિ પ્રાપ્ત કરી છે; પરંતુ અફસોસ, તે નકારના પક્ષમાંજ છે. તેથી તેમના બંધુઓને શો લાભ? તેમની દુકાનનો માલ જુવો તો માત્ર વેદાંતસૂત્રો, ઉપનિષદો અને મધુર ધ્વનિકારક ઓરૅમ્!! ઓરૅમ્ તો ઇતિહાસ અને વિજ્ઞાનની સઘળી ફરજ ( તેમને મન ) બજાવે છે. એ શબ્દ હીંદની અતિધાર્મિકતાના વાતાવરણમાં બુદ્ધિની શાંતિ-નાશનું ચિન્હ થઇ પડ્યું છે! સંતને કાંઇ વિચાર ન સૂઝતો હોય તો તે ઓરૅમ્ નો આશ્રય લેશે! તેમનો આશયજ આત્મજ્ઞાન છે, સંસારની ઉન્નતિ નથી. જગત્ જહાનમમાં જાય તેની તે મહાનુભાવોને લેશ ચિંતાનો લેપ નથી! અને સમાધિનું તો કહેવુંજ શું? એ મૂર્છા આવવાની શક્તિને ડહાપણની નીશાની માનવામાં આવે છે! જો લાગણી મજબુત હોય અને બુદ્ધિ મંદ હોય તો મૂર્છા તો સહજ છે. તેથીજ જરા કાંઇ

થતાં સ્ત્રીઓને મૂર્છા આવે છે ! પણ હીંદમાં તો સમાધિ યોગનું આડમું પગથીયું છે જે પર પરહંસોજ ચઢી શકે છે ! કૃત્રિમ ઉપચારોથી મગજની અસાધારણ સ્થિતિ–દશા કરી નાંખવી તેને જ્ઞાનની પરાકાષ્ઠા માનવી એ મૂર્ખતા તો હીંદુ રીસ્તુકો માટેજ ' રીઝર્વ ' રાખી હતી ! આશ્ચર્ય નથી કે પુસ્તકો અને પ્રયોગ શાળાઓનો તિરસ્કાર કરવામાં આવે છે; કારણ કે આંતરે આંતરે બેભાન થવામાં કાંઈ તે ચીજોની જરૂર પડતી નથી. આર્ય પ્રજાની નૈતિક સમૃદ્ધિની ખરાબીનું એક બીજું સાધન રામકૃષ્ણાદિકની ભક્તિ છે. ગાયનવાદન આદિથી એમની ભક્તિનો પુષ્કળ પાનો ભક્તો પોતાને ચઢાવે છે. તેથી ચારિત્ર્ય અવશ્ય ઉન્નત થાય છે. ભકતના હૃદયમાં કાંઇક એવા તાર જરૂર હોવા જોઇએ કે જેનો સ્પર્શ થતાં આવું સુંદર ધાર્મિક ગાયન ઉત્પન્ન થાય છે. પરંતુ આથી ખરૂં નૈતિકબલ તો નાશજ પામે છે. એક ચૈતન્ય, હજાર અંધ્રક, નબળા મનના ભક્તોને જન્મ આપે છે, કે જેઓ વ્યવહાર માટે સર્વથા નિરર્થક છે. તેમની સાદી બુદ્ધિ ધોવાઇ જાય છે, અને તેમની પૂજા કાંઇ તેમને સારા શહેરી ઘડતી નથી ! બસ તેઓ તો પોતાના ઇષ્ટ દેવ પ્રભુમાંજ લય થઈ જાય છે અને તેનેજ સર્વસ્વ જોય છે ! દરેક દુ:ખી બાલક કૃષ્ણ છે અને દુ:ખી બંધુ રામ છે, એ મહાન્ સત્ય અનુભાવવાને બદલે તે ભકતપૂજાની કાલ્પનિક મૂર્તિ પ્રતિ દોરાઇ જાય છે. તેમનો પ્રેમ પાડોમાં વહી જાય છે. દુ:ખી મનુષ્યોની ભક્તિ તેમના પર પરમાર્થ દ્વારા કરવા યોગ્ય તેઓ રહેતા નથી. અફાવાદીઓનાં યોગનાં ગાંડપણ જેવોજ આ ભક્તિ માર્ગ છે !

વહેમ પણ હીંદની નૈતિક શક્તિનો બહુ નાશ કરે છે. બદરિકાશ્રમ અને અમરનાથની કષ્ટદાયક અને ભયાનક પગ યાત્રા કરનારા યાત્રાળુ ભય અને મરણનો કેવો તિરસ્કાર કરે છે. તે ધન્ય છે ! બદરિકાશ્રમનાં દર્શન તથા ગંગાસ્નાન માટે જીવ જોખમમાં નાખનાર અન્ય ઉમદા કામ માટે જીવ જોખમમાં કેમ ન નાખી શકે ? હીંદમાં ભક્તિ, ધર્મ અને યોગ પ્રજાનું નૈતિક બળ લાભરહિત માર્ગોમાં ખપાવી નાંખે છે, તેથી એ બલ સાયન્સ અને સામાજીક ઉન્નતિ માટે રહેતું નથી. આગળ ચાલતાં નાની નાની સાંસારિક બદીઓ દૂર કરવા, તથા દુષ્કાલનું દુ:ખ દૂર કરવા જે શક્તિ સુધારકો તથા દેશહિતૈષીઓ ખર્ચે છે તે પણ પ્રો. હરદયાલ નાપસંદ કરે છે. તેઓ કહે છે કે મૂલનો રોગ દૂર કરવા વગર મામલો બહુ સુધરશે નહીં. નવી થીયરીઓ અને નવા બંધારણના અસલ વિચારો ઉત્પન્ન કરનારાઓની જરૂર છે ! સાંપ્રત યુરોપે દરિદ્રતા, દુષ્ટતા, દુ:ખ, રોગ આદિ મારી હઠાવ્યા છે તે પ્રાર્થનાઓથી નહીં પરંતુ, સાયન્સ, સાહસ, સોશીયોલોજી, પાર્લામેંટો અને સમાજનાં બંધારણ તથા હકો વિષેનાં થીયરીઆદિનાં નવીન વિચાર દર્શક પુસ્તક હતાં. તે પુસ્તકોના રચનારાના તથા શોધોના કરનારાના ચારિત્ર્ય હીંદના તથા યુરોપના સેંટ ફ્રેન્સીસ આદિ મહાત્માઓનાં ચારિત્ર્યથી ઉતરતાં હતાં, પણ જગતને તો તેમનાથી લાભ થયો છે. હીંદના સુપુત્રોએ પણ તેજ દિશામાં પ્રયાણ કરવું જોઈએ છે. ધર્મ, સમાધિ, યોગ, ओ३म् આદિની લાલા હરદયાલે કરેલી ટિકા યોગ્ય નથી. જે હાનિ થઇ છે તે, અત્યુક્તિ તથા અતિશયતાથી થઈ છે, તેનાં અસ્તિત્વ માત્રથી નહીં. તે પ્રો. ભૂલી ગયલા લાગે છે. બુદ્ધિથી યોગ ભક્તિ આદિ જૂદાં પાડવાથી અને સઘળો સમય તે પાછળ ગુમાવવાથીજ શોકજનક પરિણામ આવ્યું છે. મધ્યમસર રહેવાથીજ આ દેશની ઉન્નતિ છે, અને યુરોપની ઉન્નતિના સૂર્યમાં પણ જે એનાર્કીઝમ, નિહીલીઝમ આદિ અનેક કાળાં ધાબાંઓ દેખાય છે તેનું કારણ તેઓએ ભક્તિ અને ધર્મનો કરેલો અતિ તિરસ્કાર છે.

**પહેલા હિંદી વિમાનકાર**—મી. એસ. વી. રોદીનું સચિત્ર ચરિત્ર **મૉડર્ન રીવ્યુના** ગતાંકમાં **મી. સુંદર રાજા ( લંડન )** આપે છે. મૈસુરની સરકાર તરફથી એ યુવાનને ઇંગ્લંડ એ વિદ્યા શીખવા મોકલવામાં આવ્યો છે. તેઓ તેનાં જાહેર બાંધકામ ખાતામાં મદદનીશ ઇજનેર હતા. પોતે બી. એ, એમ. એમ. આઈ. ઇ. ઇ. ની પદવીઓ ધારણ કરે છે. તેમણે બહુજ વિદ્યાનું ત્રણ વર્ષ સુધી વ્યાવહારિક જ્ઞાન લંડનની પાસેની ગુડરેંડ્સની " એવરો" શાલા માં શિક્ષણ લઇને ઉત્તમ સર્ટીફીકેટ સહિત મેળવ્યું છે, અને પોતેજ " બાઈપ્લેન " જાતનું વિમાન બનાવ્યું હતું, અને તેની સુંદરતા જોઇને, તે એક પ્રખ્યાત એરોપ્લેન

વિમાનીએ ખરીદી લીધું છે. તેઓ બીજું બનાવે છે. તેમણે એંજીનીયરીંગનો અભ્યાસ રૂરકી કોલેજમાં કીધે હતો. તેમને બાલ્યાવસ્થાથીજ વિમાન પ્રતિ પ્રેમ હતો, અને ધારી શકાય તેમ તેઓ ઘણા નિડર સ્વભાવના છે. એ વિદ્યાનેજ તેમણે જીવન અર્પણ કર્યું છે. ધન્ય છે આવા સાહસિક વિદ્યાપ્રિય, હિંદી યુવાનોને

**પૃથ્વીનો સૌથી પ્રાચીન રાજવંશઃ**—તે ઉદયપુર ( રાજપુતાના )નો સુર્યવંશી મહારાજા મેવાડના સુર્ય, હીંદુપતિ, મહારાણા શ્રી ફતેહસિંહજી બહાદુર જી. સી. આઇ. નો છે એવો પક્ષ, **રજપુત હેરલ્ડ** ( લંડન-જુન ) માસિકમાં કુમારશ્રી ચંદ્રદેવજી સીસોદીયા, એ વંશ સંબંધી શરૂ કરેલા એ લેખમાં લે છે. લેખક કહે છે કે, તેઓનો વંશ મનુ અને ઇક્ષ્વાકુથી પ્રારંભિત થઇ આજે તેને અનુમાન ૩૮,૪૩,૦૧૩ વર્ષ થયાં છે ! આર્યજાતિનો પ્રાદુર્ભાવજ તેમાંથી થયો છે. પૂર્વે સૂર્યવંશી રાજાઓની પાટ નગરી અયોધ્યા હતી અને હવે તે ઉદયપુર છે. આ લેખમાં આગળ જતાં જાણવા જેવી બીના પ્રગટ થશે એવી આશા છે.

**મી. સ્ટેડનું સ્વજીવન ચરિત્ર**—પ્રગટ કરવાનું વચન તેણે સ્થાપેલાં રીવ્યુ ઓફ રીવ્યુઝના મેના અંકમાં આપ્યું હતું. જુનના અંકમાં તે છે, પરંતુ તે જાહેર પ્રસંગ માટે લખાયલો ટુંક સાર માત્ર છે. સ્વીડનના પ્રખ્યાત રસાયણી અને ઇજનેર આલ્ફ્રેડ બી. નોબેલ જેણે ડાઇનામાઇટ, ધૂમાડા વગરનો દારૂગોળો વગેરેની શોધોના પેટંટોથી તથા બાકુના કેરાસીન તેલના કુવાઓનાં ખેતરો ચલાવીને કરોડોની દોલત મેળવી હતી તેણે તે દોલતના મોટા ભાગનું હજારો પાઉંડના વાર્ષિક પાંચ ઇનામો આપવા માટે ટ્રસ્ટ કીધું હતું. એક ઇનામ જગતમાં ભ્રાતૃભાવની વૃદ્ધિ કરનાર તથા લડાઇ અને લશ્કરનો અભાવ કરવા માટે સૌથી વધુ પ્રયત્ન કરનાર સૌથી યોગ્ય સભા તેમજ મનુષ્યને દર વરસે આપવામાં આવે છે. ટ્રસ્ટીઓએ ૧૯૦૧ માં મી. સ્ટેડને તે ઇનામ માટે યોગ્ય ઉમેદવાર ગણીને વિશ્વબંધુભાવ તથા જગદ્‌શાંતિ માટે તેણે જીવનમાં શું કામ કીધાં હતાં તેનું વર્ણન પોતાના વિચારાર્થે લખી મોકલવા વિનંતિ કીધી હતી. આ લેખ એ અંકમાં સવિસ્તર પ્રગટ થયો છે. જો કે દેખીતી રીતે તેમાં પ્રશંસા છે, પરંતુ તેને આવશ્યક આત્મનિવેદનથી વિશેષ સુજ્ઞ મનુષ્ય સમજશે નહીં. તે કામમાં પોતાને મળેલી નિષ્ફળતા પણ સંપૂર્ણ રીતે મી. સ્ટેડ સ્વીકારી છે. તે ઇનામ તે વરસે કે ત્યાર પછી મી. સ્ટેડને મળ્યું નથી. મરણ બાદ જગત્ સ્વીકારે છે કે નોબેલ પ્રાઇઝ કમીટીએ તેને અન્યાય કીધો છે, અને ર્‌યુટરે હાલજ ખબર આપી હતી કે, એ ઇનામ મરણ બાદ પણ તેને ( તેના વારસોને ) આપવું એવી સૂચના એક લેખકે એક અંગ્રેજી માસિકમાં કરી છે પરંતુ ચીનમાં જેમ મરણ બાદ ઇલ્કાબ અપાય છે તેમ મરણ બાદ ઇનામ આપી શકાય એ બહુ શકમંદ છે

**પાર્સીઓમાં સદરાકસ્તીની ફીલસુફી**—ની સમજ, તેમના વિદ્વાન શમ્સ-ઉલ-ઉલમા એરવદ જીવણજી જે. મોદી, **સપ્ટેમ્બરના** (!) થીઓસોફીસ્ટ ( અધાર ) માં આપે છે. કસ્તીને પાર્સીઓ નવજોત કહે છે. તે શબ્દ સંસ્કૃત **નવ** ( નવું ) અને અવસ્તા ભાષાના ઝુ તથા સંસ્કૃતના હુ ( પ્રાર્થના કરવી ) એ ધાતુથી વ્યુત્પન્ન છે. ત્યારે નવજોતનો અર્થ એ કે તે સંસ્કાર કરનાર, તે પછી પ્રાર્થના કરવા તથા ધર્મનું યથાપાલન કરવા ઉત્તરદાતા છે. તે માટેનું વય વંદીદાદ ( ૧૫-૪૫ ) પ્રમાણે સામાન્ય રીતે ૭ વર્ષ તથા અપવાદ તરીકે ૧૫ ની અવધિ છે. ધર્મની કેટલીક પ્રાર્થનાઓ બાજકે કરવા બાદ સદરો પહેરાવવામાં આવે છે. તે પછી કસ્તી. આ પછી બાજકે મનસની ગવસનીનો ઉચ્ચાર કરવાનો છે, જે આપણા **મનસા-વાચા**ને મળતું આવે છે. તેનું તાત્પર્ય એ છે કે મન, વાણી અને કર્મ એક બીજાને અનુકુલ રાખવાં તેથીજ મુક્તિ છે. પોતેજ પોતાના મોક્ષનું સાધન છે. સદરો સફેદ હોવાનો મર્મ એ છે કે, ધવલતા એ પવિત્રતા અને નિર્દોષતાનું સુચક છે. સદરો એકજ કટકાનો બનેલો હોય છે, ૧ પીઠ પર ને ૧ છાતી પર બાજુએ શીવણ હોય છે. આનું રહસ્ય છે. એ ભાગ છે તે ભુત ભવિષ્યનાં સુચક છે. છાતી પરનો ભાગ હમેશાં યાદ આપે છે કે ભુત કાલની સંસ્થાઓને, પિતૃઓ આદિને માન આપી, તેને અનુકુલ રહીને વર્તમાનમાં વર્તો ! પીઠપરનો સદરાનો ભાગ એવું સ્મરણ કરાવવાનો હેતુ હોવાનું મી. મોદી તરફથી કહેવામાં

આવે છે કે, તે આપણી ભાવિ પ્રજા તરફની આપણી ફરજની આપણને યાદ આપે છે. સદરામાં ગળાની જરા નીચે એક નાની ગાંઠા જેવી કોથળી શીવી હોય છે. તે ગીરહ–બાન અથવા ધર્મની પરિભાષામાં, કીસ્સે–એ–કર્ફેહ ( શબ્દાર્થ–નીતિની કોથળી ) કહેવાય છે. માણસની નીતિમાન રહેવાની ફરજનો તે નિરંતર મુખ્ય રીતે ઉપદેશ કરે છે. 'સુદ્રાહ' એ શુદ્ધ શબ્દ છે અને તેનો શબ્દાર્થ 'નીતિનો માર્ગ' એજ થાય છે. કુસ્તી શબ્દનો અર્થ હદ થાય છે. એટલે કે યોગ્યજ હદમાં રહીને વર્તવાનું તે શિક્ષણ આપે છે. કુસ્તી હમેશાં મેંઢાના ઉનની બનાવાય છે તેનું પ્રયોજન મેંઢું હમેશાં નિર્દોષતાનું ચિન્હ હોવાનું છે. કુસ્તીના દોરા ૭૨ હોવાનું કારણ એ ધર્મનાં એક મુખ્ય પ્રાર્થના પુસ્તકનાં ૭૨ પ્રકરણ હોવાનું છે. ૭૨ દોરામાંના ૧૨ દોરા સાથે વણી છ મોટી દોરીઓ હોવાનું કારણ જરથોસ્તીની છ ધાર્મિક ફરજો હોવાનું બતાવવાનું છે. આ અને ઉપરોક્ત બીજી અનેક બાબતો દ્વિજની જનોઇ અને પારસીની કસ્તીનું પ્રયોજન એકવત્ હોવાનું સૂચવે છે; પરંતુ સદરા જેવું કાંઈ આપણામાં નથી.

**માખીની અપ્રમેય વંશવૃધ્ધિ અને નાશ**—કરવાની આવશ્યકતા પર **"પીયર્સન્સ મેગેઝીન"** ના જુલાઈના અંકમાં તંત્રી એક સજ્જડ લેખ લખે છે ! તેનું આયુષ્ય તો પાંચજ અઠવાડીયાં છે પણ જણતરથી તોબા છે ! જન્મથી આઠમે દહાડેથી તે, માતાનું એ પ્રકરણમાં અનુકરણ કરે છે. કોઇ માખી વાંઝણી તો છેજ નહીં ! અરે, પહેલીજ સુવાવડે, અધરણીવાળીજ સુવાવડે સામટાં ૧૦૦, કે ૧૫૦જ ઈંડાં મુકે છે ! માખીનો કર્મકાંડ આપણા મનુષ્યોના જેવોજ છે, તેની પણ પુરૂષાર્થત્રયી છે. માખી બસ ખાય છે , ફરે છે અને વિયાય છે. આ પ્રમાણે ૫–૬ વાર તે ઈંડાં મુકે છે. ઉન્હાળો આવતાં તો તે મહામહામાતામહી બની ચુકી હોય છે. માનવ જાતિમાં તો મનુ જ આદિ પિતા છે, પરંતુ માખી જાતમાં તો લગભગ દરેક માખી મનુરૂપ છે, કારણ કે ૫–૬ પેઢીઓ મળીને દરેકના વંશજોની સંખ્યા, જો નાશ ન થાય તો–વીશથી ત્રીસ લાખ જેટલી હોય છે ! હવે એનાં શરીર પરના ભારનું ભારત સાંભળો ! સુક્ષ્મદર્શક વડે એકજ માખીનાં ડીલ પર ૬૬ **લાખ** સુક્ષ્મ જંતુઓ ચોટેલા માલમ પડ્યા છે ! ૪૧૪ માખીઓનાં શરીરપર જંતુઓ કેટલાં છે તેની સરેરાસ દર માખી દીઠ ૧૦,૨૨,૫૭૦ જંતુઓની આવી છે. આ ઝુંડ માખીઓ પોતાનાં પગ તથા વાળ પર રાખે છે. એ જંતુઓથી રોગની ઉત્પત્તિ થવાની માન્યતા હોવાથી અને જે પર માખીબાઇ બેસે તે પર ઉડી જતી વખત થોડા લાખ જંતુઓ સોગાદ, સ્મારક તરીકે વેરતી જતી હોવાથી, માખીનો સદંતર નાશ કરવાની લેખક તથા અન્ય ડોકટરો તેમજ બીજા "પંડિતખોરો" હીમાયત કરે છે. તેમના મત પ્રમાણે સિંહ–વાઘથી નથી બ્હીવાનું એટલું બહારથી સુંદર પણ પરિણામે રાક્ષસરૂપ માખીથી બ્હીવાનું છે !

**શરીરની ગટરોમાંથી નીકળતી ખરાબ હવાને સુધારવાનો નવો ઉપાય**—તે 'ઓઝોન' નામક સુક્ષ્મ ઓક્સીજન પ્રાણવાયુ છે. આપણા શરીરના અનેક ભાગોમાંથી નિરંતર દુર્ગંધ નીકળે છે. અને ખરાબ હવા પેદા થાય છે, તે કાઢી નાંખવા માત્ર ઉઘાડી બારી બસ નથી. તે સારૂ ઘરમાં 'ઓઝોન' વાયુ પેદા કરવા જોઇએ. તે એક નાના સાદા યંત્રથી ઉત્પન્ન થઇ શકે છે. વીજળીક દીવા કરવા માટેના યંત્રના તારને આ યંત્ર સાથે લગાડતાં 'ઓઝોન' ઉત્પન્ન થાય છે. તેથી આસપાસની હવા તે વીજળીક પ્રવાહ ભાંગી નાંખે છે, અને ઘરમાં હોય તેથી દોઢું સુક્ષ્મ ઓક્સીજન પેદા થાય છે એની ખાસ વાસ હોય છે, જે ધોવરી સણ જેવી કાંઇક હોય છે. ૧૦,૦૦૦ કયુબીક ( ઘન ) ફીટ જેટલી ઓઝોન હવા ૧ કલાકમાં બને છે અને તેનો ખર્ચ, બે પૈસાનોજ આવે છે, મોટાં યંત્રથી તેથી બમણી હવા બને છે. આ 'ઓઝોન' ની હવા સામાન્ય રીતે ઓક્સીજનથી દોઢી પાતળી, સુક્ષ્મ હોવાથી, તેનો શ્વાસ લેતાં વધારે કઠિણ પડે છે તેથી એની મેળે પ્રાણાયામ થાય છે, જેથી ફેફસાં આદિનો લાભ થાય છે. આના ખાસ અખતરા ચીકાગોની નેશનલ બેંકના કારકુનો ઉપર કરવામાં આવ્યા હતા. તેમને બે જુદા જુદા ઓરડામાં બેસાડ્યા. એક ઓરડામાં 'ઓઝોન' હવા બે મહીના સુધી ઉત્પન્ન કીધી અને બીજામાં નહીં. ઓઝોનવાળા ઓરડાના કારકુનોના શરીર તથા આ-

તીનો પટ બે માસને અંતે વધ્યો હતો જ્યારે બીજા ઓર્ડરમાં બોલા કાર્ડનેના સંબંધમાં તેવો કશો ફેરફાર થયો નહોતો. લંડનની અંદર અનેક સ્થળે જમીનની હેઠળ રેલ્વે ચાલે છે. ત્યાં કુદરતી રીતે હવાની આવજા બહુ બંધ હોવાથી હવા બહુ બગડેલી રહે છે. તેથી થોડા વખતમાં તે રેલ્વેની સડક ઉપર દર કલાકે દર ઉતાર દીઠ ૬૦૦ ઘનફીટ જેટલો " ઓઝોન " ઉત્પન્ન કરવાની વ્યવસ્થા કરવામાં આવનાર છે. યુરોપમાં નાટકશાલા, રેસ્ટોરાં, બેંક વગેરે સ્થળે જ્યાં માણસોની ગીર્દી અતિશય હોય છે ત્યાં દરેક સ્થળે ' ઓઝોન ' ની હવા ઉત્પન્ન કરવાની વ્યવસ્થા છે. હીંદુસ્તાન તો નવી શોધોના જ્ઞાનથી પણ શૂન્ય છે તો તેનો લાભ લેવું કયાંથીજ હોય ?

**હીંદુસ્તાન સાથે સીલોન જોડી દેવું જોઇએ**—એમ કલકત્તાના વાનપ્રસ્થ વિદ્વાન બાબુ શારદાચરણ મિત્ર હીંદ મેગેઝીન ( જુલાઈ–કલકત્તા ) માં કહે છે. અને અરબી એડન આપણી સાથે છે તે કરતાં તો સ્વધર્મી અને પાસેનાં સિંહલદ્વિપ પર તો આપણો વધારેજ હક છે! તે બેટ સંસ્થાન ખાતાંની હસ્તક હાલ છે, તે હીંદી પ્રધાનને સોંપર્દ થવું જોઇએ. એ પક્ષના ટેકામાં બાબુ શારદાચરણ કહે છે કે, બંગાળના સિંહવંશના રાજાઓ એ દ્વિપના પૂર્વકાલમાં સ્વામી હતા. તેથીજ તેનું નામ સિંહલ પડ્યું. ( શ્રીલંકાનું અપભ્રષ્ટ રૂપ સીલોન છે. ) પૂર્વકાલમાં ઉત્તર હીંદ સાથે સિંહલદ્વિપને એટલો ગાઢ સંબંધ હતો કે તે દેશોના વતનીઓનાં પરસ્પર લગ્ન પણ થતાં, અને રાવણનું રાજ્ય દેખીતી રીતે આર્ય રાજ્યથી જુદું નહોતું. બૌદ્ધ ધર્મ જે વૈદિક ધર્મનેજ મળતો છે અને હીંદુઓનેજ આરોગ્ય છે તેજ સીલોનમાં ચાલે છે. વસ્તી પણ સૌથી મોટે ભાગે મૂળ હીંદુની છે. ભુગોલની દ્રષ્ટિથી પણ તે હીંદથી જુદું નથી. હાલ લંકાવાસીઓ રાષ્ટ્રિયતાની લાગણીથી ભ્રષ્ટ થતા જાય છે તેનો ઉપાય તે દેશને આર્યાવર્તના એક પ્રાંત તરીકે વાઇસરોયના હાથ નીચે મુકવાનો છે, કે જેથી તેઓ હીંદુઓ સાથે એક થઈ રહે. ભલામણ પાર્લામેંટ માટે વિચારણીય છે.

---

## કેટલીક અદ્ભુત અને વિચિત્ર કથાઓ.

---

**એક નવો વિચિત્ર પંથ**–લખનૌ તરફ એક નવો સંપ્રદાય નીકળ્યો છે. તેનો સિધ્ધાંત એવો છે કે પક્ષીઓ શીવાય બીજા કોઇ દેહધારી ઇશ્વરની ભક્તિ કરવી જોઇએ નહીં ! અને મનુષ્યોએ પણ પક્ષી પેઠે આચરણ કરવું જોઇએ, અર્થાત્ અધિક સામગ્રીનો સંગ્રહ ન કરવો, પરિવારમાં પ્રેમ ન રાખવો, ફરતા રહેવું ઇત્યાદિ. આ મતનું નામ " ચોંચ ભગવાન " છે. આ પંથના સ્થાપકને કઈ દિવાના શાળામાં મોકલવો એજ સવાલ છે.

**ચીનાઇ ભાષા સૌથી અઘરી છે !**–તે સાબીત કરવું સહેલું છે. એકજ દાખલો આપીશું. તે ભાષામાં " હુ " શબ્દ ના ૧૪૫ રીતે જુદાં જુદાં ઉચ્ચારણ થાય છે અને દરેક જુદા ઉચ્ચારણ દીઠ તેનો જુદો અર્થ થાય છે. એમની ઉન્નતિની સમાપ્તિ આવી શુષ્ક સૂક્ષ્મતામાંજ આવી જાય છે !

**હસવામાંથી ખસવું**–થોડા સમય પર કોલંબોમાં એક લગ્નક્રિયા થઇ હતી. જેમાં વર વધુ બંનેએ એક બેજાની ખુશીથી મશ્કરીમાં પોતાનો પહેરવેશ બદલ્યો હતો. મરદે બૈરીનાં કપડાં પહેર્યાં હતાં જ્યારે બૈરીએ મરદનાં કપડાં પહેર્યાં હતાં અને લગ્ન ક્રિયા બે ભડ્ઓ સમક્ષ કરવામાં આવી [illegible] હવે આ લગ્ન કાયદેસર ગણાય કે નહીં તે સવાલ ઉઠ્યો છે !

**વેશ્યાને વેરામાં શું બદલો મળતો હતો ?**–ઇંગ્લંડના નવા " ઇન્સ્યુરન્સ એક્ટ " પ્રમાણે

વૈદોને તેઓની મહેનતના બદલામાં શું આપવું તે માટે ઘણીજ ચર્ચા થઇ છે. વેલ્સ જ્યારે ઇંગ્લંડથી સ્વતંત્ર હતું ત્યારે તેના રાજાઓ વૈદોને તેઓની મહેનતનો બદલો કેવી રીતે આપતા હતા તે જાણવા જેવું છે. વેલ્સ રાજાઓના દરબારમાં વૈદ અથવા રાજ્ય વૈદ ખાનગી અમલદારોમાંનો એક ગણાતો હતો. તેની ફી બહુજ વિચાર કરી નક્કી કરવામાં આવી હતી. જ્યારે કોઇ પણ જાતનો જખમ પડે અને તે ધાસ્તી ભરેલો ન હોય તો વૈદને તે સાજો કરવા બદલ જખમ પડતી વખતે પહેરેલાં લોહીનાં ખરડાયલાં કપડાં આપવાનો ચાલ હતો. અને કદાચ જખમ ધાસ્તી ભરેલો હોય તો તેને તે સાજો કરવા બદલ પહેરેલાં કપડાં અને ૧૮૦ પેની આપવાનો ચાલ હતો.

**નાદારોને બેઠો પગાર !**—અત્યાર સુધીમાં થયેલા મૃતદાનમાં સૌથી અદ્ભુત મૃતદાન સેંટ પીટર્સબર્ગની એક વિધવાએ પોતાના વસિયતનામામાં કર્યું છે. તેની પુંજી અઢી લાખ પાઉંડ છે. તે વસિયતનામામાં દર્શાવે છે કે તેની મુડીની અડધી રકમ નાદારોને રહેવા માટે સેનેટેરીયમ બંધાવવામાં તથા તેમનું પોષણ કરવામાં ખરચવી અને બાકીની અડધી રકમ તેઓની પુત્રીઓના વાર્ષિક વેતન અર્થે અલગ રાખવી. નાદારોપર આટલી બધી ફીદાગીરી કેમ ?

**જાડા થવાનું કારણ**—મોટરકાર વિરૂધ્ધ એવી ફરયાદ હવે થઇ છે કે તે લોકોને જાડા અને આળસુ બનાવે છે. આ ફરીયાદ દરજીઓ અને ડાક્ટરો પાસેથી બહુજ સાંભળવામાં આવે છે. ખરેખર, એક અંગ્રેજ જ્યારે અમુક વિષયપર શોધખોળ કરતો હતો ત્યારે તેને એક દરજણને હૃદયભેદક વાર્તા કહેતી સાંભળી. તે તદ્દન નાશીપાસ થઇ ગઈ હતી કારણ તેના એક ગ્રાહકને તે સંતોષ આપી શકી નહોતી. આખરે તે બાઇ વાત કરતાં કરતાં રડી પડી અને બોલી "હવે તેને સંતોષ આપવો તદ્દન અશક્ય છે. કારણ કે બૈરીઓ દિવસે દિવસે જાડી થાય છે. તો પણ તેઓ પાતળી દેખાય એવાં કપડાં સીવવાને હમને કહે છે, તે કેમ બને ? બૈરાંઓની વધતી જતી જાડાઇનું કારણ મારાં ધારવા પ્રમાણે એજ હોવું જોઇએ કે તેઓ મોટરકારમાં બેસે છે."

**પ્રીન્સ બીસ્માર્ક અને ઘરધણી:**—જર્મનીનો ચૅન્સેલર, પ્રીન્સ બીસ્માર્ક તેના મક્કમ વિચારને માટે પ્રખ્યાત હતો. આ રાજનીતિજ્ઞ પુરૂષના આ ગુણથી ઓસ્ટ્રીઆ, ડેનમાર્ક, ફ્રાન્સ અને જર્મન પાર્લામેન્ટ અજ્ઞાન નહોતી. તે જે મકાનમાં રહેતો હતો તેના માલિકના જાણવામાં આ ગુણ નીચેની વાર્તા ઉપરથી આવ્યો. એક દિવસે બીસ્માર્કે ઘરધણીને તેના ઓરડામાં એક ઘંટડી બેસાડી આપવા કહ્યું કે જેથી પોતાના નોકરને બોલાવવા ઘાંટા પાડવા ન પડે. ઘરધણીએ જવાબ આપ્યો કે તે આવો નકામો ખરચ કરવાને બંધાયલો નથી. થોડા દિવસ પછી બીસ્માર્કના ઓરડામાંથી પીસ્તોલનો અવાજ આવવાથી પાડોશીઓ ચમકી ઉઠયા. ઘરધણીને ધાસ્તી લાગવાથી તે એકદમ જે બાજુથી અવાજ સંભળાયો હતો તે બાજુ દોડ્યો. બીકથી ધ્રુજતાં તેણે બારણું ખોલ્યું. બીસ્માર્કને ઠંડે પેટે છાપું વાંચતા જોઈ તે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. બીસ્માર્કે ઉંચું જોયા સિવાય શાંત મુદ્રાથી પુછ્યું "મારે તમારે માટે શું કરવું ?" ઘરધણીએ ગભરાતા ચહેરે બોલવાનો પ્રયત્ન કર્યો અને બોલ્યો "શ-શ-શું થયું ?". તેણે જવાબ આપ્યો "કાંઇ નહીં. એ તો હું મારા નોકરને બોલાવતો હતો." ઘરધણી આનું કારણ સમજી ગયો અને સાંજે જ્યારે તે ઘેર આવ્યો ત્યારે એક ઘંટડી ખરીદી લાવ્યો અને ચુપચાપ બીસ્માર્કના ઓરડામાં ગોઠવી દીધી !

**કીમતી મોજાંની નવી અમેરીકન ફેશનઃ**—બંદરની આકૃતિના ભરત કામનાં મોજાં પહેરવાની ફેશન ન્યુયોર્કમાં ચાલી છે. આવાં મોજાંની એક જોડીની કીમત ૨૪ શીલીંગ એટલે ૧૮ રૂપીઆ છે. આનું નામ તે ફેશન ! !

**જમીનની અંદર ખોદકીને જીવતી નવ દીવસ દાટી રાખવાનો હીંદુ સાધુનો અમેરીકામાં અદ્ભુત પ્રયોગ**—નવ દિવસ સુધી એક કુમારિકાને થોડા વખત પહેલાં જમીનમાં પાંચ ફુ

નીચે દાટવામાં આવી હતી. ઓહીઓ ( અમેરિકા ) નદીની પાસે સેંટર પોઇંટ ખાતે આશરે ૭૦૦૦ મનુષ્યો તે છુવતી કુમારિકાને દાટવામાં આવી તે જોવા એકઠા થયા હતા. આ કુમારિકાએ આવું ભયંકર જોખમ ખેડ્યું હતું તેનું કારણ માત્ર તેની માતાને પૈસાની જરૂર હોવાનું હતું. કુમારિકાને કોઈ પણ જાતનું નુકસાન નહીં પહોંચે એવું વચન પણ મળ્યું હતું. નવ દિવસ બાદ જ્યારે તે કુમારિકાને બહાર કાઢવામાં આવી ત્યારે માત્ર સહેજસાજ નબળાઇનાં ચિન્હો તેના મુખ ઉપર માલમ પડતાં હતાં; પણ જ્યારે વૈદોએ તેને તપાસી ત્યારે તેઓ એક અવાજે બોલી ઉઠયા કે તે તંદુરસ્ત છે. જ્યારે કુમારિકાને પુછવામાં આવ્યું કે તેના આટલા બધા દિવસો કેવી રીતે પસાર થયા ત્યારે તે બોલી " હું માની શકતી નથી કે મને બધું એક અઠવાડીયું થયું છે. મને માત્ર એકજ સ્વપ્નું આવ્યું હતું જેથી મને લાગતું હતું કે હું નીચે અને નીચેજ ઉતરતી જાઉં છું. ફરીથી હું આવી કસોટી પર ચડવા ઇચ્છતી નથી. તેનો વિચાર મને કંપારી ઉપજાવે છે." હીંદના સાધુઓ અમેરીકામાંજ કેમ દીપી નીકળતા હશે વારૂ? આ ચમત્કાર ખરો હોય તો તેમાં ઉદ્યોગની કાંઇક ખુબી હશે ખરી.

**એક રશીયન દાણ ચોરી કરનાર**—જ્યારે ઑસ્ટ્રિયાની હદ ઓળંગતો હતો ત્યારે એક રશીઅન પહેરેગીરે તેના ઉપર ગોળીબાર કર્યો તેથી તે મરી ગયો અને જમીનપર પડ્યો. તેનું માથું રશીઆની હદમાં પડ્યું, તેના પગ ઑસ્ટ્રિયાની હદમાં પડયા, અને શરીરનો બાકીનો ભાગ બેહદની વચ્ચેની ( તટસ્થ ન્યૂટ્રલ ) જમીન પર પડ્યો. આમ થવાથી હવે કોઇ પણ રાજવાળા તેને ખસેડી શકતા નથી! હવે તેનું શું થાય છે તે જોવાનું છે!

**મુસાફરી કરતી પોસ્ટ ઓફીસો**—કેનેડામાં મુસાફરી કરતી અજમાવશ તરીકે નવી કાઢેલી પોસ્ટ ઓફીસોએ ઘણીજ ફતેહ મેળવી છે. તેઓ એક જગાએથી બીજી જગાએ જાય છે. ટીકીટો વેચે છે, મનીઓર્ડર અને પોસ્ટલ ઓર્ડર પણ તેઓ આપે છે. આમ કરવાથી પોસ્ટ ઓફીસને ઘણોજ ફાયદો થયેલો માલમ પડયો છે. હીંદુસ્તાનમાં પણ તેમ થવું જોઇએ.

**સેવીંગ્સ બેંકના થાંભલાઓ!**—થોડા સમયથી વાએનાના મહોલ્લાઓમાં સેવીંગ્સ બેન્કનો પ્રચાર વધી પડયો છે. આ સેવીંગ્સ બેન્ક એવા પ્રકારની છે કે કદાચ રસ્તે ચાલતા માણસના મનમાં પોતાના પૈસા સેવીંગ્સ બેન્કમાં મુકવાનો વિચાર થાય કે તરતજ તે મહોલ્લાઓમાં ગોઠવેલા સ્થંભ જેવા યંત્રો પૈકી એકમાં તેની નજરમાં આવે તેટલી રકમ નાંખે કે તરતજ તેને નાંખેલી રકમની પહોંચ મળે ના. પહોંચથી જ્યારે તેને જરૂર પડે ત્યારે સરકાર પાસેથી પૈસા લઇ શકે છે. આવી જાતના યંત્રો પેરીસના લોકો પણ લાવવાનો વિચાર ચલાવે છે. આ યંત્રોનો જેમ જેમ પ્રચાર વધતો જશે તેમ તેમ ઠગોની માયાળુ જતી રહેશે?

**ઉટાંટીયા ( Whooping-Cough )**—આપણા દેશની માફક યુરપ જેવા સુધરેલા દેશોમાં પણ ઉટાંટીયાને માટે ઘણા વહેમો ચાલે છે. નોરથમ્બરલેન્ડ શાયરમાં એવી માન્યતા પ્રચલિત છે કે જે છોકરાને ઉટાંટીયો થયો હોય તેની ઓથીના વાળ કાપી લઇ માંસની સાથે મેળવી કોઈ પણ જાનવરને ખવડાવવાથી બાળકનો ઉટાંટીયો તે જાનવરને થાય છે અને બાળકને આ રોગ વિના હરકતે મટી જાય છે; કોર્નવોલમાં વળી એવી માન્યતા છે કે પચરંગી ઘોડાની નીચેથી ત્રણ વખત લઇ જવામાં આવેલું માખણ જો ઉટાંટીયાવાળા બાળકને ચટાડવામાં આવે તો બાળક આ રોગથી મુક્ત થાય છે! લેન્કેશાયરના રહેવાસીઓ હજુ પણ કહે છે કે જો બાળકને રીંછ પર બેસાડવામાં આવે તો તેને કોઇ પણ દિવસ ઉટાંટીયો લાગુ નહીં પડે!

**જન્મથી આંધળા ગ્રેજ્યુએટો!**—આંધળા મનુષ્યોએ વિશ્વવિદ્યાલયની ઉપાધિઓ મેળવી હોય એવા ઘણા દાખલાઓ મેટ્રિકનમાં બન્યા છે. હાલમાં ન્યુયોર્કના કાલંબીઆ વિશ્વવિદ્યાલયમાં ત્રણ આંધળાઓ ગ્રેજ્યુએટ થયા છે. તેઓએ કોલેજનો અભ્યાસ ચાર વરસમાં પુરો કર્યો છે. સવાલ પત્રો તેમને વાંચી સંભળાવવામાં આવ્યા હતા અને તેના જવાબ તેઓએ ટાઈપ કર્યા હતા. આ સિવાય તેઓને કોઇ પણ જાતની બીજી છુટ આપવામાં આવી નહોતી.

**વાંદરાના મરણ માટે હડતાલ !**—માતર તાલુકાના નાયકા ગામની પાંજરાપોળમાં એક વાંદરાનું બચ્ચું પાળેલું હતું તે બચ્ચાંને ત્યાંના મોચીની છોકરી તેને ઘેર લઈ ગઇ હતી ને બચ્ચાને છૂટું ઘરમાં મૂક્યું હતું. તેવામાં એક કુતરાએ આવી બચ્ચાંને મારી નાંખેલું જેથી તે ગામના લોકોએ હડતાલ પાડેલી અને ગુન્હેગારી બદલ મોચી પાસેથીર. ર૭) નો દંડ લીધેલો. હમે નાયકા ગામના વતનીઓને પુછીએ છીએ કે એક વાંદરાના મરણ માટે આટલો શોક તો તમારા ગામમાં, અરે ! તમારા દેશમાં દરરોજ હજારો ગાય ભેંસો, બળદ આદિ ઉપયોગી પશુઓનો વધ થાય છે તો તેને માટે તમે શું કર્યું છે, શું કરો છો અને શું કરશો ? ગામના એક વાંદરા માટે હડતાલ તો ગામના એક મનુષ્ય પાછળ કેટલા દિવસની હડતાલ પાળો છો ?

## સાયન્સ વિજ્ઞાન આદિ વિદ્યાઓ સંબંધી નવીન શોધો તથા વિચારો.

**ચાડીખાઉ યંત્રની શોધ અને સાક્ષી !**—ગમે એવી છુપી વાત છુપી રીતે ભરાઇને સાંભળનારા ' ડીકટોગ્રાફ ' નામનાં નાનકડાં યંત્રની શોધથી ફોજદારી ગુન્હા પકડવાનું અને ગુન્હેગારને તે યંત્રની સાક્ષીથી યોગ્ય સાસન કરવાનું પોલીસ તથા મેજીસ્ટ્રેટને છેલ્લા ૭ માસમાં રમત થઇ પડયું છે એમ ' પોપ્યુલર ઇલેક્ટ્રીસીટી ' નામક માસિકમાં એક લેખમાં મી. ફ્રેક્સ નામક લેખક કહે છે. તે યંત્રના શોધક મી. ટર્નર છે. આ યંત્ર એટલું નાનું છે કે ઘડીયાલની પણ અંદર ભરાઇ રહે છે. જેથી છુપી વાત કરનારને તે યંત્ર ત્યાં છે એમ સ્વપ્ને પણ શંકા ન આવી શકે. તેની વિશેષતાની સમાપ્તિ આટલેથીજ આવતી નથી. મી. ટર્નરે મી. ફ્રેક્સને કહ્યું કે તમે ઓરડાના બીજે નાકેથી સૌથી ધીમે સાદે બોલો. મી. ફ્રેક્સ એટલે ધીમેથી બે અક્ષર બોલ્યો કે મા. ટર્નર પણ તે સાંભળી શક્યો નહીં ! ટેબલની બખોલમાં સંતાડેલું તે યંત્ર બાદ, બહાર કાઢતાં તેની ચુડીમાથી સ્પષ્ટ બોલેલો અવાજ નીકળ્યો. બોલવાથી હવામાં થતાં આંદોલનો યંત્ર, પર અસર કરતાં હતાં. યંત્ર એટલું નાજુક છે, અને અવાજ નોંધવામાં એવું ચપલ છે કે, શ્વાસ લેતાં તે પરન કપડાં સાથે અથડાતાં જો કે તેનો અવાજ આપણને સંભળાતો નથી પરંતુ યંત્રમાં તો તેનો ખડખડ અવાજ, મૂળથી સેંકડો વધીને, નોંધાય છે. આ જડ કાનરૂપ યંત્ર વજનમાં માત્ર ૦॥ રતલ છે, અને તે ૩ ઇંચ લાંબું અને ૧ ઇંચ જાડું છે. આ યંત્ર વિષે શોધકે લેખકને એક વિચિત્ર બનાવ કહ્યો હતો. પેન્સીલવાનીયામાં બે આદમીઓને શક પરથી કેદ કરવામાં આવ્યા હતા. તેઓએ: રખેને વાત ફુટશે એ ભયથી પાંચ દહાડા મુદત વાત કરી નહીં. આખરે તો મૌન વ્રતનું તપ અસહ્ય લાગ્યું. ડીકટોગ્રાફ દરમીયાન સેવામાં તૈયાર હાજરજ હતું. છઠ્ઠે દહાડે તેઓએ પોતાના ગુન્હાના સંબંધમાં બહુજ ધીમેથી જરા વાત કાઢી અને યંત્રમાં તે નોંધાતાં ખુટતો પૂરાવો મળી ગયો અને સાબીતી મળેથી તેમને સજા થઇ. અમુક વાત અમુકે કીધી હતી તે સિદ્ધ કરવા અમેરીકાની કોર્ટોમાં આ યંત્રની જુબાની લેવામાં આવે છે. જીવતા સાક્ષીથી પણ એ યંત્ર સારું કેમકે તેની ઉલટપાલટ તપાસ પણ લેવાનો અવકાશ નથી ! લાંચ લેવાની માંગણીના સંબંધમાં થએલી વાતચીતો ફોડીને તો આ યંત્રે ગજબજ કીધો છે. હીંદુસ્તાનના સી. આઇ. ડી. ખાતાંએ

પણું એવા થોડાં હજાર યંત્રો મંગાવીને તેનો ઉપયોગ કરવો જોઇએ! એ યંત્રોથી એકંદર ખરચનો ઉગારો થશે; કારણ કે પછી "સફેદ કપડાવાળા" 'ડીટેકટીવો' ના ઘણા મોટા ભાગને વિસર્જન થઇ શકશે.

**સીનેમેટોગ્રાફની સાક્ષી**—ડીકટોગ્રાફની સાક્ષીની વાત સાંભળી હવે સીનેમેટોગ્રાફની સાક્ષીની વાત સાંભળો! લોસ એન્જેલીસની રાજસભામાં ખરા થયેલા બંડની તે વખતે ઉતારેલી ફીલ્મમાંથી તે બંડનો દેખાવ જુરી સન્મુખ રજુ થવાનો હતો. જેથી જે બળવાખોરોને પકડવામાં આવ્યા છે તેઓના કૃત્યોનો બરાબર ખ્યાલ કોર્ટને આવશે. આ બનાવ સ્મૃતિ શાસ્ત્રમાં સર્વથી પ્રથમ લેખાશે. જ્યારે બળવો પુરજોશમાં હતો ત્યારે હાલતી ચાલતી છબી પાડનાર કંપનીએ પોતાનું કાર્ય શરૂ કર્યું હતું. તેથી તેની ફીલ્મો ગુન્હેગારોના વર્તનની સાક્ષી પુરે છે.

**બ્હેરાં અને મુગાંને માટે પણ ટેલીફોન**—યુનાઇટેડ સ્ટેટસમાં આવેલા મેસ્યુસેટસ સ્ટેટના લીન્ન નામક શહેરના રહેવાસી મી. વીલીયમ ઇ. શૉ અને તેની બૈરીએ હાલમાં બ્હેરા અને મુગાને માટે ટેલીફોનની શોધ કરી છે. તેઓ બન્ને બધિર છે. અને થોડાંજ સમય પહેલાં તેઓએ પોતાના શોધેલા યંત્રનું પેટંટ મેળવ્યું છે. આ યંત્રમાં વિજળીક કળો હોય છે, જે કળોના દેખાવમાં સ્ટાન્ડર્ડ ટાઇપરાઇટરની કળોના દેખાવથી થોડોજ ફેર હોય છે. આની સાથે એક પાટીયું હોય છે જેના ઉપર ૩૬ પ્રકાશિત બત્તીઓ રાખવામાં આવી છે. જેમાંની ૨૪ બત્તીઓની સાથે મુળાક્ષરો ગોઠવેલા છે અને બાકીની ૧૨ બત્તીની સાથે સંખ્યા સૂચક શબ્દો ગોઠવેલા છે. જ્યારે કોઈ અપંગ માણસ આ યંત્રની મદદથી વાત કરવા ઇચ્છે છે ત્યારે તે પ્રથમ એક કળ દબાવી બત્તી સળગાવે છે અને જ્યારે સામેથી નિશાની મળે છે ત્યારે તે વારંવાર કળો દાબી સામા માણસ સાથે વાતો કરે છે!

**માણસ કે વીજળી!**—પેરીસની એક નવી હોટેલમાં વિજળીક બળથી સર્વ કાર્ય કરવાના પ્રયોગો અજમાવી જોવામાં આવનાર છે, જે લગભગ નોકરોની ગરજ સારશે. જમવાના ઓરડામાં એક વિશાળ વિજળીક કરામત વાળું ટેબલ ગોઠવવામાં આવ્યું છે, જેના ઉપર નીચેથી સર્વ ચીજો પોતાની મેળેજ આવે છે. રકાબીઓ ટેબલ પર એક બાજુથી બીજી બાજુએ ફરે છે. અને જેણે ઓર્ડર આપ્યો હોય તેની પાસે જઇને થોભી જાય છે. અને જ્યારે તેની જરૂર રહેતી નથી ત્યારે પોતાની મેળેજ ત્યાંથી ચાલી જાય છે. રાંધણીમાં એક યંત્ર રાખવામાં આવ્યું છે જેની મદદથી નીચેથી ટેબલ જોઇ શકાય છે. મોટા અવાજવાળા ટેલીફોનની મદદથી વરધી આપી શકાય છે. ટેલીફોન અને આ યંત્રને બત્તીઓના નુમર સાથે જોડવામાં આવ્યાં છે. આ નુતન હોટેલ આવી જાતના બીજા ઘણા પ્રયોગો અજમાવી જોનાર છે.

**સાકર આદિમાંથી હીરા!**—સને ૧૯૦૭ માં પ્રોફેસર બોરડાસે પ્રતિપાદન કર્યું હતું કે Corundum કોરન્ડમ જે એક ખનીજ પદાર્થ છે તે મજબુતાઇમાં માત્ર હીરાથીજ ઉતરે છે. તેની એક કેરેટની કીમત માત્ર બે શીલીંગ છે. તેને માણેક અને શનિના રૂપમાં ફેરવી શકાય છે. તેમ કરવાથી એક કેરેટના ત્રીશ પોંડ ઉપજે છે. પ્રોફેસર અને મેડમ ક્યુરીની રેડીયમ શોધનું પરિણામ તેની આ સફળતા હતી. થોડા સમયપર પ્રોફેસર બોરડાસે એક ઝવેરી પાસેથી

થોડા કેરેટ કોરન્ડમ ખરીદ્યું. અને તેના પર રેડીયમનો પ્રયોગ કર્યો. તેનું પરિણામ એ આવ્યું કે આ ખનિજનો અસલ રંગ બદલાયો. જેનો અસલ રંગ પીળો હતો તેનો રંગ લાલ થયો અને માણેકના જેવો દેખાવા લાગ્યો. જેનો રંગ લાલ હતો તેનો આસમાની રંગ થઇ ગયો જેનો આછો વાદળી રંગ હતો તેનો પ્રકાશિત વાદળી થઇ ગયો. અને જેનો રંગ ભુરો હતો તેનો રંગ પોખરાજ જેવો થઇ ગયો. ત્યારબાદ તે જેની પાસેથી કોરન્ડમ લાવ્યો હતો તેની પાસે આ સર્વ ખનિજ લઇ ગયો અને તેની કીંમત પુછી. ઝવેરીએ પુરતી તપાસ કર્યા બાદ કહ્યું ! આ ઝવેરાત કીંમતી છે. પણ જ્યારે પ્રોફેસરે પોતાનો પ્રયોગ સમજાવ્યો ત્યારે વેપારી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. પ્રખ્યાત અંગ્રેજી રસાયણી સર વિલિયમ રામસે પણ જાહેર કરે છે ભવિષ્યમાં સાકરમાંથી હીરા બનશે ! તે કહે છે કે " સાકર સર્વથા કાર્બન છે; જ્યારે તેને ગરમ કરવામાં આવે છે ત્યારે તે શુદ્ધ કાર્બન થઇ જાય છે. હીરો પણ ' કારબન ' છે. તો આવા કારબન પદાર્થમાંથી હીરા બનાવવાના રસ્તાઓ શોધી કઢાય તે અશક્ય નથી."

**જૂદી જૂદી પ્રજાના મનુષ્યના મગજનું સરાસરી વજન**—નીચે પ્રમાણે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્કૉટીશ. | ૫૦ | આઉંસ | જૅપાનીઝ | ૪૭.૧ | આઉંસ |
| જર્મન. | ૪૯.૬ | " | ઇટાલીઅન્સ. | ૪૬.૯ | " |
| ઇંગ્લીશ. | ૪૯.૫ | " | હીંદુ | ૪૫.૨ | " |
| ફ્રેન્ચ | ૪૭.૯ | " | જીપ્સી | ૪૪.૮ | " |
| ઝુલુઝ. | ૪૭.૫ | " | અર્મન | ૪૪.૬ | " |
| ચાઇનીઝ | ૪૭.૨ | " | એસ્કિમો | ૪૩.૯ | " |

શરીરના કદના પ્રમાણમાં એસ્કિમોના મગજનું વજન સ્કોટસમેનના મગજ બરાબર કહી શકાય.

**બિલાડી કેવી રીતે પડતાં ફરી જાય છે ?**—સર્વ સાધારણ કહેવત છે કે કદાચ બિલાડીને ગમે તેવી રીતે ઉંચેથી નીચે ફેંકવામાં આવે તો પણ તે તેના પગ ઉપરજ નીચે પડે છે. કોઇને એવું લાગશે કે કદાચ આ કહેવત ભ્રાંતિ જનક કેમ ન હોય ? મુખ્ય સિદ્ધાંતો કે જે આ કહેવતની સમાયલા છે તે એવાં તો ઉપયોગી છે કે આ સવાલ થોડા વરસો પહેલાં ફ્રાંસની સાયંટીફીક સોસાયટીની એક બેઠકમાં ચર્ચવામાં આવ્યો હતો. આ વિષે લખતાં ચીકાગો વિશ્વવિદ્યાલયના મી. ... મૉલ્ટન " પોપ્યુલર મશીન્સ " નામક માસિકમાં કહે છે કેઃ—" ગતિ શાસ્ત્રના આધારે બિલાડીને ... પ્રકારે નીચે ફેંકવામાં આવે તોપણ તે તેના પગ ઉપરજ નીચે પડે છે તે અસત્ય નથી. કદાચ વિમાની મુસાફરી કરનારને ઉંચેથી પડતી વખતે માલમ પડે કે તેના નીચે પડવાથી તેનું માથું જમીન સાથે અથડાશે તો તે પુરતી સંભાળથી, જો તેને આવડતું હોય તો, પોતાનું શરીર ફેરવી શકે છે અને આમ કરવાથી તેના મસ્તકને બદલે તેના પગ જમીન પર પડે છે. જો કે આથી તેને લાભ કાંઇ નથી. તે તો મનોરંજન ! માત્ર તેનો લાભ (બચાવ) ... છે !

સત્યના ગ્રાહકોને આ નવા વર્ષની સુંદર ભેટ.

આ માસ પછી ભેટબુક આપવાનું બંધ કરવામાં આવશે!

# રામાયણનું રહસ્ય.

---

મૂળ કર્તા:—પ્રોફેસર રામદેવ બી. એ, હરિદ્વાર ગુરૂકુલના પ્રોફેસર.

ભાષાંતર કર્તા:—રા. મગનલાલ માણેકલાલ ઝવેરી–મુંબઈ.

પ્રોફેસર રામદેવકૃત હીંદીમાં પ્રગટ થએલાં "ભારત વર્ષકા પ્રાચીન ઇતિહાસ" (૧ લો ભાગ) એટલી અસાધારણ વિદ્વત્તા અને ભાષાલાલિત્યવાળું તથા ક્રમબદ્ધ પુસ્તક છે કે તેની ૧ લી આવૃતિ નજીજ માસમાં ખપી ગઇ હતી. તે પુસ્તકના ઉત્તર ભાગમાં રામાયણના કાલમાં આર્યોની નીતિ, જ્ઞાન, આદિ કેવાં ઉચ્ચ પ્રકારનાં હતાં તેનું મૂળ વાલ્મિકકૃત રામાયણના શ્લોકનાં પ્રમાણો સહિત એવું તો સુંદર ચિત્ર દોરવામાં આવ્યું છે કે તે અદ્વિતીયજ ગણાશે. રામાયણના ઇતિહાસ ભાગનો સંપૂર્ણ સાર આપવા ઉપરાંત રામાયણના નાયકો તથા પ્રજાને અનેક સદ્‌ગુણો ઉપરાંત વિદ્વાન કર્તાએ એવો સંપૂર્ણ પ્રકાશ પાડયો છે કે જેવો બીજા કોઇ કર્તાએ, અંગ્રેજી કે કોઇ બીજી ભાષામાં પાડયો હોવાનું હમારા જાણવામાં નથી. ભેટનું પુસ્તક આપવું તો પ્રમાણમાં નિરૂપયોગી અથવા કેવલ કાલક્ષેપ પુસ્તકને બદલે કોઇ જાયુકના ઉપયોગનું, સંગીન જ્ઞાનનું, ચિતની શાંતિ અને ઉન્નતિ કરનારૂં પુસ્તક (પછી ભલે તે કદમાં જરા નાનું કેમ ના હોય) આપવું એવો હમારો વિચાર હોવાથી હમે ગઇ તા. ૧ લી જુલાઇએ શરૂ થતાં હમારા નવા (બીજા) વર્ષના ગ્રાહકોને ઉક્ત પુસ્તકનું ભાષાંતર આપવા નિશ્ચય કીધો છે.

આ પુસ્તક સુપરરોયલ ૧૬ પેજી, આ પત્રના કદથી આશરે બે તૃતિયાંશ જેટલા આશરે ૨૧૫ પાનાનું થયું છે. કાગળ સુંદર ૬૦ રતલી ગ્લેઝ વાપરવામાં આવ્યા છે. અને પુઠું પણ સારૂં છે. આવું ઉપયુક્ત તથા સુંદર પુસ્તક ભેટ તરીકે આપવામાં ખાવન ર હોવાથી, અને પત્ર છે તેથી પણ વિશેષ શ્રેષ્ઠ નવા વર્ષથી થનારૂં હોવાથી હમને આશા છે કે હમારા હેતુના હિતેચ્છુઓ ઘણી મોટી સંખ્યામાં ગ્રાહક થઇને હમારો શ્રમ તથા ખરચ સફળ કરશે.

આ પુસ્તકની ભાષા શુદ્ધ અને સરલ છે. તંત્રીએ ભાષાંતરમાં તથા છાપવામાં કાંઇ પણ ન્યૂનતા ન રહે તેની અંગત દેખરેખ રાખી છે. ભાષાંતરકારે મૂળ કરતાં ગુજરાતી વાંચકોની સગવડ સારૂં માત્ર પ્રકરણ વિશેષ પાડયાં છે તથા વિષયોનો ક્રમ બદલ્યો છે અને જટાયુ આદિ વિષે ગ્રંથકર્તા મૌન હોવાથી તે ન્યૂનતા લાગવાથી, અન્ય વિદ્વાનોનાં સંશોધનને આધારે તેટલો ભાગ ઉમેર્યો છે, જેથી પુસ્તક મૂળથી પણ એટલા અંશોમાં વધારે સારૂં થયું છે.

જેઓ આ માસ પછી ગ્રાહક થવા ઇચ્છશે તેમને ભેટનું પુસ્તક મળશે નહીં. પાછળથી નિરાશ ન થવું પડે તે માટે વિનતિ છે કે હવે તરતજ ગ્રાહક થઇને લવાજમ ભરી ભેટ-પુસ્તક મંગાવી લેવું. પાછળથી ગ્રાહક થનારાઓ આગલા અંકો મંગાવે છે તેમને પણ તેમ ન કરવું પડે તે સારૂ પ્રથમથીજ ગ્રાહક થવા ભલામણ છે, કારણ કે આગલા અંકો પાછળથી રહે અથવા ન પણ રહે.

મોતીલાલ મી. કપાસ.

નં. ૧૨, કોલાવાડી ગીરગામ–મુંબઈ. તંત્રી અને વ્ય. 'સત્ય'

અખૂટ

કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ.

કિંમત-ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧.

તદ્દન વનસ્પતીની જ બનાવટ હોવાથી કોઇ પણ જાતની પરેજ પાળવી પડતી નથી.

કુટેવથી આવેલી કમતાકાતને ઘણી સહેલાઈથી થોડા જ દિવસોમાં સદંતર નાબુદ કરે છે.

અખૂટ કૌવત આપવાનું અપૂર્વ સાધન છે, દસ્ત સાફ લાવે છે પાચનશક્તિને સુધારે છે અને સ્મરણશક્તિને વધારે છે.

ત્રીશ વર્ષો થયાં વધારે વધારે મળતી ફતેહ અને લાખો સર્ટિફીકેટો એની કીર્તિના મજબૂત સ્તંભો છે.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર—કાઠિયાવાડ.

લાખો જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી

સુખી કરનાર.

# કામશાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોનાં માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉન્નતિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જૂદી જૂદી દશ ભાષાઓમાં મળી આજ સુધી લગભગ સાત લાખ નકલો વહેંચવામાં આવી છે.

જો તે તમારા વાંચવામાં ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજેજ પત્ર લખી તે મંગાવી લ્યો; જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર—કાઠિયાવાડ.

## ચાહ અને કૉફી વેચનારાઓ અને પીનારાઓ!

# જરા લક્ષ્ય દઈ વાંચો તો ખરા

ચાહ અને કૉફીના વ્યાપારીઓને તેમજ શોખીન પીનારાઓને વિદિત કરવામાં આવે છે કે અમારે ત્યાં જાતજાતની ચાહ છુટક તેમજ જથાબંધ પેટીઓ વ્યાજબી ભાવે મળે છે. હોટેલને માટે પણ ખુશબોદાર અને લહેજતદાર ચાહ મોકલી આપવામાં આવશે. માટે બેપારની વૃદ્ધિ ઇચ્છનારાઓએ તેમજ ચાહ કૉફીના શોખીન પીનારાઓએ એક વખત માલ મંગાવી જરૂર ખાત્રી કરવી. માલ વી. પી. થી મોકલી આપવામાં આવશે.

લખો. જમનાદાસ નારણદાસ ચાહવાળાને

૩૪૩ અબદુલ રહેમાન સ્ટ્રીટ—મુંબઈ.

---

ઓ૩મ્

## आर्य सुधारक.

ફક્ત ધાર્મિક અને સાંસારિક વિષયો ઉપરજ નીતિ, ન્યાય અને સ્વતંત્રતાપૂર્વક ઉહાપોહ કરી, વૈદિક ધર્મનો પ્રચાર કરનારૂં, રાજ્યદ્વારી ચર્ચાથી તદ્દન અલગ રહેનારૂં અને સાયન્ટીફીક, વેપારી વૈજ્ઞાનિક તેમજ આત્મોન્નતિ સંબંધી ઉપયોગી લેખોથી ભરપુર, રોયલ પાંચ ફોર્મનું અંગ્રેજી, ગુજરાતી પખવાડિક પત્ર, આગામી દિવાળીથી શરૂ થશે. ગુજરાત, કાઠીયાવાડ અને કચ્છની ખબરો આ પત્રમાં ખાસ આપવામાં આવશે.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત રૂ. ૨-૮-૦. હીંદની બાહેરના રૂ. ૨-૧૨-૦.

☞ અગાઉથી નામ નોંધાવનારનો ખાસ આભાર માનવામાં આવશે.

મકનલાલ એન્ડ કનૈયાલાલ.

વ્યવસ્થાપક—આર્યસુધારક.

માટુંગા ( જી. આઇ. પી. રેલ્વે. ) મુંબઈ.




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥

ऋग्वेद, ७-१०४-१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે. ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૨ જું | અક્ટોબર, સન ૧૯૧૨. | અંક ૪ થો.

## આંખલડી, હો ! મદ ભરીયાં !

—રાસ—

લોલ વિલોલ કટાક્ષ કૃપાભર નિર્મળ હાસ હસનીયાં,
મધુમધુરાં કિલકિલ કલરવતાં આનંદો ઝરભરીયાં,
આંખલડી, હો ! મદ ભરીયાં !
રંગરંગીન અલૌકિક શોભિત સુંદર સ્હાંજ સજનીયાં,
ચંદ્ર સુધાકર અજબ મનોહર રતિ વરસંત મીઠડીયાં,
આંખલડી, હો ! મદ ભરીયાં !
રેલ સરેલ પુનીત ગીત કેરી ઉર: છલોછલ ભરીયાં
મદ ઉન્મદ ગીત લહરી લ્હેરે ઓપત મુખ ચુલરીયાં,
આંખલડી, હો ! મદ ભરીયાં !
મૌજ મિઠાશું મુનીનિકેરી નિરે લતાલલિત ગુલનીયાં;
ઘેન ભરી પ્રીત પ્રિયુના ભરી મદ ડોલન ડોલન રહીયાં,
આંખલડી, હો ! મદ ભરીયાં !

કુસુમ ગુંથું, રસ વ્હાલ ગુંથું મહીં, ભવ અટનિ પાવનીયાં;
પ્રાણ પરોવું ઉલટ ધરી દિલ, ગુંથણ ગુંથું સુંદરીયાં;
આંખલડી, હો ! મદ ભરીયાં !

અંકલેશ્વર તા. ૧૫ સપ્ટેમ્બર } પ્રણયી ( બી. એ. ).

## માર પર માર.

### ( ગજલ ભૈરવી. )

[૧]મર માર *મારને માર મારાત્મકે મા રજ થા ગમાર,
કર દાર તેને, બાકી સૌને દયામૃત ધારાથી ઠાર૦—ટેક૦
દુઃશાસનોને મત્યું આ દુશ્મન–શમન દુઃશામ્ય છે,
રાવણ, સુયોધન, કીચક, દુશાસન સ્મરે *સ્મરનાજ માર૦ —મર૦ ૧
વળી આ મહા બાણાવળીના વડા, વડીઆ વીરલા,
તેની કુસુમ બાણાવળીમાં બળીઆ [૨]બળીઆ અપાર૦ —મર૦ ૨
કઇ શેર સમ સમશેર લઈ દર્પે ધ્રુજવતા શેર[૩] વાઘ,
પણ સવાસેર *કંદર્પ [૪]દરથી થયા શેરી–શેર શિકાર૦ —મર૦ ૩
જેના [૫]અમર્ષની આગ આગળ અરિ બળ[૬] દારૂ બળે,
તે પાણી પાણી કામની તલવાર–પાણી જોઇ તલ–વાર૦ —મર૦ ૪
જખમે ખમે જંગ રંગે બંદુક તોપના અંગ અંગમાં,
જખ મારતા થઇ, અનંગની પીચકારી રંગે ઠંડાગાર૦ —મર૦ ૫
નિજ હસ્તથી હરી હસ્તિ–[૭]હારને હાર દ્યે હરિકેસરી,
તેનાય મદની, *મદનની હસતી સતી રતિ છે ઉતાર૦ —મર૦ ૬
જે નાગ વક્રની વક્રદંષ્ટ્રા[૮] દંશથી નગ ફાડનાર,
એ *પંચશર–શર વિષ, [૯]ઉરગ–ઉર–રગ–રગતને ભેદનાર૦ —મર૦ ૭
જેનાં જીવન–વન જીરણ રહ્યું જ્યાં [૧૦]જીવન–ઝરણું કણુય સુકયાં,
એવા મુનિમીનનેય એ મીનકેતુ* બગલો પકડનાર૦ —મર૦ ૮
અમૃત ફળ્યાં અમરો તરૂવરોતણો ( એ ) ઝેર ઝરો છુરો,
એ મનસ્વી–મન– મહાર્ણવનો મકર મકરધ્વજ મથનાર૦ —મર૦ ૯
તેના હુકમની હાક હાકમ કમ ન કૃમિ મૃગ પક્ષી પર,
જળ–સ્થળ–ચર, લતાદ્રુમ ફળ કુસુમ સહે *કુસુમેષુ–પ્રહાર૦ —મર૦ ૧૦
ઓ ફાંકડા ! લશ્કર વડા ! સમ્રાટ્ ! ડાહ્યા ! સાધુડા !
ત્યારે [૧૨]અનન્યજ અજીત તું જ્યારે *અનન્યજ–જીતનાર૦ —મર૦ ૧૧

જૂનાગઢ શંકર

---

૧ ભલે. * કામદેવ. ૨ બળ્યા. ૩ સિંહ. ૪ ભય. ૫ ક્રોધ. ૬ લશ્કર. ૭ પંક્તિ. ૮ દાઢ. ૯ સર્પ. ૧૦ પાણી. ૧૧ મહાસાગર. ૧૨ અદ્વૈત. એકો.

## પ્રતિબિંબ સમ જીવન.

(ત્રોટક.)

ઝરતી હતી ચાંદનો રમ્ય નભે
શશિ પૂનમને નભમાંહિ દિપે,
અતિ શાંત હતી મિઠડી રજની,
મૃદુ ગાન કરી સરિતા વહેતી -(૧)
મનહારક રાત્રિ વિશે ફરતો
નદીના જઇ સેતુ પરેજ ઉભો,
મનમાંહિ વિચારજ ત્યાં ઉપજ્યો,
અતિ ભવ્ય! વિચારજ ભવ્ય! હતો-(૨)
બની સ્તબ્ધ ઉભો ક્ષણ ક્ષુબ્ધ થઇ
સરિતા નિરમાં મમ દ્રષ્ટિ ગઇ,
પ્રતિભા મમ ત્યાં અતિચારુ દિસે
ઉપજ્યો અતિ આનંદ ઉર વિશે -(૩)
નિરખંત ઉભો જરી વાર તહીં
મૃદુ શાંત અનિલ તણી લહરી
પ્રતિબિંબ કરી કહીં લુપ્ત થઇ
બની ક્ષુબ્ધ ગયો જડવત્ થઇ -(૪)
જરી ચેત તું માનવિ ચેત જરી,
ક્ષણ ભંગુર આ દુનિયાની ગતિ,
પ્રતિબિંબ સમાન વિનાશ થશે,
વિભુની ગતિ તું નવ ન્યાળી શકે! -(૫)

મુંબઇ તા. ૧-૯-૧૨

હીરાલાલ મગનલાલ ઇચ્છારામ દેશાઇ.

---

## વચલો રસ્તો.

દિલગીરી નહિ જણાય
અંતરો નહિ વણાય
કપટ તુટશે......ઝપટ લે જશે
સુજ્ઞતા પ્રતિ વદે
દીપી પ્રકાશ શે. દિલગીરી૦
સુહૃદ તો પછી થશું
ન મૈત્રીમાં મદિ જશું
હૃદય ઓળખે......હૃદયને નદા.
એટલું ઘણું ગણું
ન સ્નેહ સાંધીશું. દિલગીરી૦
સિદ્ધિ એક સાધવી
સાધનો જુદાં જુદાં
સત્ય સહુ સ્વપ્ને......હૃદય વિમસે
પ્રકટ થઇ જશે
ન ઉર દુખશે. દિલગીરી૦
મન મુખે વસે પછી
મૂર્ત વર્તને થશે
વિરોધ દેખશું......વિરોધ શિરશું.
ભેદ મત તણો રહે
સહી ભૂલાવીશું. દિલગીરી૦
હૃદયના વિશુધ્ધ છો
વિશુધ્ધ સર્વ લાવશો
વિશુધ્ધ અર્પશું.....વિશુધ્ધ પામશું.
એકલેશ વિશ્વમાં રહી
સુખી બધાં થશું.........દિ..ગીરી૦

પેટલાદ

ચકુમ્.

ભારતની ઉપલી કથામાં કેટલો રસ અને ચેતન આવે છે. નિસ્સંદેહ ગરૂડ સર્પ કહેતાં અહિના ખાનારા છે. અર્થનો ઘોટાળોજ અહીં પણ અલંકારનેજ અસલ વસ્તુ ઠરાવવા માટે ઉત્તરદાતા છે. અહિના અર્થ સંસ્કૃતમાં અનેક થાય છે. अद्रि ! ग्रावा ! गोत्रः ! बलः । अश्नः । पुरुभोजाः । अहिः । अभ्रम् ઇત્યાદિ મેઘ-વાદળનાં ત્રીસ નામ, ત્રીસ શબ્દો વૈદિક ભાષામાં છે.* અહિ કહેતાં મેઘને કોણ ખાય છે ? ઉત્તર સ્પષ્ટ છે. તેનો નાશ કરનાર તેને છિન્ન ભિન્ન કરનાર, સૂર્યનાં કિરણ છે. ને ગરૂડ કહેતાં કિરણ, અહિ કહેતાં મેઘનું ભોજન કરે છે. ગરૂડનો અર્થ પક્ષી કીધો અને અહિનો અર્થ સર્પ કીધો, એટલે આલંકારિક વાર્તાનો, સંસ્કૃત ભાષાના બહુ અર્થોનો લાભ લેવાથી પ્રારંભ થઇ શકયો. ગરૂડનો અર્થ કિરણ કોઈ કોષમાં નથી એમ તમે કદાચ કહેશો. પણ સ્મરણમાં રાખવું કે મહાભારતની કથામાં ગરૂડ માટે વાપરેલો શબ્દ તો " સુપર્ણ " છે. આદિ પર્વમાં ગરૂડની ઉત્પત્તિનાં વર્ણનવાળા અધ્યાયનું નામજ " सौपर्णाध्याय " છે. અને સુપર્ણનો અર્થ પાંચ થાય છે, (૧) કિરણ (૨) દૈવી પક્ષીવત્ મનુષ્યો, (૩) દૈવી પક્ષી, (૪) ગરૂડ તથા (૫) કુકડો. સુપર્ણના કિરણ અર્થને બદલે પક્ષી અર્થ પ્રક્ષિપ્ત કર્યાથી એક નવોજ ખેલ કવિએ કલ્પ્યો છે.

ગરૂડનાં શરીરની કલ્પના પણ કિરણ સૂચક છે. તેને શ્વેતમુખી કલ્પ્યો છે. તેનું નાક લાંબું, અણીદાર " પર્શીયન " કલ્પ્યું છે તે તેના મરવાના થતા અર્થ પરથી તેની ચાંચ પરથી લીધેલું લાગે છે. તેનું શરીર સુવર્ણ રંગી તથા પાંખ વળી જુદાજ રંગની ( લાલ ) કલ્પી છે. કિરણ જે અનેક રંગોનું બનેલું છે તે સુચવવાજ મુખ્ય રંગોવાળું તેનું શરીર કલ્પ્યું છે એ અનુમાન સ્વાભાવિકજ છે.+ કિરણની પક્ષ સાથેજ તુલના કરવાનું, પક્ષીનોજ અલંકાર આરોપવાનું એક બીજું પણ કારણ છે. કિરણ પૃથ્વીની સૌથી ગતિવાન, વેગવાન વસ્તુ છે. તે દર સેકંડે સવા લાખ માઈલની ઝડપે દોડે છે ! આકાશ તેનું સ્થાનક અને ક્ષેત્ર છે. ચેતન જગતમાં વેગવાન તથા આકાશ જેનું ક્ષેત્ર હોય એવી વસ્તુ તે પક્ષી છે. એ સહધર્મિતાને અંગે અર્થની અદલબદલ કરીને નવો ખેલ કવિએ કલ્પ્યો. મહાભારતની વાર્તામાં પણ પણ ગરૂડનો વેગ ' મન તથા વાયુ ' સાથે સરખાવ્યો છે,‡ કે જે કિરણના વેગનેજ આબાદ લાગુ પડે છે. અને જો મૂળ અર્થ વિકાર કરનારના ચિત્તમાં કિરણ અર્થ નહતે તો મહાભારતમાં તેને માટે સાગરના જળનું શોષણ કરનારો હતો§ એવા શબ્દો તો વપરાઇ શકાતે જ નહીં !

હવે પ્રશ્ન એટલોજ રહે છે કે ગરૂડ ( સુપર્ણ ) અમૃત લેવા ગયો તેનો શું અર્થ ?

---

* યાસ્કાચાર્ય કૃત નિઘંટુ, ૧-૧૦

+ ન્યુટને કિરણનાં પ્રકાશના સાત રંગ હોવાની પ્રથમ શોધ કરી હતી. કાચના પાસામાંથી તે રંગો જોઇ શકાય છે. પરંતુ આ શોધ આપણા દેશમાં પ્રાચીન કાલથી થઇ હતી. કિરણનું એક નામજ સપ્તરશ્મિ તે સિધ્ધ કરે છે. તેનો અર્થ કિરણ થાય છે.

‡-મહાભારત, આદિપર્વ, અ. ૩૦, શ્લો. ૧૧ મો.

§ " " " શ્લો. ૧૩ મો.

## અમૃતનો અર્થ જલ છે !

અમૃત સંબંધી લાંબી આખ્યાયિકાઓ પુરાણોમાં આવે છે. પરંતુ તેનો મૂલ અર્થ તો માત્ર જલ છે. જલ વિનાજ મનુષ્ય મરે છે અને જલથીજ જીવે છે, તેથી તેજ અમૃત છે. દુષ્કાલ જલનીજ અનાવૃષ્ટિથી થાય છે. અને ત્યારેજ લાખો પ્રાણો જાય છે. અપવાસ કરનારા પણ જલ તો પીયે છે, ઉલ્ટું વિશેષ પીએ છે. બીજું કોઈ અમૃતવિશેષ નથી. દેવ દાનવોએ અમૃત સારૂ કરેલા મંથનનું રહસ્ય શું છે તે વિષે આ પત્રિકાના પ્રથમ વર્ષના પ્રથમ લેખમાં (પૃ. ૧૬) વિવેચન કરતી વખતે હમે અમૃતનો અર્થ જલ છે તે સિધ્ધ કરવા કેટલાંક પ્રમાણો આપ્યા હતાં. તે ફરીથી ન લખતાં માત્ર બેજ નવાં પ્રમાણો ઉમેરીશું. ઋગ્વેદમાં આ મંત્ર છેઃ—

यत्रा सुपर्णा अमृतस्य भागमनिमेषं विदथाभिस्वरन्ति ।

અર્થઃ—(यत्रा) સૂર્યમંડળમાં સ્થિતિ એવાં (सुपर्णाः) કિરણ (अनिमेषम्) સર્વદા (विदथा) પોતાના કર્મથી યુક્ત રહી ! (अमृतस्य भागम्) જલના ભાગને લઇ (अभिस्वरंति) તે સર્વને તપાવે છે. અર્થાત્ જ્યારે કિરણથી બધું પાણી ચુસી લે છે ત્યા બધાજ તાપથી કકડીને દુઃખી થાય છે.

આ વેદાર્થ હમારો મનોધડિત નથી—હમે તેવું સાહસ કરતાજ નથી. ભગવાન્ યાસ્કાચાર્ય જેવા પ્રાચીન મહર્ષિએ પોતે નિરૂક્ત ગ્રંથમાં ઉક્ત મંત્રની ઉપર પ્રમાણે વ્યાખ્યા કરી છે. તેમણેજ સુપર્ણનો અર્થ કિરણ કર્યો છે. અને સંભવિત છે કે કવિની કલ્પનાનું મૂળ નિમિત્ત આજ વેદમંત્ર હોય. તેમાંજ સુપર્ણ તથા અમૃત એ બે અનેકાર્થી શબ્દો સામા આવે છે. યાસ્કાચાર્ય "સુપર્ણ" નો અર્થ आदित्यरश्मयः અને अमृतस्य भागमुदकम् કહીને અમૃતનો અર્થ ઉદક કહેતાં જળ એમ કરે છે.

## વિષ્ણુનું નામ હરિ કેમ !

હરિ શબ્દનાં એક બે નહીં પરંતુ ૧૪ નામ આપ્ટેના કોશમાં છે. તેનો એક અર્થ ઇંદ્ર છે અને બીજો અર્થ ઇંદ્રનો ઘોડો પણ છે ! પરંતુ મુખ્ય કરીને વિષ્ણુ દેવતાના અર્થમાં તેનો હવે પ્રયોગ થાય છે. હરિદ્વારમાં જતા વૈષ્ણવો તે નગરને હરિદ્વાર કહે છે, ત્યારે શૈવો તેને શિવનું ઓળખાવવા નગર હરદ્વાર કહે છે ! હરિનો સૌથી પૂર્વનો અર્થ તો સૂર્ય છે. આપ્ટેના કોશમાં સૂર્ય તેમજ સૂર્યનાં કિરણ (એ બે દ્રવ્યગુણ તથા બાપ દીકરા જેવા હોવાથી બહુ ભેદ નથી) એવા હરિના અર્થ આપ્યા છે. हरि શબ્દ हृ ધાતુને इन् પ્રત્યય લાગવાથી બન્યો છે, અને તેનો યૌગિક સામાન્ય અર્થ હરણ કરવું, ખેંચી જવું એવો થાય છે. હરનાર, ખેંચી લઇ જનાર વસ્તુ માત્ર તે હરિ છે ! પરંતુ વિશેષ અર્થમાં તે સૂર્ય માટે વાપરી શકાય છે, કારણ કે સૂર્યની આકર્ષકશક્તિ સૌથી વિશેષ છે. વેદમાં સૂર્યનાજ અર્થમાં હરિ શબ્દ પ્રયુક્ત થયો છે, યથાઃ—

कृष्णं नियानं हरयः सुपर्णा अपो वसाना दिवमुत्पतन्ति ।

ઋગ્વેદ, ૧, ૧૪, ૪૭ ॥

આ મંત્રનો ભાવાર્થ એજ છે કે, ( हरयः ) કિરણો મહાકર્ષક સૂર્યને લઇને દ્યુલોકમાં જાય છે. તાત્પર્ય કે વિષ્ણુનું એક નામ હરિ હોવાનું કારણ બન્નેનો એકજ અર્થ સૂર્ય થાય છે તેજ છે.

ગરૂડ કહેતાં કિરણ વિષ્ણુનું કહેતાં સૂર્યનું વાહન કેમ ? એ પ્રશ્નનો ઉત્તર હવે લંબાવવાની જરૂર નથી. સહસ્રો કિરણોની મધ્યમાં સવાર પેઠે સૂર્ય વિરાજમાન છે. કિરણ વિનાનો સૂર્ય નકામો છે. તે વિના તે કશે જઇ પહોંચી શકતો નથી. વાદળના અંતરાયથી જ્યારે કિરણો પૃથ્વી પર પડતાં અટકી જાય છે ત્યારે સૂર્ય અદ્રશ્ય, નહીં હોવા જેવો થઇ જાય છે. સૂર્ય સ્વયં તો કશે જતો આવતોજ નથી. પૃથ્વી પર તે પોતાના કિરણોનેજ મોકલે છે. તેજ તેનો દૂત, તેનો પ્રતિનિધિ, તેનું સાધન, તેનું વાહન છે !

## ગરૂડનો મોટો ભાઇ અરૂણ કેમ ?

ગરૂડનો મોટો ભાઇ અરૂણ દેવતા કલ્પ્યો છે. અરૂણ વિષે એવી આખ્યાયિકા છે કે, તે પિતા કશ્યપ અને માતા વિનતાનો સૌથી જ્યેષ્ઠ પુત્ર હતો. માતા વિનતાએ ગર્ભાવતી થયા પછી તે પુત્રનો જન્મ તે ગર્ભાશયમા અપરિકવ સ્થિતિમાં હતો છતાં અકાલ રીતે કરાવ્યો હતો. આથી અરૂણદેવ જાંગ કે પગ વગરના જન્મ્યા ! તેથી તેનું બીજું નામ " અનુરૂ " અથવા ' વિપાદ ' ( પગ રહિત ) છે. માતાના આ અપરાધ માટે પુત્રે તેને શાપ દીધો કે, જા તું સર્પમાતા કદ્રુની દાસી થજે ! માતાની અતિ વિનંતિથી પુત્રે કરૂણા કરી અને ઉમેર્યું કે, ભલે, તારો હવે પછીનો પુત્ર ગરૂડ તને દાસીત્વમાંથી મુક્ત કરશે! આ વાર્તાનો હેતુ માત્ર પ્રભાતની કુદરતની લીલાને મનુષ્યની કૃતિના શબ્દોમાં રચવાનો છે. અરૂણને સૂર્યના સારથિ માન્યો છે. તે ખરૂં છે, કારણ કે જો સુર્ય મનુષ્ય હતે તો અરૂણ સારથિ હતે. પરંતુ સુર્યની પ્રખર ઉષ્ણતાથી, સુર્ય પોતે તથા અરૂણ મનુષ્ય કે ચેતન શરીરધારી હતે તો બન્ને ક્યારના બળી ગયા હતે ! અહીં સુર્યથી ૯૬ કરોડ માઈલને છેટે આપણે બેઠા છીએ છતાં વૈશાખ અને જ્યેષ્ઠમાં છાયામાં પણ ધમધમી અને ધગધગી જઇએ છીએ. ટેકરીનાં નગરો તથા શિતલ સ્થલો પર બની શકે તે ગરમીના માર્યા ભાગી જાય છે. તો સુર્યનો સારથી તો ક્યારનો સેકાઇને ભુજાઈ ગયો હોય ! પરંતુ સારે નસીબે સુર્ય કે તેનો સારથી મનુષ્યો નથી. તેઓ તો દેવ છે, અને દેવ કાંઇ ચેતનજ હોવા બંધાયા નથી. તેઓ તો ઇશ્વર નિર્મિત્ત કાર્ય કરવા સરજાયા છે અને કર્યે જાય છે. મનુષ્યોથી પણ વિશેષ કાર્ય અરૂણ સુર્ય આદિ દેવો કરે છે, મનુષ્ય ન કરી શકે તે તેઓ કરે છે, તેમાંજ અને તેથીજ તેમનું દેવત્વ છે. તેમની ચેતનતાથી કાંઇ દેવત્વ વિશેષ નથી. એમ તો શ્વાન અને ખર પણ ચેતન છે. તેમાં શું થયું? અરૂણ દેવને પ્રભાતના અધિષ્ઠાતા દેવ કહ્યા છે. પ્રભાતને સુર્યના સારથીની કવિએ ઉપમા આપી છે. રથમાં અગાડી સારથી અને પછાડી તેમાં બેસનાર હોય છે. સુર્યને રથમાં બેસનાર કલ્પ્યો તો તે દેખાવા પૂર્વે જે ઝળઝળીયાં, પ્રભાત થાય છે તે તેની અગાળ દર્શન દેતો હોવાથી તેને સારથી કલ્પવો વાસ્તવિકજ છે. પ્રાતઃકાલનો સંધ્યા સમય એજ પ્રભાત છે, અને આખા દિવસમાં તે સૌથી રમણીય, અને આલ્હાદક ક્ષણ છે. તેથી તેની સ્તુતિ પ્રશંસા કવિઓએ કરી છે. પ્રભાત પછી કિરણો દેખાવા માંડે છે. અને કિરણ સમૂહ તેનુંજ નામ ગરૂડ છે એ આપણે જોયું છે. સુર્ય ( વિષ્ણુ ) નો સારથી અરૂણ ( પ્રભાત )

પહેલાં જન્મ પામી, પછી કિરણ જન્મ પામે છે. તેથીજ અરૂણને મોટો તથા ગરૂડને નાનો ભાઈ કહ્યા છે? અરૂણને પગ ન હોવાની ઉપરોક્ત વાર્તા, સારથીઓનાં મુખજ દેખાય છે, રથ પર બેસતાં પગની પલાંઠી વાળતાં પગ નષ્ટવત્ થઇ જાય છે તે પરથી દેખીતી રીતે ઉપજાવી કાઢી છે. ગરૂડ અરૂણ તથા દેવ દાનવો પશુ પક્ષી સર્વના પિતા તરીકે કશ્યપ ઋષિ ઠરાવવામાં આવ્યા છે. તેનું રહસ્ય પણ ઘણું સુંદર છે. પરંતુ વિષ્ણુના રહસ્યના સંબંધમાં તે અપ્રાસંગિક થઇ પડે એમ હોવાથી અત્રે તે વિષે કાંઇ ઉલ્લેખ કરતા નથી. એટલુંજ કહીશું કે કશ્યપ એ પરમાત્માનું નામ છે. पश्यक इति कश्यपः । અને પરમાત્માએજ પ્રભાત (અરૂણ) ગરૂડ (કિરણ) તથા જગતની સર્વે અન્ય કલાઓ, તથા દુષ્ટ શિષ્ટ સર્વે પશુ પક્ષીઓને ઉત્પન્ન કીધા છે. પરમાત્માને મનુષ્ય કલ્પીને વાર્તામાં રોચકતા માત્ર આણી છે, પણ તેમ અસંભવિત થઇ પડયું છે. પરંતુ તે અસંભવિતને સંભવિત મનાવવાનો મૂલ ઉદ્દેશ નહોતો. પ્રાચીન કાલના આર્યો મૂર્ખ નહોતા.

## વિષ્ણુ અને સહસ્રફણ શેષનાગ.

ગતાંકમાં હમે વિષ્ણુ ભગવાન શેષનાગ પર શયન કરે છે તેના સંબંધમાં કેટલોક પ્રસ્તાવ કર્યો હતો. એ આખ્યાયિકાની ઉત્પત્તિનાં એક નહીં પણ અનેક કારણો થયાં છે. વિષ્ણુ શયન કરે છે તે નાગનું વર્ણનજ વિષ્ણુ કોણ છે તે સ્વયમેવ પ્રગટ કરે છે. એ નાગના સહસ્રફણ માનવામાં આવ્યાં છે, અને તેને મહાશ્વેત પણ કહ્યો છે. સહસ્ર શબ્દનો અર્થ એક હજાર થાય છે. પરંતુ તેનો બીજો અર્થ અસંખ્ય અતિ મોટી સંખ્યા એવો પણ થાય છે, એ સંખ્યાનું અનંત સૂચક વિશેષણ છે. सहस्र शिर्षा सहस्र पुरुषा એ પ્રખ્યાત વેદમંત્રમાં પણ અનંતનાજ અર્થમાં 'સહસ'નો પ્રયોગ થયો છે. સહસફણ તે બીજી કોઇ નહીં પણ અસંખ્ય કિરણોની છે. કિરણ પોતે ફણા રૂપ છે. અને સદેહ નાગ હોતાજ નથી, તેમ હજાર ફણાવાળા પણ હોતા નથી. સાત ફણાવાળા પણ માત્ર સાંભળ્યાજ છે. તાત્પર્ય કે એ સહસફણા શ્વેત શેષનાગ તે બીજો કોઇ નહીં પણ કિરણગણજ છે. તે નાગ પર વિષ્ણુ શયન કરે છે. તેનો અર્થ એજ છે કે, સૂર્ય કિરણોની મધ્યમાં, જાણે કિરણોની બનાવેલી ગાદીની વચમાં પોઢેલા છે! અને કિરણોની ફણા ચારે દિશામાં ફાટેલી આપણે રોજ જોઇએ છીએ, કિરણુંના સૂર્યની આસપાસ બનેલાં ચક્રની વચમાં આકાશ (સમુદ્ર)માં સૂર્યભગવાન્ નિરંતર વિશ્રામ કરેલા વિદ્યમાન છે. સૂર્યની પ્રતિદિનની લીલાનું આ આલંકારિક વર્ણન કેવું સુંદર છે–હમે ઇચ્છીએ છીએ કે આર્ય પ્રજા એ સુંદરતાની કદર કરવા પુનઃ સમર્થ થાય! તેથી સૂર્યની પ્રતિષ્ઠા પણ વધશે અને પરમાત્મા પર સૂર્યના અનુપમ લીલાનાં જ્ઞાનનો પ્રકાશ થતાં વિશેષ આસ્થા થશે કારણ કે પરમાત્મા એવા મહાન સૂર્યના પણ કર્તા છે એમ ત્યારે જ્ઞાત થશે.

(અપૂર્ણ)

# એકત્ર કુટુંબ કે વિભક્ત કુટુંબ ?

(૧)

આર્યાવર્તમાં પ્રાચીન કાલથી ચાલતી આવતી સંયુક્ત અથવા એકત્ર કુટુંબની વ્યવસ્થા એ આર્ય સંસારનું એક વિલક્ષણ લક્ષણ છે, અને એ વ્યવસ્થા એટલી ગુંચવાયલી અને વિસ્તાર પામેલી છે કે તેના સંબંધમાં આપણા ન્યાયાલયોમાં માન્ય થયલા "હીંદુ કાયદા" માં ઘણો ઉહાપોહ થયલો દ્રષ્ટિગોચર થાય છે. યાજ્ઞવલ્ક્યકૃત સ્મૃતિ ઉપરની વિજ્ઞાન ભિક્ષુકે પોતાની 'મિતાક્ષરા' નામક ટિકા કે જે ગુજરાત, દક્ષિણ તેમજ કાશી તરફના પ્રાંતોમાં હીંદુ કાયદાના વારસા હીસ્સાના પ્રકરણમાં એક મહા પ્રમાણ મનાય છે તેમાં સંયુક્ત વ્યવસ્થા વિષે ઘણી ચર્ચા કરેલી છે. હીંદુ કાયદામાં સંયુક્ત કુટુંબના વારસા હિસ્સાનો કાયદો એટલો ગુંચવાયલો છે કે તેનું સ્પષ્ટીકરણ કરવા સારૂ નાનાભાઈ હરિદાસ, કાશીનાથ ત્ર્યંબક તેલંગ તથા સર ભાષ્યમ આયંગર આદિ હાઈકોર્ટના સ્વ. હીંદુ જજોએ ખાસ નામના મેળવી છે. હીંદુ સિવાયની જાતિના, વકીલની પરીક્ષાના ઉમેદવારો તે કાયદો ઘણી માથાફોડ કરતાં પણ સમજી શકતા નથી એટલો તે ગુંચવાડા ભરેલો અને વિસ્તીર્ણ છે. હીંદુ કાયદાની ભૂમી રૂપ સ્મૃતિ શાસ્ત્રોમાં આ પ્રમાણે સંયુક્ત કુટુંબની મીલકતના વિભાગ સંબંધી પુષ્કલ અને સૂક્ષ્મ વિવેચન હોવા છતાં એ કાંઈક આશ્ચર્યકારક છે કે એ વ્યવસ્થા જન સમાજને એકંદર લાભદાયી છે અથવા નહીં તેનો વિચાર સરખો પણ કાયદામાં કર્યો નથી. આડી તેડી બાબતો પર તેઓએ પુષ્કળ વિવેચનો કર્યાં છે, પરંતુ આપણી સમાજને રોજ સુખી કે દુઃખી કરનારી એક વ્યવસ્થા વિષે તેઓ કશો પણ અભિપ્રાય આપી શક્યા નથી, એ શોકપ્રદ છે. સત્ય વાત એ છે કે જે વ્યવસ્થા સ્મૃતિકારોએ વર્તમાન જોઈ તે ઉતમજ છે એમ સ્વીકારી લઈને, તેના સંબંધમાં ચાલતા આવેલા કેટલાક રીવાજો તેઓએ સ્પષ્ટતર કીધા. રાજાની સહાયતાથી યથાશક્તિ તેમાં સુધારો વધારો કીધો, તેમજ ખાસ કરીને મિતાક્ષરાના કર્તાએ સંયુક્ત કુટુંબના સ્ત્રીવર્ગને જે ન્યાય હીસ્સામાં મળતો નહોતો તે ન્યાય અપાવવા પ્રશંસનીય પ્રયત્ન પણ કર્યો; પરંતુ એ પ્રકારના કુટુંબનો અમુક ભાગને અન્યાયકર્તા બંધારણજ સમાજની ઉન્નતિમાં બાધાકર્તા તથા એકંદર હાનિકારક છે કે નહીં એ વિચાર તો તેમને ધર્યું કરીને આવ્યોજ નથી.

કમનસીબે, એ વ્યવસ્થાની હાનિકારકતા સિધ્ધ કરવાનો પ્રયત્ન અદ્યાપિ પર્યંત જોઈએ તેવો નવા જમાનાના હીંદુ વિદ્વાનો તરફથી પણ થયો નથી. સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં સદ્‌ગત સાક્ષર ગોવર્દ્ધનરામે તેના લાભાલાભ પણ સુંદર રીતે સરસ્વતીચંદ્રના મિત્ર ચંદ્રકાંત તથા "ઉદ્ધતલાલ" વચ્ચેના (પ્રકરણ ૭ મું) પત્રવ્યવહારમાં દર્શાવ્યા છે; પરંતુ સંયુક્ત વ્યવસ્થાની હાનિઓ તરફ પાસું બહુ નમી જતું જોઈને, અને રખેને વાંચકો વિભક્ત વ્યવસ્થાના લેખક પક્ષપાતી છે એમ અનુમાન કરે અને તેથી સંયુક્ત વ્યવસ્થાના પ્રેમીઓ તેમનાથી અસંતુષ્ટ થાય એ ભયથી કે બીજા ગમે તે કારણથી એ વિદ્વાન વિચારકે તેના અસર અનેક અપવાદોથી તથા શરતોથી અને હાનિ દર્શાવનાર પાત્રને 'ઉદ્ધતલાલ' એવું

'જ્યુરીશીયલ' નામ આપીને ચંદ્રકાંતના છેલ્લા પત્રમાં તોડી નાંખી છે. અને તેથી આજ સુધી સુસ્મરણીય ગોવર્દ્ધનરામભાઈ શું કહેવા માંગે છે, અને તેમનો અભિપ્રાય એકંદર કોની તરફેણમાં ઝુકે છે, તે વિષે સરસ્વતીચંદ્રની નિજધામાલા રૂપ નવલકથાના વાંચનારાઓ વચ્ચે મતભેદ છે! 'ઉદ્ધતલાલ'ને અભિપ્રાય તે કર્તાનોજ અભિપ્રાય હોવા વિષે પણ ઘણાને શક છે. સંયુક્ત કુટુંબની વ્યવસ્થા જનસમાજને અનેક દ્રષ્ટિએ અને અનેક રીતે, એકંદર અન્યાયી, હાનિકારક તથા બીનકુદરતી છે એ હમારો નમ્ર પક્ષ છે તે યથાશક્તિ સિદ્ધ કરવા. હમે આજે પ્રયત્ન કરીશું. સંયુક્ત કુટુંબના ઇતિહાસ વિષે ઘણું લખાયું છે. સર હેનરી મેને "અર્લીટ્રાઇબ્સ" માં તેમજ મી. જોન ડી. મેને "હીંદુ લૉ" માં એ દ્રષ્ટિથી પુષ્કલ વિદ્વત્તાયુક્ત વિવેચન કર્યું છે; પરંતુ તે સાથે આપણને અત્રે ખાસ નીસબત નથી; કારણ કે તેમણે તો ઐતિહાસિક દ્રષ્ટિથી તે રીવાજની ઉત્ક્રાંતિનું અવલોકન કર્યું છે. આપણે તો એટલોજ વિચાર અત્રે કરવાનો છે કે, એ વ્યવસ્થા દેશની સામાજીક તથા સામાન્ય ઉન્નતિના વ્હાનારે ઉત્તેજન આપવા જેવી છે કે તે નિરૂત્તેજનને પાત્ર છે?

## સંયુક્ત કુટુંબની વસ્તુસ્થિતિ.

લાભ તથા હાનિનો વિચાર કરવા પૂર્વે સંયુક્ત કુટુંબનો અર્થ સ્પષ્ટ કરવો જોઇએ. ફેમીલી-કુટુંબનો અર્થ શું? પતિ પત્ની અને તેના કુમારા પુત્ર પુત્રીઓ એવો અંગ્રેજી કોષ તથા પાશ્ચાત્ય સભ્યતા પ્રમાણે અર્થ થાય છે. હીંદુઓમાં તો જે કોઇ પિત્રાઇઓ તથા તેમની સ્ત્રીઓ તથા વ્હેનો તથા પુત્રીઓ એક છાપરાં હેઠળ એક ચૂલે રસોઇ કરી એક સાથ જમતાં તથા રહેતાં હોય તેઓનું એકજ કુટુંબ બને છે. તેમની મીલકત પણ અવિભક્ત હોય છે. હીંદુઓનું એવું કુટુંબ આ પ્રમાણે લગભગ અનંત છે. તેનો ખરેખાત અંત આવે ત્યારેજ આવ્યો જાણવો. તેની વૃદ્ધિની સીમા નથી. જેને આદિ છે તેનો અંત હોવો જોઇએ એવા દર્શનશાસ્ત્ર તેમજ સમસ્ત તર્ક શાસ્ત્રના સિદ્ધાંતને સંયુક્ત કુટુંબની પરિપાટી લગભગ પ્રત્યક્ષ અમાન્ય ઠરાવે છે! અંગ્રેજોનું કુટુંબ પત્ની રજસ્વલા થતી બંધ પડતાં અને તેથી ગર્ભવતી થતી બંધ પડી કે સમાપ્ત થાય છે. પરંતુ હીંદુ કુટુંબનો આકાર તો પાશ્ચાત્યના કુટુંબના આકારથી જુદાજ પ્રકારનો છે. પાશ્ચાત્ય કુટુંબ પાશ્ચાત્ય વ્યાખ્યા અનુસાર એક સીધી લીટી જેવું છે, કે જેનો અમુક હદ સુધી તે દોરાતાં અંત આવે છે. પરંતુ હીંદુ કુટુંબ તો એક ગોળ ખાનાંઓથી બનેલી એક ગોલાકૃતિ જેવું છે. તે ગોલ કુટુંબમાં નવું બાલક જન્મતાં અનંત પર્યંત વૃદ્ધિગતજ થતું જાય છે. તેનો વ્યાસ કે પરિઘ કોઇ માપી શકતુંજ નથી. અંત દ્રષ્ટિમર્યાદાની હમેશાં બહાર રહે છે. વ્યાકરણની પરિભાષાનો પ્રયોગ કરીએ તો કહી શકાશે કે, હીંદુઓના સંયુક્ત કુટુંબ રૂપ વાક્યમાં છેડે પૂર્ણવિરામ જેવું કશું હોતુંજ નથી. હીંદુ સંયુક્ત કુટુંબ આષાઢ એક વડનાં ઝાડ જેવું છે. તેમાં નવી ડાળીઓ અધોમુખે લટકી જમીનમાં દટાઇ પછી એક ઉપરવતંત્ર અથવા અર્ધ સ્વતંત્ર વૃક્ષ રૂપે પાછી પ્રગટી નીકળે છે તેમ હીંદુ કુટુંબમાં થાય છે. ફેર એટલોજ છે કે હીંદુ કુટુંબમાં માત્ર પુત્રો નવીન ઉપકુટુંબોના સ્થાપક બને છે જ્યારે પુત્રીઓ પારકે ઘેર જાય છે, ત્યારે વટ વૃક્ષમાં એવો ભેદ થતો નથી. સો આદમીનું પણ ભલે કુટુંબ હોય અને તેમાં ઘણાની ઉમ્મર, ભલે પચાસની પેલી પાર

હોય અને ભલે તેમના વાળ ધોળા થઇ ગયા હોય પરંતુ તેઓ વ્યાવહારીક રીતે એ કુટુંબમાં તો સગીર વયના છે. તેમનો એક નિયમ તરીકે મત લેવામાં આવતો નથી. જે સૌથી વૃદ્ધ તથા વરિષ્ઠ હોય છે તેનોજ ન્યાત જાતમાં મત ને એકરો હોય છે, લોકે ડાહ્યુ તરીકે જવાનું હોય છે ત્યારે ખાત્ર બીજાની ઘસાય છે. પણ ન્યાતજાતમાં તથા ઘરમાં તો તેઓ મીંડા જેવાજ હોય છે. તેમનો મત ઘર બ્હારના વ્યવહારમાં લેવામાં આવતો હોય તોપણ તે માત્ર એક સૂચના રૂપેજ હોય છે. તેમને પોતાના મત પ્રમાણે વર્તવાનો કે બીજાને વર્તવા કહેવાનો કશો હક નથી. જો તેમના મતને કદાચિત્ માન મળે છે કે તેનું વજન પડે છે તો તેનો તે આપવાનો હક *હોવાથી નહીં પણ તેના મતમાં કાંઇક વિશેષતા હોવાથીજ તેમ બને છે. સંયુક્ત કુટુંબ ખરું પૂછો તો એક મહા કુટુંબ છે, જેમાં અનેક સંપૂર્ણ કુટુંબો, ઉપકુટુંબો તથા અર્ધ કુટુંબો તથા રંડાયલી બ્હેન ભોજાઇઓ, મૃત કાકા–ભત્રીજાના અનાથ પુત્ર આદિ, ધડથી છુટા પડેલા હાથ પગ જેવા, છુટક છુટક અવયવોનો સમાવેશ થાય છે.

સંયુક્ત કુટુંબની વ્યાખ્યા અને વર્ણન કરતાં, સ્પષ્ટ કહેવાની જરુર છે કે, કેવલ માતા યા કેવલ પિતા જો (અંગ્રેજી અર્થના) કુટુંબ (પતિ પત્નિ તથા તેની સંતતિ) માં હોય તો તેથી તે કુટુંબ સંયુક્ત થતું નથી. તે શુદ્ધ એક કુટુંબ રહેતું નથી પરંતુ વસ્તુતઃ અને વ્યાવહારિક રીતે તે એકજ કુટુંબ રહે છે. તે બહુ તો સવાયું અથવા દોઢું કુટુંબ થાય છે. અને વ્યાકરણમાં પણ જેમ સવા દોઢ એકવચન ગણાય છે તેમ તેનું કુટુંબ હમે વિભક્ત કુટુંબજ ગણીએ છીએ. આ સ્પષ્ટીકરણ કરવાનો હેતુ એટલોજ છે કે જો પુત્ર પોતાના માતા અગર પિતાની પોતાના કુટુંબસહિત હોય તો પણ તેને હમે વિભક્ત કુટુંબજ ગણીએ છીએ. જો તેને તમે સંયુક્ત કુટુંબ કહો તો હમે તેટલે અંશે સંયુક્ત કુટુંબની તરફેણમાં છીએ.

## વિભક્ત કુટુંબના વાદીઓની સૌથી મજબુત દલીલ શી છે?

સંયુક્ત કુટુંબના વાદીઓની સૌથી મજબુત દલીલ આ પ્રમાણે છે. “ શું ઘરડા મા-
‘ બાપોને કાઢી મુકવા? શું તેઓએ કાઢી મુકવા સારૂ આપણને આટલું બધું કષ્ટ વેઠીને
‘ ઉછેર્યા? શું વૃદ્ધ માતા પિતાની યુવાન પુત્રોએ સેવા કરવી એ પરમ ધર્મ નથી–અરે! ધર્મનો
‘ સાર જ તે નથી? વૃદ્ધ માતા પિતાની આજ્ઞાનું પુત્રે પાલન કરવું, તેમની આંખને પોતાની
‘ હાજરીથી હમેશાં ઠારવી, તેમની દરેક સગવડ સાચવવી, તેમનો સત્કાર કરવો એ પુત્ર
‘ માત્રનો પરમધર્મ છે. જો તમે સ્વાર્થી બની આજકાલની આવેલી પત્નીના કહેવાથી તેમ-
‘ નાથી જુદા પડો તો તેની સેવા અશક્ય છે, અને તેમ જુદા રહેનારા જેવા પિતૃઘાતી અને
‘ કૃતઘ્ન પુત્ર કોઇજ નહીં. ”

આ વચનો સાથે હમે લગભગ શબ્દશઃ મળતા થઇએ છીએ! પિતા માતાની સેવા કરવા કરતાં પવિત્રતર કોઇ કર્તવ્ય છે એમ હમે માનતાજ નથી. એ તો સત્ય, ઉચિત અને શ્રાદ્ધતર્પણ છે. જે પુત્ર યથાશક્તિ પિતાની સેવા ન કરે તેના જેવો દુષ્ટ, પાપી અને અધાર્મિક મનુષ્ય કોઇજ નથી. આટલું આનંદથી સ્વીકારવા પછી હમારે સશોક કહેવું પડે છે કે, વિભક્ત કુટુંબની વ્યવસ્થાના હીમાયતીઓનું દૃષ્ટિબિંદુજ, સંયુક્ત વાદીઓ જોઇ શકતા નથી. કદાચ, વિભક્તવાદીઓએ પોતે પોતાનું દૃષ્ટિબિંદુજ વિચારપૂર્વક નિશ્ચિત કર્યું નથી. દરસાક

માતા પિતાની પાછળ ખરચ થાય, અને પત્નીને તથા પોતાના સંતાનો વધારે સુખ તથા લ્હેર કરાવવાની સ્વાર્થી ધ્યાનથીજ વિભક્ત કુટુંબના વાદી બને છે! ઉલ્ટું, હમારૂં દ્રષ્ટિબિંદુ તે સ્વાર્થીઓથી વિરૂધ્ધજ છે. હમારા નમ્ર મત પ્રમાણે વિભક્ત કૌટુંબિક વ્યવસ્થા એટલાજ સારૂ આદર્શ ગણાવી જોઇએ કે પુત્રનો નહીં પણ માતા પિતાનો સ્વાર્થલાભ વધારે સારી રીતે વિભકત વ્યવસ્થાથીજ સામાન્ય રીતે સાચવી શકાય છે. વિભકત કુટુંબના વિરોધીઓ જે દ્રષ્ટિબિંદુથી વિભકત કુટુંબની નિંદા કરે છે તે દ્રષ્ટિબિંદુ તેઓ ખરાં સત્ય બિંદુથી, સામેની આર્સીમાં ઉંધું જોઇને તેજ-સુલટું ધારીને કરે છે. સ્ત્રીનો જમણો સટકો દર્પણમાં ઉલટો અર્થાત્ ડાબો દેખાય છે, તે પરથી દર્પણમાં જમણો સટકો ખોસનારીનો ડાબો સટકો જોઇને, તે સ્ત્રી ખરાબ દેખાય છે એમ કહેનાર જેવા ભ્રમમાં પડેલા છે તેવોજ સંયુકત વ્યવસ્થાનો પ્રેમી, વિભકત વ્યવસ્થાની નિંદા કરતાં ભ્રમ ખાય છે. પુત્રને પિતાની સેવા વધુ ન કરવી પડે એટલા સારૂ નહિ પરંતુ, ઉલટું પિતાને પુત્રોની સેવા વધુ ન કરવી પડે એટલા સારૂ, હમે વિભકત કુટુંબની તરફદારી કરીયે છીએ. જુના હીંદુ કાયદા પ્રમાણે સગીર વય ( જે અપ્રાપ્તવય કહેવાય છે ) ૧૬ નું છે. હાલના સગીરનું હીંદુ કાયદા પ્રમાણે તે ૧૮ નું છે. અંગ્રેજી પ્રજા ૨૧ વર્ષે ( સ્ત્રી ૧૮ વર્ષે ) સગીર મટી મટે છે. પરંતુ ખરૂં જોતાં સગીરની વય ( પુરૂષ માટે ) ૨૫ સુધી હોવી જોઇએ, કારણ કે પ્રાચીન વ્યવસ્થા પ્રમાણે ૨૫ વર્ષ પર્યંત પુત્રે અભ્યાસ કરવાનો છે અને અભ્યાસ કરતાં સુધી તે સગીર કાચી સમજનો ગણાવો જોઇએ એ દેખીતું છે. તે વય પૂરી થતાં, પુત્રને માતા પિતા આ પ્રમાણે કહે છે ( કહેવું જોઇએ ):—

" હમે આ પચ્ચીસ વર્ષ પર્યંત તને ઉછેરી, ભણાવી મોટો કર્યો. હવે તું તારી મેળે ' તારૂં સંભાળી સેવા યોગ્ય થયો છે. હવે હમારો ભાર તારે ઓછો કરવો જોઇએ. હવે તું ' સ્વતંત્ર રીતે પુરૂષાર્થ કરવા યોગ્ય થયો છે. યોગ્યતા પ્રાપ્ત કરવા હમે તને યથાશક્તિ સહા- ' યતા આપી છે. સ્વતંત્રતાનાં સુખ ચાખવાની છુટ હવે આજથી હમે તને આપીએ છીએ. ' તું જગતમાં ચહાય ત્યાં આનંદથી વિચર, અનેક ઉત્તમ સાહસ અને પુરૂષાર્થ કર, ઇચ્છા ' પ્રમાણે પ્રેમલગ્ન કરીને સુખી થા. હમારા સંયુક્ત આશીર્વાદ તું જ્યાં હશે અને જશે ત્યાં ' તારી આગળ અને પાછળ છેજ. અત્યાર સુધી તન, મન અને ધનનો સઘળો ભોગ હમે તને ' સંપૂર્ણ મનુષ્ય બનાવવા, સંસારની સફર કરવા યોગ્ય વહાણ રૂપ કરવા તને તૈયાર કરવામાં ' આપ્યો છે. તારા સિવાય બીજાં બાળકો પણ છે. હમારે બીજાં પણ કર્તવ્યો છે, જે ' પૂર્ણ કરવા હમારે એ તન, મન ધનની જરૂર છે. માટે હમારા શુભાશીર્વાદથી તું હમારાથી ' સ્વતંત્ર થા કે જેથી, હમારો ભાર ઓછો થાય તેમજ તારી પરતંત્રતા પણ ઓછી થાય; ' અને બીજા સગીર તથા અન્ય પાત્રોની સેવા હમે વધારે સારી રીતે કરી શકીએ. "

અપૂર્ણ.

# આર્યાવર્તમાં દેવી અને દશેરા નિમિત્તે થતો રક્તસ્રાવ.

( લખનાર, રા. સ. મા. ઝવેરી, મુંબઈ )

અસલના વખતમાં પાડા આદિ પશુઓનો વધ થતો અને હજુએ અંબાજી જેવા સ્થલે, કે જે "અહિંસા પરમો ધર્મ" માનવાવાળા હિંદુઓનું પવિત્ર દેવસ્થાન ગણાય છે ત્યાં, તેમજ કેટલાંક દેશી રાજ્યોમાં થોડા કે વધું પ્રમાણમાં નજરે પડે છે. પ્રથમ તો મનુષ્ય વધ કરવામાં આવતો પણ જમાનો બદલાતાં તે આપત્તિ બિચારાં મુગાં જાનવરો પર આવી પડી.: કેટલેક નિમિત્તે મનુષ્યવધ કરવો જરૂરી ગણાતો અને તેમ કરવામાં આવતું. એક હજાર વર્ષ અગાઉ થઈ ગયેલા ગુજરાત પાટણના પ્રખ્યાત રાજા સિદ્ધરાજ જયસિંહે સહસ્રલિંગ તળાવ બંધાવતાં એક ઢેડનો ભોગ આપ્યો હતો. અગાઉના વખતમાં રણયુદ્ધની શરૂઆત પહેલાં એક માણસનો ભોગ આપવામાં આવતો, એવી કથાઓ આપણે સાંભળી છે. એમાં ગમે તે કારણ હો પણ એટલું તો ખરૂં જ કે **દેવો દુર્બલઘાતકઃ!** કોઇ રાજા યા શ્રીમંત માણસનો એવે પ્રસંગે ભોગ અપાયલો સંભળાયો નથી !

થોડાજ દિવસની વાત છે કે મધ્ય પ્રદેશમાં લોકોનાં છોકરાં ગુમ થવાની ખબરો સાંભળવામાં આવી હતી. ખબર કાઢતાં એવી અફવા સંભળાઇ કે કોઇ સ્થલે પૂલ બંધાતો હોવાથી ૧૦૦ છોકરાંનો ભોગ 'દેવી' ને આપવાની જરૂર છે ! વળી, અમદાવાદ જીલ્લાના હાજીપુર ભોયણ નામના ગામમાં લગભગ ત્રણ હજાર ઘરની કોળીઓની વસ્તી છે. તેમનામાં એવો રીવાજ છે કે ઘેર પુત્ર પ્રસવે કે એક પાડાનો વધ કરવો. તેને બંધ કરાવવા, અગાઉ ઘણી મહેનત થયેલી પણ તે ફલીભૂત થઈ નહોતી. પછી થોડાક વખત, સારૂ તે બંધ પડેલો પણ પાછો ચાલુ થયેલો તેને સારૂ હમણાં પાછી મહેનત થવાથી બંધ થવાની વાત સંભળાય છે ખરી. પણ તે કેટલો વખત સુધી બંધ રહેશે તે એક સવાલજ છે; કારણ કે રાજસત્તા વધ કરનારા આ સંબંધી, ધાર્મિક ફરમાનનું બ્હાનું બતાવતા હોવાથી, કાંઇ કરી શકતી નથી. આશ્ચર્ય એજ થાય છે કે, મનુષ્ય પ્રતિજ નહીં કિન્તુ પશુ પ્રતિ પણ, ચેતન પ્રાણિ માત્ર પર, મિત્રની કરૂણાદૃષ્ટિથી જોવા માટે સૌથી પ્રખ્યાતિને પામેલી આર્યજાતિ આવા દેખીતા દુષ્ટ રીવાજને કેમ અનુમોદન આપતી હશે, અને મુગ્ધ રીતે સહન કરી રહી હશે ? તેનો ઉત્તર એજ કહી શકાય કે, વામમાર્ગીઓનું બલ આગલા કાલમાં વિશેષ વ્યાપેલું ત્યારે તેઓ શંકરાદિને હાથે નષ્ઠ થતાં પણ હીંદુ ધર્મમાં માંસમાહાત્મ્યની પ્રસાદી અર્પણ કરતા ગયલા; તેમની ઉન્નતિના દિનોમાં તેઓએ દેવીને નિમિત્તે અને બહાને પણ પશુઓનું માંસ ખાવા તે દેવીઓને તે પશુઓનો ભોગ આપવાનો સિદ્ધાંત રચેલો, અને આર્ય હૃદય એવા પ્રકારની દુષ્ટતાની વિરૂદ્ધ હોવાથી, તેઓએ તેમના ધર્મપુસ્તકોમાં દેવીભોગ વિધાયક પ્રકરણો પ્રક્ષિપ્ત કરીને માંસાહારના સિદ્ધાંતમાં કેટલેક અંશે હીંદુઓને વટલાવ્યા ! મહાભારત, તથા અનેક પુરાણોમાં દેવીને પશુ આદિનો ભોગ આપવાનું લખ્યું છે; પરંતુ તે પ્રક્ષિપ્ત છે, પાછળથી વામમાર્ગીઓએ ઘુસાડયાં છે એમજ માનવું પડશે, કારણ કે દેવીને દુષ્ટ માનનારા તો વામમાર્ગીજ હતા, અને તેઓએ હીંદુઓની ધર્મગ્રંથ પરની અત્યંત પ્રીતિ તથા શ્રદ્ધાનો દુરૂપયોગ કરીને તે ગ્રંથોમાં પોતાની વાતો ભેળવી દઇને, આર્યજનોને હલકા પાઠ બંધાવ્યા હતા; જો આર્યો એ અંધકારના કાલમાં જ્ઞાની અને વિવેકશક્તિવાળા હતે તો એમ સદૈવાઈથી ફસતે નહીં; પરંતુ આજથી હજાર, દોઢ હજાર વર્ષનો સમય સંધ્યાનો હતો. પ્રકાશ ક્ષીણ થઇ ગયો હતો. તેવી સંધ્યાનો લાભ લઇને વામમાર્ગીઓએ વૈદિક ધર્માનુયાયીઓનાં પુસ્તકો અપવિત્ર કર્યા છે.

## પ્રાચીનકાલમાં દેવીઓ નહોતી—મીસર દેશથી આયાત.

પ્રાચીન આર્યો એકજ અલિંગી પરમાત્માને પૂજતા અને જાણતા. તેમનો બ્રહ્મ, નિરાકાર જ નહીં પણ નાન્યતર જાતિનો છે. એવી જ્ઞાની, સૂક્ષ્મદર્શી પ્રાચીન આર્યપ્રજાને પરમાત્માથી સ્વતંત્ર એવી નારીજાતિની દેવીની કલ્પના તો વામમાર્ગીઓએજ કરાવી. દેવીપૂજાની વૈષ્ણવો તો હમેશાં વિરૂદ્ધજ છે એ

## શમી પૂજન.

મહાભારતમાંથી પણ એક પ્રસંગ લેવામાં આવ્યો છે; અર્જુને અજ્ઞાતવાસાંતે શમીવૃક્ષ પર ગુપ્ત રાખેલાં પોતાનાં શસ્ત્રો કાઢી જય મેળવ્યો અને પાંડવો છતા થયા તે મુજબ શમી પૂજન કરી શમી પાંતરાં પરસ્પર દેવા લેવાથી સર્વેનાં કાર્યોમાં યશ પ્રાપ્તિ થાય છે એમ માનવામાં આવે છે અને અપરાજીતા, ક્રિયા શક્તિ, ક્ષમા, જયા, વિજયા, આદિ દેવીઓની, ગંડોળીનાં ચિત્રોની તેમજ શમીવૃક્ષની પૂજા કરવામાં આવે છે. મૂલ બનાવનો નાટક કરવાથી મૂલ જેવો વિજય મળશે એ વિચાર બુદ્ધિપૂર્વક નથી. વિચારશીલ બંધુઓએ તે વિષે વિચાર કરવો ઘટે છે.

તેજ મુજબ શિવપત્ની શક્તિએ નવ રાત્ર નિદ્રા લઈ દશમી રાત્રે મહિસાસુરને માર્યો એવી પુરાણોક્ત કથા પરથી એક ચોથો પુજાવિધિ ઉપસ્થિત કરવામાં આવ્યો છે. તે મુજબ પાણીના ઘડાપર દેવીની મૂર્તિ સ્થાપન કરી તેની સામે ભૂમિપર પંચ ધાન્ય વાવી, એક અખંડ દીવો બળતો રાખી. નવ દિવસ પર્યંત નિત્ય ફુલની એકેક માળ કિંવા પહેલે દિને એક, બીજે દિને બે, એમ-જેમ ચાંદ્રાયણ વ્રતમાં એકેક ગ્રાસ વ્રતમાં ચડતા કોળીયા અન્નના ખાવામાં આવે છે તેમ દેવી ઉપર રાગે છે. એ નવરાત્રીમાં વળી એક લલિતા પંચમીની પૂજા રાખવામાં આવી છે.

દશેરાનીજ તિથિએ પૃથ્વી પર જેણે ફેલાવેલા ધર્મની સૌથી મોટી જન સંખ્યા છે એવા બુદ્ધ દેવનો જન્મ થયો હતો. રાવણ સાથે યુદ્ધ કરવા રામ કિષ્કિંધાથી નીકળ્યા હતા અને યશ પ્રાપ્તિ કરી હતી. એજ દિને પાંડવોએ વૈરાટ નગરમાં શમી ઉપરથી શસ્ત્ર પાછાં લઈ જય મેળવ્યો હતો. એ દિને મસ્તક પરથી ચાસ પક્ષી ઉડી જાય તો મોટાં શુકન માને છે, રાજાઓ દરબારો ભરીને સામંત પટાવત વગેરેનો સત્કાર કરે છે અને હાથી ઘોડાનું પૂજન થાય છે. તેમજ સોનાનાં પાત્રાં પરસ્પર વ્હેંચે છે. નવા ધાન્યનું પૂજન કરે છે. આર્યોના ઐતિહાસિક વિજયો એ એક તિથિએ અકસ્માત્‌થી થવાથી એ દિન ઐતિહાસિક દૃષ્ટિથી અવશ્ય સમરણીય છે. પરંતુ તે પૂર્વમાં વર્ણન કરેલાં ભોગ આદિ કરતાં વધારે સારી બીજી રીતે ઉજવવો જોઇએ. પ્રાચીન આર્યો વિજયવાન હોવાનાં કારણોનું અવલોકન કરવાનો તે ખરો દિવસ-મૂહુર્ત છે! દશેરાની તિથિ કુદરતની મોસમમાં પણ એક ઉત્તમ ટાંકણાંની ગરજ સારે છે.

દશેરાની લગભગ વરસાદ સમાપ્ત થઈ જાય છે. આસો માસમાં ખેતરમાં અનાજ પાકી, કાપણી થાય છે. તેથી તે દિને 'ધાન્યોત્પત્તિ યજ્ઞ' કરી પ્રતિવર્ષે આનંદથી ઇશ્વરસ્તુતિ કરવામાં આવે તો પણ તે ખરો દશેરો ઉજવ્યો કહેવાય; કારણકે નવીન અન્ન આજ દિવસોમાં ઉત્પન્ન થાય છે. જેમ સુગંધિ પદાર્થોથી વાતાવરણ શુદ્ધ થાય છે તેમજ માંસ, રૂધિર, આદિ દુર્ગંધી ચીજોથી તે ખરાબ થાય છે અને તેને લીધે અનેક પ્રકારના રોગો પ્રવર્ત્તે છે. આવો ધાન્યોત્પત્તિ યજ્ઞ કિંવા સુખડ અને સુગંધી ધૃતાદિનો સારો યજ્ઞજ મનુષ્યને દરેક રીતે ફાયદો કરનાર છે અને તેમાંજ જનસમાજનું કલ્યાણ હોવાથી દેવ ખુશી થાય છે. બાકી બિચારાં ગરીબ પ્રાણી, કંગાલ મનુષ્યો કિંવા અજ્ઞાન બાલકોનો વધ કરવાથી કોઈ પણ ખુશી થાય અને રીઝીને ભક્તની મનોકામના પૂર્ણ કરે એ વાત માનવાને કોઇપણ બુદ્ધિવાન માણસ તૈયાર થશે એ માની શકાતું નથી.

આર્યમાત્રે અભિમાની થવા યોગ્ય દશેરાનું મહાપર્વ યોગ્ય રીતે ઉજવવાને બદલે હાલ શું કરવામાં આવે છે તેનો વિચાર કરતાં ત્રાસ થાય છે, અને આપણી ઉન્નતિ થવાની આશા નવરાત્ર તથા દશેરામાં તો બંધન પડી જાય છે.

## દક્ષિણમાં સો વર્ષ ઉપર દેવીભોગનું ચાલતું માહાત્મ્ય-કલ્હાડે જાતિની ભયંકરતા.

કલકત્તાની કાલી માતા આગળ તેમજ બીજી દેવીઓ આગળ પણ અનેક ભોગો અપાય છે. ઇંગ્રેજી રાજ્યમાં બ્રીટીશ સરકારના સ્તુત્ય પ્રયત્નથી અને દેશી રાજ્યમાં કેટલાક દયાળુ અને સમજુ રાજાઓની

આજ્ઞાથી આ રીવાજ જોકે ધીમે ધીમે દૂર થયો છે ખરો પરંતુ મુખ્યત્વે દક્ષિણમાં ખાંડ, થંગ, અને કન્હારે, એ ત્રણ જાત દેવીભક્ત છે તેમાંથી છેલ્લી અપ્રત્યક્ષ રીતે-વિષાદિ પ્રયોગોથી-મનુષ્યનો બલિ આપનાર હોવાથી ત્યાં કોઈનો ઇલાજ જોઇએ તેટલો ફલીભૂત થતો નથી. કેટલાક દક્ષિણના લોકો તો વરસાદ સારો આવે અને પાક સારો થાય તે સારૂ વેતાળની સાધના કરવા અનેક ભિન્ન ભિન્ન નિમિત્તથી નાનાં મોટાં મનુષ્યનો બલિ આપી તેમનાં માથાં ખેતરમાં લઇ જઇ પૂરતા ! કેટલાક લોક તો બલિ જો મનુષ્ય મળે નહીં તો કુવાં જોવાને પણ વિષ આપી, મારી નાંખી તેનો બલિ આપતાં ! આવાં કેટલાંક કારણસરજ મરાઠી બોલતી પ્રજામાં સાધારણ રીતે એક કહેવત થઈ પડે છે કે 'કસાઈનો વિશ્વાસ કરાય પણ કન્હાડેનો વિશ્વાસ ન કરાય !' ઘણેક સ્થળે ખૂણે ખાંચરે ગુપ્તપણે પણ આવો ઉત્સવ મનાતો હતો !

## કન્હાડા.

આ કન્હાડાના સંબંધમાં મી. વીલફોર્ડ કેંપબેલ કહે છે કે તેઓ શુમારે ૧૨૦૦ વર્ષ ઉપર ચીનથી આવેલા હોવા જોઇએ અને તેથીજ તેઓ આટલા ક્રૂર છે! કારણ કે ચીનમાં મનુષ્યવધ સામે આપણા જેટલી લોક લાગણી કે ઘૃણા નથી. હાલમાં આ લોકને બ્રાહ્મણ તરીકે લેખવામાં આવે છે.

રત્નાગિરી ગેઝેટીયરમાં લખવામાં આવ્યું છે કે આ લોકો દેવીને પોતાના જમાઇ, પરોણા કિંવા કોઇ પારકા માણસનો ભોગ આગલા વખતમાં વંશવૃધ્ધિ સારૂ આપતા હતા !

In former days they occasionally poisoned their sons-in-law, visitors and strangers as sacrifices to their Goddess in the hope of securing offspring: *Vanshavriddhi*.—**Ratnagiri Gazetteer.**

એક વખતે આવું એક કરપીણ કામ પકડાઇ જવાથી આખી કન્હાડા જ્ઞાતિને પુનામાંથી પેશ્વા સરકારે કાઢી મેલી હતી. તે સંબંધમાં મી. મીટફોર્ડ કહે છે કે:—

" એક માણસે પોતાનાં બારણાં સામે કુવા પાસે એક માણસને બેઠેલો જોયો તેથી તેને વિચાર ' આવ્યો કે દશેરાપર દેવી ભવાનીના ભોગના કામમાં આ માણસ ઠીક કામ આવશે. તેથી તેણે તે માણસને ' પોતાને ઘેર લઈ જઇ રાખ્યો. થોડા દિન પછી તે જ્યારે પોતાને ઘેર જવા નીકળ્યો ત્યારે પેલા માણસે ' તેનાં પોતાની છોકરી જોડે લગ્ન કરી તેને અટકાવ્યો, કારણ કે હજી દશેરાને થોડા દિન બાકી હતા. દ- ' શેરાને દિને તેને બધાને કંઇક પીવાનું આપ્યું જેમાં એક પ્યાલામાં ઝેર-પેલા માણસ-પોતાના જમાઇ-ને ' સારૂ મેળવી રાખ્યું હતું. પણ પેલી છોકરીનો પોતાના વર પર અત્યંત પ્રેમ હોવાથી તેણે પોતાના વરને ' આપવાનો પ્યાલો બદલી નાંખ્યો જે તેના ભાઇના ભાગમાં જવાથી તે મરણ શરણ થયો ! આ વાત પે- ' શ્વાના જાણવામાં આવવાથી તેણે તે દુષ્ટ દેવીભક્તને દંડ કર્યો અને આખી કન્હાડા જાતને પૂનામાંથી ' કાઢી મેલી. "

આ પ્રમાણે એ લોકો પોતાની છોકરીનું ભવિષ્ય ભ્રષ્ટ કરીને પણ ભોગ આપતા !

## કેટલાક રજવાડાઓમાં થતા પશુવધનો ચિતાર.

અંગ્રેજ સરકારના પ્રયત્નથી જ્યારે મનુષ્યવધ તો બંધ થયો ત્યારે હવે બિચારાં પાડાં, મેંઢાં બકરાં, કુકડાં, વગેરે પર કહેર થવા માંડયો છે. કેટલાક રજવાડાઓમાં હજી ઘોડાનાતબેલાઓમાં, હાથીખાનામાં, ગાડીખાનામાં ઇત્યાદિ ૧૮ ' ખાના ' ઓમાં લાઇનબંધ હજારો બકરાં બાંધી ગર્દન ઉડાવવામાં આવે છે ! પ્રથમ રાજાએ અમુક, બાદ રાજપુત્રે અમુક, પ્રધાન, સરદાર વગેરેએ અમુક એ પ્રમાણે એકજ વખતે અને એકજ સ્થલે હજારો દીનવાણી પ્રાણી મારવામાં આવે છે ! કેટલેક સ્થલે બિચારાં બકરાંને હાથી ઘોડાને પગે બાંધી પછી તે હાથી ઘોડાને ખુબ દોડાવવામાં આવે છે જેથી તે બિચારાં અફળાઇ પટકાઇનેજ પ્રાણ છોડે

છે! આ વિધિ સવારે આટોપાયા બાદ, બપોરે રાજાની સ્વારી નીકળે છે અને ગામને પાદરે જે પાડો બાંધેલો હોય છે તેનાં ગળા પર પ્રથમ રાજા તરવાર મારી એક ઝટકે માથું જુદું પાડી લોહી કાઢે છે અને તે રક્તનું તિલક પોતાને કપાળે કરે છે! પછી અનેક શસ્ત્રધારીઓ તેની ઉપર પોતાનાં શસ્ત્રની અજમાયશ કરે છે અને તે પ્રાણીને ઝાડની માફક કાપી નાંખે છે!

સદ્ભાગ્યે એ સમય ચાલ્યો ગયો છે. આર્યો ઘણા સુધરી ગયા છે. તો પણ હજી ધર્મને નામે મહા અત્યાચાર દશેરાના દિનોમાં થાય છે. જે દિનોએ ક્ષત્રિયોએ પોતાના ધર્મ પ્રમાણે અનાથોનું રક્ષણ વિશેષ કરવું જોઇએ તે દિને તેઓ ઉલટા અનાથ પ્રાણીઓનું ઉલટું નિકંદન કાઢે છે એ કોઇ પણ રીતે ક્ષમ્ય નથી. પ્રજામતને વશ થઈને ઘણા રજવાડાઓમાં પાડાનો વધ બંધ થયો છે. પણ તે સદંતર સર્વત્ર બંધ થવાની જરૂર છે. મંદિરોમાં પણ બ્રાહ્મણો કે જેઓમાંના ઘણા હજી વામમાર્ગના કુસંસ્કારથી મુક્ત થયા નથી તેઓએ પણ દેવીનો પશુભોગ આપતાં હવે શીઘ્ર અટકવું જોઇએ. હીંદુ જાતિએ તેમને અટકાવવા જોઇએ. દશેરાનું પર્વ નજદીક આવી લાગવાથી આ ચેતવણી આપવી પ્રાસંગિકજ છે.

---

## સ્વ. ‘ કલાપિ ’ વિષે કાંઇક.

( લખનાર, રા. ‘ પ્રણયી ’ બી. એ—અંકલેશ્વર. )

( ૨ )

‘કલાપી’ની ભલમનસાઇ ( Sincerity ) વારંવાર આપણે અનુભવીએ છીએ. દૃષ્ટાન્ત તરિકે અત્રે કંઇ ઉલ્લેખ આદરવો ઉચિત લાગે છે. સ્વીડનબોર્ગના ધર્મ વિચારો પર જ્યારે તે ટીકા કરે છે ત્યારે તે નીચેના અર્થ રૂપ કથન કરે છે. ‘ હું આ સ્વીડનબોર્ગ પર ટીકા કરૂં છું એમ નથી. પરંતુ હું તેની ટીકા કરૂં છું એટલે હું તેની પૂજાજ માત્ર કરૂં છું. હું આ ટીકા કરૂં છું તે સ્વીડનબોર્ગની ભૂલચૂક બતાવવા ખાતર નહિ પરંતુ મ્હારા વિચારો અત્રે કિયે સ્થળે ઉભા છે તેનુંજ માત્ર દર્શન કરાવવા આ અલ્પ પ્રયાસ છે. ’ જે નવું નવું એ જૂવે છે, નવું નવું અનુભવે છે, અને શીખે છે, તે તે સર્વનું એને માથે ઋણ છે એમ તે માને છે. આ ધર્મવિચાર સંબંધી વિચાર કરતાં તે જણાવે છે કે ‘ મહાત્મા ઋષિ એમર્સન ’ પાસેથી એ વાંચનની નવી ન્યાયધીશ બુદ્ધિ શીખ્યો છે. અને તે માટે તે તેનો આભારી છે. કવિતા વિષે પણ એના વિચારો ‘ ભલા ’ છે. અને જેટલા ભલા છે તેટલાજ ઉત્તમ છે. ‘ કાવ્ય એ શું ’ તે વિષેના લાંબા ઝગડામાં ન ઉતરતાં એ ભોળો કલાપી માત્ર આટલુંજ જણાવે છેઃ—

**“ જેમાં કંઈ નવું છે તે કવિઃ જ્યાં કંઇ નવું છે તે કાવ્ય. ”**

‘ કાશ્મીરના પ્રવાસ’માં સ્થળ સ્થળનાં વર્ણન તો મધુર છેજ પરંતુ એ કાશ્મીર છોડતી વખતે—એ સ્વર્ગના સૂક્ષ્મ સ્વપ્નામાંથી સ્થૂલ જાગૃતિમાં આવતી વખતે—એ બાળ કવિહૃદયના ભણકાર ઓછા સબળ નથી! એના હૃદય બિનના પ્રત્યેક તાર એ શબ્દોમાં ઝણઝણી ઉઠ્યા છે. તેમાં પ્રત્યેકમાં એની કોમળતા, મધુરતા, સાધુતા અને ભલમનસાઇ નજરે તરી આવે છે. એ ગદ્યમાં લખેલો ટુકડો ઉડી ‘ હૈયાની કવિતા’જ માત્ર છે. છેલ્લે “ શાઉં તો પણ શું ? ” એ વાક્ય તો હદજ કરે છે!

પિંડ બ્હાડની ભાવના આલેખતાં પણ આજ ભલમનસાઇ દ્રષ્ટિગોચર થાય છે.

રે માનવીનું પણ એજ તત્વ:
હું તું મહીં એકજ રક્ત ચાલે:
તો કાં ન અર્પું મુજ શીર્ષ તુને ?
અર્પું કદી તો ઋણ થાય શાને ?
હુંથી બને જો કદી કાંઇ ત્હારૂં,
તો માનજે ના ઋણમાં તને તું.

જીવનની જેટલી એણે મિઠાશ જોઇ છે તેના કરતાં ઘણી ઘણી કડવાશ એની અનુભવ કસોટી પર ચટેલી માલુમ પડી આવે છે, અને તેથી એનાં ઘણાં ઘણાં કાવ્યોમાં વારંવાર જનહૃદયની કડવાશ અને કૃતઘ્નતાનાં ચિત્રો એ આપ્યે જાય છે. તો પણ એનું હૃદય તો આખેરે શાન્ત અને ગંભીરજ રહે છે. એનું હૃદય તો અંત સુધી ભોળું અને ભલુંજ રહે છે!

' મુજ હૃદય મ્હોં છે દૂર કો મર્મ સ્થાન:
' સુખ દુઃખ વિણુ તે તો છેક વૈરાગ્યવાન:

મૃત્યુ વિષે લખતાં પણ આજ ભલમનસાઇ નજરે પડે છે. જો કે તેમાં ગંભીર ફિલસુફી સમાયલી છે પરંતુ તેનું હૃદય તો તે સુત્રો કવિતામાં ઉતારતાં ફીલસુફી કરતાં ઉંડી હૃદયની સહૃદયતાને વિશેષ અવલંબતું હોય એમ સહસા જણાઇ આવે છે.

ન પીવાયું, ખોયું, પણ નવ ગયું પૃથ્વી પરથી,
રહ્યાં તત્ત્વો મીઠાં ઉદધિ કડવામાં ભળી જઇ;
મર્યું ખોવાયું વા ટળી ગયું કહો કે ઉડી ગયું;
ભળ્યો ભૂતે ભૂતો લય નથી થયું એ કશુતરૂં.

મનુષ્યને ઉચ્ચ ચ્હડાવવાના પ્રયત્નમાં પણ એ એટલીજ ઉંચી ભલી રીત વાપરે છે. એકકે કઠોર શબ્દ વાપર્યા વિનાની એની શાન્ત શિક્ષા આપણને વિશેષ રૂચિકર અને અસરકારક લાગી રહે છે!

ભોળા ત્હારી! ધડમથલમાં શાન્ત થા શાન્ત થા કે,
સ્થિતિની તું ઉપર ચ્હડી જો! ત્યાગની દ્રષ્ટિ આંહીં.

સમયે કદાચ કલાપી આપણને નિરાશાવાદી લાગે છે. પરંતુ વસ્તુત: એ ગંભીર Optimist છે. શેલીને માટે જે શબ્દો એ પોતે જણાવે છે તેજ શબ્દો એને પોતાનેજ લાગુ પાડી શકાય. ' શેલીનું હૃદય જોજો! તે કદી તિરસ્કારમય દેખાશે, પણ આ બધા બહારના દેખાવ છે, ઉંડી ઉંડી તો આશાજ—અતિ ઉજ્જવલ આશાજ—તેના કાવ્યોમાં ચમકી રહી છે; અને જે તિરસ્કાર દેખાય છે તે માત્ર " માણસ ભાઇ છે અને તે ક્રુર છે કે દુઃખી છે ' આ વિચારથી ઉત્પન્ન થયેલી માત્ર અનુકમ્પાજ છે; અથવા પ્રણય કોપ છે. શેલી જેવો મનુષ્ય જાતિને ધિક્કારે કેમ!

હવે એનાં જીવની છેલ્લી પાંખ તપાસીએ: જેવી રીતે શેલી, કીટ્સ અને બાયરન એ અંગ્રેજની કવિત્રિપુટીને મૃત્યુના ભણકારા—Premonitions of death—સંઘીજ ન્હાની

વયથી સંભળાયેલા જણાય છે તેવીજ રીતે કલાપીમાં પણ છે. ત્રેવીશ વર્ષનો એનો જન્મ દિવસ ઉજવતાં એ જણાવે છે કેઃ—

ત્રેવીશ વર્ષ મહીં સ્વપ્ન અનેક વીત્યાં,
વીતી અનેક દુઃખનીય પરંપરા હા!
શું તેટલીજ ઇતિહાસ હશે હમારો
શું ર્‌હાણુ કાળની મળી બસ તેટલીજ ?

આમ જણાવી સાથે સાથે આશાના પણ અમોલ બોલ બોલે છે. આત્માનું સનાતનત્વ અને પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્થાપિત કરી નવજીવનની ઉજ્જવળતાનું પ્રતિપાદન કરે છે છતાં યે દર્દ તો ઉંડુ છે જ !

કે હું અનંત યુગનો તરનાર યોગી
જનાર જે હજુ અનંત યુગો તરીને
તે આમ આજ દુઃખને દિનને ગણુતો
અહીં પડ્યો અરર ! ચેતનહીન છેક !

મરણ-સમયના, એટલે કે તેના છેલ્લાં એક બે વર્ષ વિતે, જણાવતાં એનું ભલું હૃદય કહે છે કેઃ—

ફુટી ગયેલ ઘટની ઘટમાળ જેવાં
મ્હારાં ફર્યાં વરસ, જીવન બાગ સુકાયો !
બે ચાર જન્મ દિવસો વહી કાળ જાશે
ને મૃત્યુની જલદ પાંખ્ય સમીપ થાશે !

ખરેખર ! તે લખે છે તેમ ' રે ! મહેરબાન નકી મૃત્યુ ભલાવું વ્હેલું ! ' એ કથન એની પોતાની બાબતમાં તો સત્યજ લાગે છે ! એ ' ભલો કલાપી ' વ્હેલોજ ગયો ! જીવનની એની કળી હજુ પૂરી ખીલવા તો પામી નથી ત્યાં તો મૃત્યુએ પોતાની ' જલદ પાંખ્ય ' ત્યાં ધરી એને ચીમળાવી દીધી ! લગભગ એક આશ્રમની અવસ્થામાંજ ચારે આશ્રમ પુરા થઇ ગયા ! તોપણ કહેવા દો કે કલાપી ગયો નથી ! :—

Bards of passion and of mirth
Ye have left your souls on earth:

એ ન્યાયે એ હયાતજ છે. અને હયાતજ રહેવાનો ! એનો આત્મા આજ ઘણુાંના જીવનનો આત્મા થઇ પડ્યો છે ! અને ભવિષ્યમાં પણ થઇ પડશે !

પ્રેમની કડવાશ એણે અત્યંત સહી ! પરંતુ તેમાંયે એ આધારે તો ભલોજ ભલો જણાય છે! " અરે રે ! ઇશ્ક કરવાથી અમારે હાથ શું આવ્યું ! "

માની હતી પ્રીતિ વિશાળ કાયા !
તહીંય આવી લઘુતા ભરેલ શી ?

ઇત્યાદિ, ઇત્યાદિ સતરો એની કરૂણ સ્થીતિનું કરૂણ વર્ણન કરે છે !

પ્રભુ પ્રતિનો-સનમ્ પ્રજા પ્રતિનો—એ આપની યાદિ પ્રતિનો—એનો ભાવ અતુલ છે, અજબ છે.

પેદા થયો છું ઢૂંઢવા તુને સનમ્!
ઉમ્મર ગુજારી ઢૂંઢતા તુને સનમ્!

વળીઃ- મ્હેં પુતળી કૈં છે ઘડી દિલમાં હજારો હોંશથી.
એ પૂતળી જેને ગણી તેનો બન્યો હું બાવરો!

અનાલાપી ગાન પણ એવુંજ મનોહારી અને અલૌકિક છે!

એનું હૃદય એટલું તો ભોળું ભલું છે કે કુદરતના કોઇ પણ પ્રાણી વાચક તેમજ અવાચક—પ્રતિ એના દિલમાં જરિયે તિરસ્કારની લાગણી ઉત્પન્ન થતી નથી. 'કૃતઘ્નતા' નામક કાવ્યનો ઉભરો પ્રથમથી ઉકળી પછી પ્રણય કોપ રૂપ બની શમી જાય છે અને દયા ભાવની વૃત્તિ તેને બદલે જાગે છે! 'મ્હને જોઇને ન્હાસી જતાં પંખીઓને અને તેનાં જેવાં બીજાં કાવ્યોના એના હૃદયના ભોળી ભોળપ નજરે પડે છે.

વિશ્વમાં વારંવાર એ અલૌકિક સુંદરતાનોજ અનુભવ લે છે. તે ગાય છે કે 'વિશ્વ. આશ્રમ સંતનું'

સૌંદર્યો પામતાં પહેલાં સૌંદર્ય બનવું પડે।
સૌંદર્યો વેડફી દેતાં નાના સુંદરતા મળે।
રહેવા દે! રહેવા દે! આ સંહાર યુવાનનું!
બધે છે આર્દ્રતા છાય તો તેમાં ભળવું ભલું!'

એવી અજબ સુંદરતાથી ભરેલા વિશ્વની કોઇ પણ વસ્તુનો વિનાકારણ ધ્વંસ થતાં એનું કરૂણ હૃદય દયાની લાગણીથી ઉપરની પંક્તિઓ પુકારી ઉઠયું છે!

રમા શોભનાના પ્રેમ વિગ્રહમાં પણ કલાપીએ ઉંડી ભલમનસાઇજ દાખવી છે! એ એનાં કેટલાંક એજ ભાવ ભણતાં કાવ્યો બોલે છે. એના પત્રો પણ એવુંજ કાંઇ ગુંજે છે! એક ગૃહસ્થ તરિકે, એક રાજા તરિકે, અને છેલ્લે એક મહાન્ વિચારક તરિકે એ સર્વ વિષયની તુલના કરે છે! અને એ આખા તોલન કાર્યમાં એની અપૂર્વ ભલમનસાઇ સાક્ષાત્કાર થાય છે.

બસ! આપણે કલાપીની માનવી તરિકેની સમાલોચના એનાજ શબ્દોદ્વારા કરી અને એ માનનાર તરિકેની પૂર્ણ પૂર્ણતા તપાસી. પ્રભુ પરમાત્મા વિણ સર્વ માનવી સંપૂર્ણ છે. મનુષ્ય એટલેજ અલ્પવિ અને અપૂર્ણતાઃ Thus far and no further; એમના સમગ્ર જીવનનો તાત્વિક સાર માત્ર એટલોજ કે એઓનો જીવન વિગ્રહ સબળ હતો અને તેમાં તેઓ ફતેહ પામવાને અત્યંત પ્રયાસ કરી રહ્યા હતા. કોઇ પણ કાર્યના પરિણામ પરથી તેની કસોટી થવી જરૂરની નથી. એ કાર્ય બજાવતાં ખરચાયલી સર્વ મહેનતની પણ કિંમત ખરી રીતે થવી જોઇએ પછી પરિણામ સારૂં હો વા નરસું હો!

પોતે માનેલા સિદ્ધાન્તોનું જીવનક્રમમાં યથેચ્છ દર્શન કરાવવાની તેમની મહદિચ્છામાં તેઓ ફતેહમંદ ન નીવડયા એ ભાવિ અને અદ્રષ્ટાધિન હતું! પરંતુ તેનો પ્રયાસ તો અફલ્ય હતો એમ તો સર્વ કોઇ એકકે અવાજે કહ્યા વિના ભાગ્યેજ રહેશે!!

તેનાં કેટલાક maxims ઉપયોગી હોઇ અત્રે દાખવવા યત્ન આદર્યો છેઃ—

" આ બ્રહ્માંડનું શરીર ઘડ્યું છે, પણ હૃદય કોઇ અન્ય બ્રહ્માંડને યોગ્ય ઘડાયું છે!

" આજે એક સારો કાયદો છે તે કાલે જગતને બગાડનારો નીવડે છે.

" કોઇને પણ કુદરતને નારાજ કર્યા સિવાય તિરસ્કારી શકાય નહિ.

" દુનિયાની લુચ્ચાઇ સમજનાર દેવ નથી, પણ લુચ્ચાની લુચ્ચાઇમાં પણ ભલાઇ જોઇ જે છેતરાય છે તે દેવ છે.

" હાલ વેપારી હોવો જોઇએ કે અન્ય કાંઈ, તે રાજા જન્મે છે, અને રાજા થવાને યોગ્ય હોય તે અન્ય કોઇ હોય છે. એવું મ્હને લાગે છે.

પોતાના રાજ્યને માટે અને પોતાના રાજાપણાને માટે તે જણાવે છે કેઃ—

' જેનું મન કાર્યમાં નથી-જે કાર્ય જોઇ શકતો નથી-જે કાર્ય જોવા ઇચ્છતો નથી-એવા અન્ય રીતે ગમે તેટલા સારા રાજા કરતાં સરકારી રાજ્ય આવે તે ન્હાનીજ હાનિ (Lesser evil).

છેલ્લે એના સમગ્ર જીવનની ઝાંખી આ નીચેના શ્લોકો દ્વારા જણાવીએ છીએ.

મીઠી એ ઉર ઉર્મિમાં પ્રેમ પ્રેયસ્ રાજતાઃ
અને પ્રત્યેક સીંટીમાં કવિ સ્વયં વિરાજતાંઃ
કલા એની ધીરી ધીમી કુદરતીઓજ ધારતી.
નજીવી એ કથા એની સૌંદર્યામૃત રેલતીઃ
સો શું ખુશ-ખુશાલીની લ્હાણી લ્હાતાં શીખ્યો જ યે!
ખુશામદ્ વિણ આનંદે સુંદર ને મહાનને.
વાંચનો મનનો ઉંડાં વાર્તા વિનોદમાં શૂરોઃ
જ્ઞાનગોષ્ટિ વિષે ઉંડા પુસ્તકો શું જીવ્યો પુરો.
ઉર આત્મા ઉરરાકી સન્મિત્રો સ્નેહ બાધતા.
એ સર્વે કવિતા એની ઝીલી સંતોષ માણતા.
ડાહ્યો ને ન્હોય નિરપેક્ષી નિર્દોષી ને મનોહર
નજીવી જીંદગી-એવો એવો એ તો પ્રમોદદઃ
રે રે! એવેજ વીથિએ અટકાવી ધીર જ્યોત એ
ખીલતી પાંખડી મીઠી કરમાવી મૃત્યુ ગોદમાં.

# મુક્તિફોજના સ્થાપક અને ચાલક જનરલ વીલીયમ બુથનું જીવનચરિત્ર.

( જનરલ બુથનાં જીવન ચરિત્ર દૈનિક વર્તમાન પત્રોમાં તેના ગયા ઓગસ્ટમાં થયલા મરણ પ્રસંગે પ્રગટ થયાં હતાં. પરંતુ તે જોઈએ તેટલાં પૂર્ણ ન હતાં અને તેની મહત્તા યોગ્ય રીતે દર્શાવનારાં નહોતાં. ગુજરાતી બંધુઓને અનેક સાધનો પરથી તૈયાર કરેલા, તે મહાપુરૂષનું આ ખાસ જીવન ચરિત્ર તેમને એ મહાપુરૂષની મહત્તાનો યોગ્ય ખ્યાલ આપશે એવી આશા છે-તંત્રી. )

The Nation has lost a great organizer, and the poor a whole-hearted and sincere friend, who devoted his life to helping them in a practical way. Only in the future shall we realize the good wrought by him for his fellow-creatures.

દેશે એક મહાન્ બંધારણ કરનારને દેશે, અને ગરીબ લોકોએ સંપૂર્ણ હૃદયથી કામ કરનારો એક ભક્તિવાન્ મિત્ર કે જેણે વ્યાવહારિક રીતે તેમને મદદ કરવામાં પોતાનું જીવન અર્પણ કર્યું હતું તેને ખોયો છે. પોતાના બંધુઓને માટે તેણે જે ભલું કીધું છે તેની યોગ્ય કદર ભવિષ્યમાંજ આપણે કરી શકીશું.

**શ્રીમાન્ મહારાજ પંચમ જ્યોર્જનાં વચનો.**

જનરલ બુથનો જન્મ સને ૧૮૨૯ના એપ્રીલ માસમાં નોટીંગહામમાં થયો હતો. મનુષ્યો જે જગપ્રસિદ્ધ થયા છે તેઓની જીંદગીની શરૂઆત વિલિયમ બુથની જીંદગીની શરૂઆત જેટલી અપ્રસિદ્ધ હોય એવા ઘણા થોડાજ દાખલા બન્યા હશે. તે એક નાના વેપારીનો પુત્ર હતો. તેની જીંદગીની શરૂઆત ગરીબાઇ અને તંગ હાલતમાં થઇ હતી. થોડી ઘણી વિદ્યા સંપાદન કર્યા બાદ તે એક વેપારીને ત્યાં મદદનીશ તરીકે કામ કરવા લાગ્યો. આથી તે માંડ ખાતનું પુરૂં કરતો. માત્ર પંદર વર્ષની વયથીજ તેનું લક્ષ ધાર્મિક બાબત તરફ દોરાયું હતું. 'વેસ્લીઅન મેથોડીસ્ટ' પંથના પ્રોટેસ્ટંટોની મદદથી તે સ્થાનિક દેવલમાં ઉપદેશક થયો હતો. સને ૧૮૪૯માં વીશ વર્ષની ઉમરે વિલિયમ બુથ લંડન ગયો. અને ત્યાં તે પોતાના માનસિક તરંગોને અનુસરી જાહેરમાં વ્યાખ્યાનો આપવાની ખાહેશથી વેસ્લીઅન મતવાળાઓથી જુદો પડી "મેથોડીસ્ટ ન્યુ કનેકશન" નામના ઉપપંથમાં જોડાયો. આ સંસ્થામાં તેને ઉપદેશકની પદ્દી મળી હતી. પરંતુ આ પદ્દી તેની પોતાની ધારેલી પદ્દી નહીં હોવાથી સને ૧૮૬૧માં આ સંસ્થાથી પણ તે જુદો પડ્યો. સને ૧૮૫૫માં તે મીસ કેથેરાઇન મમ્ફર્ડ નામક કુમારી સાથે લગ્નગાંઠથી જોડાયો. જુદો પડ્યો તે સમયે, તેને ચાર સંતાન થયાં હતાં. હવે તેણે અને તેની બૈરીએ જાહેરમાં વ્યાખ્યાનો આપવા શરૂ કર્યાં. વ્યાખ્યાનોની પ્રથમ શરૂઆત તેણે કોર્નવોલમાં કરી. ત્યારબાદ તેણે કારડીફ અને વોલસૌલમાં વ્યાખ્યાનો આપ્યાં.

વોલસૌલમાં તેણે જે ગુન્હેગારો પોતાના ગુન્હાને માટે પસ્તાવો કરતા હોય તેમને માટે અને બીજાઓને સુધારવા માટે ધાર્મિક ગાયનવાદન કરવા સારૂ એક મંડળી સ્થાપી. આ બીના તેની ધર્મપ્રચારની વૃત્તિની સાક્ષી પુરે છે. ત્યાંથી તે સને ૧૮૬૪ માં ફરીથી લંડન ગયો. ત્યાં તેણે મોટા મોટા મહોલ્લાઓમાં, સભા સ્થાનોમાં, તંબુઓમાં, ખુલી જગાઓમાં, નાટક શાળાઓમાં

અને ખાનગી મકાનોમાં સભાઓ ભરી પોતાના વિચારો પ્રદર્શિત કરવા માંડયા. આ સર્વ મેળાવડાઓમાં અસંખ્ય શ્રોતાઓ આવતા હતા. વળી જેઓ પોતાની જીંદગી દરમીયાન કોઇ પણ ભજનસ્થાનમાં ગયા નહોતા તેવા મનુષ્યો પણ બુથના વચનામૃતનું પાન કરવા આવતા હતા. બુથ બાલ્યપણથીજ એક અસરકારક વકતા હતો, અને "રંગભૂમીનો સ્વામી" હતો. તેની ફતેહનું આદિ કારણ તેની ઉરમી વકતૃત્વ શકિતજ હતું.

સને ૧૮૬૫ માં તેણે "ક્રિશ્ચિયન મિશન" નામક સંસ્થા ઉભી કરી હતી. તેને તેના સર્વ કાર્યમાં તેની પત્ની ઘણીજ મદદગાર થઇ પડી હતી. તે ઘણીજ ચાલાક અને બાહોશ હતી. અને તેનીજ મદદથી આ સંસ્થા કેળવાયલા વર્ગમાં માન પામી.

## મુક્તિફોજ ( સેલ્વેશન આર્મી ) નામ કેમ પડયું ?

થોડાં વર્ષો બાદ જ્યારે વિલિયમ બુથ પોતાના લખવાના ટેબલ આગળ બેસી આ સંસ્થાનો વાર્ષિક રીપોર્ટ તૈયાર કરતો હતો ત્યારે તેણે એકાએક પોતાના પુત્ર બ્રેમવેલ જે હાલ તેની જગ્યાએ નીમવામાં આવ્યો છે, અને જે પ્રથમથી પિતાનો મદદનીશ હતો, તેને પુછયું કે "ક્રિશ્ચિયન મિશન એટલે શું ?" આ સવાલનો પ્રત્યુત્તર બ્રેમવેલે એકાદ પળ પછી આપ્યો કે "વોલંટીયર આર્મિ ( સ્વયંસેવક સૈના )." આ સંસ્થાના નાયકે આ બોલાયલા શબ્દો પોતાના પુત્રના હસ્તથી લખાતા જોયા. તરતજ તેણે પોતાની કલમ હાથમાં લીધી અને "વોલંટીયર" શબ્દ છેકી તેને બદલે "સેલ્વેશન" નામક શબ્દ ઉમેર્યો. આજ સમયથી (સેલ્વેશન આર્મિ) મુક્તિફોજની સ્થાપના થઈ એમ કહીએ તો ચાલે, જો કે તેની સત્તાવાર રીતે સ્થાપના તો છેક સને ૧૮૭૮ થી થઇ હતી. પરંતુ તેની બરાબર કાર્યવાહી સને ૧૮૮૦ ના જુન માસથી શરૂ થઇ હતી. આ સંસ્થાનું બંધારણ લશ્કરી ઢબ પર રચવામાં આવ્યું છે. હોદ્દાઓનાં નામો પણ લશ્કરી છે. સૌથી વડો 'જનરલ' કહેવાય, સ્થાનિક ફોજને પલટન કહેવાય છે, અને તેના ઉપદેશકોને લશ્કરી ઉપાધિ આપવામાં આવે છે. તે સર્વનો ઉપરી જનરલ બુથ થયો.

જેમ દરેક નૂતન સંસ્થાને શરૂઆતમાં અડચણો પડે છે તેમ આ સંસ્થાને પણ ઘણી અનિવાર્ય અડચણો નડી. પણ જનરલ બુથની જીવતોડ મહેનતે અને ખંતીલા સ્વભાવે આ સર્વ અડચણોને નષ્ટ કરી પોતાની સ્થાપેલી સંસ્થાને ઉન્નતિના શીખરે પહોંચાડવા પ્રયત્નો આદરવા માંડયા. એકલા ઇંગ્લંડમાં સને ૧૮૭૮ માં આ સંસ્થાની જુદે જુદે સ્થળે ૭૫ 'પલટણો' અને ૧૨૦ અમલદારો હતા. અને તેજ વર્ષમાં તેમને જાહેર પ્રજા તરફથી ૧૯૨૫ પાઉંડની મદદ મળી હતી. ત્યાર બાદ દિન પ્રતિદિન આ સંસ્થાના અમલદારો અને પલટણોની સંખ્યામાં ઝડપબંધ વધારો થતો જાય છે. દર વર્ષે સેંકડો મનુષ્યો આ સંસ્થામાં જોડાય છે. તેની અંદર આત્મભોગ આપી જોડાયલા મનુષ્યોની કુલ સંખ્યા કેટલી છે તે અત્યાર સુધી ચોક્કસ રીતે બહાર પાડવામાં આવ્યું નથી. પરંતુ તે હજારો અને લાખોની છે. આ સંસ્થાના સિદ્ધાંતો ઇંગ્લંડના સરકારી દેવળોના મુખ્ય સિદ્ધાંતોને મળતા છે. તે પાપનું અસ્તિત્વ કબુલ કરે છે અને મોક્ષને અર્થે આત્મબલિદાન આપવું તે સર્વોત્તમ ફરજ છે એમ કહે છે. એજ તેની ઇંગ્લંડ પ્રચલિત ધર્મસિદ્ધાંતની વિલક્ષણતા છે. 'સેલ્વેશન આર્મી' નવો ફીરકો નથી.

તેની કામ કરવાની પદ્ધતિ તથા તેનાં વ્યાવહારિક લક્ષ્યબિંદુઓમાં તેની અન્ય પંથોથી વિલક્ષણતા છે.

મુક્તિફોજ (૧) જાહેર મેળાવડા અને સરઘસોથી, (૨) જાહેર અને ખાનગી મકાનો તેમજ કેદખાનાની મુલાકાતોથી, (૩) નાટકશાળા, કારખાનાં અને લોકોપયોગી મકાનોમાં સંમેલનથી, (૪) ઘરગથ્થુ ગાયન વાદન અને દરેક દેશની પ્રચલિત ભાષાના ઉપયોગથી અને તેના રીતિરીવાજનાં અનુકરણથી, અને (૫) પોતાની સંસ્થામાં દાખલ થયેલા સર્વને ખાનગીમાં તેમ જાહેરમાં ઇસુખ્રીસ્તમાં સંપૂર્ણ વિશ્વાસ મુકવાના ઉપદેશોથી અન્ય મનુષ્યોના મન ઉપર સચોટ અસર કરે છે. જનરલ બુથે બ્રિટિશ લશ્કરના જેવાજ સામાન્ય મુક્તિફોજના પણ કાયદા કાનુનો ઘડ્યા છે. તેની ઘણી ખરી મોટી સત્તાઓ મુક્તિફોજના લાયક મોટા અમલદારોના હસ્તમાં સોંપી છે. તેઓ મુક્તિફોજની દરેક દેશની વડી ઓફીસોનું કાર્ય ચલાવે છે. મુક્તિફોજના દરેક દેશને અંગે ભાગ પાડવામાં આવ્યા છે અને દરેક દેશના ભાગના ઉપરીને કમિશનર કહેવાય છે. દાખલા તરીકે, હીંદ ખાતેની તમામ મુક્તિફોજનો વડો તે હાલ સીમલામાં રહેતો કમીશનર બુથ-ટકર છે. કમીશનરનું મુખ્ય રહેઠાણ તેને સોંપવામાં આવેલા દેશની રાજધાની છે. આ સર્વ દેશોના પાછા વિભાગ પાડવામાં આવ્યા છે, અને તેના પણ પેટા ભાગ પાડવામાં આવેલા છે. આ દરેક ભાગમાં મુક્તિફોજની એક એક ટુકડી રાખવામાં આવે છે. તે ઉપરાંત આ ટુકડીનાઉપરી તરીકે 'કેપ્ટન' અને 'લેફ્ટેનંટ' નીમવામાં આવ્યા છે. આ સંસ્થામાં સૈનિકો અને સભાસદોની પછી કોઇ પણ પ્રકારના ભેદ સિવાય એટલે કે જે પણ યોગ્ય જણાય તેને આપવામાં આવે છે. જો કે ઇંગ્લંડમાં આવેલી મુક્તિફોજની સર્વ માલ મિલકત અત્યાર સુધી જનરલ બુથના એકલાના નામપર હતી તો પણ તેનો ઉપયોગ મુક્તિફોજના લાભાર્થેજ થતો હતો. અત્યાર સુધી જનરલ બુથ આ સર્વ મિલકતનો વહીવટ એક ટ્રસ્ટી તરીકે કરતો અને ટ્રસ્ટડીડમાં તેનેજ સર્વ સત્તા હતી.

## પૃથ્વીમાં મુક્તિફોજ.

સને ૧૮૮૦ માં મુક્તિફોજનો પ્રચાર ઇગ્લંડની બહાર શરૂ થયો. તે યુનાઇટેડસ્ટેટસમાં પ્રથમ શરૂ કરવામાં આવ્યો; અને સને ૧૮૮૧ માં સમસ્ત યુરપ, ઓસ્ટ્રેલીઆ, હિંદુસ્તાન અને સિંહલદ્વીપમાં પણ મુક્તિફોજનો પગ પેસારો થયો. જનરલ બુથ પોતે વકતા હતો એટલુંજ નહીં પણ તેવોજ અઠંગ મુસાફર હતો. તેણે પોતાની સંસ્થાનું કાર્ય હાર પાડવા માટે અમેરિકામાં પાંચવાર, ઓસ્ટ્રેલીઆ અને સાઉથ આફ્રિકામાં ચારવાર, ભારતવર્ષમાં બે વાર અને જાપાનમાં એકવાર મુસાફરી કરી હતી.

## લોકલાગણીમાં પરિવર્તન—ખાસડાંને બદલે ફુલ!

જનરલ બુથની વિશેષતા એજ હતી કે તે માત્ર યોજનાકાર નહોતો. યોજના બીજાઓ અમલમાં મૂકે તે સારૂ તે પ્રગટ નહોતો કરતો; પરંતુ બીજાઓ તે યોજના પસંદ કરીને, પોતાને તે યોજના અમલમાં મુકવામાં સહાયતા માત્ર કરે તે સારૂ તે યોજના

પડતો ! ઇંગ્લંડના ગંદા અને ગીચ લત્તામાં રહેતા મહા દરિદ્રોના લત્તાઓની જનરલ બુથે લીધેલી મુલાકાતો તથા ચલાવેલી બારીક તપાસને પરિણામે પ્રગટ કરેલાં પોતાનાં પુસ્તકો જનરલ બુથની પરમાર્થ વૃત્તિ જાણે તોપને અવાજે જગતને પ્રસિધ્ધ કરી. જેને અત્યાર સુધી તેની મહત્તા સમજવા અસમર્થ મૂર્ખો તરંગી અને ઘેલો કહેતા, તેઓએ તેનામાં આ અંધાદિથી કાંઇ નવોજ ચમત્કારિક ગુણ જોયો. ગરીબી અને અનાથતા ટાળવાની તેની યોજનાની ઉત્તમતા જોઇને, શ્રીમંત તથા સર્વેએ, તે યોજના અમલમાં મુકવા જનરલ બુથને હવેથી ધન આપવા માંડી સવળતા કરી આપી. વિચિત્ર લશ્કરી પોશાકમાં જનરલ બુથ અજ્ઞાનોને ઉપદેશ આપવા જતાં અત્યાર સુધી તેને અંધશ્રદ્ધાળુ જંતુનીઓ સડેલાં બેદાં અને ફુટેલી બાટલીનો માર મારતા. તેઓ હવે તેને ફુલે વધાવવાની હરીફાઇ કરવા લાગ્યા ! તે જેવો વકતા 'હતો તેવોજ તે વ્યાવહારિક કામ કરનાર પણ હતો તે હવે 'તેણે બતાવી આપ્યું. યોજના પ્રમાણે સંસ્થાઓ સ્થાપી હજારો અનાથોને તેણે સનાથ કીધા, હજારો દુષ્ટોને તેણે 'ઉપદેશાદિ સહાયતાથી શિષ્ટ કીધા, હજારો ગંદાઓને તેણે સુઘડતા શીખવી અને તેથી પણ મોટું પરાક્રમ તેણે એ કીધું કે દેશોદ્ધાર માટે જેમ તેણે આત્મત્યાગ કર્યો હતો તેમ બીજા હજારોને પણ તેણે તેમ કરવા પ્રેરિત કર્યા. તેનો હેતુ ખ્રીસ્તી ધર્મનો ખ્રીસ્તી દેશોમાંજ પ્રચાર કરવાનો નહોતો. પરદેશોમાં તે ફેલાવવાનો હતો. તે ધર્મ દેશ દેશાંતરોમાં હોસ્પીટલ આદિ સંસ્થાઓ દ્વારા ફેલાવવા તેણે અનેક આત્મત્યાગીઓ ઉત્પન્ન કર્યા, એ જનરલ બુથમાં પ્રેરણા શક્તિનો અગ્નિ કેટલો પ્રજવલિત હશે તેનો કાંઇક ભાસ આપણને કરાવે છે. વિવેકાનંદે સાધુ થઇને તો ૧૦-૧૨ શિક્ષિત નવ જુવાનોને સંસાર ત્યાગ કરાવ્યો અને સન્યાસીનાં ગેરિક વસ્ત્ર ધારણ કરાવ્યાં. પરંતુ જનરલ બુથે તો સેંકડો અને સહસ્રો સુશિક્ષિત ખાનદાન વર્ગના જુવાનોને માતાપિતા અને માતૃ દેશનો ત્યાગ કરવા ઉત્સાહવાન કર્યા. મહાત્મા તે એનુંજ નામ કે જે બીજાને બીજુ પેઠે જગત્ કલ્યાણાર્થ ગમે તેમ વાળે! જનરલ બુથ એ વ્યાખ્યાનુસાર ખચિત તેવો હતો. જનરલ બુથ જેમ જેમ નવી સંસ્થાઓ સ્થાપતો ગયો અને જેમ જેમ પ્રચારનો પરિધિ વધારતો ગયો તેમ તેમ હાસ્ય અને વિરોધ ઓછો થતો ગયો અને ધનની મદદ વધારે સંગીન મળવા લાગી. મુક્તિફોજની સ્થાપના વખતે તેણે પોતાને ' જનરલ, ' બીજાઓને કમીશનર, તેની ધાર્મિક સંસ્થાને " મુક્તિફોજ " આદિ લશ્કરી પદવીઓ પોતાને હાથેજ આપી તેનું ઉપહાસ્ય કરવા, એ અનુચિત દાવાઓ કેવલ ધૃષ્ટતા છે એમ સૂચવવા, શરૂઆતમાં ઇંગ્લંડનાં વર્તમાનપત્રો જનરલ બુથને " જનરલ " બુથ એમ લખતા. અર્થાત્ જનરલ, આર્મી, આદિ શબ્દો ઇન્વર્ટેડ કોમામાં તેનું હાસ્ય કરવા લખતા; પરંતુ જ્યારે જોયું કે જનરલ બુથને જનરલ તરીકે કોઇ રાજ્યે ન નીમવા છતાં, તે ખરે હજારો બહાદુર અને ઉત્સાહી ધર્મવીર સૈનિકોનો સેનાપતિ છે, ત્યારે તેમની ઉપહાસ્યની વૃત્તિ ઓગળવા લાગી. તેઓ પોતાની મહાન પુરૂષની નિરર્થક નિંદા કરતા હતા એમ વર્તમાનપત્રો શરમાવા લાગ્યા અને, ધીમે ધીમે ઇન્વર્ટેડ કોમામાં જનરલ શબ્દ મૂકવાનું છોડી દીધું. હવે તો માત્ર લંડન 'ટાઇમ્સ' જ કે કોઇના પણ ગમે તેવા વાજબી દાવા ન સ્વીકારવા માટે સૌથી નામચીન છે તે શીવાય કોઇ પણ પત્ર તેમ વર્તતું નથી.

સને ૧૮૯૦માં ૬૧ વર્ષની વયે તેની પત્ની મરણ પામી. તે પોતાની પત્નીને

ઘણોજ ચાહતો હતો. તેણે એક સમયે કહ્યું હતું કે "મારી પત્ની સ્વર્ગમાં છે; પણ મારા માટે અત્રે સ્થાન નથી. માત્ર એકજ સ્થાન છે કે જ્યાં મારાં રાચ રચીલાં છે." આ સ્થાન તે એજ કે જ્યાં જ્યારે તે પરણ્યો હતો ત્યારે તેની બૈરી સાથે રહેલો હતો. તેની પત્નીના મરણ બાદ તે ત્યાં ભાગ્યેજ ગયો હતો. યુરોપની સ્ત્રીઓ પોતાના પતિને રાંધી ખવડાવવા માત્ર ઉપરાંત પતિને કેટલી વિશેષ ઉપયોગી થઇ પડે છે તેનું ઉપદેશાદિથી મીસીસ બુથે પોતાના પતિને આપેલી સહાયતા, એક દષ્ટાન્ત છે.

જનરલના હાથે લાખો પાઉંડનો વહીવટ થયો હતો. પણ તેની પોતાની પાસે તેને વારસામાં મળેલી મુડી કરતાં કાંઇ વધારે નહોતું. તેનું સમગ્ર જીવન કાર્યપરાયણતામાંજ વ્યતીત થયું છે. તે સવારના ૭ થી તે રાત્રીના બાર સુધી કામ કરતો હતો. તે ઘણોજ સાદો ખોરાક લેતો હતો તેમજ કપડાં પણ સાદાં પહેરતો હતો.

## ગરીબોની હાલત સુધારવાનો પ્રયત્ન.

સને ૧૮૯૦ માં જનરલ બુથે "ઇન ડાર્કેસ્ટ ઇંગ્લંડ, એન્ડ ધી વે આઉટ" નામક પુસ્તક બહાર પાડી દુનિયાનું લક્ષ પોતાની તરફ ખેંચ્યું. તે આપણે ઉપર જોઇ ગયા છીએ. આ પુસ્તકમાં તેણે લંડન આદિ સ્થળે ગરીબાઇ તથા ગંદાપણું કેટલું છે તેનું ચિત્તાકર્ષક વર્ણન જાતિ અવલોકન પરથી કર્યું છે. તેમાં તેણે એના નિવારણ અર્થે દશ ઉપાયો મુક્તિફોજદ્વારા કરવાના બતાવ્યા છેઃ—(૧) નાગરિક શાખા (૨) ખેડુત શાખા (૩) ખલાસીઓને મદદ કરનારી શાખા (૪) કૌટુંબિક નિર્દયતા બંધ કરવા માટેનું મુક્તિફોજનું મંડળ (૫) પતિત સ્ત્રીઓ માટે વિશ્રામ સ્થાન (૬) છાટકાઓને ઉપદેશથી સુધારવાની વ્યવસ્થા (૭) કેદીઓને ઉપદેશાદિથી સુધારવાની વ્યવસ્થા (૮) ગરીબોની બેંક (૯) ગરીબોના વકીલ (૧૦) દરિયા કાંઠે ડુબતાઓને બચાવવાનાં સાધનો. આ પુસ્તક બહાર પાડ્યા પછી મુક્તિફોજને ઘણોજ પૈસો મળવા લાગ્યો. અને જનરલ બુથની ધારેલી મુરાદ બર આવવાનાં ચિન્હો પ્રત્યક્ષ થયાં. તેને ઉપહાસ આદિની જે અડચણો કરવામાં આવતી હતી તે સર્વેનો અંત ૧૯ મી સદીના અંત સાથે આવ્યો. અને હવે સર્વ પ્રજા તેના તરફ માનની દષ્ટીએ જોય છે. લાગણી તેની તરફેણ થવાનું એક કારણ એ છે કે,—મરહુમ શહેનશાહ એડવર્ડ સાતમા 'મુક્તિફોજ' ને ઉત્તેજન આપતા હતા. તેમણે પોતાના રાજ્યાભિષેક પ્રસંગે જનરલ બુથને ખાસ આમંત્રણ કર્યું હતું. સને ૧૯૦૪માં જ્યારે જનરલે ઇંગ્લાંડમાં મુસાફરી કરવા માંડી ત્યારે અમીરો અને ઉમરાવોએ તેને ઘણુંજ માન આપ્યું હતું. તે પછી તો યુરોપાદિ દેશના રાજાઓ પણ જનરલ બુથને ઘણા માનની નજરથી જોતા.

## મુક્તિફોજના કામનો વિસ્તાર.

અત્યારે દુનિયાના લગભગ ૫૪ દેશોમાં મુક્તિફોજની અનેક શાખાઓ અને હૉસ્પીટલ, વર્કશૉપ આદિ સંસ્થાઓ વિદ્યમાન છે. આ સંસ્થામાં આશરે ૨૦૦૦૦ મનુષ્યો મુક્તિફોજના હાથ તળે કામ કરે છે. તેની ૯૦૦ સમાજો છે, જેના તરફથી વર્ષમાં ૬૦,૦૦,૦૦૦ મનુષ્યોને

આશ્રય અને ૧,૦૦,૦૦,૦૦૦ મનુષ્યોને ભોજન પુરૂં પાડવામાં આવે છે. મુક્તિફોજના દરેક અમલદારને એકજ જાતના 'યુનીફોર્મ' રાતાં કપડાં પહેરવાં પડે છે. જનરલ બુથ પણ આ કાયદાને માન આપતો હતો. તે પોતાની મરણની છેલ્લી ઘડી સુધી પોતાના વિચારમાં મક્કમ હતો. ધર્મવીર જનરલ વિલિયમ બુથ ૮૩ વર્ષની પુખ્ત વયે ગત ઓગસ્ટ માસમાં પરલોક સિધાવ્યો, એ જાણી દરેક સંસાર સુધારકને ખેદ થયા વિના રહેશે નહીં. નામદાર બ્રિટિશ શહેનશાહે અને જર્મન સરકારે પોતાના પ્રતિનિધિઓને જનરલ બુથની લાશને છેલ્લી સલામ કરવા માટે મોકલ્યા હતા.

## રૂ. ૨૫ કરોડનું સ્મારક.

જનરલ વિલિયમ બુથનો હોદ્દો તેના પુત્ર બ્રેમવેલ બુથને મળ્યો છે. તેણે સવાબે કરોડ રૂપીઆ માટે જાહેર અરજ કરી છે, તેના જણાવવા પ્રમાણે તેને સાડાસાત લાખ રૂપીઆ મળ્યા છે. આ સર્વ રૂપીઆ ભેગા કરી મરહુમ મહાત્મા જનરલ બુથની યાદગીરી કાયમ રાખવા માટે એક " ત્રેનીંગ હોમ " ઉભું કરવાનો વિચાર પ્રદર્શિત કર્યો છે. આ સંસ્થામાં મરહુમ બુથની ધારણા મુજબ મુક્તિફોજના અમલદારોને પરોપકાર અને આત્મભોગ ખવાસનું ઉંચા પ્રકારનું શિક્ષણ આપવામાં આવનાર છે. આવી ઉપયોગી સંસ્થા ઉભી કરી મરહુમ ધર્મવીરની યાદગીરી જાળવવા માટે જે અરજ ગુજારવામાં આવી છે તેનો સમગ્ર દુનિયાના રહેવાસીઓ—કે જેઓ મુક્તિફોજના કાર્યને વખાણે છે—તરફથી ઉદાર જવાબ મળશે એવી જનરલ બ્રેમવેલ બુથે આશા રાખે છે. આપણા નાગરિક મી. રતન તાતાએ પણ આ ફંડમાં ૬ હજાર પાઉંડ આપ્યા છે એમ રયુટર તારથી ખબર આપે છે. જનરલ બુથે કરોડો રૂપીઆનું ધન મુક્તિફોજના કામ સારૂ એકત્ર કીધું હતું પરંતુ તેમાંથી તેણે પોતાના પોષણ અર્થે એક પાઈ પણ લીધી નહોતી. તેના એક પ્રશંસક તરફથી તેને ૪-૫ હજાર પાઉંડ ખાનગી મળ્યા હતા તેથી તે પોતાનો નિર્વાહ ઘણીજ સાદી રીતે ચલાવતો. તેની મીલ્કત પુછો તો પાંચ હજાર રૂપીઆની પણ નીકળી નહોતી. જનરલ બુથને મુક્તિફોજના વડા તરીકે સંપૂર્ણ સત્તા હતી; પરંતુ તેણે તેનો જરા પણ દુરૂપયોગ ન કરતાં, ઇશ્વર પ્રિત્યર્થે યાવજ્જીવન પરોપકારનાં મહાન કાર્ય કર્યાં હતાં. તેણે સ્થાપેલી આવી મોટી પરમાર્થી સંસ્થા દુન્યામાં એકજ છે, અને આખી દુન્યામાં, ઉત્તરથી દક્ષિણ ધ્રુવ સુધી તેની શાખાઓ છે। એવી એક મહાન સંસ્થાના સ્થાપક અને ચાલકના દેહાંતથી જગતને નિરસંદેહ મોટી હાનિ થઇ છે. અને તેમના જેવાના સ્મારક માટે જગતે રૂ. ૨૫ કરોડ આપવા એ મોટી વાત નથી.

## જનરલ બુથની ધન એકત્ર કરવાની યુક્તિઓ.

જનરલ બુથ પોતે બહુ સાદી જીંદગી ગુજારતો—છતાં તે દ્રવ્યનાં મૂલ્યથી અજ્ઞાન નહોતો. પરોપકારાર્થ તે અનિવાર્ય છે એમ તે જાણતો તેથી તે એકત્ર કરવા, આકર્ષવા તે ચિત્રવિચિત્ર યુક્તિ પ્રયુક્તિઓનો યોગપ્રયોગ કરતો. તેના સ્મારક તરીકે તેના પુત્રે શિક્ષક ગૃહની સ્થાપના કરવા રૂ ૨૫ કરોડની રકમનું ઉઘરાણું કરવા અપીલ કરી છે. પરંતુ તેની કબર ઉપરનાં સ્મારકને કેવું રૂપ આપવું તે વિષેનો તેનો મત સ્વતંત્રજ હતો. તેણે એવી ઇચ્છા દર્શાવી હતી કે, મારી કબર ઉપર મુકવાના પત્થરને દાનપાત્રની પેટીનું રૂપ આપવું, કે જેથી તેની કબરનાં દર્શ-

નાર્થે આવનારા તેના ભાવિકો આંસુ ઢાળતી વખતે, થોડા પૈસા પણ પેલી પેટીમાં પણ હૃદય પીગળેલી સ્થિતિમાં નાંખે ! એક વખત આફ્રીકા જતાં, તેની સ્ટીમરમાં જુગાર રમાતો હતો. એક દહાડો એક અઠંગ જુગારી ૨૭૦ પાઉંડ જીત્યો. જનરલે તેને લાંબુ ભાષણ કરવાનો લાભ જોયો નહીં, પણ એટલુંજ કહ્યું કે " તમે આ દ્રવ્યનો સર્વોત્તમ ઉપયોગ એજ કરી શકો કે મને મુક્તિફોજના કામ સારૂ તે આપી દ્યો. " જુગારી આ ઠંડી સૂચનાથી ચકિત થઇ ગયો અને, હા બોલી દેતાં, છતેલા ૨૭૦ પાઉંડની મુઠ્ઠી જનરલના હાથમાંજ ઉંધી વળી ગઇ!

## " જનરલ " ની વક્તૃત્વશક્તિના નમૂનાઓ.

જનરલ બુથની વકતૃત્વશક્તિ અદ્ભુત પ્રકારની હતી. પ્રસંગોપાત્ત વિવેચનથી ગમે તેવા પાષાણ હૃદયને તે પીગળાવી નાંખતો, અને વિરોધીને શાંત કરી દેતો. એક લોર્ડ અજ્ઞેયવાદી તરફથી જનરલને એક વખત પા. ૧૦૦ દાનમાં મળ્યા હતા. એવા કહેવાતા ભ્રષ્ટાત્માનું ગંદુ ધન ન સ્વીકારવા એક જનૂની ખ્રીસ્તીએ જનરલને શિખામણ આપી. જનરલે જવાબ આપ્યો " અરે, મારો શોક એટલોજ છે કે પા. ૧૦૦૦ કેમ ન મોકલ્યા ? અને એ પૈસા ગંદા છે તો ભલે. આપણે તેને લાચાર વિધવાઓ અને અનાથોનાં અશ્રુથી ધોઇ નાંખીશું અને માતૃપતાની વેદીને તે ચઢાવીશું ! " તેનો ૨૦ વર્ષ ઉપર કરેલાં એક ભાષણમાંથી આ બીજો ઉતારો છેઃ—એક વૈદ્યે મને કોઇ નાના ગામમાં જઇને તબીયતના સુધારા અર્થે શિકાર સારૂ ગોળીબાર કર્યા કરવા તથા માછલી પકડવાની કસરત કરવાની સલાહ આપી હતી. પરમાત્માએ મને પોતાનું એક નાનું ગામડું—આ પૃથ્વી આપ્યા છે. દરેક ઠેકાણે મેં ખૂબ માછલીઓ પકડી છે. અને ઘણા ખરા તો મગરમચ્છો પકડ્યા છે. ગોળીથી નિશાન તાકવાના સંબંધમાં તો એટલુંજ કહેવાનું કે હું સેતાનને નિશાન કરીને ગોળી બાર કર્યેજ જાઉં છું. પણ હજી તેના માથામાં ગોળી લાગી નથી. પણ હું ધારૂં છું કે તેની પુંછડીમાં મેં તેને અનેકવાર ઘાએલ કીધો છે. "

---

## ગ્રંથવલોકન.

**દરેક મનુષ્ય જાતે વૈદ્ય અથવા વ્યવહારોચિત જીવન રસાયણ વિદ્યાઃ**—મનુષ્ય-શરીર સકિરણ ( Organic ) અને અકિરણ ( Inorganic ) એમ બે પ્રકારના પદાર્થોનું બનેલું છે. આખા શરીરમાં અકિરણ પદાર્થોનો ભાગ $\frac{1}{20}$ જેટલો છે ત્યારે બાકીનો બધો સકિરણ પદાર્થોનો છે. અકિરણ પદાર્થોમાં ચુનો, લોહ, મેગ્નેશીયમ, પોટાશીયમ, સોડીયમ, વગેરે ૧૨ ક્ષારોનો સમાવેશ થાય છે. સકિરણ અને પાણીના કરતાં આ બાર ક્ષારોનું પ્રમાણ જો કે ઓછું છે, તો પણ જો આ બાર ક્ષારો આપણા શરીરમાં આપણા રૂધિરમાં—ન હોય તો સકિરણ પદાર્થો અને પાણી એ બે નકામાં છે, કારણ કે સકિરણ પદાર્થોને શરીરના વિવિધ અવયવોને રચવાના કામમાં લેનાર આ બાર ક્ષારોજ છે એવી એક ' થીયરી ' છે.

કામ કરવાથી આપણા શરીરને હમેશાં ઘસારો લાગે છે; આથી જે અણુઓના આપણા અવયવો બનેલા છે તે અણુઓ ચૂર્ણ થઇ જાય છે અને બ્હાર નીકળી જાય છે. આ ચૂર્ણ થઇ ગયેલા અણુઓને

ઠેકાણે નવા અણુઓ રચાવાની જરૂર છે, અને આ નવા અણુઓને સક્રિયણ પદાર્થોમાંથી અર્થાત્ જે ખોરાક આપણે લઇએ છીએ તેમાંથી રચવાનું કામ આ બાર ક્ષારો કરે છે. આ બાર ક્ષારો આપણા શરીરમાં યોગ્ય પ્રમાણમાં હોય ત્યાં સુધી આપણા શરીરમાં રોગ ઉત્પન્ન થતો નથી, કારણ કે તે નવાં અણુઓ રચવાનું કામ બરાબર કર્યે જાય છે. જીવન રસાયન વિદ્યા આ ક્ષારોમાંથી જેનું પ્રમાણ ઓછું થઈ ગયું હોય છે તેને બરાબર કરે છે, અર્થાત્ આ વિદ્યાની બાર ઔષધીઓ દરેક ક્ષારને તેની ખોટ પૂરી પાડી આપે છે, અને તેથી રોગ મટે છે. એકને બદલે બીજી ઔષધી ( ક્ષાર ) લેવાઇ ગઇ હોય તો હરકત થતી નથી કારણ કે તે જાતના ક્ષારનું પ્રમાણ આપણા શરીરમાં પૂરતું હોવાથી વધારાનો ક્ષાર બ્હાર નીકળી પડે છે. ઔષધનું પ્રમાણ પણ બહુજ થોડું હોય છે, અને તે મીઠું હોવાથી નાનાં મોટાં સર્વે ખુશીથી ખાય છે. આ પુસ્તકમાં કયા રોગ પર કયા નંબરની ઔષધી લેવી તે, તેમજ જુદા જુદા રોગો કયા લક્ષણ ઉપરથી પારખવા તે, બતાવવામાં આવ્યું છે.

આની શોધ કરનાર જર્મનીના પ્રસિદ્ધ ડાક્ટર સુસ્લર છે. ૧૮૭૩ માં તેણે આ શોધ કર્યા પછી તે હજારોના આશીર્વાદ પ્રાપ્ત કરી શકી છે, અને વિલાયતના પ્રખ્યાત ડાક્ટરો પણ એનો ખુશીથી ઉપયોગ કરે છે.

' એલોપથી ' ની દવાઓ આ દવાઓ જેટલી સૂક્ષ્મતાને નહિ પામેલી હોવાથી તે ક્રમે ક્રમે લોહીમાં મળે છે જ્યારે આ દવાઓ બહુ સૂક્ષ્મ હોવાથી લોહીમાં તરત ભળી જાય છે.

શરીરનો એ તો સ્વભાવ છે કે તે વિજાતીય દ્રવ્યને બ્હાર કાઢી નાંખે છે. આથી ' એલોપથી ' નાં ઔષધો પણ વિજાતીય હોવાથી જેમ એક કાંટાને બ્હાર કાઢી નાંખવાનો કુદરત પ્રયત્ન કરે છે તેમ શરીરને તેને બ્હાર કાઢી નાંખવાનો પ્રયત્ન કરવો પડે છે. શરીરમાં આ પદાર્થો ન હોવાથી તે વિજાતીય છે એ તો નિર્વિવાદ છે. બાયોકેમીસ્ટ્રીના ક્ષારો ( ઔષધો ) તો શરીરમાં હોવાથી સજાતીય છે અને સજાતીય પદાર્થો સજાતીય પદાર્થોમાં સત્વર ભળી જાય એ તદ્દન કુદરતી છે. રૂધિરનુંજ અવલોકન કરતાં આ બારે ક્ષારો તેમાં જણાઇ આવે છે.

' એલોપેથી ' ( ડાક્ટરો કે વૈદ્યોનાં જે ઔષધો આપણે હાલમાં લઇએ છીએ તે ) ના સંબંધમાં વિશેષ એ પણ વિદ્વાનોનું કહેવું છે કે તેની ચિકિત્સા બરાબર નથી. દાખલા તરીકે એક માણસને જ્વર આવતાં ડાક્ટર તેને ક્વીનાઇન આપે છે. તેને જો જ્વર મટી જાય છે તો બીજાને જ્વર આવતાં પણ તેને પણ ક્વીનાઈનજ આપવામાં આવે છે. આજ મુજબ બીજાં દરદોમાં પણ કરવામાં આવતું હોવાથી, અને એકથી જેને લાભ થયો હોય તે દવા આપવાથી બીજાને પ્રસંગે હાનિ થવાનો પણ સંભવ હોવાથી ડાક્ટરો બિચારા દરદીના જોખમે અને હીસાબે જુદી જુદી દવાનો અનુભવ તેના નિર્બળ થયેલાં શરીર પર કરે છે। લાભને બદલે ઘણીક વેળા હાનિ થાય છે. જીવન રસાયણ ઔષધો લેવાથી હાનિ બીલકુલ થતી નથી, કારણ કે તે આપણા આહારના પદાર્થોમાંથીજ બનેલી છે. આ દવાઓ નાનાં બચ્ચાંઓ તેમજ ગર્ભવંતી સ્ત્રીઓ સુદ્ધાંને વગર હરકતે આપી શકાય છે, તેમજ તેનો મલમ આદિ કરી લગાડવાના પણ કામમાં તે આવે છે. લેખક સૌથી સરસ રસ્તો આચમન વિધિથી ( Sipping ) દવા લેવાનો બતાવે છે. આ બાર ક્ષારોનાં નામ નીચે મુજબ છેઃ—

| | | |
|---|---|---|
| કૅલ્શીયમ ફૉસ્ફેટ. | ( Calc. phos. )— | નં. ૧. |
| ,, સલ્ફેટ. | ( ,, sulph. )— | ,, ૨. |
| ,, ફ્લોરાઇડ. | ( ,, fl. )— | ,, ૩. |
| ફેરમ ફૉસ્ફેટ. | ( Ferrem phos )— | ,, ૪. |
| પોટાશિયમ ક્લોરાઇડ. | ( Kali mur. )— | ,, ૫. |
| ,, ફૉસ્ફેટ. | ( ,, phos. )— | ,, ૬. |

| | | |
|---|---|---|
| „ સલ્ફેટ. | ( „ sulph. )— | „ ૭. |
| મેગ્નેશિયમ ફોસ્ફેટ. | ( Mag. phos. )— | „ ૮. |
| સોડીયમ કલોરાઈડ. | ( Nat. mur. )— | „ ૯. |
| „ ફોસ્ફેટ. | ( „ phos. )— | „ ૧૦. |
| „ સલ્ફેટ. | ( „ sulph. )— | „ ૧૧. |
| સિલિકા અથવા સિલિશિઆ | ( Silica ) or ( Silicea ) — | „ ૧૨. |

આવધો તેમજ આ પુસ્તક જે. પી. પંડિત અને કંપની, ટાવર સામે, વડોદરા, થી પ્રાપ્ય છે. દોઢસો પાનાંના પુસ્તકની કીંમત છ આના પણ યોગ્યજ છે. છપાઈ તેમજ કાગળ સારા છે. દરેક જણને આ પુસ્તક રાખવા અમે ભલામણ કરીશું.

**'સ્વર્ગની સુંદરીઓ:**—રા. રા. અમૃતલાલ સુંદરજી પઢીયાર તરફથી દોઢ રૂપિયાની કીંમતનું, સુંદર છપાઈ, બંધાઈ, અને કાગળનું ૪૭૫ પાનાનું આ પુસ્તક અવલોકનાર્થે પ્રાપ્ત થયું છે. આ પુસ્તક માટે અમે રા. રા. અમૃતલાલને ધન્યવાદ આપીએ છીએ. એમની હંમેશની સાદી અને સરળ ભાષા કે જે સ્ત્રીઓ અને બાળકો પણ સમજી શકે તેનોજ તેમણે આ પુસ્તક લખતી વખતે ઉપયોગ કર્યો છે. રા. રા. અમૃતલાલ પોતાનાં વાંચકોની ઉન્નતિ સ્વર્ગની નિસરણીઓ મેલી ધીમે ધીમે તે વાંચકોને ઉપર ચઢવાની ઇચ્છા રાખી કરવા ધારે છે તેની સાથેજ જરા ભાષા પણ ધીમે ધીમે વધારે પ્રૌઢ લખતા જાય તો વાંચકોને ગમત અને જ્ઞાન સાથે ભાષાનું વધુ જ્ઞાન પણ પ્રાપ્ત થાય. એમણે ખરેખર ધીમે ધીમેજ પોતાના વાચકોને ઉપર ચઢાવવાનો પ્રયત્ન કર્યો છે એ એમનાં સ્વર્ગ સંબંધી આ આઠમા પુસ્તકપરથી સિદ્ધ થાય છે. આ પુસ્તકમાં એમણે સાધારણ વૈદક ટુચકાઓ દાખલ કરી સાધારણ રોગો મટાડવાની ઔષધીઓ બતાવી છે. ઉપરાંત શુદ્ધિ, પુનર્લગ્ન, અસ્પૃશ્યો સંબંધી સહાનુભૂતિ; વગેરે બાબતો સમયાનુકુલ હોવાથી જરૂરી છે એમ સિદ્ધ કરી આપ્યું છે. જે સ્ત્રીઓ પુનર્લગ્ન ન કરવાની ઇચ્છા રાખતી હોય તેમને દેશને સારૂ 'દયાની દેવીઓ' બનાવવી એમ કર્તા લખે છે જે યોગ્યજ છે. કર્તાની ધીમે ધીમે પોતાના વાચકોની ઉન્નતિ કરવાની ઇચ્છા પ્રશંસનીય છે, ઇશ્વર તેમને તેમનાં કાર્યમાં ફતેહ આપી સ્વર્ગની ઉંચી નીસરણીઓ જલદી પ્રકટ કરશે એવી આશા રાખીશું.

**સ્વર્ગનાં રત્નો:**—ઉપલાજ કર્તાની આ કૃતિ છે. ભાષા શીખવા સારૂ જેમ સાત પુસ્તકો શીખવાં પડે છે તેમ રા. રા. અમૃતલાલે સ્વર્ગે પહોંચવા સારૂ સાત નીસરણીઓ રચવા યોજના કરી છે તેમાં આ ચોથી નિસરણી છે. સાતે પુસ્તકોમાં મળી કુલે ૧૦૦૦ ) ભક્તિ માર્ગના દાખલા આપવાની કર્તાની ઇચ્છા છે. સુંદર દાખલા સાથે સ્હેલી ભાષામાં બોધ આપવાની કર્તાની ઇચ્છા ફલીભૂત થઇ છે એમાં અમને બીલકુલ શક નથી. એમના સાદા દૃષ્ટાંતોમાંનાં એકનો સાર અમો નીચે આપીએ છીએ:—

એક વખતે બીરબલે રાજા અકબરને કહ્યું કે "રાજાજી ! જ્યારે પણ મારો કંઈ વાંક થાય ત્યારે ટેડ પાસે મારો ન્યાય કરાવી શિક્ષા કરજો. કારણ કે તેઓ મારી વિરૂદ્ધ હોવાથી મને સખ્ત શિક્ષા કરશે અને હુંજ ભવિષ્યમાં તેનો તેજ ગુન્હો ફરીથી કરતાં અટકીશ."

એક વખતે બીરબલ ગુનાહમાં આવતાં તેનો ન્યાય તેની ઇચ્છાનુસાર ટેડ લોકોને કરવાનું સોંપવામાં આવ્યું. ટેડ લોકોએ સભા ભરી જેણે બીરબલને સખ્ત શિક્ષા કરવા ઇચ્છા બતાવી: કોઈએ કહ્યું કે ૫૦ કોરી દંડ કરો. કોઇએ કહ્યું ૧૦૦ કોરી કરો એમ સૌ જુદાજુદા મત આપવા માંડ્યા, આખરે સર્વાનુમતે સૌથી ભારેમાં ભારે દંડ નવ વીસ કોરી ( ૧૮૦ ) રૂ ૪૫-નો દંડ કરવામાં આવ્યો ! એ સાંભળી બાદશાહે બીરબલને બુદ્ધિનાં વખાણ કરી કહ્યું કે આજે જો તારો ન્યાય કોઇ શેઠ શાહુકારના હાથમાં કરવાનો હોત તો જરૂર તને હજારો મહોરનો દંડ આપશે પરંતુ પણ બિચારા ગરીબ લોકો તે મોટું મન કરીને પણ કેટલુંક કરે ? તારા ઉપર ખૂબ ખીજ કાઢી ત્યારે આખો ૧૮૦ કોરીનો દંડ કર્યો ! ૩૫૦

**આદર્શ સુધારક દયાનંદ-ગ્રંથકર્ત્તા** શ્રીયુત દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય; મૂલ બંગાલી ઉપરથી ગુજરાતીમાં **અનુવાદક**, રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ. એલ એલ. બી. **પ્રકાશક**, રા. સુરજી વલ્લભદાસ; પૃ. ૮૦ મૂલ્ય આઠ આના.

આ પુસ્તકના લેખક બાબુ દેવેન્દ્રનાથ એક પ્રખ્યાત બંગાલી લેખક છે, અને એમણે વિષયનું પ્રતિપાદન એવી સરસ રીતે કર્યું છે કે ગુજરાતી ભાષામાં તો તેના જેવા થોડાજ નમૂના મળી શકશે. વિદ્વાન ભાષાંતરકારે પણ પોતાનું કામ એવી સારી રીતે કર્યું છે કે, ભાષાંતરનો ભાસ પણ માલમ પડતો નથી. કાંઈ નહીં તો પ્રતિપાદન શૈલી તથા સુંદર ભાષા માટેજ આ પુસ્તક વાંચી જોવા લાયક છે. સ્વામી દયાનંદ સરસ્વતીનું આર્યાવર્તના મહા પુરૂષોમાં કીયું યોગ્ય સ્થાન છે તે આ ગ્રંથમાં અપૂર્વ તર્કથી નિશ્ચિત કરવામાં આવ્યું છે. પ્રકાશકનો હેતુ આવા પુસ્તકનો પ્રચાર કરવાનો હોવાથી તેમણે એ ગ્રંથ ખરીદવા લોકો લલચાય તે સારૂ મૂલ કીમત ઘટાડી છે અને ભેટ પુસ્તક પણ આપવાની જાહેરખબર આપી છે. આર્ટ પેપર ઉપર સ્વામી દયાનંદનો ફોટો પણ ગ્રંથમાં આપ્યો છે. પુસ્તક માટે વાપરેલા ઉંચા કાગળ તથા નવું પુંઠું જોતાં પુસ્તકની કીમ્મત ભારે નથી અને તેનો બ્હોળો ફેલાવો થાય એમ ઇચ્છીએ છીએ. 'વસંત' જેવા માસિકમાં પણ આ પુસ્તકની પ્રશંસા કરવામાં આવી છે.

---

## સ્ત્રી વિષયક પ્રકરણ.

**સ્ત્રી કર્નલો**—પણ યુરોપમાં હયાતી ધરાવે છે એ વાત તો જુલાઇના લેડીઝ રેલ્મ પત્રથી ઘણાખરાને પહેલીજ વાર ખબર પડી હશે અને હાલ તેમની સંખ્યા ૧-૨ ની નહીં પણ ૫૦ છે. રશીયાના ઝારની સૌથી મોટી પુત્રી ગ્રેંડ ડચેસ ઓલ્ગા તેમ તેની ૧૫ વર્ષની ન્હાની બ્હેન, બન્ને રશીયાની ૧૪ મી લેન્સર્સ રેજીમેંટની કર્નલો છે ! આપણાં પૂજ્ય સ્વ. મહારાણી વીકટોરીયા પણ નક્ષી પ્રશીયન ડ્રગુન રેજીમેંટનાં કર્નલ હતાં, જો કે કદાપિ તે પદનું 'યુનીફોર્મ' પણ ધારણ કરવાનો તેમને પ્રસંગ નહોતો આવ્યો. હાલના જર્મન મહારાજા વીલયમ માટે હસવામાં કહેવાય છે કે " તેને કાંઇ બીજું કામ નથી હોતું તો તે સ્ત્રીઓને કર્નલ તરીકે નીમ્યા કરે છે. જર્મનની યુવરાજ્ઞી ૨ જી સાઇલેશીયન ડ્રગુન રેજીમેંટની કર્નલ છે અને તે તો પોતાના લશ્કરની આગેવાની પણ ગંભીર રીતે લે છે. અનેક જર્મન શાહજાદીઓ તથા પુત્રવધુઓ કવાયદ વખતે, પોતાની રેજીમેંટના કર્નલનો પોશાક પહેરીને કવાયદમાં ભાગ લે છે, આપણાં વર્તમાન મહારાણી મેરી સાહેબ પણ ૫ મી રશીયન લેન્સર્સનાં કર્નલ છે અને ગ્રીસનાં રાણી ઓલ્ગા તો દુન્યામાં એકલી સ્ત્રી નૌકા સેનાધિપતિ હોવાનું માન ધરાવે છે. એકંદર આ રાજપુત્રીઓ બેશક નામનીજ કર્નલ છે, પરંતુ કાગળ ઉપર લખેલી તેમને સત્તા છે, તેથી ધારે તો દુરૂપયોગ વખતે કરી શકે. કુલ સ્ત્રી કર્નલોના હાથ નીચે ૬૦,૦૦૦ નું લશ્કર છે, અને જો તેઓ એકત્ર થઇને યુરૂપરાજ સામે બંડ ઉઠાવે તો થોડાક કલાક તો યુરોપૈંદ્રને રાજભ્રષ્ટ કરી શકે !

**ફીન્લેંડમાં સ્ત્રીને મત આપવા તથા પાર્લામેંટમાં બેસવાના મળેલા હકથી તેમની સ્થિતિમાં થયલો ફેરફાર**—ઘણો જાણવા જોગ છે. " **નાઇનટીન્થ સેંચ્યુરી**

એડ આવ્હર" નામક માસિકમાં લેખક મીસ સેલર્સ કહે છે કે, રશીઆના એ અર્ધસ્વતંત્ર પ્રાંતની શાળાઓમાં સ્ત્રી પુરૂષને એકજ વર્ગમાં કેળવણી આપવામાં આવે છે. ફીન્લેંડની પાર્લામેંટના સભાસદ થવાના ઉમેદવારોને મત આપનારાઓમાં સ્ત્રી સંખ્યા પુરૂષથી પણ અધિક છે! મત આપનારના નામના રજીસ્ટરમાં કુલ ૧૩ા લાખ નામો છે તેમાં ૭ લાખ ઉપર સ્ત્રીનાં નામો છે. ૧૯૦૬ થી તે દેશમાં ૨૧ વર્ષથી ઉપરના મનુષ્ય માત્રને મત આપવાનો હક મળ્યો છે. તે પછીની પહેલી પાર્લામેંટમાં ૧૯ સ્ત્રી સભાસદ ચુંટી કડાઇ હતી તેમાં સૌથી હોશીઆર તો સભાસદ્ થવા પૂર્વે ચાકરડી હતી! બધું વારસામાં મળે છે પણ બુદ્ધિ માટે બાપનો એ- હશાન ભાગ્યેજ હોય છે. તેનો આ દાખલો છે. આ નવીન હકથી સ્ત્રીઓની માનસિક સ્થિતિમાં અજબ ફેર પડી ગયો છે. તેમેનામાં આત્મમાનની લાગણી સ્ફુરી છે. નોકરડીઓ હવે પોતે પોતાને કાંઇક સમજે છે. કોઇ સારા વકતાનું જાહેર ભાષણ હોય તો તે વખતે નોકરડીઓ જરૂર તે સાંભળવા જવાની—જોઇએ તો શેઠાણીઓએ હાથે જમી લેવું અથવા જમવાનો તે દહાડે વખત ફેરવવો ! આથી હાલ તો એક હાનિ પણ થઇ છે અને તે એક સ્ત્રીઓ બાહ્ય રાજદ્વારી ખટલામાં પડવાથી ઘર સંસાર પરથી તેમનું મન કાંઇક ઉઠી ગયું છે. એ રાજસભાની એક સ્ત્રી સભાસદ **મીના સીનાલપી** સૌથી ચતુર છે. તે પૂર્વે કારખાનામાં કામદાર અને પછી ' ભટ્ટ ' હતી. હવે તે ' વુમન વર્કર ' નામક પત્રની તંત્રિણી છે, અને એક ઉત્તમ વક્તા તરીકે પ્રખ્યાત છે.

**એક શાહજાદી દાસી**—શાહજાદી મેરાયા, જે રશીઆના સૌથી મોટા જાગીરદારોમાંના એક કુટુંબની છે, તેણે પોતાની મેળે કમાઇ પોતાનું ભરણ પોષણ કરવાનું વ્રત લીધું છે. તેણે તેના માત પિતાનું ઘર છોડી દીધું છે. અને તે એક ચાકરડીનું કામ કરે છે. તે પહેલી વખત એક હોટલમાં રાંધનારી તરીકે રહી. તે વખતે તેને હંમેશ સવારમાં ચાર વાગે ઉઠી રસોઇયાની સેંકડો જોડી વાસણ સાફ કરવાં પડતાં ત્યાર બાદ તે દાસી બની; પણ. આ કામ ઘણુંજ ભગીરથ હોવાથી તે માંદી પડી. મંદવાડમાંથી સાજી થયા બાદ તે એક મોટી દુકાનમાં " સેલ્સવુમન " તરીકે રહી. આ નોકરીમાં તેને જે અનુભવ મળ્યો તેથી તે સંતોષ પામી નહીં. તેથી તેણે બીજી એક નોકરી શોધી કાઢી. અને દાસીનું કામ કરવાનું પસંદ કર્યું. હવે શાહજાદી તેની આ નોકરીથી ઘણીજ સંતોષ પામી છે. અને કહે છે કે મહેલમાં વિના કાર્ય મોજ શોખમાં રહેવા કરતાં દાસીની જીંદગીથી તે ઘણીજ સુખી છે. તેનો વિચાર એવો છે કે જીંદગીભર પોતાની કમાઇ પર નિર્વાહ ચલાવવો અને આવી ઉત્સાહિત જીંદગીમાં મરવું તે વધારે પસંદ કરે છે. હીંદમાં આવા વિચિત્ર પણ સ્વતંત્ર મીજાજની સ્ત્રીઓ ક્યારે પેદા થવાનો સંભવ છે?

# હમેશનું પંચાંગ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૧૬૦૧ થી ૧૭૦૦ અને દરેક ચોથા સૈકા માટે. |
| ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૧૭૦૧ થી ૧૮૦૦ અને દરેક ચોથા સૈકા માટે. |
| ૦૧ | ૦૨ | ૦૩ | ... | ૦૪ | ૦૫ | ૦૬ | |
| ૦૭ | ... | ૦૮ | ૦૯ | ૧૦ | ૧૧ | ... | |
| ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ... | ૧૬ | ૧૭ | |
| ૧૮ | ૧૯ | ... | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | |
| ... | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ... | ૨૮ | |
| ૨૯ | ૩૦ | ૩૧ | ... | ૩૨ | ૩૩ | ૩૪ | |
| ૩૫ | ... | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ... | |
| ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ... | ૪૪ | ૪૫ | |
| ૪૬ | ૪૭ | ... | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | |
| ... | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ... | ૫૬ | |
| ૫૭ | ૫૮ | ૫૯ | ... | ૬૦ | ૬૧ | ૬૨ | |
| ૬૩ | ... | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ... | |
| ૬૮ | ૬૯ | ૭૦ | ૭ | ... | ૭૨ | ૭૩ | |
| ૭૪ | ૭૫ | ... | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | |
| ... | ૮૦ | ૮૧ | ૮૨ | ૮૩ | ... | ૮૪ | |
| ૮૫ | ૮૬ | ૮૭ | ... | ૮૮ | ૮૯ | ૯૦ | |
| ૯૧ | ... | ૯૨ | ૯૩ | ૯૪ | ૯૫ | ... | |
| ૯૬ | ૯૭ | ૯૮ | ૯૯ | ૦૦ | ... | ... | |
| ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૧૮૦૧ થી ૧૯૦૦ અને દરેક ચોથા સૈકા માટે |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૧૯૦૦ થી ૨૦૦૦ અને દરેક ચોથા સૈકા માટે |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જાન્યુઆરી, અકટોબર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| મે | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ઓગસ્ટ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ફેબ્રુવારી, માર્ચ, નવેમ્બર | ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ |
| જુન | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ |
| સપ્ટેમ્બર, ડીસેમ્બર | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ |
| એપ્રિલ, જુલાઈ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ | રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
| ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી |
| ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | ૩૧ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | સોમ |
| ૪ | ૧૧ | ૧૮ | ૨૫ | ... | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | સોમ | મંગ. |
| ૫ | ૧૨ | ૧૯ | ૨૬ | ... | ગુરૂ | શુક્ર | શની | રવી | સોમ | મંગળ | બુધ |
| ૬ | ૧૩ | ૨૦ | ૨૭ | ... | શુક્ર | શની | રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ |
| ૭ | ૧૪ | ૨૧ | ૨૮ | ... | શની | રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર |

**સમજુતી.**–ઉપરની બે લીટીઓ અને નીચેની બે લીટીઓમાં અનુક્રમ આંકડાઓ આપેલા છે. અને તે આંકડાઓ સામે જે સૈકાઓમાં તે ગણવાના છે તે સૈકા આપવામાં આવ્યા છે.

આપેલા વર્ષ ( સન ) નો અનુક્રમ આંકડો ખોળી કાઢવો. અને પછી તેજ આંકડો આપેલા મહીનાની લીટીમાંથી ખોળી લેવો અને તેજ કોલમમાં નીચે અઠવાડીયાના દિવસો અને ડાબી બાજુએ તેની લગતી તારીખ માલમ પડશે.

" લીપ ઇયર " ( જે વર્ષમાં ફેબ્રુવારીના ૨૯ દિવસ ગણાય છે તે વર્ષ ) પહેલાં કોરી જગ્યા આવે છે. આ વર્ષના જાનેવારી અને ફેબ્રુવારી માસ માટે કોરી જગ્યા ઉપર અનુક્રમ આંકડો લેવો.

દાખલો:–ઇ. સ. ૧૮૪૦ ના અકટોબરની બીજી તારીખે કયો વાર હતો ? ૧૮૪૦ નો અનુક્રમ આંકડો ૫ છે. હવે અકટોબર માસની લીટીમાં ૫ ખોળી કાઢો અને તેની નીચેની લાઈનમાં ૨ જી તારીખે શુક્રવાર માલમ પડશે.

૪૦૦ વડે ન ભાગતાં પુરા સૈકાને " લીપ ઇયર્સ " ગણવામાં આવતાં નથી. " લીપ ઇયર " સૈકા માટે ફેબ્રુવારી પછીના માસ માટે અનુક્રમ આંકડા તરીકે ૧ લેવો. જેમકે ૧૯૦૦, ૨૦૦૦ વગેરે.

અનુક્રમ આંકડાએ કયે દિવસે કોઇ પણ વર્ષના જાનેવારીની પહેલી તારીખ આવશે તે પણ બતાવે છે. જેમકે ૧૯૦૫ નો અનુક્રમ આંકડો ૧ છે એટલે અઠવાડીઆનો પહેલો દિવસ રવિવાર. ૧૯૦૧ જાનેવારીની ૧ લી તારીખે રવીવાર આવશે.

**અધિક માસ જાણવાની રીતઃ**—૩૨ માસ, ૧૬ દિવસ અને ૪ ઘડીએ અધિક માસ આવે છે. કયે વર્ષે કયો માસ અધિક આવશે એ જાણવું સ્હેલ છે. તેની રીત નીચે મુજબ છે. જે શાલિવાહન શક હોય તેમાંથી પ્રથમ ૯૨૫ ઓછા કરવા. બાદ જે શેષ રહે તેને ૧૯ એ ભાગવા. જો શેષ ૩ રહે તો તે વર્ષે ચૈત્ર. ૧૧ રહે તો વૈશાખ. ૮ રહે તો જ્યેષ્ઠ, ૧૬ રહે તો આષાઢ, ૫ રહે તો શ્રાવણ, ૧૩ રહે તો ભાદ્રપદ અને ૨ બાકી રહે તો આસો માસ, અધિક જાણવા.

## ચર્ચા પત્ર.

### " રામાયણનું રહસ્ય " વિષે અનુવાદકનો ખુલાસો.

સત્યના તંત્રી મહારાજ જોગ-

કૃપાકરીને મારો આ પત્ર પ્રકટ કરશો. 'સત્ય' માસિકે પોતાના પહેલા વર્ષના ઉપહાર તરીકે જે એક નાનું પુસ્તક પ્રકટ કર્યું છે તે સર્વત્ર પ્રશંસાપાત્ર થયું છે એ જોઇ સંતોષ થાય છે. ગયા અંકની અંદર આપણા મુંબાઇની સ્મોલકોઝ કોર્ટના જજ તથા ગુજરાતી ભાષાના એક કુશલ લેખક અને સાક્ષર રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી તરફથી થયેલું એ પુસ્તકનું અવલોકન બહાર પડ્યું છે.

એમના લેખની અંદર તેમણે બાબુ બંકીમચંદ્રના કૃષ્ણચરિત્રનો જે દાખલો આપ્યો છે તેના ગુજરાતીમાં ભાષાંતર કરનાર એ પોતેજ છે અને ખરેખર તે ગ્રંથ એવો તો સુંદર અને પ્રામાણિક છે કે દરેક ગુર્જરે વાંચકે તે વાંચવો ઘટે છે.

તેમના લેખમાં દર્શાવેલી મારા વાળાં પુસ્તકની એક ખામી છે તે અમે કબુલ રાખીએ છીએ. પરંતુ 'રામાયણનું રહસ્ય' એ નામ મૂળ લેખકે આપેલું નથી પરંતુ હમારૂંજ કલ્પેલું છે, તેથી મૂલ લેખકને ત્રુટિ માટે દોષ લાગતો નથી. પ્રો. રામદેવજી પોતાનો ભારતવર્ષનો ઇતિહાસ એક પરચુરણ નોટસની માફકજ લખી ગયા લાગે છે. તેનાં પ્રકરણો આદિની યોગ્ય વ્યવસ્થા નથી તેમજ તેમાં કેટલીક ત્રુટિઓ છે જેમાંની ઘણીક તો અમે દૂર કરી છે.

રા. રા. કૃષ્ણલાલે સમાલોચનામાં જટાયુ, વાનર હનુમાન, રાવણ કુંભકર્ણ-રાક્ષસ, અને ભરતનાં પ્રકરણોનો ઉલ્લેખ કર્યો છે. જટાયુનું પ્રકરણ " આર્યપ્રભા " નામનાં હિંદી માસિકના તંત્રી, તથા ફીરોઝપુર પાસેના મોગા ગામે વસતા વૈદરાજ, પંડિત સંતરામ તરફથી હિંદીમાં "પ્રભા"માં પ્રકટ થયેલું તે તેમણે મહેરબાની કરી, અમારી પ્રાર્થનાને માન આપી, મોકલી આપેલું એટલુંજ નહીં પણ વાનરવાળાં પ્રકરણમાં પણ જે સંસ્કૃત કોશોના અર્થથી સિદ્ધાંતની સિદ્ધિ કરવામાં આવી છે તેનું માન પણ તેમનેજ ઘટે છે. ખરૂં કહીયે તો એ પ્રકરણનો મોટો ભાગ પણ તેમનીજ બક્ષીસ છે. રાવણના પ્રકરણમાં પણ કંઇક તેમની મદદ છે ખરી. પ્રો. રામદેવના લખાણમાં જટાયુ વિશે એક શબ્દ પણ નથી; તે ત્રુટી પુરવા સારૂ મેં કેટલાક પંડિતોને વિજ્ઞપ્તિ કરેલી; તેમાં એક પં. સંતરામ પોતે હતા.

અમારી તરફથી કુલે કેટલાં પ્રકરણો ઉમેરવામાં આવ્યાં છે તેની વીગત આ પ્રમાણે છે. ( ૧ ) રામની વંશાવલી સંસ્કૃત વાલ્મીકિ રામાયણમાંથી સંકલના કરવાર્થે ઉમેરી છે. ( ૨ ) મહાત્મા ભરતનું

આખું પ્રકરણ. ( ૩ ) સતી અનસુયાનો સીતાને બોધ. ( ૪ ) જટાયુ. ( ૫ ) અંત્યેષ્ટિ અને આનંદ. ( ૬ ) ઉપસંહાર.

આટલાં આખાં પ્રકરણો ઉપરાંત લખાણાંતર્ગત કરેલો અનેક વાકયોનો વધારો ઘટાડો હું ગણતો નથી; પણ બે વાત ખાસ જણાવું છું. હથિયારો સંબંધીનું કેટલુંક લખાણ ફુટનોટમાં ( ૬૨ પાને ) આપેલું છે તે, તેમજ બીજે અનેક સ્થલે પરચુરણ ફુટનોટો, અને ૨૯ મે પાને પ્રદક્ષિણા વાળી ફુટનોટ, ૫૭ મા પાનાથી શરૂ થતી અગસ્ત્ય મુનિનાં સમુદ્રપ્રાશનવાળી ફુટનોટ પણ મારી પોતાનીજ ઉમેરેલી છે.

ભવિષ્યના અમારા કોઈ પણ ભાષાંતર સંબંધી એટલું જણાવી દેવું અત્રે અસ્થાને નહીં ગણાય કે હું કોઈ પણ ભાષાંતર શબ્દશઃ કરતો નથી. વાકય રચનામાં તો મારે હંમેશ ફેરફાર કરવોજ પડે છે. એટલુંજ નહીં પણ ઘણીક વખતે યોગ્ય સંકલના સારૂ ટુંકાં સુંદર વાકયો તેમજ આ બાજુની કહેવતો ઉમેરવી પડે છે.

પંચવટીનું યુદ્ધ લખતાં મારાથી વચમાંજ અગસ્ત્યનો ઉલ્લેખ આવતાં લખાઇ ગયું કે–સમુદ્ર પ્રાશન કરવા સારૂ પંકાયેલા–ફરીથી વાંચતાં શંકા થઇ કે એનું ખરૂં રહસ્ય શું છે એમ જો કોઇ પૂછશે તો ? તેથી એવું ઉમેરણ બારે પાડવાની બ્હીકથી તે કાઢી નાંખવાનો સંકલ્પ કર્યો ! પણ જો મળી આવે તો તો એનું રહસ્ય શોધી કાઢવું એવી ધારણાથી શોધ કરવા માંડી અને સાધારણ રીતે આપણને એક વિષયનું સાહિત્ય તે વિષય લખતી વખતે પોતાની મેળેજ મળી આવવાનો કુદરતી નિયમજ હોવાથી એક પુસ્તકમાંથી તેનો કંઇક ઉલ્લેખ મળી આવ્યો. બસ મારી શોધ પૂરી થઇ અને મારે તે વાકય કાઢી નાંખવાનો પ્રસંગ આવ્યો નહીં ! ( રામદેવજીના લખાણમાં તો એ વાકયજ નથી કે જેથી તેનો ખુલાસો કરવો પડે ). એજ અગસ્ત્ય અને લોપામુદ્રાની ૫૮ મા પાનાની ફુટ નોટ.

આશા છે કે આટલો ખુલાસો પુરતો થઈ પડશે.

ભવદીય,

ગીરગામ મુંબઇ }
તા. ૧૭–૮–૧૯૧૨.

મગનલાલ માણેકલાલ ઝવેરી.
( ' રામાયણનું રહસ્ય ' ના અનુવાદક ).

---

## વિદ્યા, વિજ્ઞાન, વિદ્યુત તથા વૈદ્યક સંબંધી નૂતન ખબરો અને વિચારો.

**મરઘીના બચ્ચાંને માટે વિજળીનો ખોરાક !**–મુખ્યત્વે કરીને મરઘીના બચ્ચાંઓને ઇંડાંમાંથી બહાર કાઢવાને માટે વીજળીનો ( ખોરાક તરીકે ) ઉપયોગ કરવામાં આવે છે. સવારે અને સાંજે આશરે બબ્બે કલાકે થોડી મિનિટ સુધી મરઘીના બચ્ચાંઓની આસપાસ રહેલી ચીજોને વિજળીક પ્રવાહ આપવામાં આવે છે. બચ્ચાંઓ કે જેઓના ઉપર આ પ્રયોગ કરવામાં આવે છે તે તેઓના અસલ વજન ઉપરાંત સાધારણ ખોરાકના ૨ ભાગ જેટલાં વજનમાં વધે છે. મરઘીના બચ્ચાંઓ જેઓના ખોરાકને વિજળી આપવામાં આવે છે તેઓ પણ વિજળી સિવાયના બીજા ખોરાકવાળા બચ્ચાંઓથી વજનમાં સેંકડે ચાળીસ ટકા જેટલાં વધે છે. આથી નબળાં બચ્ચાંઓ મજબુત થાય છે અને તેઓના મરણનું પ્રમાણ ઘટે છે. જો આ પ્રયોગ મનુષ્ય જાતિને લાગુ પડે તો તેઓની આજીવિકાના ખરચમાં ઘટાડો થાય ખરો ! ( વીજળીના ખોરાક સંબંધી વિશેષ વિવેચન આ અંકના ૧૮૨ મા પાના પર છે. )

**મગરમચ્છનું મૂલ્ય-તેનાં** એક ટન હાડકાંની કીમત ૨૫૦ પાઉંડ થાય છે. એક સમય એવો હતો કે જ્યારે તેને માત્ર તેની ચરબી અને હાડકાને માટે પકડવામાં આવતું હતું અને તેના શરીરનો બાકીનો ભાગ નાંખી દેવામાં આવતો હતો. વળી તે સમયે તેને નાના ભાલાથી મારી પકડવામાં આવતું હતું. આ જુના સમયના ભાલાઓને હાલની ગોળી વાળી બંદુકોને બધે તિલાંજલિ મળી છે. વળી આ સર્વ કામ હાલના સમયમાં મોટી ઓટમાંથીજ થાય છે. વળી ચાલુ જમાનાનાં કારખાનાંઓ મગરમચ્છના શરીરના દરેક ભાગનો ઉપયોગ કરે છે. અને તેથીજ કરીને કોઇ પણ પ્રકારનું મગરમચ્છ પકડવાને માટે મહેનતના બદલામાં હાથ મળે છે. કેટલાક નાની જાતના મગરમચ્છ જેને કાળી માછલીઓ કહેવામાં આવે છે તેની કીમત ઓછામાં ઓછી થોડા પાઉંડ પણ હોય છે. વધારે કીમતી જાતના મગરમચ્છની કીમત ઓછામાં ઓછી ૧૦૦૦ પાઉંડ હોય છે.

મગરમચ્છના સાધારણ જાતના તેલના એક ટનની કીમત ૧૮ પાઉંડ છે. અને સર્વોત્તમ તેલની કીમત તેથી બમણી હોય છે. આથી આપણે સહેલાઇથી જોઇશું કે મગરમચ્છ કેટલું કીમતી પ્રાણી છે. તેના શરીરની દરેક ચીજોનો ઉપયોગ થાય છે. વળી એવી અફવા ચાલે છે કે તેના શરીરમાંથી અત્તર જેવો પદાર્થ પણ નીકળી શકે તેમ છે! અને તેની એક આઉંસની કીમત ૩૦ શીલીંગથી ૪ પાઉંડ સુધી આંકી શકાય તેમ છે.

**ડોલતી દીવાલ અને હાલતો મીનારોઃ**-પંજાબના ગુરૂદાસપુર ગામમાં એક ઉંચી પાકી દીવાલ છે તેમજ તે મજબુત પણ છે; પરંતુ ખુબી એ છે જો કોઇ તે પર ચઢી તેને હલાવે તો તે પુષ્કળ હાલતી, ઝોલા ખાતી દેખાય છે! એની એ ખૂબીનું કારણ જણાતું નથી. મેજર કોરીગન નામના એક અંગ્રેજે તેનું ચિત્ર તથા વર્ણન એક ઇંગ્રેજી માસિકમાં મોકલ્યું છે. આશ્ચર્યની વાત છે કે ખુદ ગુરૂદાસપુરના લોકોને પણ એનાં કારણની ખબર નથી!

અમદાવાદમાં તો આવા બે ડોલતા મીનારાઓ છે, જે આશરે ૨૦૦-૩૦૦ વર્ષ ઉપર બંધાયા હતા. તે મીનારા આશરે ૧૫૦ ફીટ ઉંચા છે, અને એક બીજાની પાસે ઉભા છે તેની કરામત એવી છે કે એક મીનારા ઉપર ચઢી તેને હલાવતાં બીજો પણ હાલે છે. એક મીનારાનો કેટલોક ઉપલો ભાગ તુટી ગયો છે, જે, ૧૦૦ વર્ષ પર થયલા ધરતીકંપને આભારી છે. આખો મીનારો હલાવે હાલે છે તે સિદ્ધ કરવા પ્યાલામાં પાણી રાખીને તે હાથમાં આપવામાં આવે છે. મીનારાનો ભાગ પકડી તે હચમચાવતાં હાથમાંના પ્યાલામાંનું પાણી પણ પુષ્કળ હાલે છે અને ઢોળાય છે. આ છતાં મજબુતીમાં મણા નથી; એવી તેની કરામત છે. પ્રાચીનવસ્તુ શાસ્ત્રના રસિક લોર્ડ કર્ઝને આ મીનારા પર ચઢી તેનાં ડોલનનો અનુભવ લીધો હતો.

**અપવિત્ર રેશમઃ**—એક જર્મન વૈજ્ઞાનિકે ઘણાં વર્ષની કોશીશથી ઘોડાના માંસમાંથી રેશમ તૈયાર કર્યું છે; તે સારૂં સફાઇદાર અને મજબુત છે. તે, પાણી, ઠંડી હવા, કે બીજી કોઇ રીતે બગડતું નથી. એનાથી ઝીણાં વસ્ત્ર વણાતાં નથી પણ જાડાં વસ્ત્ર બહુ મજબુત અને સુંદર વણાય છે.

**સાધારણ માણસોની નાડીના એક મીનીટના ઠોકાઃ**—ની સંખ્યા નીચે પ્રમાણે તારવી છે.

| | | | |
|---|---|---|---|
| તુરત જન્મેલું બાળક | ૧૪૦–૧૫૦ | સાતથી ચૌદ વરસ સુધી | ૯૦– ૭૫ |
| એક વરસની અંદરનું | ૧૩૦–૧૧૫ | ચૌદથી એકવીશના | ૮૫– ૭૫ |
| બે વરસની અંદરનું | ૧૧૫–૧૧૦ | એકવીશથી પાંસઠ સુધી | ૭૫– ૬૫ |
| ત્રણ વરસની અંદરનું | ૧૦૦– ૯૦ | અને ઘડપણે | ૮૫– ૭૦ |

**શરીરના મુખ્ય ભાગનું વજન:**—નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| પુરૂષનાં ભેજાંનું સરેરાસ વજન | ૫૯ ઔંસ ( ૧૪૭ તોલા ) |
| સ્ત્રીનાં ,, ,, ,, | ૪૪ ઔંસ ( ૧૧૦ તોલા ) |
| કલેજાંનું વજન ,, ,, ,, | ૪૫–૬૦ ઔંસ( ઔંસ=૨॥ તોલા ) |
| ગુરદાંનું વજન ,, ,, ,, | ૪૪॥–૪૫ ઔંસ. |
| આંતરડાંનું વજન ,, ,, ,, | ૪૦–ઔંસ સુધી. |
| હોજરીનું વજન ,, ,, ,, | ૪॥–૫ ઔંસ. |
| મરદનું હૃદય. ,, ,, ,, | ૧૦–૧૨ ઔંસ. |
| સ્ત્રીઓનું હૃદય ,, ,, ,, | ૮–૧૦ ઔંસ. |

**આંસુની પરીક્ષા:**—એ તો સર્વે જાણે છે કે આપણા શરીરમાં પુષ્કળ ક્ષાર છે. એક વખતે એક વૈજ્ઞાનિકે પોતાની આંખમાંથી શોકને લીધે પડેલાં આંસુનું નિરીક્ષણ કર્યું. તેણે તે આંસુ એક કાચ પર પાડયું. થોડાક વખત પછી તે સુકાઇ ગયું. બાદ તેનું નિરીક્ષણ કરતાં તેમાં ક્ષાર વાળાં ધાબાં ધાબાં જણાયાં. બાદ તેણે જુદી જુદી લાગણી વખતે પડેલા આંસુથી એજ રીતે પરીક્ષા કરી જેના પરિણામમા તેને જણાયું કે દરેક લાગણીનાં પડતાં જુદી જુદી જાતનાં આંસુમાં જુદી જુદી જાતના ક્ષારાકાર જણાય છે. આ રીતે આપણે પોતે પણ ઉપલા શોધકની માફકજ સૂક્ષ્મદર્શક યંત્રમાંથી નિરીક્ષણ કરી શકીએ.

**વનસ્પતિથી કપડાંની બનાવટ**—અમેરિકામાં કપડું બનાવવા સારૂ એક રોપો વાવવામાં આવ્યો છે, જેને હિંદુસ્તાનમાં રામબાણ અથવા હાથીચંધાડ કહે છે. એ રોપાનાં પાંતરાંને પાણીમાં સડાવી ખૂબ કૂટે છે. બાદ તેમાંથી દોરા કાઢવામાં આવે છે જે રૂની સાથે મેળવી વણવાથી કપડું નરમ અને મજબૂત થાય છે. પશ્ચિમ હિંદુસ્તાન, ગુજરાત, અને ઝાંસીમાં એનાં દોરડાં બનાવવામાં આવે છે જે કાથા અને સણાદિનાં દોરડાં કરતાં બહુ મજબુત હોય છે. એવું જણાય છે કે એક રોપો ઓછામાં ઓછો દશ રતલ દોરો આપી શકશે અને એ હિસાબે એક એકર જમીનમાંથી ૮૦૦ ટક દોરો થઇ શકશે. ભારતવાસીઓ પણ કોશીશ કરે તો એનો લાભ લઇ શકશે.

**પૌષ્ટિક તત્વોની તુલના**—૧ રતલ માખણ; ૯ રતલ પટેટા; ૫ રતલ ગોમાંસ અથવા ૧૨ રતલ દુધ એ સર્વેનાં પૌષ્ટિક તત્વો સરખાં છે.

**વીજળીની શોધથી એક તરફ છુટાછેડાની ને બીજી તરફ સ્વયંવરની પીડા પતી જશે !**—એમ વિદ્યુત્‌ના વૈજ્ઞાનિકોના વિચારના ઘોડાઓ દોડે છે ! તેઓ તરફથી કહેવામાં આવે છે કે, સ્ત્રી પુરૂષોના એકબીજાથી વિપરીત સ્વભાવ ભવિષ્યના વીજળીક યંત્રથી પરખાઇ આવશે. સ્ત્રી પુરૂષથી વિરૂદ્ધ છે, અને બે સ્થિતિઓ તે 'પોઝીટીવ' તથા 'નેગેટીવ'

સ્થિતિ છે. ' પોઝીટીવ ' સ્વભાવવાળા જુવાન પુરૂષે ' નેગેટીવ ' સ્વભાવની સ્ત્રી સાથે તથા ' નેગેટીવ ' સ્વભાવવાળા પુરૂષે ' પોઝીટીવ ' સ્વભાવની સ્ત્રી સાથે લગ્ન કરવાથી તેમની કુદરતી રાસ આવે એવો નિયમ છે. વીજળીમાં એજ બે પ્રકાર છે, અને પુરૂષનો તે બેમાંનો કયો સ્વભાવ છે, તે વીજળીક યંત્રથી જાણી શકતાં, યોગ્ય સ્વભાવનીજ સ્ત્રી સહજ પ્રાપ્ય થઈ શકશે! આથી સંવનન (wooing) લગભગ ફક્તતુ યુરોપમાં થઇ પડશે, સ્વયંવર માટે લગભગ અવકાશ નહીં રહે, અને છૂટા છેડાને માટે તો સ્થાનજ નહી રહે! કારણ કે છુટાછેડા તો પરસ્પર બંધ ન બેસતા સ્વભાવ ( જેને છુટાછેડાના કાયદામાં incompatibility of temperament કહે છે) ને લીધે, નેગેટીવ સ્વભાવવાળો તેજ સ્વભાવની અથવા પોઝીટીવ સ્વભાવવાળો તેજ સ્વભાવની સ્ત્રી સાથે પરણવાથીજ, સ્વભાવનું કજીયું ઉત્પન્ન થાય છે અને તેઓ એક બીજાને પ્રસન્ન કરવાને બદલે ખિન્ન કરે છે. હવે સાસુઓને ઉમેદવાર જમાઇનું તલીયું કેમ છે તે તપાસવાનું નહીં રહે પરંતુ તે " વીજળીક રીતે યોગ્ય છે કે નહીં " તેજ પ્રધાનપણે તપાસવાનું રહેશે!

**વીજળીનું ભોજન**—વીજળીથી લગ્નજ નહીં પણ ભોજન આપવાને પણ આપણા જરાક ભદંભદ જેવા લાગતા પાશ્ચાત્ય સાયેન્ટીસ્ટોની આશા છે. ગયા ઓગસ્ટના ' સત્ય ' ના અંકમાં ' સ્ટોકહોમ ' માં જે વિદ્યાર્થીઓના ઓરડામાં વીજળીક પ્રવાહ દાખલ કર્યો તેઓ પ્રવાહ વિનાના ઓરડાના વિદ્યાર્થીઓથી વધારે પુષ્ટ થયા તેનો વિગત આપી હતી. ઉપર ભરથી સંબંધી વિગત આપી છે. વીજળીક પ્રોફેસરો હવે વધાને કહે કે એવો પણ વખત આવશે કે પુષ્ટિ સારૂ ખોરાક સુદ્ધાંજ નહીં આપવો પડે. માણસોને ભુખ લાગે ત્યારે બસ વીજળીક યંત્રના પ્રવાહના આચકા (Shocks) આપવા! આથી તેનું પેટ ભરાઇ જશે!! બસ અવરનવર માણસે વીજળીક પ્રવાહથી જોડેલી ખુરશી પર બેસવું અને બાદ પ્રવાહ છોડવો, કે થયું—આ મતલબનું ભાષણ જર્મનીના એક વિદ્વાન પ્રોફેસરે " સોસાઇટી ફોર ધી એડવેન્સમેંટ ઓફ સાયન્સ " નામક સભાએ ભરેલી કોંગ્રેસ સન્મુખ આપ્યુ હતું. પછી પાણી જોઇશે કે નહીં તે સ્પષ્ટ નથી, પણ પાણીની બહુ પંચાત નથી. ખચ્ચાત જો, અન્નનો પંચાત, જે દુન્યાની મોટામાં મોટી ઉપાધિ છે, જે અનેક બીજી ઉપાધિઓ અને સઘળી લડાઇનું જડમૂળ છે, તેનો અંત વીજળીક આચકા ગ્રહણ કરવાથી આવે તો ખ્રીસ્તીઓ પોતાનું હેવન, મુસલમાનો બેહેસ્ત, જૈનો શિલા, વૈશ્નવો ગોલોક અને શૈવો કૈલાસ એ સઘળું લગભગ ભૂલી જશે! વીજળીના પ્રવાહથી અન્નાદિ વધારે જલદી પરિપકવ થાય છે તે કરતાં પણ આ શોધ અતિવિશેષ ઉપયોગી છે. ભય એજ છે કે પછી લોકોમાં આળસ માતું મારી નહીં, કારણ કે અન્ન ખાવાથી તેમને ઝાડે ફરવા જવાની પણ તસ્દી નહીં પડે! આ શોધપર તો એક નવલ કથા લખાય એમ છે!! બીબાઇઓ ટળી જશે, એજ એક લાભ જેવો તેવો નથી. પરંતુ પ્રજામાં બીજા દુર્ગુણો વધી પડશે; કારણ કે હાલ તો પેટના ભુખ્યા પેટની પીડામાંથી પરવારે તો બીજા દુર્ગુણો પ્રતિ લક્ષ આપી શકે ને?

**વિદ્યુદ્વિદ્યાથી વનસ્પતિને મળતી પુષ્ટિ**—એક જર્મન વિજ્ઞાન શાસ્ત્રી પ્રોંગ્શીમે બ્રસેલ્સની નજદીક ક્રીશેના વિલમાં અખતરાથી દેખાડી આપ્યુ છે કે ખાતરની અંદર વિજળીના પ્રવાહ દાખલ કરવાથી અનાજનો પાક ઘણો વધારે સારો ઉતરે છે. તેણે સિદ્ધ કરી બતાવ્યું છે કે વિજળીના પ્રવાહથી જવના પાકમાં સેંકડે ૩૨ ટકા, ઓટના પાકમાં ૪૩ ટકા, બટાટાના પાકમાં ૨૪ ટકા અને સ્ટ્રોબેરી પુષ્પના પાકમાં સેંકડે ૫૦ ટકા જેટલો વધારો થાય છે. જેમ

આ આંકડાઓ પાકનો વધારો બતાવે છે તેમ જાતમાં સુધારો પણ થાય છે. વિજળીક પ્રવાહની મદદે તૈયાર થયેલાં કંદમૂળમાં ૨.૨ થી ૨.૭ ટકા જેટલું ગળપણ વધારે હોય છે. આજીજ રીતે તંબાકુના પાકમાં ઘણોજ વધારો થાય છે. તે ઉપરાંત તેના બીયાના ફણગા ફુટવામાં ૨૬ ટકા જેટલી ઝડપ માલમ પડી છે. તેનાં મૂળ ઘણાંજ મજબુત હોય છે અને તેનાં પાંદડાં ઘણાંજ કાળાં માલમ પડ્યાં છે. આવી રીતે વિજળીક બળનો પણ ઉપયોગ થાય છે ! ભવિષ્યની વિજ્ઞાનશાસ્ત્રની અધિષ્ઠાત્રી દેવી વિજળી થશે કે શું !

**ખીસામાં રખાય એવાં ટેલીફોનની મદદથી બ્હેરાં મનુષ્યો ગમે ત્યાંથી બોલ્યા સાંભળી શકે છે !**—સેંકડે પાંચ ટકા જેટલો ભાગ ઓછા વત્તા પ્રમાણમાં બ્હેરો છે. તે દુઃખ દૂર કરવાને અને બ્હેરાઓ સારા મનુષ્યની માફક કેવી રીતે સાંભળી શકે તેના ઉપાયોની શોધ અત્યાર આગમચ ઘણા વિજ્ઞાનશાસ્ત્રીઓ અને વૈદ્યો કરતા આવ્યા છે. અમે પણ ગત માસમાં મી. અને મીસીસ વીલીયમની બ્હેરાં અને મુંગાને માટે ટેલીફોનથી વાતચિત કરવાની શોધની સમજ આપી હતી. પણ હવે માત્ર બ્હેરાંઓ એક નાજુક યંત્રની મદદથી કેવી રીતે બોલ્યાં બોલ્યાં શુદ્ધ સાંભળી શકે છે તેની સમજ આપીએ છીએ. બ્હેરાંઓને માટે ખીસામાં રાખવાની ટેલીફોનની પ્રથમ શોધ દશ વર્ષ આગમચ થઇ હતી. અને તે યંત્રને " સ્ટોલ્ઝ ઇલેકટ્રોફોન " નામ આપવામાં આવ્યું હતું. દિન પ્રતિદિન તેમાં સુધારો વધારો થતો ગયો અને તેના પ્રતાપે હાલના યંત્રથી માત્ર બ્હેરાઓ સાંભળી શકે છે એટલુંજ નહીં પણ તે યંત્રના હંમેશના વપરાશથી બ્હેરાંઓનું બ્હેરાપણું નષ્ટ થઇ જાય છે. આ યંત્ર, એક નાની " બેટરી, " એક ઝીણો તાર, અને એક રકાબીના આકારના ચક્કરનું બનેલું છે. " બેટરી " ને ખીસામાં સહેલાઇથી રાખી શકાય છે. અને ચક્કરને ડ્રેસ અથવા કોટ ઉપર ભરાવી શકાય છે. આ બન્નેની સાથે તારનો સંબંધ રાખવામાં આવ્યો છે. અને આ તારનો સંબંધ એક અવાજ જવાની નળી સાથે રાખવામાં આવ્યો છે, જે સહેલાઇથી હાથમાં સંતાડી શકાય છે. જ્યારે કાંઇ પણ સાંભળવાનું હોય છે ત્યારે આ નળીને કાન આગળ ધરવાથી દરેક અવાજ શુદ્ધ રીતે સંભળાય છે. કારણ કે સામા માણસના બોલેલા શબ્દનો અવાજ કોટ ઉપર ભરવેલા ચક્કર ઉપર પડે છે અને તેની સાથે જોડેલા તાર દ્વારા નળીમાં થઇ કાનમાં અવાજ પ્રવેશ કરે છે. આવી રીતે સાંભળતા મનુષ્યની માફક બ્હેરાંઓ શુદ્ધ સાંભળી શકે છે. આ યંત્ર જુદી જુદી ક્રિયા-શક્તિ વાળાં બનાવવામાં આવે છે ! અત્યાર સુધીની બનાવટોમાં બોલનારની પાસે બ્હેરાએ જવું પડતું, અને બોલનારે ભુંગળામાં બોલવું પડતું. પરંતુ આ શોધથી ભાષણ કર્ત્તાનું રંગભૂમી પર થતું ભાષણ પણ બ્હેરો દૂરથી ગેલરીમાંથી સાંભળી શકશે !

**છબી પાડવાના યંત્રની કોર્ટમાં જુબાની !**—છબી પાડવાની કળા કેવી ફતેહમંદ નીવડી છે તેનો દાખલો " ધી એમેચ્યુર ફોટોગ્રાફર " પત્ર નીચે પ્રમાણે આપે છે:-થોડા. સમય પર લોહીથી ખરડાયેલો એક રૂમાલ કોર્ટમાં રજુ થયો હતો. પુરાવા માટે ખુની મનુષ્યે તે રૂમાલ એવી રીતે ધોઈ નાંખ્યો હતો કે તેના ઉપર કોઇ પણ જાતના ડાઘા દેખાતા નહોતા. તેના ઉપર ઘણી જાતના રસાયણીક પ્રયોગો કરવા છતાં લોહીનું પ્રથક્કરણ થઇ શક્યું નહોતું અને તેમાં લોહી છે એમ જણાયું નહીં, પણ આખરે ઘેરા ભુરા રંગનું ગળણું વચ્ચે રાખી તે રૂમાલની બહુજ મોટી છબી પાડવાથી માલુમ

પડ્યું કે તે રૂમાલને કોઈ કોઈ જગાએ લોહીના ડાઘ પડ્યા હતા. ત્યાર બાદ તે "તે જગાએજ" રસાયણિક પ્રયોગો કરવાથી માલુમ પડ્યું કે ખરેખર તેજ ભાગ લોહીથી ખરડાએલો હતો. આવી રીતે છબી પાડવાથી એટલું તો સિદ્ધ થઇ ચુક્યું છે કે લાલ ડાઘાઓ જે બરાબર સાફ કર્યા બાદ એકલી આંખે પારખવા મુશ્કેલ થઇ પડે છે તે છબી પાડવાના યંત્રથી ઘણીજ સહેલાઇથી પારખી શકાય છે. આવી રીતે છબી પાડવાના યંત્રોથી બનાવટી હસ્તાક્ષર પણ આજ રીતે પકડાય છે. મુલ કરતાં સોગણી મોટી તેની enlarged છબી પાડવામાં આવે છે. હવે બનાવટ કરનાર ગમે તેવી આબાદ નકલ કરનાર હોય પણ તે મુલ સહી બહુજ ધીમે ચીતરે છે, તેથી સહીમાં સૂક્ષ્મ ધ્રુજારી આવી હોય છે, જે અસલ લખનારની સહીમાં હોતી નથી. આ ધ્રુજારીઓ બહુ મોટી છબી પાડવાથીજ સ્પષ્ટ જણાઇ આવે છે. enlarged ફોટોગ્રાફી આ પ્રમાણે એક જાતનાં સૂક્ષ્મદર્શક યંત્રનું કામ કોર્ટમાં કરે છે।

**જોડકાં બાળકોને સુખદુઃખનો અનુભવ એક સાથેજ થાય છેઃ**–જોડકાં બાળકોને એક સાથે અને એકજ સમયે દુઃખ પડે તે કદાચિત્ અસંભવિત લાગશે. પરંતુ નીચેના દાખલાઓથી આ શંકાનું સમાધાન જરૂરજ થશેઃ–હાલમાં ચેર્ટસીના અનાથરક્ષક અમલદાર તરફથી ખબર આપવામાં આવી છે કે હાલમાં એક ૧૬ વર્ષની કુમારિકા જ્યારથી તેની સાથે જ જન્મેલી બ્હેન અઢી વર્ષની ઉમ્મરે મરણ પામી હતી તે ક્ષણથી બ્હેરી અને મુગી થયેલી છે. વૈજ્ઞાનિક શોધ–ખોળથી બીજા આવાં ૩૫ જોડકાંના અનુભવનો ઇતિહાસ ખાસ ભેગો કરવાથી માલમ પડ્યું છે કે તેમાંથી ઓછામાં ઓછાં સાત જોડકાંઓ તેઓના જોડીદારના જેવાજ રોગથી, પીડાતાં, તેમને રોગ જુદા રહેવા છતાં, દુર દેશોમાં હોવા છતાં સાથેજ લાગુ પડતા ને સાથેજ સારા થતા! વળી બીજો એક વધુ અજાયબ જેવો દાખલો બે કુમારિકાઓનો છે. તેઓ બન્ને જોડમાં જન્મી હતી. તેમની ઉમ્મર વીશ વર્ષની છે. હાલમાં તેઓ એક એવી જાતના રોગથી પીડાય છે કે તે બન્નેથી દાદર ઉતરી શકાતો નથી. વળી બે બાળકો કે જેઓ દાંતના રોગથી પીડાતા હતા તેમના દાંત જ્યારે કાઢવામાં આવ્યા ત્યારે માલમ પડ્યું કે તે દાંત એકજ સરખા અને એકજ સ્થાનના હતા. વળી ડાર્વીન પણ ફ્રાન્સના એક જોડકાં ભાઇઓનો દાખલો આપે છે. તેમાંના એક પેરિસમાં અને બીજો વીએનામાં રહેતો હતો. આ બંન્ને ભાઇઓને એકજ સમયે એકજ જાતનું દરદ લાગુ પડ્યું હતું. તેઓ એકજ જાતના દરદથી એકજ સમયથી પીડાતા હતા તે તેમને પત્રવ્યવહારથી માલમ પડ્યું હતું.

**ગોળી લાગવાનું જ્ઞાન થવા પહેલાં શું મૃત્યુ થઈ શકે છે?**—હા! કારણ કે નવી ઢબની બંદુકની ગોળીને હૃદય અથવા બીજા મર્મ સ્થાનમાં પેસતાં માત્ર ૧ સેકંડના તેર હજારમા ભાગ જેટલો વખત લાગે છે. હવે ગોળી લાગતાં જ્ઞાનતંતુઓ દ્વારા મગજને તાર પહોંચે ત્યારેજ ગોળી લાગી એમ ખબર પડે. હૃદયથી જ્ઞાનતંતુઓને સંદેશો લઇ જતાં સેકંડનો બધો છઠ્ઠો ભાગ જોઇએ છીએ–ક્યાં છઠ્ઠો અને ક્યાં તેર હજારમો? આ કારણથી ગોળી લાગતાં સાથે માણસ મરી જાય અથવા બેભાન થઈ જાય અને તેથી તેને ગોળી લાગી છે એવું ઘાએલ મનુષ્યને ખબર પણ ન પડવા પામે એ સંભવિત છે.

**ઉંદરો મારવાની નિર્થકતા**—એ પરથી સિદ્ધ થાય છે કે તેની પ્રજનન શક્તિની ફલદ્રુપતા એટલી તીવ્ર છે કે, તેજ ઝડપથી નાશ ન કરો ત્યાં સુધી તે કુદરતી રીતે વધ્યાંજ

જઇ શકશે. એવી ગણતરી કરવામાં આવી છે કે, જો ઉંદરોને પુરતું ખાવાનું મળે, નાશ ન થાય અને વૃદ્ધિ થવામાં બાધ ન આવે તો એકજ ભાગ્યશાળી જોડામાંથી ત્રણ વર્ષમાં બે કરોડ કરતાં વધુ ઉંદરો થશે ! પોતાનાં વાહનને ગણપતિએ કાંઇ વૃદ્ધિનુંજ વરદાન તો નથી આપ્યું ? મુંબઇની મ્યુનીસીપાલીટીએ આ પછી નકામા તેમને મારવા પાછળ પૈસા બરબાદ કરતાં અટકવું જોઇએ.

**બોલતાં એમને એમ આવડી શકે ખરૂં ?**—તે વિષે કેટલાક વખત ઉપર ફ્રાન્સના પંડિતોએ પ્રયોગ કર્યો હતો. તેઓએ બે નાનાં બાળકોને એક બહેરાં અને મુંગા એવા એક જુગલ જોડાને હસ્તક ઉછેરવા આપ્યાં હતાં અને એવી ફરમાસ કરી હતી કે કોઇ પણ મનુષ્યના સંસર્ગમાં બાળકોને આવવા ન દેવાં. ૧૦ વર્ષ બાદ તે બાળકોને તપાસવામાં આવ્યાં. તેઓ છતી જીભ કાને બોલી શકતા નહોતા. તેમને દત્તક લેનાર બહેરાં મુંગાં ધણીધણીયાણી મરઘી ઉછેરવાનો ધંધો કરતા હતા તેથી તે બે બાળકો ૧૦ વર્ષમાં શીખીને એટલુંજ શીખ્યા હતા કે મરઘા તથા મરઘીના દરેક અવાજ આબાદ કરતા હતા. આ બીના ઘણી અર્થસૂચક છે. સામાન્ય જ્ઞાન, તે આપવા વિના પ્રાપ્ત થતું નથી, અને મનુષ્યની આદિમાં બોલવા વગેરે જ્ઞાનનો દાતા કોઇ હોવોજ જોઇએ. તાત્પર્ય કે પરમાત્મા તરફથી સૃષ્ટિના આરંભમાં મનુષ્યને પુરતું જ્ઞાન આપવાની કાંઇ પણ વ્યવસ્થા થયલી હોવીજ જોઇએ. નહિ તો આજ સુધી શબ્દ—અવાજનાં જ્ઞાનની ગેરહાજરીમાં આપણે બધા મુંગાજ હતે.

**ઝેરનો ઉપાય**—કદાચ કોઇ મનુષ્યના ખાવામાં, જાણે અથવા અજાણે, ઝેર આવે તો તેની અસર માત્ર એક અડધીઉં ( Pint ) ભરીને મીઠું તેલ પાવાથી નષ્ટ થઇ જાય છે. કદાચ ઝેર ખાનાર મનુષ્યનો બાંધો મજબુત હોય તો તેને તેના પ્રમાણમાં વધારે તેલ પીવડાવવાથી તેની અસર જતી રહે છે.

**જાનવરોનું સરાસરી આયુષ્ય**—નીચે પ્રમાણે છેઃ—

| નામ | વર્ષ | નામ | વર્ષ |
|---|---|---|---|
| મગરમચ્છ | ૧૦૦૦ | કુકર | ૨૦ |
| હાથી | ૪૦૦ | ઘોડા | ઘણી વખત ૬૦ |
| બીલાડી | ૧૫ | ,, | સરેરાશ ૨૦ |
| ખીસકોલી | ૭-૮ | ઉંટ | ૧૦૦ |
| સસલું | ૭ | હરણ | અનિશ્ચિત |
| રીંછ | ૨૦ | " ઇગલ " પક્ષી | કેટલીક વાર ૧૦૦ |
| વરૂ | ૨૦ | જંગલી હાગડો | ઘણી વખત ૧૦૦ |
| શિયાળ | ૧૪ થી ૧૬ | રાજહંસ | ૨૦૦ |
| સિંહ | આશરે ૭૦ | કાચબો | ૧૦૦ |

**શસ્ત્રપ્રયોગનો દિગ્વિજય !** ૧. જોહન હોપકીન્સ હોસ્પીટલમાં થોડા દિવસોની વાત ઉપર ૩ દરદીઓને દાખલ કરવામાં આવ્યા હતા, જેઓ ઘુંટણના ' ટયુબરક્યુલોસીસ ' ( ક્ષય ) થી પીડાતા હતા. શસ્ત્રક્રિયાથી ટયુબરકલસવાળા સાંધાઓને કાપી કાઢી નાખવામાં આવ્યા અને તેને ઠેકાણે તુરતમાં અકસ્માતથી મરણ પામેલા નિરોગી માણસના સાંધાને કાપી લાવીને

યુરોપમાં મહાપુરૂષોના હસ્તાક્ષરનું મુલ્ય-ઘણું ઉંચું અંકાય છે. તેમના હાથના એક કાગળના પણ ૧ થી સેંકડો પાઉંડ તેનો સંગ્રહ કરવાના રસિક, તેના રસિક તથા શ્રીમંત પ્રસંશક આપે છે. ચાલુ જમાનાના પ્રતિષ્ઠિત મનુષ્યનાં હસ્તાક્ષરની કિંમત સાધારણ રીતે અડધી ગિની અંકાય છે કદાચ તેના હસ્તાક્ષર કોઇ ઉપયોગી પત્ર ઉપર હોય છે તો તેની કિંમત ૩૦ શીલીંગથી ૫ પાઉંડ સુધી અંકાય છે. દાખલા તરીકે પ્રસિધ્ધ નવલકથાકાર મીસ મેરી કોરેલીના હસ્તાક્ષરની કિંમત ૩૫ શીલીંગ છે. અમેરીકન મશ્કરા માર્ક ટ્વેઇનના હસ્તાક્ષરની કિમત ૩ પાઉંડ ૫ શીલીંગ છે અને મરહુમ બ્રાઉનીંગની હસ્ત લિખિત કવિતાની કિંમત ૫ ગિની છે. વળી તે ઉપરાંત કાર્લાઇલના હસ્ત લિખિત પુસ્તકની કિંમત ૪૫ પાઉંડ અંકાઇ છે. આ દેશમાં મહાપુરૂષના પૂજને માત્ર ગુરૂપ્રતિની અંધશ્રધ્ધાનું રૂપ લીધું છે. યુરોપમાં મહાપુરૂષ પ્રતિની ભક્તિએ તેની ચીજો સ્મારક રૂપે સંગ્રહી રાખવાનું રૂપ લીધું છે. પ્રીન્સ બીસમાર્કનો હજામ, બીસ્માર્કના વાળ સંઘરતો અને તે વેચીને તે લાખો રૂપીયા કમાઇ ગયો હતો ! કોને ખબર કોના હશે ?

**શું સારૂં ? ફાંસી કે બદસુરત બૈરી ?**—જે કોઇ મનુષ્ય સ્કોટલેંડના મહાલેખક સર વોલ્ટર સ્કોટના જુના મકાનમાં જાય છે તે તેના વાંચવાના ઓરડાની બાજુના ઓરડામાં એક છબી જુએ છે, જે છબી ઇંગ્લાંડના પ્રધાન મંડળમાંથી હાલમાં રાજીનામું આપનાર લોર્ડ માસ્ટર ઓફ એલીબેન્કના કિલ્લાના માલિકના કૌટુંબિક ઈતિહાસ પર અજાયબ જેવું અજવાળું પાડે છે. આ છબીનો ચીતરનાર કર્કપેટ્રીક નામનો છબીના મૂળ રૂપ વોલ્ટર સ્કોટનો એક મિત્ર હતો. વીલીયમ સ્કોટ કે જેના વંશમાં વોલ્ટર સ્કોટનો જન્મ થયો હતો તેને એલીબેન્કના લોર્ડ સર ગીડીઅન મરેની મિલકત પચાવી પડવાની દુર્બુધ્ધિ થઇ હતી. સર ગીડીઅન હાલના લોર્ડ એલીબેંકનો પૂર્વજ હતો. અમુક સંયોગોથી વીલીયમ સ્કોટ તેની ધારણામાં નિષ્ફળ પડ્યો. અને તેથી ઉલટું તે ખુદ ગીડીઅનના હાથમાં સપડાયો. તેને કેદી તરીકે ટ્વીડ નદીના કીનારે આવેલા એલીબેન્કના કિલ્લામાં લાવવામાં આવ્યો. આ સમયે લેડી ગીડીયન મરે કિલ્લાના ઝરૂખામાં બેઠી હતી. તેણે પોતાના ધણીને આ સુંદર જવાનને કેદ કરી લાવતાં જોયો. તેણે તેમ કરવાના કારણની તપાસ કરી ત્યારે તેનાં પતિએ જવાબ આપ્યો કે તેને ફાંસીને લાકડે ચટાવવાને કેદ કરી લાવવામાં આવ્યો હતો. લેડી ગીડીઅન મરેએ જવાબ આપ્યો " ના, ના, તે બનેજ કેમ ? શું આ ખુબસુરત જવાનને ફાંસી દેશો ? અને મારી ત્રણે કુમારિકાઓ ધણી વિના રખડશે ? વ્હાલા ! આપણે તેને આપણી પુત્રી મેગને પરણવાને માટે આગ્રહ કરીશું " તેણે તેની બૈરીની શીખામણ માન્ય કરી અને વીલીયમ સ્કોટને કહ્યું " જો તારે તારો જાન બચાવવો હોય તો મારી પુત્રી જેનું નામ " મેગ " છે તેનું હાસ્યવદન ધારણ કરી ગ્રહણ કર અથવા ફાંસીને લાકડે ચઢવા તૈયાર થા ! " અને આ બાબતપર વિચાર કરવાને તેણે ત્રણ દિવસની મુદત આપી. મીસ મેગ મેરી ઘણીજ કદરૂપી હતી. તેને વીલીયમ સ્કોટ જેવો રૂપાળો પુરૂષ તેનું પાણિગ્રહણ કરે તે અશક્યવત્ હતું. પ્રથમ તો તેણે મીસ મેગ મેરીને પરણવાને ચોખ્ખી ના પાડી. પરંતુ જ્યારે તેના ગળામાં દોરડું નાંખવામાં આવ્યું ત્યારે તેણે પોતાનો જાન બચાવવાની ખાતર તેને પરણવા પોતાની ઇચ્છા દર્શાવી. એવું કહેવાય છે કે તે જોડું પાછળથી ઘણુંજ સુખી થયું. સ્વરૂપવતી દુઃખી કરી શકે છે, તો બદસુરત સુખી કેમ ન કરી શકે ? આ બીના બ્રેટબ્રીટનના સેંકડો વર્ષ પરના લોર્ડ લોકોની આપખુદી પર પણ સારો પ્રકાશ પાડે છે.

---

એક ભૂલ—બોરપાડના સર્કલ ઇન્સ્પેક્ટર રા. રા. સોમેશ્વર અમૃતલાલ ભટ્ટે ગયા ડીસેંબર માસમાં પુનર્લગ્ન કર્યું હતું એવી જે ખબર પ્રગટ કરવામાં આવી હતી તે ભૂલ હતી એમ હમને જણાવવામાં આવે છે.

## ઉત્તમ અંગ્રેજી માસિકોમાંના ઉત્તમ લેખોનો સાર.



**છેલ્લા દિલ્હી દરબાર વિષે સ્ત્રીની દ્રષ્ટિથી વિચાર**—એ વિષય ઉપર પર લખતાં એ યાદગાર ઐતિહાસિક દરબારમાં પોતે શું જોયું તથા સાંભળ્યું તે ઇંડીયન રીવ્યુ ( મદ્રાસ—ઑગસ્ટ ) માં પતિતોની શુદ્ધિ કરવા માટે પ્રખ્યાત થયલા પંજાબી, લાહોરના વકીલ પંડિત રામભજ દત્ત, બી. એ. નાં બંગાલી પત્ની શ્રીમતી સરલા દેવી ચૌધરાણી બી. એ. લખે છે. તે વિદુષી કહે છે કે દીલ્હીમાં સ્ત્રીઓ ઓઝલ પડદે રહે છે, તેથી ઉઘાડે મોંએ ફરતી નથી. પરંતુ દરબારને ટાંકણે ધર્મથી પણ વિશેષ માન્ય થઇ પડેલો એ રીવાજ કોણ જાણે ક્યાં ભાગી ગયો ! દરબારને અંગે રાજા મહારાજાઓના ઉગી નીકળેલા મહાલયો જેવા તંબુઓ, તેની રોશની, નવા રસ્તા અને નવી નવી સુંદર રચનાઓનો અનુપમ દરબ જોવાને પુરૂષો સાથે દીલ્હીની સ્ત્રી માત્ર પણ તુટી પડી, અને દરબારના દિનની અનેક દહાડા આગમચથી તેઓ દરબાર ભૂમી તથાં કૅપ વિભાગ તરફ પાયદલ કે ગાડીમાં આમ તેમ ખુલે મોંએ, વગર પદૅ રખડતી ! જો નહીં તો પર્દા વગર ડગલું ન ખસે તેને માઇલો સુધી હજારો પરપુરૂષોની મેદનીમાં ખુલ્લે મોંએ જતી મેં જોઇ ! સંસાર સુધારકના ભાષણો વિના આવો અદ્‌ભુત વ્યાવહારિક સુધારો જોતં જોતામાં થઇ ગયો. અને એ સુધારો દીલ્હી દરબાર પ્રસંગે થયલા સાર્વજનિક નિયમભંગનો લાભ લઇને અનેક કુલવતીઓએ હમેશને માટે ચાલુ કરી દીધો છે. લેખમાં બીજી નવી બાબત એ છે કે, સરઘસમાં ભોપાળનાં બેગમ સાહેબની બાજુમાંજ રેસીડંટ બેઠા હતા. શ્રીમતીએ પર્દો ધારણ કર્યો હતો અને પૂર્વ તેમજ પશ્ચિમમાં ઉભેલાં રૈયતને નમન કરતી જતી હતી. પરંતુ રેસીડંટને બાનુ સાથે બાજુમાં બેઠેલો જોઇ સ્ત્રીઓ ચકિત થઇ ગઇ ! એક તરફ પરદો અને બીજી તરફ પરપુરૂષ એ શું કૌતક ! એવા ઉદ્‌ગાર નીકળ્યાં. કોઇ સ્ત્રી કહેતી હતી કે શું સરકારે ઓઝલ વિના ગાડીમાં બેસવા કહ્યું હોય તો તે પણ બેગમ સાહેબા કબુલ કરતે ખરાં ?

**આજના જેપાન સંબંધી અનેક જાણવાજોગ બાબતો**—હીંદુસ્તાન રીવ્યુ ( અલ્હાબાદ-સપ્ટેંબર ) માં મી. હુમીલ્ટન હોલ્ટ લખે છે. તે કહે છે કે જેપાનની પાર્લીમેંટને અનેક સત્તાઓ છે પરંતુ રાજ્યના ખરા ચાલકો તો મીકાડોના ૩ વિશ્વાસુ સલાહકારો ( પ્રીન્સ ઇટોનાં કોરીયામાં થયલાં ખુન પછી ૪ ના ૩ થયા ) જેઓ વૃદ્ધ રાજદ્વારીઓને નામે ઓળખાય છે તેઓ છે. તે ઉપરાંત સત્તાનો ઉપયોગ કરનારા ૧૦ પ્રધાનો છે. રાજસભા ઇંગ્લંડ આદિ દેશો પેઠે આમની, તથા ખાસ કે ઉમરાવોની સભા એ બે ભાગની બનેલી છે. ઉમરાવોની સભા ૧૬ શાહજાદાઓ, ૨૯ માર્કવીસ, ૧૭ કાઉંટ, ૭૦ વાઇકાઉંટ, ૫૬ બેરન અને દેશની ઉત્તમ સેવા કરનાર મહાન યોધ્ધા વગેરે ૧૨૨ મોટા માણસો જેને રાજા નીમે છે; એટલાની બની છે. પ્રજાએ ચુટેલી આમની સભામાં ૩૭૮ સભાસદો છે. તેની સત્તા દુન્યાની બીજી રાજસભાઓથી બહુ ઓછી છે, જો કે હાલ હવે તેમાંએ ૩ ' પાર્ટીઓ ' છે. પરંતુ રાજાના સલાહકારો તથા પ્રધાનો પ્રજાની ઉન્નતિ અર્થે એટલો સારો પ્રયાસ કરે છે કે એકંદર

દેશને લાભજ છે. જેપાનની સરકારે વ્યવહારમાં " સોશીયેલીઝમ " સૌથી વિશેષ સ્વીકાર્યું છે, કારણ કે, તારવાળા તથા તાર વગરના સંદેશા, તંબાકુ, મીઠું, કપુર, આદિ અનેકનો વેપાર ( રેલવે, પોસ્ટ ઓફીસ વગેરે ખાતાં ઉપરાંત ) પોતેજ કરે છે, એટલે ખાનગી આસામીઓના નોકરડાઓ લોકોને થવું પડતું નથી. અને ' સ્ટેટ સોશીયેલીઝમ ' નો એજ હેતુ છે કે સરકારે જ પ્રજાનું પોષણ કરવું, સર્વેએ સરકારના સેવક થવું, ખાનગી શેઠીઆઓની મુન્સફીમાંથી પ્રજાજનોને મુકત કરવા. જેપાનમાં કેળવણી અમેરીકન પધ્ધતિએ છે. બે ત્રીસકા ઉપર ભણવાં યોગ્ય વયનાં છોકરાંઓનો ૨૮ ટકા જેટલોજ ભાગ શાળામાં જતો. ૧૮૯૩ માં ૫૯ ટકા થયા અને હવે ૧૦૦ એ ૯૮; અર્થાત્ લગભગ બધાંજ ભણે છે. ત્યાં દર કલાકે છોકરા છોકરીને થોડી મીનીટ શાળામાંથી રજા મળે છે કે જેથી તેઓ સહેજ કસરત કરી આવે. સેકંડરી (માધ્યમિક) શાળાઓમાં વિદ્યાર્થી માત્ર લશ્કરી યુનીફોર્મ પહેરે છે એવો રાજ્ય કાયદો છે. ઉચ્ચતર વિદ્યાઓના, ખાસ કરીને શસ્ત્રપ્રયોગ વિભાગમાં, તો પશ્ચિમથી એને થોડુંજ શીખવાનું છે. જે ઓપરેશન માટે અમેરીકન ડૉક્ટર એક હજાર ડૉલર ઓકાવે તે માટે જેપાનની વામન પ્રજાનો ડૉક્ટર માત્ર રાા ડૉલર ( રૂ. ૧૦ ) થી સંતુષ્ટ થાય છે! લેખક પોતાના અનુભવની એક વાત આ સંબંધે કહે છે. મારા ગળામાં માછલી ખાતાં માછલીનું હાડકું ચોંટી ગયું. જેપાનીઝ ડૉક્ટરે મને એકજ તડાકે આખો બાફેલો બટાટો ખાવાનું ' પ્રીસ્ક્રીપ્શન ' આપ્યું. સારૂં તો થયું પણ બીલ ડૉ. ૧૦ નું મોકલ્યું! વળી જેપાનીઓ ધર્તિકંપની વિદ્યામાં તો સૌથી પ્રવીણ છે—કારણ કે જેપાનમાં દરરોજ સરેરાસ ૩ાા ધર્તિકંપો થાય છે. જેપાનનું લશ્કર પણ મોટું છે. જો ૧૯૨૦માં લડાઇ ફાટે તો ક્ષેત્રમાં તે ૧૪ાા લાખ માણસ ઉતારી શકે એટલા મોટા પાયા ઉપર તે તાલીમ તરબીયત આપે છે. સારાં સુંદર ચિત્રો પાડવામાં પણ જેપાનીઓ અદ્વિતીય છે. ગમે તેવો કંગાલ જેપાનીઝ પણ પોતાનાં ઝુંપડાંની આગળ નાની સરખી પણ સુંદર વાડી જરૂર કરશે, પછી ભલે તે છજ ચોરસ ફુટ કેમ ન હોય! તેમનું લશ્કરી ગીત ઘણુંજ અસરકારક તથા પ્રાચીન છે. તેની વિલક્ષણતા એ છે કે તેમાં અન્ય દેશના લશ્કરી ગીતો પેઠે દુશ્મનોનો નાશ કરવાની પ્રાર્થના કરવામાં આવી નથી; પરંતુ માત્ર રાજવંશ દશ હજાર વાર દશ હજાર વર્ષ અખંડિત રહે, અને જ્યાં સુધી કાંકરાઓ જોડાઇને ખડકો થાય અને ખડકોના પર લીલ ઉગે તે પર્યંત રાજ્ય તપે એવીજ પ્રાર્થના કરવામાં આવી છે

**મદ્યપાનથી મગજની કેટલી ખરાબી થાય છે!**—તે મીસ એચ. એમ. **હાઉસીન** ! હીંદુસ્તાન રીવ્યુ ( અલ્હાબાદ-સપ્ટેંબર ) માં આંકડાઓથી સિદ્ધ કરે છે. તે કહે છે કે એ ખરાબીની અજમાયશ લેવા અમુક મનુષ્યોને દારૂ પાઇ પછી અમુક શબ્દો ગોખવા, સરવાળા કરવા, અમુક નીશાન થતાં તેના જવાબ આપવા કહેવાની અને એવી બીજી સાદી મગજની કસરત તેઓ પાસે કરાવવામાં આવી હતી. પરિણામ એવું માલમ પડ્યું હતું કે જો ા કે ાા ઔંસ જેટલોજ દારૂ પીતાં તો ત્યાર પછી તરત તો નીશા ન થતાં જવાબ ઉલટા જરા જલ્દી આપતા પણ દારૂની અસર જરા વધતાં, તેઓ ઉલટા વધારે મંદ પડતા અને એ અસર ૪-૫ કલાક ચાલતી. દારૂ પીધા પછી, પીનાર વધારે જલ્દી વાંચતા ખરા, પણ ભૂલો વધારે કરતા! ગોખવા બાબતના અખતરામાં એમ માલમ પડ્યું કે દારૂ વિના ૧૦૦ આંકડા જે ૪૦ વાર ગોખેથી યાદ રાખી શકાતો તે દારૂ પાવા પછી ૬૦ આંકડા ૬૦ વખત ગોખે પણ માંડ માંડ કરી

શકતો ! ડૉ. મેકડુગલ અનેક પ્રયોગ પછી એવા અનુમાન પર આવ્યો છે કે ૩ થી ૧ ઔંસ વ્હીસ્કી પીધાથી, તે પીધા વગર થાય તે કરતાં ૫૩ ટકા વધુ ભૂલ તેજ મગજથી થાય છે. વીમાં કંપનીઓ પણ દારૂડીયાઓથી ડરે છે. તેમનો હીસાબ એવો છે કે ૫૫ વર્ષની આયુ પર્યંત દારૂ ન પીનારાઓમાં મરણ પ્રમાણુ તે પીનારાથી આછામાં ઓછું ૪૫ ટકા ઓછું આવે છે, અને હમેશાં બહુ ઓછું તો હોય છેજ. દારૂની આ ખરાબી છતાં હીંદુસ્તાનમાં ૧૯૧૦ ના સાલમાં તેની આવક માત્ર સરકારને રૂ. ૧૦ કરોડ થઇ હતી ! તેટલામાં તો ૧૦ યુનીવર્સીટીઓ સ્થપાય !

**આ તે વર્તમાનપત્ર કે મોટું રાજ્ય ?**—મોડર્ન રીવ્યુ (કલકત્તા–સપ્ટેમ્બર) માં મી. લીઓપોલ્ડ કેટશર, દક્ષિણ અમેરીકાના સૌથી મોટા, હાલમાંજ મરણ પામેલા ડૉ. જોસ પેઝની માલીકીનાં બ્યુનોસ આયરસ ખાતે પ્રગટ થતાં 'લ પ્રેન્સા' (ધી પ્રેસ) નામક વર્તમાન પત્ર સંબંધી ઘણી નવાઇ જેવી વીગતો આપે છે. અહીંના આંધળા ગામમાં એરંડાંમાં પ્રધાન થનારા પત્રો માટે એ બીના ખાસ લક્ષ્ય છે. થોડા હજારની ગ્રાહકીથી છલકાઇ જનારાઓએ જાણવું જોઇએ કે એ રોજીંદાની ગ્રાહકી ૧ાા લાખ છે અને તેને વાર્ષિક ચોખ્ખો નફો ૨ાા પાઉંડ થાય છે ! તે ૫૦ રાક્ષસી કદના પાનાનું રોજ પ્રગટ થાય છે. અને આ નફો નફાના હેતુથી પત્ર ન ચલાવવા છતાં થાય છે ! મી. પેઝનો સિદ્ધાંત હતો કે "વર્તમાન પત્રની ઓફીસ પ્રજાની સામાજીક, માનસિક અનેરાજદ્વારી જીવનનું મધ્યબિંદુ હોવું જોઇએ." તેજ સિદ્ધાંત પ્રમાણે આ પત્ર ચાલે છે. ૧૮૯૬ માં તે પત્રે પોતાનું આરસપહાણનું પોણો કરોડ રૂપીઆની કીમ્મતે મકાન બંધાવ્યું છે. તેના શિખર ઉપર કાંસાના, રાક્ષસી કદનાં પુતળાના હાથમાં મોટું રંગીન ફાનસ આપ્યું છે, જેનાં કીરણોથી રાત્રીએ સૌથી છેલ્લા બનાવોનું સૂચન નગરની પ્રજાને થાય છે. એ કીરણો નગરમાં સર્વત્ર દેખાય છે. છેલ્લી બોર લડાઈ વખતે પીળાં કીરણનો અર્થ અંગ્રેજોની તથા લીલાં કીરણનો અર્થ બોરોની જીત થઇ એવો થશે, એમ પ્રજાને વિદિત કરવામાં આવ્યું હતું. પ્રજાને સભા ભરવા માટેનો ઓરડો ૨૫૦૦ આદમી માય એવડો છે અને તેની છજા નરદમ કાચની છે. આ પત્રની ઓફીસ કરતાં ' પ્રજાનો મહેલ ' વિશેષ છે. તેના એક હોલમાં ગરીબોને મફત કાયદા સંબંધી તથા દવાદારૂ સંબંધી સલાહ આપવામાં આવે છે. તે સારૂ ૭ ડોક્ટરો રોકેલા છે. દેશની સમસ્ત ખેતીની તથા ઔદ્યોગિક પેદાશનું પ્રદર્શન વળી એક બીજા ઓરડામાં ભર્યું છે. ત્રીજામાં વળી રાસાયણિક પ્રયોગશાળા છે, જેમાં આવીને જેને જોઇએ તે તે પેદાશોનું રાસાયણિક પૃથક્કરણ કરાવી લઇ શકે છે. બીજા માળ ઉપર, સીગાર–રેટ પીવા તથા બીલીયર્ડ રમવાનાં ટેબલો છે, અને વળી કાયદા, રોગનિદાનચિકિત્સા, એંજીનીયરીંગ વગેરેનાં પુસ્તકોની પ્રજાલાભાર્થે " રેફરન્સ " માટે લાઇબ્રેરી છે. વળી એક વર્ગમાં રોજ મફત સ્પેનીશ ભાષા શીખવાય છે. ત્રીજે માળે વિદ્યા તથા વિજ્ઞાનના વિષયો ઉપર વિદ્વાનો પાસે ભાષણો અપાવવામાં આવે છે, તેમજ ગાયનવાદનનો પણ સ્વાદ પ્રજાને મફત ચખાડવામાં આવે છે. અઢારેરીલ સ્ટાફના લેખકોની સંખ્યા ૩૩ ની છે ને તેમને લાગત કીમતે ત્યાં ભોજન પુરૂં પાડવામાં આવે છે. રાતે ૧ વાગે જે પણ કામદાર કામપર હોય તેને ચાહ કાંરી મફત આપવામાં આવે છે. અને આ સઘળું છતાં, એવી ખુબીથી વ્યવસ્થા કરવામાં આવી છે કે, ખર્ચ બહુ વધારે આવતો નથી. ૫ાા કરોડ રૂપીઆની મૂળ મુડીમાં વધારવું પડતું નથી. એના સાહસનો

# બેકા રેકર્ડ!

૧૦" ( દસ ઇંચ ) ડબલ સાઇડેડ બેકા રેકર્ડ–દરેકના રૂા. ૨–૦–૦

*Arya Samaj Bhajan*–આર્ય સમાજના ભજન

*Mangat Ram* — મંગતરામ

૧૮૩ } ૨૧૩૮૨ ધર્મ પંથ ફેલાવો ઘર ઘર દ્વાર .... ... આશાવરી
૨૧૩૮૫ કરોરે મીત્રો વેદોકા પ્રચાર ... ... ..પહાડી

૧૮૩ } ૨૧૩૮૪ સમજ મના કયોં ફીરે ભટકતા ... ભેરવી.
૨૧૩૮૯ શરણ તેરી મેં આયા પ્રભુ જબ ,,

૧૮૭ } ૨૧૩૨૦ સમજના કયોં ફીરે ભટકતા ... ... ...ભૈરવી
૨૧૩૨૧ શરણ તેરી મેં આયા પ્રભુ જબ ... ... .... ,,

*Dhani Ram.* ... ... ધનીરામ

૧૮૨ } ૨૧૪૦૦ જૈ જૈ પીતા પરમાનંદ દાતા .... .... ...ભજન
૨૧૪૦૨ ચલ રે મના હરી દર્શન પા ,,

તે શીવાય બીજાં ઘણાં ઉતમ ગાયનો ભરવામાં આવેલાં છે. અરેબીક, બંગાલી બરમીઝ, કેરો, ચાઇનીઝ, ઇજીપ્શીઅન, ઇંગ્લીશ, ગુજરાતી, હીંદુસ્તાની, જત, કેનેરીઝ, મરાઠી, નેપાલીસ, ફારસી, પંજાબી, પુશ્તુ, સંસ્કૃત, શીણ, સીંધી તામીલ, તેલગુ, ટર્કીશ, ઉર્દુ વીગેરેના કેટલોગ મંગાવો. જે મુફત મોકલી આપવામાં આવે છે.

## નવા ઓડીઅન રેકર્ડ !

} ૧૦¾ " (પોણા અગીયાર ઇંચ) ડબલ સાઇડેડ રેકર્ડો–દરેકના રૂા ૩–૪–૦
નીચે લખેલી ભાષામાં બહાર પડ્યા છે. વીગત માટે કેટલોગ મંગાવો.

ગુજરાતી, મરાઠી, પંજાબી, સીંધી, બંગાલી, બરમીઝ વીગેરે

*Arya Samaj Bhajan*— આર્ય સમાજ ભજન

*Mangatram* મંગતરામ.

૧૧૩૪ } ૯૫૩૫૪ અરે રાવન તુ ધમકી દીખાતા કીસ ... ......માંડ.
૯૫૩૫૫ ધરમકેસાથ હરએકકી મહોબ્બત ... ... ..દેશ.

અંગ્રેજી બેકા, ઓડીઅન, અને હુમવો, રેકર્ડો તથા સીનો. કેટલોગ મંગાવો.

**THE TALKING MACHINE & INDIAN RECORD CO.**

Hornji Street, Circle, **FORT, BOMBAY.**

શાખાઓ–કલકતા અને રંગુન

# સુરત રાઈસ મીલ કંપની.

( Surat Rice Mills Co. ltd )

**જો તમારે ઉત્તમમાં ઉત્તમ અને સાફમાં સાફ ચોખો જથાબંધ યા છુટક જોઈતો હોય તો હમને જરૂર પુછાવજો.**

૧ સુરત રાઇસ મીલમાં આંબામોર, સુખવેલ, કમોદ, કોલમ વગેરે જાતના ચોખા હમેશાં મોટા જથામાં તૈયાર રાખવામાં આવે છે.

૨ સુરત રાઇસ મીલ્સનો ચોખો, ભાતમાંથી અનુભવીઓની સીધી દેખરેખ હેઠળ તૈયાર કરવામાં આવે છે. નવા યંત્રથી તે તૈયાર થાય છે.

૩ બહાર ગામના વેપારીઓ માટે આ મીલનો ચોખો એક આશીર્વાદ સમાન છે. માત્ર એકવાર માલ મંગાવાથી ખાત્રી થશે.

૪ કોઇપણ ચોખાની મીલ આ મીલના માલની બરોબરી કરી શકતી નથી.

૫ ભાવ, માલની જાતના પ્રમાણમાં ઘણો કીફાયત હોય છે.

સુરત રાઇસ મીલ્સ કં. લી.—રઘનાથપુરા—સુરત.

---

જુનામાં જુનો અને હજારો લોકોએ અનુભવ લઈ ખાતરી કરેલો તેમજ પ્રદર્શનમાંથી સોના, ચાંદીના ચાંદ ઈનામ મેળવેલો

**ડા. વામન ગોપળનો આયોડાઇઝ**

# સાર્સાપરિલા

આ જગ જાહેર સાર્સાપરિલા એવી અનેક દવાઓથી તૈયાર કરેલો છે કે, જે ઔષધિ કોઇપણ કારણથી બગડેલા લોહીને સુધારી વધારો કરે છે. જ્યાં લોહી છે ત્યાં મનુષ્યનું જીવન છે. જ્યાં સુધી તે બગડેલું હશે, ત્યાં સુધી અનેક રોગો ઉત્પન્ન થાય છે. આ શિવાય બીજા મુખ્યત્વે કરીને નીચે દર્શાવેલા રોગોપર આ સાર્સાપરિલા ઘણોજ સારો ગુણ ધરાવે છે. ઉપદંશ એટલે ગરમી સરખો બીજો ભયંકર રોગ કોઇ નથી. આ રોગનું ઝેર જો શરીરમાં રહે તો શરીરમાં બગાડો રહે એટલુંજ નહિ પણ તેનાથી ઉત્પન્ન થતી પ્રજામાં પણ તેનો અંશ આવે, શીવાય બીજા અનેક રોગો જેવા કે પક્ષપાત, સંધીવા, સાંધા ને હાડકાનો દુખાવો, શરીરના તથા હાથ પગના તળીઆપર કાળા ડાઘા પડવા, સ્પર્શજ્ઞાન તથા વાસનાશક્તિનું કમી થવું, મોઢામાં ચાંદાં તથા જડબાનો દુખાવો ને લાળ પડવી, જીર્ણ તાવ ને ઝીણી આવવા વગેરે સઘળાં દરદો નાશ પામે છે. એ વગેરે દરદો ઉપર આ સાર્સાપરિલા જેવું બીજું એક પણ ઔષધ નથી તે પચાસ વર્ષ થયા અનુભવથી સિદ્ધ કરેલું છે. એક બાટલીની કી. રૂ. ૧ા. પો.-૫ આના જુદું. સારા ગુણ માટે ૪ બાટલી વાપરવી. એકદમ લેનારને કીંમત રૂ. ૪.) પોસ્ટેજ ૯ આના.

આ શીવાય અનેક દવાઓ અમારા કારખાનામાં તૈયાર છે. કેટલીક મંગાવો.

વિશેષ સુચના—કોઇ પણ દવાઓ એકદમ ગુણકારી હોય છે તો ત્યાં ત્યાં તેની નકલ શરૂ થાય છે, પરંતુ નામ પ્રમાણે સાધન નહિ. સર્વે નકલથી સાવચેત રહેજો.

માલેક—ગૌતમરાવ કેશવ—કોઠારદાર—મુંબઇ.

અખૂટ

કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ.

કિંમત-ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧.

| |
|---|
| તદ્દન વનસ્પતીની જ બનાવટ હોવાથી કોઇ પણ જાતની પરેજ પાળવી પડતી નથી. |
| કુટેવથી આવેલી કમતાકાતને ઘણી સફાઇથી થોડા જ દિવસોમાં સદંતર નાબુદ કરે છે. |
| અખૂટ કૌવત આપવાનું અપૂર્વ સાધન છે, દસ્ત સાફ લાવે છે પાચનશક્તિને સુધારે છે અને સ્મરણશક્તિને વધારે છે. |
| ત્રીશ વર્ષો થયા વધારે વધારે મળતી ફત્તેહ અને લાખો સર્ટિફીકેટો એની કીર્ત્તિના મજબૂત સ્તંભો છે. |

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર—કાઠિયાવાડ.

લાખો જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી

## સુખી કરનાર.

# કામશાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોનાં માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉન્નતિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જૂદી જૂદી દશ ભાષાઓમાં મળી આજ સુધી લગભગ સાત લાખ નકલો વહેંચવામાં આવી છે.

જો તે તમારા વાંચવામાં ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજેજ પત્ર લખી તે મંગાવી લ્યો. જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર—કાઠિયાવાડ.

## " બાદશાહી યાકુતી " માં દગો.

નકલીઆની દવાનુ નામ " બાદશાહી યાકુતી " ન હોવા છતાં " બાદશાહી યાકુતી " ના બનાવનાર પોતાને કહે લાવનારના દગાથી દુર રહો

મર્દાઇ માટે ડૉકટર ચાંદલીઆકૃત વખણાતી

# " બાદશાહી યાકુતી ".

આ શબ્દ સરકારમાં નબર ૨૨૦થી રજીસ્ટર થએલો હોવા ઉપરાંત તેના બનાવનારા પ્રખ્યાત ડૉકટર એ જે ચાંદલીઆજ છે તેમના શિવાય "બાદશાહી યાકુતી " શબ્દ બીજા કોઇને પણ વાપરવાનો હક નથી તેથી તે જાણીતો બાદશાહી યાકુતી " શબ્દ વ્યકરણની રીતે વિશેષણ તરીકે વાપરીને તેના પાછળ નકલીઓ પોતાની દવાનુ નામ છોડી દઇને પોતાની દવા 'બાદશાહી યાકુતી' તરીકે વેચી દગો કરનાર પોતે નકલીઓ ઠરે છે કે જેમ તેનુ જાહેર પ્રજા બાજુજ સારી રીતે જોઇ શકે એમ છે

આ "બાદશાહી યાકુતી"થી દરેક જાતની નબળાઇ, ધાતુવિકાર દુર થઇ નામર્દાઇનો સદતર નાશ થાય છે જાણુકને માટે જુવાનીનો ખરો ખજાનો આપનાર આજ " બાદશાહી યાકુતી ' દરેક જગોએ એક અવાજે વખણાય છે કીંમત ૧ ના રૂ ૧૦ વધુ માટે દરદની પુરેપુરી હકીકત લખો અથવા મળો

**ચાંદલીઆ કું.** } કાલબાદેવીરોડ, મુબઈ

---

# સ્વદેશી ભારત સ્ટોવ્સ



ચુલા

તથા સ્ટોવ ઉપર લાઇટ કરવાના ભારત પેટંટ સ્ટોવ લાઇટ બરનરો તેમજ વિલાયતી દરેક જાતના ચુલાઓ તેમજ દરેક જાતના ચુલાઓને લગતો છુટો સામાન છુટક તથા જથાબધ કિફાયત ભાવે મળે છે તેમજ ચુલાઓનુ રિપેર કામ સારૂ અને કિફાયત ભાવે કરી આપવામાં આવશે

કેટલોગ મફત

**ભારત સ્ટોવ ડીપો.**
પ્રોપ્રાએટર બી એમ મટીવાળા
ગીરગામ મોહન બિલ્ડીંગ.
મુંબઈ.

# પડતર ભાવે વેચવા ખાસ તૈયાર કરાવેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| તૈયાર છે! અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર. | બંનેના ભાષાંતરકર્તા:— મી૦ મગનલાલ રતનજી વિદ્યાર્થી બી. એ. બી. એસ. સી. વડોદરા. પ્રગટ કર્તા:— શેઠ રણછોડદાસ ભવાન–મુંબઇ. | તૈયાર છે! સ્પેન્સર તત્વદ માર્ગોપદેશિક. નામ નોંધાવો કર્તાપાસે. |

પુસ્તકોની ભાષા, સાદી, સરળ અને શુદ્ધ રાખવામાં આવી છે. વિદ્વાનોમાં ઉત્તમ અભિપ્રાયને પાત્ર થયાં છે. દરેકની કિંમત માત્ર આઠ આના. વી૦ પી૦ જુદું.

મળવાનાં ઠેકાણાં:—

૧ પુસ્તકાધ્યક્ષ આર્યસમાજ. નં. ૪ મુંબાઇ.

૨ પુસ્તકાધ્યક્ષ–આર્યસમાજ. ખાડીયા–નાગરની વાડી–અમદાવાદ.

૩. કર્ત્તા પાસેથી–લીંમડાપોળ રાવપુરા–વડોદરા.

૪ મોહનલાલ મનસુખરામ બુકસેલર. લહેરીપુરા–વડોદરા.

# ધી બૉમ્બે મર્ચન્ટસ બૅન્ક લી.

## હેડ ઑફીસ એપોલો સ્ટ્રીટ.

## બ્રાન્ચીઝ મમાદેવી ( મુંબઈ ) અને અમદાવાદ

ભરાયેલી થાપણ રૂા. ૧,૦૦,૦૦,૦૦૦

ડીપોઝીટ બાર મહીને ૫ ટકા

સેવીંગ્સ બેંક ૪ ટકા

ચાલુ ખાતાં રોજની

બાકી ઉપર ૩ ટકા ખ( મુંબઇ તે. )

ટુંકી મુદતની ડીપોઝીટ, તથા ધીરવા તથા બીજા બેંકીંગ બીઝનેસ માટેની ખબર બેંકમાં તપાસ કરવાથી મળશે.

જયનારાયણ હિંદુમલ દાની.

મેનેજીંગ ડાયરેક્ટર.

# લોકપ્રિય થયેલાં ઉત્તમ પુસ્તકો.

**સ્ત્રી ઉપયોગી નવું પુસ્તક.**

## સ્વર્ગની સુંદરીઓ.

આ સ્ત્રી ઉપયોગી પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયું છે. અનુકરણ કરવાનું મન થઇ જાય તેવાં પાત્રોના વર્ણન સાથે ઉત્તમ વિચારોથી ભરપુર દ્રષ્ટાંતો આ પુસ્તકમાં આપેલાં છે. ગીસરોઝ, સવિતાબાઇ, ધીરજ બ્હેન, સુંદરબા, શિરોહીની રાજકુમારી, મધુરી મૈયા, મનોહરી બ્હેન, મંજુવારેવી, મર્યાદગૌરી, ઉત્તમ બ્હેન, સવિતાબ્હેન વગેરેનાં વર્ણનો વાચતાં વાચતાં મન એકતાર થઇ જાય છે અને તેની સચોટ અસર થાયછે. ભાષા સાદી અને રમુજી છે. પૃષ્ઠ ૫૦૦, ચાર સોનેરી નામ સાથે પાકું પુઠું કિં. રૂ ૧॥ પો. જુદું.

**સ્ત્રીઓનું સ્વર્ગ:**—આ પુસ્તક પણ ઉપલા પુસ્તક જેવું ખાસ ઉપયોગી છે. પૃષ્ઠ ૪૪૦ કિં. રૂ. ૧॥ પો. જુદું.

**ભક્તિ-જ્ઞાનના દાખલાઓનું નવું પુસ્તક.**

## સ્વર્ગનાં રત્નો.

ભક્તિ-જ્ઞાન-પ્રભુ પ્રેમના ૧૦૨ દાખલાનું આ પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયું છે. તેમાંના દાખલા ઉત્તમ સિદ્ધાંતો રહેલી રીતે અને અંતરમાં ઝટ દઇને ઉતરી જાય તેવી રીતે વિસ્તાર પૂર્વક લંબાણ ખુલાસા સાથે આપેલા છે. તપ, ત્યાગ, જ્ઞાન, ભક્તિ, પ્રભુપ્રેમ, સત્સંગ, તીર્થાટન, નિયમ, નામસ્મરણ, પ્રાર્થના, ધર્મ, શાંતિ મોક્ષ માયા અજ્ઞાન, મોહ, દુઃખ, યોગ, વચન, વાચન, ગુરૂ, મહાત્માઓ, અને આત્મા તથા પરમાત્મા વિષેના દાખલાઓ છે. પૃષ્ઠ ૩૮૦, ત્રણ સોનેરી નામ, પાકું પુઠું, કિં. રૂ. ૧ પો. જુદું.

**સ્વર્ગનું વિમાન:**—રહેલા રહેલા ૩૨૫ દાખલા ઠેકાણેઠેકાણે ભજનપદો પૃ ૩૯૦ કિં. રૂ. ૧ પો. જુદું.

સંસારમાં સ્વર્ગ, સાધુ સ્વર્ગ અને સ્વર્ગની સીડી વિગેરે પુસ્તકો પણ ખાસ વાંચવા જેવા છે કિં. દરેકની રૂ. ૧॥ પો. જુદું.

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર, કાલબાદેવી રોડ, હાથીબિલ્ડીંગ, મુંબઇ નં. ૨.

---

સીત્તેર પાનાના પુસ્તક ઉપર બસો પાનાનું પુસ્તક ભેટ.

## આદર્શ સુધારક દયાનન્દ.

મુળ બંગાળીમાં લખનાર શ્રીયુત બાબુ દેવેન્દ્રનાથ મુકુરજી મુખોપાધ્યાય.

**સરળ અને મનોહર ગુજરાતી ભાષામાં ભાષાંતરકર્તા,**

રા. રા. કૃપાશંકર મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી.—જજ.

પ્રથમાવૃત્તિમા જેની ૨૦૦૦ ) જેટલી નકલો મુદ્રિત થઇ છે તેમાથી હવે થોડીજ નકલો શીલકમા રહી છે. જે પુસ્તકની મુંબઇ સમાચાર, સાંજ વર્તમાન, શારદા, ગોફતાર, ગુજરાત મિત્ર, ગુજરાત દર્પણ, કાઠિયાવાડ ટાઇમ્સ, વસંત, બુદ્ધિપ્રકાશ, આદિ દૈનિક, સાપ્તાહિક, અને માસિક, સર્વ પત્રોએ મુક્તકંઠે પ્રશંસા કરી છે અને જે ચીતેર ગ્રંથી ઉંચા કાગળપર શુદ્ધ છપાઇ તથા પાકી બાઇન્ડીંગથી વિશેષ સુંદર અને સર્વને સંગ્રહ કરવા યોગ્ય બન્યું છે વધુ નવાઇ એ છે કે, કવ્વાલી ગઝલોથી ભરપુર આશરે ૨૦૦ ) પાનનું દળદાર સંગીત રત્ન પ્રકાશ ( હીંદી ) નામનું પુસ્તક માત્ર પોસ્ટેજ લઇ આદર્શ સુધારક દયાનંદના પુસ્તકના ખરીદદારને ભેટમાં આપી દેવામા આવે છે ભેટપર પુસ્તક ન માગનારને આદર્શ સુધારક દયાનન્દ ૪ આને મળશે મૂળ કીમ્મત ૫ આના હતી.

પુસ્તક મળવાનાં ઠેકાણાં—

૧-સુરજી વલ્લભદાસ એન્ડ કું. વડગાદી મુંબઇ; ૨-કવીરાજ છોટાલાલ રૂખદેવ, અસ્પાપર થીએટર-ગ્રેટ-મુંબઇ. ૩-પેઇન્ટર રામજી મુલ, કલબાદેવી-આનંદની વાડી-મુંબઇ ૪-ધર્મ વિજય પ્રેસ પાયધુની—મુંબઇ.




# RAMJI BHAGWAN & BROS

GOLDSMITHS, SILVERSMITHS, JEWELLERS

AND

FINE ART MANUFACTURERS.

Beg to call the attention of the public to their large, varied and choicest assortment of Gold Ornaments of latest Patterns, Carved and Plain Silverware, Presentation aricles of every description, and an unique selection of Indian and English mounted Jewellery.

209 *Shaik Memon Street, Bombay,* Telephone No. 674.









## રામજી ભગવાન એન્ડ બ્રધર્સ.

સેના, ચાંદી તથા ઝવેરાતના ચાલુ જમાનાને અરના સુંદર

દાગીના તથા ભેટ દેવા લાયકની મનહર વસ્તુઓ

બનાવનાર તથા વેચનાર.

૨૦૯, શેખમેમણસ્ટ્રીટ મુબઈ.

ટેલીફોન નંબર ૬૭૪.

☞ બહારગામના ઓર્ડર પર [illegible] આપવામાં આવે છે






રહેવામાં પિતાની સેવા કરવાજ સાથે રહેતા હોવાનો, દાવો કરાવો એ ચોર કોટવાલને દંડ કરે તેનાં જેવુંજ હમને તો લાગે છે. માંદગી વખતે મોંઘામાં મોંઘી હોસ્પીટલમાં જવું તથા સારામાં સારા ડોકટરો તથા નર્સો રાખવી તેનો ખર્ચ પણ હમેશ પુત્રોને સાથે રાખવાથી થતાં ખર્ચ કરતાં બહુજ ઓછો થશે. સામાન્ય રીતે પિતાને તેમની મોંઘી સેવાની, પુત્રો ધારે છે એટલી બધી જરૂરજ નથી. કદાચ પુત્ર સેવા કરતો પણ હશે તો પણ પિતા પુત્રની તેથી દશ ગણી સેવા સાથે રહેવા દરમીયાન કરે છે. પુત્ર કાંઇ પરણ્યા પછી તરત રળતો થતો નથી. ઘણું ખરૂં તો પિતાના દેહાંત પછી બહુ મોટી ઉમરેજ તે ઉત્તમ રીતે નિર્વાહ કરવાની સ્થિતિમાં આવે છે. ઘણા તો પિતાનો વારસો મળવા પછીજ, પિતાનો નિર્વાહ કરવાની સ્થિતિમાં આવે છે.

## કુદરતની વ્યવસ્થા.

પુત્રને પિતાની સેવા કરવાનો પ્રસંગ કુદરતી રીતે હોતોજ નથી. તે સારૂ તે જન્મેલોજ નથી. કુદરતમાં જોશો તો વિદિત થશે કે, પિતાજ હમેશાં પોતાની સંતતિને પોષવા ના હોય છે. તમે પશુ રાજ્યપર દ્રષ્ટિ કરો ! તેમનાં કુદરતી જીવનમાં તમને માલમ પડશે કે બચ્ચાંઓ મોટાં થતાં, તેમનો તેની માતા ત્યાગ કરી દે છે. તેમની સેવાની માતાને અપેક્ષા નથી. માતાને એટલુંજ જોઇએ છીએ કે મોટા થયા પછી મારી ફરજ ઓછી કરો. હમેશાં ( અથવા લગભગ હમેશાં ) પિતા પોતાની એકલાની સંભાળ લેવા તો સમર્થજ હોય છે. પુત્રને તે ભારરૂપ થઇ પડે તો તે ( અપવાદો બાદ કરતાં ) તેની મૂર્ખતાથીજ થાય છે. પિતાની ગમે તેવી મૂર્ખતા હોય તેથી પુત્રે તેનો નિર્વાહ ન કરવો એવો અર્થ નથી. કુદરતે હમેશાં પિતાને પુત્ર સારૂ જવાબદાર ઠેરવ્યો છે. અને સંયુક્ત વ્યવસ્થાના વાદીઓ પુત્રને પિતા સારૂ જવાબદાર બનાવે છે, તે જેટલું સત્ય હકીકત તેટલુંજ કુદરતથી વેગળું છે. એ તો પુત્રોનો પિતાને ધુંકે મારીને કરવાનો ઉંદરસહી ખેલ છે ! કુદરતમાં માતા પિતાજ સંતતિ સારૂ આત્મભોગ આપે છે. એટલુંજ નહીં પણ કુદરતે એવી સુંદર વ્યવસ્થા કરી છે કે, માતાપિતા સારૂ પુત્રને બનતાં સુધી આત્મભોગ આપવો પડેજ નહીં ! સંયુક્ત વાદીઓ તો ક્યારે ખરા ઠરે કે, પુત્ર પિતાથી વૃદ્ધ હોય, પિતાથી વધારે શ્રીમંત હોય, પોતા ભણેલો ગણેલો હોઇ માતા પિતાને ભણાવવાના અને ઉછેરવાના હોય, પોતાની દોલતના પિતાને વારસ કરવાના હોય, અને પોતા પછી માતાપિતા મરવાના હોય ! કારણ કે એવી સ્થિતિ પ્રાપ્ત થયા વિના પિતા માતાની સત્ય અને સંગીન સેવાનો સંભવજ ઉદય થતો નથી. પિતા તે પાલક છે અને સંતાન તે પાલ્ય છે. પિતાની વૃદ્ધાવસ્થામાં તથા પુત્રની યુવાવસ્થામાં એ પાલ્ય પાલકનો સંબંધ શિથિલ માત્ર થઇ જાય છે. પરંતુ તે કાંઇ ઉલટાઇ જતો નથી, કે પુત્ર પિતા સાથે રહેવા માંગે. સંયુક્ત વ્યવસ્થામાં હમેશ સુધી પુત્ર સાથે રહે છે તેમાં કાંઇ પુત્ર પિતા પર ઉપકાર કરતો નથી. ઉલટું સામાન્ય રીતે પિતા પુત્ર પર ઉપકાર કરે છે. તેથી વિભક્ત વ્યવસ્થાથી પિતા પ્રતિ નિર્દયતા કરવા વગેરેના મુકવામાં આવતા દોષો કેવલ મિથ્યા ઠરે છે.

એક આદર્શ સંસારસમાજ ( સોસાઇટી ) માં કુટુંબ વ્યવસ્થા આ પ્રમાણે હોવી જોઇએ. પુત્ર ભણી રહે તથા ઉમરે પુગે અને બાદ તેનાં લગ્ન થતાં તેને પિતાએ જુદો રાખવો.

જો ચહાય તો લગ્ન પછી ભલે વર્ષ ૭ મહિના નવોઢાને સંસારનો અનુભવ મળે તે સારૂ તેઓ સાથે રહે પરંતુ જો કન્યા માત્રને યોગ્ય કેળવણી આપવામાં આવતી હોય, યુવાન સ્ત્રી પુરૂષે અનુક્રમે ઓછામાં ઓછી ૧૬ તથા ૨૫ વર્ષની વય સુધી બ્રહ્મચર્યનું પાલન કરી ( કે જેમ થવું હોવું આદર્શ સંસ્થામાં માની લેવું જોઇએ. ) સ્વયંવરથી અથવા પરસ્પરની પસંદગી તથા સ્વ સંમતિથી લગ્ન કરવામાં આવતાં હોય તો એવા અનુભવની ખાસ જરૂર નથી. જેને માથે સાસુ સસરાકે વડિલો નથી તેઓને કાંઇ ખાસ ખોટ લાગતી નથી. પિતાએ જુદા પડતા પુત્રને નિર્વાહ અર્થે પોતાની પુંજીમાંથી અમુક હીસ્સો ધંધો કરવા આપવો અથવા મુડી ન હોય તો નોકરીએ લગાડવો હોય તો બનતી લાગવગ લગાડવી. જ્યારે પણ પુત્રને જરૂર પડે ત્યારે પિતાએ તેની તન, મન, ધનની મદદ કરવી; અને તે પિતા પર બીલકુલ બંધનકારી ન હોવું જોઇએ. પરંતુ જ્યાં સુધી પત્નીનું ભરણપોષણ કરવાનું સામર્થ્ય ન હોય ત્યાં સુધી પુત્રે લગ્ન કરી જુદા પડવું જોઇતુંજ નથી. જૂદા પડવું તથા સ્વ નિર્વાહ કરવો એ લગ્નની શરત ઠરાવવી જોઇએ. નહીં તો લગ્નની કીમ્મત અને ગૌરવ શું ? તેજ પ્રમાણે પિતાની અકસ્માત્ નબળી સ્થિતિ આવે તો તેના કુટુંબને જૂદા પડેલા પુત્રે પણ યથાશક્તિ તન, મન ધનથી સહાય કરવી, એકંદર ઉભયે પરસ્પર નિરંતર સર્વ પ્રકારની સ્નેહભાવથી સહાય કરવી. તેઓએ બનતાં સુધી તથા બેસતાં ઉઠતાં હમેશાં મળતાં રહેવું, વારંવાર સાથે ભોજન પણ કરવું; પરસ્પર વિચાર સંવાદ કરવો પરંતુ એક નિયમ તરીકે તો બન્નેના ગૃહમંડપ સ્વતંત્રજ હોવા જોઇએ. તેઓ ભલે એકજ શેરીમાં રહે, એકજ શહેરમાં રહે. બલ્કે, હર્બર્ટ સ્પેન્સર એક સ્થળે સૂચના કરે છે તેમ પુત્રે પિતાની વૃદ્ધાવસ્થામાં તેની બને તેટલી નજદીકમાં રહેવું જોઇએ, કે જેથી એક બીજાને શીઘ્ર મદદ થઇ શકે. પરંતુ હીસાબ ચોખ્ખો જુદો રહેવો જોઇએ તથા ભોજન શયન સ્વતંત્ર રહેવાં જોઇએ. જો હીસાબ જુદો હોય તોજ એક બીજાને માટે ઉપકારની લાગણી રહેશે અને બનતાં સુધી નિરર્થક ઉપકાર ન લેવાની બન્ને સ્વાભાવિક રીતે સંભાળ લેશે. ઉપકાર ન લેવો, એ મનુષ્ય માત્રનો સ્વભાવ છે. લોકો લુચ્ચાઇ કરીને પણ પૈસો મેળવશે પરંતુ કોઇના ઉપકાર તળે આવીને પૈસો લેવા પસંદ નહીં કરે. પ્રામાણિક થવા કરતાં પણ અનાભારી થવું તેઓ શ્રેય ગણે છે. આ મનુષ્યસ્વભાવનો લાભ સંયુક્ત વ્યવસ્થામાં લઇ શકાતો નથી. ઉપકાર તળે ન આવવાની વૃત્તિના કેવા સંગીન લાભો છે તે વીગતવાર વર્ણવવાને વિષયાંતર કરવાની અહીં જરૂર નથી. એ નૈસર્ગિક વૃત્તિથી માણસને પ્રથમતો સ્વાશ્રયી ( Self-helping ) થવું પડે છે; જેથી તેનામાં અનેક અન્ય સદ્ગુણો જેવા કે દીર્ઘદ્રષ્ટિ, સાવચેતી, કરકસર, હીમ્મત, મહેનતુપણું ઇ. આવે છે. વળી ઉપકાર ન લેનાર સ્વાશ્રયમાં એ વિશેષ ગુણ હોય છે કે બીજા ઉપર ઉપકાર કરી, બીજા સાથે સભ્ય થઇને તેમને વશ કરી લઇને પોતાનું કામ સિદ્ધ કરવાની કળાનો તે માહીતગાર બને છે. સ્વાશ્રયીને મિત્રતા કરતાં વાર લાગતી નથી અને મિત્રની મદદ તથા વગસગથી જે લાભ થાય છે તેવો ગમે તેવી ખટપટ, સાહસિકતા વગેરેથી થતો નથી. વિભક્ત વ્યવસ્થા તો સ્વાશ્રયી થવાની એકલી કુંચી છે; અને સ્વાશ્રયી મનુષ્ય અનેક સદ્ગુણોનો ભંડાર છે.

સંયુક્ત વ્યવસ્થામાં પિતા, તેના ભ્રાતા, તેમના સઘળા પુત્રો વગેરેની કમાઇ એકજ ગલ્લામાં પડે છે. કોઇ વધારે કમાય તેથી કાંઇ તેને વધારે ફલ મળતું નથી, તેમ ઓછું કાયમ

તેથી કાંઇ તેને હાનિ નથી. એવો તેનો ન્યાય છે. એક પુત્ર હાઇકોર્ટનો જજ હોય અને બીજો તેજ હાઇકોર્ટમાં સીપાઇ હોય તોપણ ઘરમાં તો તેમની સરખી પંક્તિ છે. તેઓ કાંઇ એક બીજાથી વિશેષ ભોગવતા નથી. ન કમાનારને પણ કાંઇ હાનિ આવતી નથી. બીજા પેઠે તેનું પણ પોષણ થાય છેજ. આપણા પ્રાંતમાં હવે સંયુકત વ્યવસ્થા લગભગ પુરી ભાંગી છે. તેથી તેની હાનિઓ જોવામાં આવતી નથી. પરંતુ મદ્રાસ વગેરે ઇલાકાઓ જ્યાં હજી તે ઘણે અંશે પ્રવર્તમાન છે ત્યાં પ્રત્યક્ષ હાનિઓ જોવામાં આવે છે. એક પણ પુત્ર જરા ઠીક કમાતો થયો કે પિતા શેઠીયો થઇ જાય છે. નોકરી ધંધો ગમે તેવું બહાનું કહાડી છોડી દે છે અને ભલો પુત્ર કમાઇ પિતાના હાથમાં મુકે છે. તે મરજીમાં આવે તેમ, નકામા ખરચોમાં બરબાદ કરી નાંખે છે. જે પણ પોતાની વધુ હોશીયારી, વધુ મહેનતુપણાથી વધુ કમાય તેને તેની વિશેષતાનો કિંચિત્ પણ લાભ સંયુકત વ્યવસ્થામાં મળી શકતો નથી, કારણ કે સોશીયેલીસ્ટની પેઠે બધાને વર્તવાનું હોય છે. એટલુંજ નહીં પણ તેને વાંસ બનાવી બીજા ભાઇઓ વગેરે તેના પર વેલા થઇ જાય છે. તેને અઢેલવાનો તકીઆ બનાવી દે છે. તે કમાય છે, અને બીજા વાપરે છે. તેના પસીનાથી બીજાનું રકત બને છે. જ્યાં આ વિચિત્ર 'ડીવીઝન ઓફ લેબર" હોય ત્યાં તમે શી આશા રાખો છો? જ્યારે વગર મહેનતે પણ સરખો ભાગ મળે ત્યારે પછી નાહક મહેનત કરવી, પરદેશ વેઠવો એ પંચાત શીદને કરવી? માણસમાં પુરૂષાર્થ કરતાં આલસ્યની વૃત્તિ વધારે પ્રબળ હોય છે તેથી હમેશાં ભાઇઓ કે પુત્રો કે પિતા મહેનતુ પુત્ર કે પિતા ઉપર ભાર રૂપ થઇ પડે છે. ઘણું ખરૂં સઘળા યથાશકિત કમાય છે, એમ કદાચ કહેવામાં આવશે. પરંતુ હવે સંયુકત વ્યવસ્થા વ્યાવહારિક રીતે આ પ્રાંતમાં રહી છે ક્યાં? કમાવા માંડનાર છોકરાઓ વારંવાર પિતા જીવતાં પણ જુદા રહે છે અને ભાઇઓ તો ઘણું ખરૂં જુદાજ રહે છે. જેઓ સાથે રહે છે તેઓ પણ માત્ર ખાવા પીવા રહેવામાંજ સાથે રહે છે. તેઓનો હીસાબ જુદોજ રહે છે, અને દરેક ભાઇ માત્ર ઘર ખરચમાં અમુક ભાગ આપે છે. તેમની પુંજી ખાનગી હોય છે, તેમના અનેક ખરચ સ્વતંત્ર હોય છે. તેમનું સંયુકત કુટુંબ નથી પણ માત્ર એક કલબ છે! દરેક પોત પોતાના ફાળાનો ખર્ચ આપે છે. અને તેમાં મુખ્ય હેતુ ખરચ બચાવવાનો તથા બીજો ગૌણ હેતુ સાથે રહેવાથી જગતમાં દેખાતી શોભા એ બે શીવાય બીજા હોતા નથી. એકત્ર પુંજી એ તો સંયુકત-કુટુંબની વિશેષતા, તેની ખરી કસોટી છે. તે તો હવે રહીજ નથી. તેથી હાલમાં દેખાતાં સંયુકત કુટુંબો માત્ર આત્મા વિનાનાં શરીર જેવાં છે. તે માત્ર પિત્રાઇઓની વીશી ખાતાં જેવાં જેમાં સ્ત્રીઓ વગર પગારની રાંધનારીનો પાટલો અને, જણનારીનો ખાટલો, ભોગવે છે.

હમે એકદમ સ્વીકારીશું કે, જો સંયુકત વ્યવસ્થાથી કમાનાર વ્યક્તિઓની કમાઇ ઓછું કમાનારામાં વહેંચાઇ જવા સિવાય બીજી કાંઇ હાનિ ન હતે તો તેટલાજ કારણ સારૂ વિભકત થવાનું, વાજબી ઠરતે નહીં. તે તો હમારી એક સૌથી હલકી દલીલ પણ અંતે એક દલીલ છે. વધારે કમાનારાને થતો અન્યાય તથા આળસુને મળતું ઉત્તેજન એ તો તેની નાનામાં નાની હાનિ છે. વધારે ગંભીર હાનિઓ હવે પછી દર્શાવીશું.

( અપૂર્ણ. )

## શ્રી ધરમપુર રાજ્ય, અને તેનો ઇતિહાસ.

(લેખકઃ—ઠાકોરશ્રી જસરાજસિંહજી સિસોદીયા–તંત્રી "ધિ રાજ હેરલ્ડ"–લંડન.)

ધરમપુર રાજ્યનો ઇતિહાસ એક વાર્તાની માફક વંચાય છે. કાઠિયાવાડ અને ગુજરાતમાં આવેલાં સઘળાં રજપુત રાજ્યોમાં ધરમપુર રાજ્યની તવારિખ એટલી તો રસિક છે કે તે આ દુનિયાઇ ચડતી પડતીના નાટક માંહેનાં એક ચાનકદાર પ્રવેશ સમાન આપણી સામે ઉભી રહે છે. જો કે આ રાજ્યની સઘળી બીના તેની શરૂઆતથી મળી શકતી નથી તોપણ જે પણ હાલ જ્ઞાત છે અને જેને આધારે આ વિખ્યાત રાજ્યની તવારિખ જળવાઈ રહી છે તે ઉપરથી આપણને અને બીજાં રાજ્યોના મુખીઓને જલ્દી ન વીસરી જવાય એવો એક ઉત્તમ ધડો મળે છે.

સને ૧૭૮૫ ના પ્રજા અને રાજા વચ્ચેના કલહથી અને સને ૧૮૧૦ ના મહારાણા શ્રી નારણ દેવજીના રાજ્ય અમલથી જે પાઠ આપણને અને બીજા દેશી રાજ્યપતિઓને શીખવાનો છે તેવો પાઠ બીજા ઇતિહાસો ભાગ્યેજ પુરો પાડી શકે એમ કહેવું જરા પણ અતિશયોક્તિવાળું નથી. મહાન સીસોદીયા વંશના પુત્રો જ્યાં પણ ગયા છે ત્યાં તેઓએ પોતાનાં શૂરાતન અને ડહાપણથી જગતના ઇતિહાસમાં વખાણવા અને મનન કરવા યોગ્ય પ્રકરણો ઉમેર્યાં છે અને તેમાંનું એક પ્રકરણ તે આજ તેજસ્વિ વંશના ધરમપુરના હિન્દુ-રાજ્યપતિઓની તવારીખ છે કે જે ખરેખર એક સર્વોત્તમ ઉદાહરણ છે. કહેણી ખોટી નથી કેઃ—

### "રાણાકુળ વીર–સદા રણધીર !"

આ કહેણીનો એક એક શબ્દ સીસોદિયા કુળના આ રાણાઓએ ધરમપુરની ગાદી ઉપરથી ખરો કરી બતાવ્યો છે; તે કેવી રીતે તે હવે આપણે જોઇએઃ—

૧૭૮૫ ની રાજા અને પ્રજા વચ્ચેની ભાંજગડમાં પ્રજાએ લગાડેલી આગથી રાજ્યને લગતા સઘળા દસ્તાવેજો નાશ પામ્યા છે; અને તેથી તે વર્ષથી આગળનાં રાજ્યની તવારિખ મેળવવી મુશ્કેલ થઈ પડે છે, છતાં અબુલ ફઝલની "આઇને–અકબરી" અને "મીરાતે–આહમદી" તથા "ફીરિસ્તા" અને બારોટોની પાસેથી તેમજ બીજી સામાન્ય આસપાસની ખબરો ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે આ રાજ્ય ઘણું જુનું અને પ્રતાપી હોવું જોઈએ.

બારોટોની કથાઓ આ રાજ્યની સ્થાપનાનું વર્ષ નક્કી કરવામાં ઘણો દરજ્જે ખોટે માર્ગે દોરવનારી થઇ પડે છે–કેમકે તેઓની વાતો ઉપરથી તો ધરમપુરની ગાદી માત્ર ૭૦૦ વર્ષ ઉપરની જણાય છે. ઇતિહાસના અભ્યાસકો એ વાત ખોટી છે એમ સારી પેઠે જાણતા હોવાથી એ બાબતના વિવાદમાં અમે ઉતરતા નથી.

ધરમપુરના રાણાઓ ચિતોડગઢના મહારાણાથી ઉતરી આવેલા છે અને તેથી ચીતોડગઢના મહારાણાઓ જે ઇલકાબ ધરાવતા હતા તેના હકદાર ધરમપુરના રાણાઓ પણ થાય છે. આ ચીતોડના બે હતાઃ પહેલો તો "મહારાણા" નો અને બીજો "સીસોદિયા"–કે જે વંશના ચીતોડગઢના રાજ્યકર્તાઓ હતા. તેનો આ બે પદ્વીઓ ધરમપુરના રાજ્ય પતિઓએ ૭૦૦ વર્ષની વાત ઉપર, એટલે કે ઇસવી સન ૧૨૦૧ માં ધારણ કરી હતી; અને તેથી બારોટોની ગવાઇઓ, આ રાજ્યની સ્થાપનાની તારીખ સાથે રાજ્યપતિઓએ ધારણ કરેલી ઉપલી બે પદ્વીઓની તારીખ ભેળવી નાંખે છે અને પરિણામે એ રાજ્યની સ્થાપનાના સંબંધમાં આવી ગંભીર ભૂલ કરે છે.

આ પ્રતાપી રાજ્યની સ્થાપના અલ્લાઉદ્દીન ખિલજીએ ચિતોડ લૂંટ્યું તે પછીથી થએલી તવારિખમાં નોંધાઈ છે, એટલે કે ધરમપુરના રાજ્યકર્તાઓએ ઉપલા બે ખીતાબો ધારણ કર્યા તેની પણ ૧૦૦ વર્ષ અગાઉ–આશરે ઈ૦ સ૦ ૯૦૦ માં આ રાજ્ય સ્થાપ્યું હતું.

જે સમયે અલ્લાઉદ્દીન ખિલજીએ ચિતોડનાં દ્રવ્ય, સંપત્તિ અને વૈભવનાં તેજસ્વી કીરણોથી અંજાઈ જઈ આ મહા પ્રતાપી રાજ્ય સ્થળને પાયમાલ કરવા તરફ પોતાનું જોર અજમાવ્યું તે સમયે ચિતોડના મહારાણાઓના વંશજો અને ભાયાતો જુદી જુદી દિશાએ વિખરાઈ ગયા; અને પોતાને પસંદ પડતી જગ્યાએ નવી રાજધાનીઓ સ્થાપી. આ નાનાં નવાં સ્થપાયલાં રાજ્યોમાં ડુંગરપુર, વાંસવાડા, દેવલા અને પ્રતાપગઢ હતાં. ધરમપુરનું રાજ્ય પણ એમાંનુંજ એક. આ પ્રમાણે આ રાજ્યનો પાયો નખાયો કે જે રાજ્યે પાછળથી ચિતોડગઢના સીસોદિયા વંશના રાજ્યકુળની એક ડાળના રાજ્યઅમલ હેઠળ મોટી નામના મેળવી હતી. આ ઉપરથી દેખીતી રીતે ધરમપુરના રાણાઓ ચીતોડગઢના રાજ્યકુલ માફક સૂર્યવંશી છે અને પોતાની ઉત્પત્તિ ભગવાન્ શ્રીરામચંદ્રજીથી ગણે છે.

## અકબર બાદશાહ સાથે સંધિ.

ધરમપુરના પહેલા રાજ્યપતિ રાણા રામરાજ હતા અને તેથી આ રાજ્ય પહેલાં એ રાણાશ્રીનાં મહાન નામ ઉપરથી રામનગર અથવા રામનગર પ્રાંત તરીકે ઓળખાતું હતું અને હજી પણ ઓળખાય છે. રામરાજ્યના પ્રતાપી અમલ પછી રાણા સોમશાહ ગાદીએ આવ્યા અને તેઓની પછી પુરણધરશાહ, ધરમશાહ પહેલા, ગોપશાહ, જગતશાહ, નારણશાહ પહેલા, અને ધરમશાહ બીજા એ મુજબ રાણાઓ રાજ્ય કરી ગયા. ધરમશાહ બીજા પછીના રાણા જગદેવના અમલમાં ધરમપુર અથવા રામનગર આખા ગુજરાતમાં પ્રખ્યાતિ પામ્યું અને મોગલ દરબાર તરફથી મોટું માન મેળવવાને ભાગ્યશાળી થયું.

મહાન અકબર આ વેળા દિલ્લીમાં રાજ્ય કરતો હતો અને તે શાહનશાહનો પ્રતાપ આખા ગુજરાતમાં પસર્યો હતો. આ સમયે આ મહાન મોગલ શહેનશાહનો માનીતો તંત્રી અને બહાદુર લડવૈયો રાજા ટોડરમલ ગુજરાત તાબે કરવા કુચ કરતો રામનગર પાસે ઈ૦ સ૦ ૧૫૭૬ માં આવી ચઢ્યો.

રામનગરના રાણા જગદેવે અકબરના અદલ રાજ્યની અને તેની દરબારના મહાન પુરૂષોની વાતો સાંભળી હતી. અકબરની બહાદુરીથી આ લડાયક રાણા ઉપર મોટી અસર થઈ હતી અને જેમ એક હીરાની કીંમત ઝવેરી જાણે તેમ તેના લડાયક જોરની રાણા કદર કરતા હતા. અને તેથી રાણા જગદેવ અકબરના આ મહાન પ્રતિનિધિને જાતે મળવા ગયા અને તેઓ બને ભરૂચ શહેર પાસે મળ્યા.

આ મુલાકાતનો લાભ લઇ રાણા જગદેવે રૂ. ૧૨,૦૦૦ તથા ૪ સુંદર ઘોડા અકબરશાહ માટે રાજા ટોડરમલને નજર કર્યા કે જેથી રાજા મસ્ત પણ અતિશય ખુશી થઇ ગયો અને પોતાના શહેનશાહનાં નામથી રાણાશ્રીને "એક હજારી" નો માનવંત મોગલ ખીતાબ અર્પણ કર્યો.

રાણાશ્રીએ પોતાની તરફથી ૧,૦૦૦ ચુંટી કાઢેલા ઘોડેસ્વાર લશ્કર સાથે ગુજરાતના નવા સુબાને મદદ કરવાની કબુલાત આપી. આવી અરસપરસની આપલેથી ખુલ્લું જણાય છે કે રાણા જગદેવ ન્યાય, પ્રતાપ અને લડાયક જુસ્સાને વખાણનારા હતા. એ ગુણ તેમના વંશજોમાં હજીયે જળવાઇ રહેલો છે. મોગલ સમ્રાટ્ અકબર કશા પણ તફાવત વિના લાયકને લાયક માન આપવા સદા તત્પર રહેતો અને તેથીજ તેનો રાજ્ય અમલ વિખ્યાત હતો—તેથીજ એક મોટી સલતનતની વ્યવસ્થા કરવાને શક્તિવાન બન્યો હતો. આ મહિનું રસિક બ્યાન અકબરના મોટા કવિ અબુલ ફઝલની "આઇને-અકબરી" માં જળવાઇ રહેલું છે.

આ પ્રતાપી જગદેવ રાણા પછી રાણાઓ લક્ષ્મણદેવ, સોમદેવ બીજા, અને રામદેવ પહેલા પોતાના પુર્વજોની રાજ્યગાદીએ આવ્યા અને ડહાપણથી રાજ્ય ચલાવી રામનગરને આબાદ કર્યું. આ

પંજીના રાણા શાહદેવના રાજ્યમાં એ રાજ્યની કીર્તિ પાછી વધી કેમકે મોગલ શહેનશાહો તરફથી માન પામ્યા પછી મરાઠાઓ તરફથી એ રાજ્યની પિછાન થઇ.

## ધર્મપુરના રાજા તરફથી શિવાજી મહારાજને મળેલી મદદ.

હિંદની ધરતી ધ્રુજાવનારો પેલો મહા પ્રતાપી મરાઠા યોદ્ધો શીવાજી સુરત લૂંટવા (સને ૧૬૬૪) માં નીકળ્યો તે વેળાએ રામનગરના રાણા શાહદેવે તેને બહુ મદદ કરી હતી. જો શીવાજી આ રાજ્યને લૂટવા માગત તો આસાનીથી લૂંટી શકત, પણ ખુદ પોતે રાજપુત હોઇ સીસોદિયા કુળથી ઉતરી આવવાનું માન ધરાવતો હોવાથી પોતાનાજ કુળના આ વંશને નષ્ટ કરવાનું તેણે વ્યાજબીધાર્યું નહીં; અને પરિણામે આ તેની ભલમનસાઇના બદલામાં રાજકીય બાબતોમાં પ્રવીણ રાણા શાહદેવે પોતાથી બનતી સઘળી મદદ કરી.

શીવાજી આ ઉપકાર ભૂલી ગયો નહીં. તે પોતાનો સાહસ પુરો કરી સને ૧૬૭૨માં રામનગરના રાણાને ખાસ મુલાકાત આપવા આવ્યો, અને રાણાશ્રીનાં બહુ વખાણ કર્યાં. આ મુલાકાતમાં જો કે શીવાજીની એક મતલબ હતી, અને તે સ્વાર્થી મતલબ પાર પાડવા તે પોતાના બળનો ઘણો સહેલાઇથી ઉપયોગ પણ કરી શકત, પણ શીવાજી ગમે એવો હતો છતાં બહાદુર અને પોતા ઉપર થયેલો આભાર કદી પણ ભૂલી જનારો ન હતો. તેથીજ, પોતાની મતલબ સાધવા તેમજ રાણા શાહદેવની વર્તણુંક માટે પોતાનો સંતોષ જાહેર કરવા પોતે જાતે રામનગર આવ્યો અને રાણાશ્રીને જાતે મળી તેમનો ઉપકાર માન્યો. યુરોપના નેપોલીઅનને શીવાજી આ પ્રકારે ઘણો મળતો આવે છે એ ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે. શીવાજીનો સ્વાર્થ નીચે મુજબ હતો:—

શીવાજી શાહદેવ રાણાને રામનગરના કિલ્લામાં મળ્યો. આ કિલ્લો એક મોટી ટેકરી ઉપર ઉપર આવ્યો હતો અને તેની બાંધણી તથા મજબુતાઇની શીવાજીને બરાબર ખબર હતી. તે વળી એ પણ જાણતો હતો કે આ કિલ્લાનો કબજો એ ધનાઢ્ય સુરત શહેરના ખજાનાની જાણે ચાવી હતી અને તેથી આ કિલ્લો પોતાને સ્વાધીન લેવાની તેણે રાણાશ્રીને મરજી બતાવી. આ મરજી સામે તેઓશ્રીએ કશો વાંધો લીધો નહીં. જેથી શીવાજી વધુ ખુશ થયો, તેણે રામનગરનું રક્ષણ કરવાની કબુલાત આપી. મજકુર કિલ્લા ઉપર પોતાની સત્તા સ્થાપી પોતાને મુલક વિદાય થયો. શીવાજીની આ મુલાકાત રામનગર રાજ્ય માટે એક મોટી ફત્તેહ હતી; કેમકે આ મુલાકાતથી રાજ્યની પ્રતિષ્ઠા ઘણી વધી ગઇ.

સને ૧૭૨૭ના વર્ષમાં મરાઠાઓએ પોતાની હુકુમત રામનગરના રાણા ઉપર વધારી કે જે વખતે રાણા ધરમદેવ ત્રીજા રાજ્યકર્તા હતા. શાહદેવ રાણાના અમલમાં આપાયલું વચન મરાઠાઓએ બરાબર પાળ્યું નહીં હોય એમ આ ઉપરથી જણાય છે; કેમકે શાહદેવના મરણ બાદ રામદેવ બીજાના અમલની આખેરી દરમ્યાન મરાઠાઓએ પોતાનું જોર રામનગર ઉપર વધારવા માંડ્યું. અને રાણા ધરમદેવ ત્રીજાના રાજ્યની શરૂઆતમાં રામનગર પ્રાંતને લગતાં ૭૨ ગામડાંઓ કબજે કર્યાં. મરાઠાઓની આવી બાજીથીજ રામનગર રાજ્ય સાથે ઇંગ્રેજો (સને ૧૮૦૩ માં) સંબંધમાં આવ્યા કે જેની તવારિખ આપણે તેની યોગ્ય જગ્યાએ લેઇશું.

## રામનગર નામ બદલાઇ ધરમપુર થયું.

રાણા ધરમદેવના અમલમાં મરાઠાઓની ચળવળ સિવાય બીજું કશું નોંધાયલું નથી. પણ એ રાણાને હાલના ધરમપુર શહેરની સ્થાપના કરવાનું માન મળે છે અને તેથી, સને ૧૭૨૭ પછી રામનગર રાજ્યનું નામ ધરમદેવના નામ ઉપરથી ધરમપુર પડ્યું હતું.

આ રાણા પછી નારણદેવ બીજા તખ્તે આવ્યા. એમના રાજ્યમાં મરાઠાઓએ પાછો દેખાવ દીધો. ભાલેપુરની લડાઇ (સને ૧૭૩૯-૧૭૪૦) બાદ ગાયકવાડે ગુજરાતના સઘળાં રાજ્યો ઉપર ચોથાઇ

નાળબંધી અને પેશકસ લેવાની શરૂઆત કરી પણ રાણા શ્રી નારણદેવની મક્કમતાથી તેઓ પાસે કશી પણ હકસાઇ લેવાઇ નહીં, અને આથી, આ રાણાના પ્રતાપથી, રાજ્યનો ગર્વભંગ થતો બચી ગયો.

## રાણા સામે દુઃખ સંતપ્ત પ્રજાનું બંડ.

એમના પછી એમના પુત્ર સોમદેવ ત્રીજા ગાદીએ આવ્યા. આજ તે યાદગાર રાજ્ય અમલ હતો કે જે પર ઇશ્વરનો જાણે કોપ આ રાજ્ય ઉપર ઉતર્યો હતો, ઇ૦ સ૦ ૧૭૮૫ ની શરૂઆતમાં વર્ષાની અછતથી દુકાળે પોતાનું મ્હોં ત્યાં દેખાડયું. ખેડુતોના પાકો નાશ પામ્યા. રાજ્યનો કર વધતો ગયો. વ્યાપાર મંદો થતો ગયો. અને છેવટે, આવા ચાલુ રહેલા મામલાથી લોકો કંટાળી ગયા. તેઓએ પોતાના દુઃખોમાં પીડાતા એવોજ વિચાર કર્યો કે આમાં સઘલો રાણાનો કસુર હતો. તેઓ પોતાની સુધ બુધ ગુમાવી બેઠા અને જેમ હમેશ બને છે તેમ બે ચાર કાળી મુખીઓની ઉશ્કેરણીથી, સંતાપથી ઘેલી બનેલી પ્રજાએ રાણા સામે યુધ્ધ મચાવ્યું. પોતાના આંધળા ઝનુનમાં પોતાના રાજ્યકર્તા અને તેના કુળના રાણાઓએ તેઓ ઉપર કરેલો ઉપકાર, અને દેશને સુધારવાને કરેલો શ્રમ, એ સઘળાનો વિચાર કરવાને તેઓને ફુરસદ ન હતી; બુધ્ધિ રહી નહોતી. તેઓની આગેવાની લેનારાઓની પુંઠે ગાડરીયા પ્રવાહની માફક તેઓ ધસ્યા ગયા. તેઓ મહારાણાના કીલ્લા ઉપર ચઢી ગયા અને લુંટફાટ ચલાવી, તે ભવ્ય કિલ્લાને આગ લગાડી, રાજ્યમાં હાહાકાર મચાવી મૂકયો. કિલ્લામાંથી આગના ભભુકા નીકળવા માંડયા. રાણાનાં માણસો પ્રજાના ગાંડા જુસ્સા આગળ લાચાર બની ગયાં. લોકો–બાળકો અને સ્ત્રીઓ ગભરાટમાં ગાંડાની માફક આમ તેમ દોડવા લાગ્યાં અને રાજ્યમાં અંદર અંદર ખટપટ જાગી. કિલ્લો બળી ગયો; રાજ્ય મહેલ લૂંટાયો; બજારો તારાજ થયાં; પરિણામ માઠું આવ્યું. આ ગડબડમાં રાજ્યને લગતાં સઘળાં પત્રો નષ્ટ થયાં. કીમતી દસ્તાવેજો અને અમૂલ્ય પૂરાવાઓ, નાશ પામ્યાં. આવી રીત્યે, આ કમનસીબ વર્ષ ( ૧૭૮૫ ) અમંગળ સાબીત થયું. રાણા ઘણા દુઃખી થયા અને પ્રજા તરફથી ઘણો ગેરઇનસાફ ખમી મરણે લાગ્યા.

## મરાઠાઓના દાવાઓને લીધે અંગ્રેજોનું થયલું આગમન.

આ દુઃખદાયક રાજ્ય અમલ પછી આ રાણાના પુત્ર રૂપદેવજીએ આ રાજ્યની તવારિખમાં એક નવુંજ પ્રકરણ ઉમેર્યું. આ વખતથી ઇંગ્રેજી લાગવગ આ રાજ્યમાં દાખલ થઇ. મરાઠાઓના પેશ્વાઓએ આ રાજ્ય ઉપર એક નવો દાવો કર્યો. આ દાવાને તેઓ એટલી તો મજબુતાઇથી વળગી રહ્યા કે રાણા રૂપદેવજીને ઇંગ્રેજોની મદદ–સલાહ લેવાની અગત્ય જણાઇ. ઇંગ્રેજોને પણ તે વખતે પોતાની કાર્યસિદ્ધિ કરવા આવાજ સંજોગોની જરૂર હતી. તેમને તો પોતાના પગ આ દેશમાં મજબુત કરવાના હતા એટલે આ રૂપદેવજીએ આપેલી તકનો તેઓએ પુરતો લાભ લીધો. તેઓએ રાણાશ્રીને બહુ ખુશીથી સલાહ અને મદદ આપી અને પેશ્વાઇ દબાણ પોતા ઉપર લઇ લીધું.

તા૦ ૩૧ મી ડીસેંબર ૧૮૦૨ માં સહી થએલાં વસાઇના બાળપત્ર ( the Treaty of Bassein ) પ્રમાણે પેશ્વાનો દાવો ઇંગ્રેજોએ માથે લીધો અને તેઓના આ પગલાંથી રાણાશ્રી મોટી આપદામાંથી છુટયા. પોતાના પિતાશ્રીના વખતથી જે આપદાઓ હતી તેમાં આ પેશ્વાઓએ પોતાનો દાવો રજુ કરી વધારો કર્યો. પણ ઇંગ્રેજોની સખ્ખતની મદદથી તે આપદા ટળી ગઇ અને રાણાશ્રીને નિરાંતે દમ લેવાનો વખત મળ્યો. આવી રીતે આ રાજ્ય સાથે ઇંગ્રેજોનું પાનું પડ્યું.

## રાજા ૩ વિજય દેવજીની મોજ શોખથી થઇ ગયેલી અવ્યવસ્થા.

આ પછી સને ૧૮૩૧ માં રાણા વિજયદેવજી તખ્તે આવ્યા. આ મોજીલા રંગીલા રાણાને મોજ મજાહ કે રંગરાગ સિવાય બીજું કશું કરવું ગમતુંજ નહોતું. કર્મની શી બલિહારી ? કોઇ વિદ્વાન, બાહોશ, અને રાજ્ય કાર્યમાં પ્રવીણ, ત્યારે કોઇ દરકાર વિનાનો, કોઇ સુસ્ત, કોઇ કમજોર તો કોઇ મહાબલિષ્ઠ, કોઇ ઉદ્યોગી તો કોઇ આળસુ, કોઇ સીધો તો કોઇ આડો અને એ સઘળા એકજ વિખ્યાત વંશના પૌત્રો ! ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા આ સઘળાઓની વાતો મનુષ્ય સ્વભાવના અભ્યાસીઓને એક અખુટ ભંડાર પૂરો પાડે છે.

આ રાણા વિજયદેવજી પોતાની મોજ મજામાં રાજ્ય કાર્ય વિસારી બેઠા અને આ અનુપમ પ્રસંગનો લાભ લેનારા જેમ હમેશાં તૈયાર હોય છે તેમ—ઘણા નીકળી આવ્યા. રાજ્ય કર્જમાં જતું ગયું. કર ચઢતો ગયો; રાણા ખુદ પોતાના આરબ મકરાણી જમીનદારોના કરજોમાં દબાતાં ગયા. વાત વધી ગઇ અને રાણા સાહેબને જરા ફીકર પડવા માંડી. આ આફત કે જે રાણાની ગાંડી મઝાઓ અને લખલૂટ ખર્ચોનું પરિણામ હતું તેમાંથી કેમ છૂટવું એ રસ્તો શોધવામાં રાણા રોકાયા, પણ કોઇપે માર્ગ રાણાશ્રીને જડ્યો નહીં.

દરરોજના લખલૂટ ખર્ચો, આરબ જમીનદારોમાં બે દીલી, અને પ્રજામાં અસંતોષ બહુ વધી પડયાં. આવી હાલતમાં રાણા સાહેબની દ્રષ્ટિ ઇંગ્રેજ સરકાર તરફ કુદરતી ગઇ. મુંબાઇની સરકારને આ બગડેલો મામલો સુધારવાની દરખાસ્ત મહારાણાશ્રીએ કરી અને આ બીજી મજેશી સુંદર તકનો તેવોજ સુંદર લાભ લેવાને મુંબાઇની સરકાર તૈયાર થઈ. મકરાણી જમીનદારોનું કરજ ચુકવવાનું, રાજ્યને કરજના ખાડામાંથી બહાર કાઢવાનું, રાજ્યની આવક એકઠી કરવાનું, ટુંકમાં આખા રાજ્યને પાછું આબાદ હાલતમાં લાવવાનું બીડું મુંબાઇ સરકારે ઝડપ્યું. ખરેજ, મહારાણાશ્રીને આથી રાહત મળી. તેઓને માથેથી રાજ્યની જંજાલ, કરજના ટોપલા, અને જમીનદારોની સતાવણી, દુર થઇ અને તેઓ મોકળા થઇ ગયા. આમ રાજ્યની લગામ મુંબાઇની સરકારે પોતાના હાથમાં લીધી અને રાણા વિજય દેવજીને એક સારું લવાજમ આપવા ઠરાવ્યું. આવી શાંત જીંદગી આ લવાજમ ઉપર રાણાશ્રી સુરત અને વડોદરાના મહેલોમાં મઝામાં ગુજારવા મળી અને પાછા કરજમાં ડૂબવા લાગ્યા. જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ તેમની મજાહ અને કર્જ પણ વધતું ગયું અને જ્યારે તેઓ પરલોક વાસી થયા ત્યારે રાજ્યમાં સઘળું અંધાધુંધી થઈ રહી.

એમના પુત્ર રામદેવજી ત્રીજા જે વર્ષ આ ભારત ભૂમિની તવારિખમાં લોહીના ધેરા લાલ રંગથી લપાઈ રહ્યું છે તે ૧૮૫૭ ના સાલમાં ગાદીએ આવ્યા. આહ ! તે કમબખ્ત વર્ષ કિયા દયા હીનના અંતરમાં જ્વાળા ઉત્પન્ન કરતું નથી ? એની યાદ કયા દયાહીનનાં ચક્ષુઓ અશ્રુથી ભરી નાંખતી નથી ? પણ જવા દો, તે વાતને જવાદો—તેની દુઃખ દાયક યાદને.

રાણા રામદેવજી પોતાના પિતાએ આણેલી હાલતને સુધારી શકયા નહીં, અને માત્ર ત્રણ વર્ષ રાજ્ય ભોગવી સ્વર્ગવાસી થયા. આ પછી સને ૧૮૬૦ માં એમના પુત્ર નારણદેવજીની આણ ફરી.

આ રાણાશ્રી અતિ સમજુ અને વિદ્વાન થઇ ગયા. એમણે રાજ્યનો કારોબાર બુદ્ધિમત્તાથી ચલાવ્યો અને એમના રાજ્યમાં રહેતા ઇંગ્રેજ પોલીટીકલ એજંટ રાજ્ય ચલાવવાની રાણાશ્રીની કળાથી ખુશ થઈ ગયા. સાવધ, બુદ્ધિમાન, ચપળ અને ડહાપણવાળા આ રાજ્યપતિએ પોતાનાં રાજ્યને પાછું સમૃદ્ધ કરવામાં અને બગડેલો કારભાર પાછો સમો કરવામાં પોતાનાં તન અને મનથી મહેનત કરી હતી. એ સર્વોત્તમ રાણા હતા એમ કહેવું જરા પણ અતિશયોક્તિવાળું નથી. એમની બ્રીટીશ રાજ્ય તરફની વફાદારી જગજાહેર છે. એમની કીર્તિ ચોમેર પ્રસરી રહી હતી. ધરમપુર રાજ્યને કરજના બોજામાંથી છોડાવનાર અને તેમ કરી પ્રજાની આશીષ લેનાર આ રાણાશ્રીનું નામ અમર રહી ગયું છે.

એને પાંચ પુત્રો હતા, અને ઘણી પુત્રીઓ હતી. એમના પહેલા પુત્ર કુમારશ્રી ધરમદેવજી રાણાશ્રીના વખતમાં મૃત્યુ પામવાથી શ્રી મોહનદેવજી ( હાલના રાણા.) યુવરાજ કુંવર તરીકે જાહેર થયા. ત્રીજા પુત્ર હરીદેવજી બે બાળકો મેલી ગયા છે, જેમાં કુમારશ્રી ચંદ્રદેવજી હયાત છે અને કુવરીશ્રી સુર્ય કુંવરબા—જેઓ પાલીતાણાના રાજ્યકુળમાં પરણ્યા હતાં તેઓ બે બાળકો મેલી મરણ પામ્યાં છે.

કુમારશ્રી ચંદ્રદેવજીની જીંદગી ઘણી વેળા જોખમમાં હતી. કેમકે પોતાના પિતાશ્રીને નાની ઉમરમાં ખોઇ દેવાથી એમની સંભાળ એમનાં માતુશ્રીને લેવી પડી હતી. અને જેમ દેશી રાજ્યોમાં હમેશાં બને છે તેમ રાજ્ય અમલદારોની અદેખાઇના એ ભોગ થઇ પડયા હતા. ધન્ય છે એમના બહાદુર માતુશ્રીને કે જેમને અતિશય કાળજી અને સંભાળથી પોતાના પુત્રને કેળવી આજે એક રાજ્યનું રત્ન બનાવ્યું છે.

રાણાશ્રી નારાણદેવજીના ચોથા પુત્ર બળદેવજીને એક પુત્રી મહાવિજય કુંવરબા કરીને હતી કે જેઓ હાલ રાજકોટમાં પોતાના મામાશ્રી લાખાજીરાજ સાથે છે. પાંચમા પુત્ર પ્રભાતદેવજી હજી હયાત છે. આ કુમારશ્રી અતિ રસિક છે. આખા રાજકબીલામાં એઓજ એક છે કે જેઓમાં રંગીલા સ્વભાવનો પડછાયો પડેલો માલુમ પડે છે. રંગરાગ અને ગાનતાનમાં એઓશ્રીનો વખત બહુ સારી રીતે ગુજરે છે; પણ એ સઘળું છતાં પોતાના ભાઇશ્રી મોહનદેવજી તરફનો એમનો ચાહ અને રાજ્ય તરફની એમની કાળજી કંઇ ઓછી નથી. એ કુમારશ્રી બહુ ભોળા સ્વભાવના હોવાથી પ્રજાના અતિ માનીતા છે.

## ગોંડલના મહારાણી શ્રીમતી નંદકુંવરબા આદિ ધર્મપુરની રાજપુત્રીઓ.

મહારાણા નારણદેવજીની સઘળી પુત્રીઓ કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકુળ સાથે વરાવેલી છે. ગોંડળનાં વિદુષી અને પ્રખ્યાત મહારાણીશ્રી બાઇજીરાજ બાઇશ્રી નંદકુવરબા નારણદેવજીનાં એક પુત્રી થાય છે. એઓ બાઇશ્રીનું નામ સાહિત્ય સાથે અખંડ રીતે જોડાયલું છે. એઓએ પોતાના વિદ્વાન પતિ સાથે એક ઉત્તમ રાજ્યકર્તા દાખલ જે ઉદાહરણ ગુજરાતને આપ્યું છે તે કદાપી ભૂલાઇ જનાર નથી.

શિરોહીનાં મહારાણી, વાંસદાનાં મહારાણી, અને રાજપીપળાનાં મહારાણી એ રાણા નારણદેવજીની બીજી પુત્રીઓ થાય ને એ સઘળી મહારાણીશ્રીઓ પોતાના પતિના રાજ્યમાં શૃંગાર સમાન થઈ પડી છે. એ સઘળાંમાં એમના પૂજ્ય પ્રતાપી પિતાની બધી ટેવો ઉતરી છે. અને તેથી એમના પુત્રો પણ તેવાજ કર્મવાન અને પરાક્રમી નિવડે તો તેમાં કશી નવાઇ નથી.

## રાણાશ્રી મોહનદેવજી.

હાલના રાણાશ્રી મોહનદેવજીએ રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કર્યો છે. એ બહુ આગળ વધેલા અને કસાયલા રાજ્યપતિ તરીકે જાણીતા થયેલા છે. એ ગાદીએ આવ્યા બાદ રાજ્યની આવક પાંચ લાખ ઉપરથી વધી સાત લાખ ઉપર ગઇ છે. બ્રિટીશ રાજ્ય તરફ એમનો અખંડ ભક્તિભાવ છે ને તેથી એમને છેલ્લા દિલ્હી દરબાર વેળાએ ખાસ આમંત્રણ કરવામાં આવ્યું હતું. એ બ્રિટીશોના મોટા મિત્ર છે કેમકે એઓશ્રી જાણે છે કે બ્રિટીશ રાજ્યથી દેશને બહુ ફાયદા થયા છે અને હજી ઘણા થશે. એઓ રાજ્ય ચલાવવામાં બ્રિટીશોને પગલે ચાલે છે અને તેથીજ ધરમપુર રાજ્ય વધુ અને વધુ આબાદ થતું જાય છે.

એઓશ્રીને બે પુત્રો છે; જેમાં વડા શ્રીવિજયદેવજી પાટવી કુંવર છે અને શ્રી વરસીંહદેવજી નાના કુંવર. શ્રી વિજયદેવજી પોતાના પ્રતાપી પિતાનો દાખલો લે એવાં સઘળાં ચિન્હ અત્યારથીજ દેખાય છે. "પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય" એ કહેવત એઓ શ્રીએ ખરી કરી આપી છે. હાલના રાણાશ્રીમાં મહા પ્રતાપી રાણા નારણદેવજીના ગુણો ઉતરેલા છે એ એમના રાજ્ય અમલથી સિદ્ધ થયું છે અને હજી પણ સિદ્ધ થશે. એ વિદ્વાન અને પ્રતાપી છે, આજકાલ એમના જેવાજ બુદ્ધિશાળી રાજ્યપતિઓની આપણા દેશને જરૂર છે. જુગ જુગ જીવો રાણાશ્રી!!

શ્રી ધરમપુરની તવારિખ અત્રે બંધ થાય છે. તેઓ જગતના ઇતિહાસમાં એક નવોજ સફો ઉઘાડે એમાં નવાઇ શી? ભવિષ્ય વર્તવાનું મારું કામ નથી. પણ આટલું તો હું કહી શકીશ કે ચિતોડના રાણાઓથી ઉતરી આવેલા ધરમપુરના રાણાઓ પોતાના રાજ્યની તવારિખને અત્રે તદનજ બંધ કરી દે એમ લાગતું નથી. કાલ પોતાનું કાર્ય કર્યો જાય છે. અને બધાને ઇશ્વર સદ્બુદ્ધિજ આપે છે. તથાસ્તુ.

# સંસ્કૃત ભાષાનો સાયંકાળ

## અર્થાત્

## વર્તમાન સ્થિતિ.*

સૂર્ય, નિત્યપ્રતિ પ્રાતઃકાલ થતાંજ પૂર્વ દિશામાં પ્રકાશ કરતો આપણુને દેખાય છે. રોજ, કેટલાક કલાક સુધી ભૂમણ્ડલરૂપી છત્રની ઓથે રહી, રાત્રિના અંતમાં પોતાના સહસ્રો કરોની સહાયથી, તે ઉદયાચલના ઉન્નત શિખરપર ચઢીને સિન્દૂર ઉડાડી ઉડાડી ખેલતો આપણુ દષ્ટિ સન્મુખ આવી ઉપસ્થિત થાય છે। આપણે નિત્યપ્રતિ સૂર્યની એ રમત જોઇએ છીએ. જોતાં જોતાં આપણુને એવો અભ્યાસ થઇ જાય છે કે રાત્રિને સમયે પણુ જ્યારે સૂર્ય આપણી દ્રષ્ટિની બહાર હોય છે, તે વેળા એમ નથી વિચાર આવતો કે સૂર્ય નથી–તે વખતે પણુ આપણુને પ્રાતઃકાલે ઉગનાર સૂર્યનું ધ્યાન હોય છે– આપણે તેને અન્તર દષ્ટિથી દેખીએ છીએ. અને કદી પણુ એવું માનવાને તૈયાર નહીં થઇશું કે સૂર્ય હવે નહિ આવે–અથવા આ સમયે તે નાશ પામ્યો છે. આપણે અન્ય નહિ તો, પણુ તારાઓના તેજમાં પણુ એનેજ દેખીએ છીએ.

પરન્તુ કલ્પના કરી લ્યો કે એક એવો મનુષ્ય છે કે જેણે માત્ર પહેલીજ રાત જોઇ છે. તે જ્યારે સૂર્યને અસ્ત–ડુબતો દેખે છે, તો તે જાણે છે કે સૂર્ય ડૂબી ગયો, હવે તે કદી આપણી સન્મુખ આવશે નહિ. રાત્રે પણુ તે સૂર્યના સદ્ભાવની કલ્પના કરી શકતો નથી–કેમકે એને બીજા પ્રભાત કાલનું અનુમાન નથી. તે સમજે છે કે હવે સૂર્યનો પુનઃ ઉદય થશે નહિ. ને તે સદાને માટે પશ્ચિમ દિશાના ખાડામાં ઉંધે મુખે પડી ગયો, હવે તે ઉઠશે નહિ. તે તારાઓને સૂર્ય સ્થાનીય સમજે છે– સૂર્યના આશ્રિત નહિ.

એક દિન એવો હતો, કે જ્યારે દેવવાણી ભારતવર્ષમાં સૂર્યથી અધિક જ્ઞાનરૂપી કિરણોને ફેલાવી, લોકોને પ્રશુીત કરી રહી હતી. તે દિવસ ભારત માટે પવિત્ર હતો; તે દિને ભારતવર્ષ પુણ્ય જ્ઞાનનો ભણ્ડાર હતો. એ દિવસે દેવભાષામાં દાર્શનિક, ઐતિહાસિક, તથા ધાર્મિક ગ્રન્થો એટલા બધા લખવામાં આવતા હતા, કે આજે સેંકડો વર્ષોથી પુસ્તકોનો નાશ હોવા છતાં પણુ સંસ્કૃતની સહસ્રશઃ પુસ્તકો વિદ્યમાન છે. પરન્તુ દિવસ પછી સાયંકાલ જરૂર આવે છે. સંસ્કૃત ભાષાનો પણુ નિપાત થયો–સાયંકાલ થયો–સન્ધ્યાએ પોતાનો પ્રભાવ જમાવ્યો અને અંતે રાત્રિ પણુ ચઢી આવી. સંસ્કૃત ભાષાનો સૂર્ય કોઇ અન્યગ્રહમાં પ્રકાશ કરવા ચાલ્યો ગયો; પ્રાકૃત ભાષા રૂપી તારકો ચમકવા લાગ્યા, જેમાંના અધિકતમ એજ સૂર્યનો પ્રકાશ મેળવતા હતા. બુદ્ધદેવ પ્રાકૃત ભાષા ( પાલી ) નો પુત્ર હતો, પ્રાકૃત ઉપરજ એવી પૂર્ણ કૃપા રહી. તેના અનુયાયીઓ પણુ તારાઓના સેવક હતા, તેઓ સૂર્યને જાણુતા નહોતા. પ્રાયઃ તે સમયના લોક સમજતા હતા કે હવે સૂર્યનો પુનરુદય થશે નહિ–કેમકે તેમને માટે એ પ્રથમ રાત્રિ હતી.

---

* આ લેખ મૂલ, હીંદીમાં હરિદ્વાર ગુરૂકુલના પ્રથમ ગ્રેજ્યુએટ, સ્નાતક ઇંદ્રે લખ્યો હતો. તેનું આ ભાષાંતર દેવલાલી ગુરૂકુલના અધ્યાપક રા. પાઠકે કર્યું છે.

પરન્તુ એ તેમની અશુદ્ધિ હતી. કોઇ પણ એવી શક્તિ, કે જેણે સંસારમાં એક વાર પ્રકાશ કર્યો છે; તે સદાને માટે નષ્ટ થઇ શકતી નથી. ઉકત રાત્રિની ૭ સાત શતાબ્દિ વીતી ગઇ, અને પ્રાકૃત રૂપી અન્ધકાર મિશ્રિત, સંસ્કૃત સૂર્યનો પ્રકાશ પાછો આપણી સામે ઉપસ્થિત થયો–રાત્રિ પશ્ચાત્ ઉષા કાલનો પ્રારંભ છે–પ્રકાશ ઉદય થાય છે, પરન્તુ અંધકાર તેનો પીછો છોડતો નથી. શૂદ્રક કવિએ નાટક લખ્યું; તેણે સંસ્કૃત રૂપી સૂર્યને ગાડીમાં બેસાડીને ફરીથી લાવવાને ધાર્યું, પરન્તુ તે ગાડી માટીની હતી ( मृच्छकटकम् ). તે સૂર્યને પોતાની ઉચ્ચતા સુધી તો શું, પણ પૂરી રીતે ઉદય પણ ન કરાવી શક્યો. કેમકે એના નાટકમાં પ્રાકૃત અધિક તથા સંસ્કૃત અલ્પ છે.

આખરે પ્રભાત થયું, અને પૂર્વાહ્ણની રમ્ય જ્યોતિ ઉદિત થઇ. એ પૂર્વાહ્ણની તે જ્યોતિ હતી, કે જે રમણીય, મનોહર ને ચિત્તમોહક હતી. એ કાલિદાસના કાવ્યોની જ્યોતિ હતી. પૂર્વાહ્ણ પછી શનૈઃ શનૈઃ મધ્યાન્હ થયો, સંસ્કૃત સાહિત્યનાં કિરણો દરેક દિશાએ, દરેક વિદ્યાની શાખામાં ફેલાવા લાગ્યાં; કોઇ વિદ્યાનો ભાગ એવો ન રહી ગયો કે જેના પર તે વેળા ગ્રન્થ ન લખાયો હોય. પરંતુ શનૈઃ શનૈઃ મધ્યાન્હ જ્યોતિ અસહ્ય થવા લાગી; તેની પ્રચંડતા–કઠોરતા વધવા લાગી. માઘ તથા બાણ કવિ કઠોર તથા અસહ્ય જ્યોતિ વાળા છે.

મધ્યાહ્ન પશ્ચાત્ સાયંકાલ થયો–સાહિત્ય સૂર્યનો વાસ્તવિક પ્રકાશ ઓછો થવા લાગ્યો. લેખકોની વાસ્તવિક " શક્તિ " નષ્ટ થવા લાગી, અને સાથેજ ગરમી ઘટવા લાગી, વાસ્તવિક સુંદરતા તથા પ્રાણદતા જતી રહી અને કેવળ આડમ્બર રહી ગયો; શ્રીહર્ષ અને મુરારિ કવિ એ સમયના આદર્શ છે.

શ્રી હર્ષ અને મુરારિની સાથેજ સૂર્યના પ્રકાશની સમાપ્તિ થઇ; સંધ્યાકાલ થયો, રાત્રિએ આકાશમાં અંધકાર ફેલાવ્યો; સૂર્યનું સ્થાન જે ભારતવર્ષ, તે જ્યોતિહીન થઈ ગયો; પરાધીનતાએ આવીને રાતના ચમકતા તારાઓ ઉપર પણ વાદળ કરી દીધાં; અને શું સંસ્કૃતરૂપી સૂર્ય અને શું તેનાથી જ્યોતિ પ્રાપ્ત કરનાર તારાઓ, એ સઘળા આ સંસારને એકલો છોડી ગુમ થઇ ગયા.

### અકબરના સમયમાં પુનરૂદ્ધાર.

તે સમયે લોકો સમજ્યા કે વળી અત્યન્ત પ્રલય થઇ ગયો; હવે પુનઃ પ્રકાશ થશે નહિ; પરન્તુ એ નિરાશા પણ નિરાશ થઇ, અને વળી એક નીતિજ્ઞ મહાન વ્યક્તિએ ભારત વર્ષમાં પ્રભાતની બાંગ સંભળાવી. તેણે કેવળ સાહિત્ય સૂર્યનાજ ઉદિત થવાનો ઉપન્યાસ કર્યો એટલુંજ નહીં પરન્તુ સર્વ પ્રકારની રોશનીઓના આકાર જેનાથીજ થાય છે તેનો પણ ઉપન્યાસ કર્યો. તે વ્યક્તિનું નામ " અકબર " હતું. તે કેવળ પ્રાભાતિક પ્રભાની છટા દેખાડનારોજ હતો. સંસ્કૃત સાહિત્ય પુનઃ પરિપુષ્ટ થવા લાગ્યું. પરન્તુ તે સમયે પ્રભાત થવા છતાં પણ, આકાશમાંથી પરાધીનતાનાં વાદળ ગયાં નહોતાં, એથી સુર્યની રોશની પૂર્ણ રીતે ન ચમકતાં કેવળ અંધકારનો અંશતઃ નાશ કરી શકી. જગન્નાથ અપ્પયદીક્ષિત આદિ એજ સમયની જ્યોતિના અંકો છે.

તે સમયથી અદ્યપર્યંત રાત કહેવી કે દિન તે સમજાતું નથી. એ વાતનો નિશ્ચય ભવિષ્યતા હાથમાં છે. પરંતુ એ તો નિઃસંદેહ છે કે એ સમય દિન અથવા રાતની વચ્ચેનો તો

હોઇ શકે નહિ—એ બંને સંધ્યાઓમાંથી કોઇ એક છે, અને આપણે, જે સૂર્યના ઉદય તથા અસ્તને બે ત્રણવાર જોઇ ચૂક્યા છીએ તેથી કહી શકતા નથી કે એ સંધ્યા સર્વદા રહેશે. આપણે અધિકાધિક એમ કહી શકીએ કે જો એ પ્રભાતની સંધ્યા છે તો એ અવશ્ય દિનરૂપમાં પરિણત થશે, અને જો એ સાયંકાળની સંધ્યા છે, તો નિસ્સન્દેહ એ એવી રાત્રિ માટે સ્થાન આપશે કે જે સૂર્યોદયથી અનુગત થઇને ફરી આકાશમંડળને પ્રકાશિત કરશે.

હવે આ લેખનો ઉદ્દેશ્ય એ સંધ્યાના સ્વરૂપનું વર્ણન કરવાનો છે. વર્તમાન સમયમાં સંસ્કૃત ભાષાના સાહિત્યની શું દશા છે; એનો ઝોક કઇ તરફ છે; તેમાં કઇ કઇ ન્યૂનતાઓ છે એ સર્વ વિષયો પર સર્વેએ સ્વબુદ્ધયનુસાર પોતાની જાણ મુજબ વિચાર કરવો એ કર્તવ્ય છે.

સૌથી પ્રથમ સંસ્કૃત સાહિત્યની વર્તમાન દશાપર વિચાર પ્રારંભ કરીએ. તે ઉપર વિચાર કરવા માટે સૌથી પ્રથમ તેના બે ભાગ કરવાની જરૂર છે. ૧—જેમાં નવીન સાહિત્યની ઉત્પત્તિ ઉપર વિવેચના કરવી પડશે; અને ૨—જેમાં પ્રાચીન સાહિત્યના ઉદ્ધારનો ઉલ્લેખ થશે.

## સાંપ્રત સાહિત્યની ઉત્પત્તિ.

નવીન સાહિત્યની ઉત્પત્તિના પ્રસંગમાં સૌલભ્યાર્થ વળી બે ખંડ કરવા યોગ્ય છે. એક ખંડ સ્થિર સાહિત્ય; અને બીજા ખંડમાં સામાયિક સાહિત્ય. પ્રથમ વર્તમાન સમયના સ્થિર સંસ્કૃત સાહિત્યની ઉત્પત્તિ તરફ દૃષ્ટિ નાંખીએ તો પ્રતીત થશે કે તે કોઇ પણ રીતે સંતોષકારક નથી. આ સમયે, સંસ્કૃત સાહિત્યની ઉત્પત્તિ તરફ દૃષ્ટિ નાંખીએ તો પ્રતીત થશે કે તે કોઇ પણ રીતે સંતોષકારક નથી. આ સમયે, સંસ્કૃત ભાષાના સ્થિર સાહિત્યના લેખકો ઘણાજ થોડા—આખા ભારતવર્ષમાં એક, બે વા ત્રણ—બસ એટલાજ છે, એથી અધિક નથી. જ્યારે વર્ષાન્તે આપણે ગવર્નમેન્ટનો વાર્ષિક રિપોર્ટ હાથમાં લઇએ છીએ તો આપણને તેમાંથી શું મળે છે? બે અથવા ત્રણ સારી સંસ્કૃતની બુકો, બીજું કાંઇ નહિ. પુરાણા સમયના પ્રૌઢતાના ગ્રન્થોને જો ભૂલી જઇએ તો પણ સંતોષ તો નથીજ થતો. બીજું નહિ તો ગમે તેવાં સારાં ને સરલ લેખોથી ભરેલાં પુસ્તકોજ સંસ્કૃતમાં નિકળ્યા કરે—પણ અહીં એ પણ નસીબમાં નથી. પાછલાં બેચાર વર્ષોમાં સંસ્કૃતમાં સ્થિર સાહિત્યનાં બેચારજ પુસ્તકો નિકળ્યાં હશે, જેમાંથી એક "रघुवंश विमर्श" છે. કહેવું પડે છે કે એનાથી સંસ્કૃત સાહિત્યાગારમાં કંઈ પણ વૃદ્ધિ થઇ છે. શ્રી. સ્વામી હરપ્રસાદજીની "दर्शन वृत्ति" (દરેક દર્શનપર જુદી જુદી કરેલી) વૃત્તિઓ પણ નિસ્સંદેહ સંસ્કૃત સાહિત્યામ્બુધિમાં નદીનું કાર્ય કરશે. એ રીતે બે એક કાવ્યોની, પંડિત અપ્પા શાસ્ત્રી રાશિવડેકર કૃત ટીકાઓ પણ જો સંસ્કૃત સાહિત્યના સ્થિર કોશમાં કોઇ રીતે ગણી લઇએ તો પાછલાં બે વર્ષોની ગ્રન્થ સંખ્યા પાંચ અથવા ૭ સુધી જઇ પહોંચે છે. પ્રાયઃ એ પાંચ ૭માંથી પણ બે ત્રણ ગ્રન્થ એવા છે કે જેને સન્તાન યાદ કરશે નહિ. તથાપિ એ સંખ્યા શું વિસાતમાં છે! કંઈ પણ નહિ. એ અંશમાં સંસ્કૃત ભાષાએ ગત વીશ ત્રીસ વર્ષથી અવનતિ કરી છે, ઉન્નતિ નહિ. સંસ્કૃત ભાષાના અનેક સારા સારા લેખકોએ વરસોમાં સ્વર્ગસ્થ થઇ ગયા જેના અભાવથી સંસ્કૃત ભાષાએ નિસન્દેહ પોતાના ઉજ્જ્વલ રત્નો ગુમાવ્યા છે, કેટલાક સંસ્કૃત લેખકોએ

એવું સાહિત્ય ઉત્પન્ન કર્યું છે કે જેને સમય પોતાની ધીમી ગતિમાં રૂંધી શકતો નથી. કેટલાક ગ્રંથો એવા છે કે સમયના દશ વર્ષના વેગમાંજ અટકી પડશે. તે ગ્રંથો નાની નાની કવિતાઓ, લઘુ લાવણી પદ્ધતિઓ તથા નાના નાના મન વિષયક ઝગડાઓનાં પુસ્તકો છે. એ કારણથીજ એને સ્થિર સાહિત્યમાં ગણ્યા નથી. એવી નાની સરખી કવિતાઓ કે જે વર્તમાન સમયમાં પણ આદરથી વંચાતી નથી, તો તે ભવિષ્યત્‌માં સ્થિર રહેશે, એ આશા કરવી વૃથા છે. હવે એજ ક્રમપૂર્વક વર્તમાન સંસ્કૃત કવિઓને સંમાલોચન કરીએ. આ સમયમાં સાધારણ તથા સર્વત્ર કવિઓ મળવા દુર્લભ છે અને સંસ્કૃત તો એક સુપ્ત—સુષુપ્ત ભાષા છે તો એમાં કવિઓ ન હોય એ સહજ છે. એમ તો વર્તમાન સમયના છાન્દસ લોકો પોતાની કવિતાના રૂપથી કાલિદાસાદિ મહા કવિઓની કવિતાઓને પણ સૌન્દર્ય હીન તથા લાવણ્યહીન સમજે છે; પરન્તુ વસ્તુતઃ વર્તમાનમાં સંસ્કૃતમાં કોઇ કવિ નથી, બંગદેશમાં એક સંસ્કૃત કવિ હતા, તેમનો ગત વર્ષે દેહાન્ત થયો. કાશીના પંડિત ગંગાધર શાસ્ત્રી સાહિત્યમાં અતિનિપુણ છે, એમને કવિતાનો અભ્યાસ પણ બહુ છે. પરન્તુ કવિતા કરવાની સ્વાભાવિક શક્તિનો દુર્ભિક્ષ તેમની શ્લોકરચનામાં સાફ માલૂમ પડે છે.

વર્તમાન સમયમાં અન્ય જે કવિમ્મન્યો છે, તેઓ પ્રાયઃ ચોર કવિ છે. વા "કવિ" શબ્દનો પ્રયોગ તેમના વિષયમાં અયોગ્ય છે; નિઃસંદેહ તેઓ કવિતાની છાયા માત્રના સેવક છે. જેથી તેમને છાયાના ભ્રમમાં છોડી દેવા યોગ્ય છે. એ રીતે જે કંઇ જાણવા મુજબ થોડાક સંસ્કૃત સાહિત્યના સ્થિર ભંડારના નવીન યોગના વિષયમાં કહ્યું તે ઉપરથી સ્પષ્ટ છે કે એ વૃદ્ધિની રાશિ એટલી પણ નથી કે તે કાલ યોગથી દબાતાં બચળતાં પ્રાચીન સાહિત્યના ભારનેજ પૂર્વવત રાખી શકે, એમાં વૃદ્ધિ તો બીજી તરફ રહી.

હવે આપણે અસ્થિર સાહિત્ય પ્રતિ વળીએ. સંસ્કૃત ભાષામાં કેવળ બે પ્રકારનાંજ સામયિક પત્ર નિકળે છે; માસિક ને સાપ્તાહિક. હવે માસિકપત્રોની સંખ્યા કેટલી છે તે કહેવું કઠિન છે, કેમકે જે પત્રોનું નામ આપણે આજે પ્રસિદ્ધ થતાં પત્રોમાં ગણીએ, તે પ્રાયઃ કાલે પ્રાતઃકાલે કમલની અંદર બેઠેલા ભ્રમરની સાથેજ કાલરૂપી દન્તી ( હસ્તિ ) ના પગ નીચે પીસાઇ જાય. અથવા જે પત્રને આજે આપણે "બંધ થયું" કહીએ છીએ, તે કાલે તેનાજ સંપાદકને કોઇકથી સો રૂપિયાની સુધા મળી જાય કે જીવિત થાય. અને તેજ પત્ર પાછું એકાદ વર્ષ પછી મરવા માટે વળી શ્વાસ લેવા લાગે,–કારણ એ કે સંસ્કૃત ભાષાના પત્રોની દશાજ એવી છે. "सूक्तिसुधा" પત્રિકા કાશીથી નીકળી, તે બે વર્ષ ચાલીને બંધ પડી. કાશીમાં "मित्रगोष्टी" ની સ્થાપના થઇ, તે બે વર્ષ ચાલી, ત્રીજે વર્ષે કમજોર થઇ; ચોથે વર્ષે એના પગ લથડવા લાગ્યા, ને પાંચમે વર્ષે અધઃ પતન થયું, ને છઠે વર્ષે એના પર માટી અને ધૂળના એટલા થરો ચઢી ગયા કે હવે એનું ચિહ્ન પણ દ્રષ્ટિગોચર થતું નથી. જયપુરથી "संस्कृत रत्नाकर" નામે પત્રે જન્મ લીધો, તે બેવાર સુકાયો ને બેવાર પુનઃ પાણીથી પૂરિત થયો; હવે વળી સૂકો પડેલો છે; કોણ જાણે તેના દ્વાદશાંક આવી પહોંચ્યા કે નહિ? "विद्योदया" તો એટલી સુધી થઇ ગઇ કે તેના મરવા ઉપર એ ભ્રમ રહે છે કે મરી નથી; અને જીવવા પર એ ભ્રમ છે કે તે જીવિત નથી. કેવલ બે પત્રિકાઓ હાલ ચાલતી કહી શકાય, જે બેમાંથી પણ વાસ્તવિક ચાલવું એકનુંજ છે. બીજીની ચાલમાં સંદેહ એ છે કે તે સ્વતંત્ર ચાલે છે કે

દંડની સહાયથી. પ્રથમ પત્રિકા " सहृदया " છે. તે હાલ સાત વર્ષની છે. કિન્તુ એ પત્રિકા એ નામને યોગ્ય છે. " रघुवंश विमर्श "ના કર્તા પંડિત કૃષ્ણિમાચાર્ય એમ. એ. એના સમ્પાદક છે. એ પત્રિકા નિયમિત હોઇ વાંચવા યોગ્ય છે. બીજી પત્રિકા " संस्कृत चन्द्रिका " છે. તે પંદર વરસની વૃદ્ધા છે, એ કેટલીક વાર પડી પડીને ઉભી થઇ છે, ને કેટલીએ વાર ઉઠી ઉઠીને પડી ચુકી છે—તો પણ એ ચાલીજ જાય છે. જો કે પત્રિકા બહુ પુરાણી છે, તથાપિ કોણ જાણે સંસ્કૃત લેખકોના અભાવના કારણે, યા પત્રિકાના સંપાદક પં. રાશિ. ખડેકરના માની સ્વભાવના કારણથી યા કોઇ અન્ય ઘટનાના કારણે એ પત્રિકાનાં પ્રત્યેક પૃષ્ઠ સંપાદક મહાશયના લેખોથીજ ભરેલાં હોય છે. તે લેખ સર્વ વિષયોના સંબંધમાં હોય છે. જ્યોતિષિક, ઐતિહાસિક, ધાર્મિક, કોઇ પણ પ્રકારનો એવો કોઇ લેખ નથી જે સંપાદકશ્રીની લેખનીથી ન નિકળતો હોય. એજ કારણથી પ્રાયઃ પત્રિકા મનોરંજકતાથી સર્વથા શૂન્ય જોણાય છે. તથાપિ સમ્પાદક મહોદયનો આટલો વૃદ્ધ તથા એકરસ ઉત્સાહ પ્રશંસનીય છે, અને વિશેષતયા એવી સ્થિતિમાં કે જ્યારે પોતે એક બીજી સાપ્તાહિક પત્રિકા પણ સંપાદન કરે છે. વર્તમાનમાં સંસ્કૃતમાં એક માત્ર " सूनृत वादिनी " નામે સાપ્તાહિક છે, જે ઊક્ત સંપાદકનું છે. એથી એમ નિઃસંદેહ માનવું પડે છે કે રાશિવડેકરજી મૃત લેખક છે; અને પોતે સનાતન મત કે જેના પોતે મહાભારી પક્ષપાતી છે, તેને માટે પ્રાણ આપવાને પણ તૈયાર છે. એ સૂનૃત વાદિની ૩ વર્ષની વૃધ્ધા છે. વખતે વાચકો ૩ વર્ષની સાથે " વૃધ્ધા " શબ્દ વાંચીને કહેશે કે એ વાક્ય ઉપહાસ્ય છે—કેમકે શું ત્રણ વર્ષમાં પણ કોઇ પત્ર વૃદ્ધ થયું છે ? ઉત્તર એ છે કે જો આપ સંસ્કૃત પત્રોના જીવનની સરાસરી કાઢશો તો ૧૪ માસથી અધિક નહિ થશે. એવી અવસ્થામાં એક પત્ર ૩૬ માસ પછી પણ આગળ ચાલે તો તેને વૃદ્ધ ન કહે તો શું કહે ? અત્રે નવીન સાહિત્યની ઉત્પત્તિનો પ્રસંગ સમાપ્ત કરીને પ્રાચીન સાહિત્યના ઉદ્ધાર તરફ વળીએ.

( અપૂર્ણ. )

## નિંદ્રા કેટલી જોઇએ ?

આ વિષય બહુ વારંવાર ચર્ચાઇ ગયો છે અને ચર્ચાતો રહ્યો છે પરંતુ જ્યાં સુધી મનુષ્યને નિંદ્રા દર રોજ આવતી રહે છે ત્યાં સુધી તેની ચર્ચા તાજીજ રહેવાની. માણસે કેટલા કલાક ઉંઘવું જોઇએ ? એ પ્રશ્ન બહુ વારંવાર પૂછવામાં આવે છે. ઘણાક તે પોતાના સંબંધી સાંકડા વ્યક્તિગત અનુભવને સર્વ સાધારણને અનુકૂલ માની લઇને, પોતે જેટલા કલાક ઉંઘતા હોય તેનો રોકડો આંકડો જવાબમાં પકડાવે છે. પરંતુ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર કહે છે તેમ Required amount of sleep depends on the constitution અર્થાત્ " ઉંઘ કેટલી જોઇએ તેનો આધાર મનુષ્યની પોતાની પ્રકૃતિ ઉપર રહે છે. " ( ' પ્રિન્સીપલ્સ ઑફ એથીક્સ' —નીતિનાં તત્ત્વો-પૃ. ૪૯૫ ).

મનુષ્યનાં સુખને સારૂ શરીરના રચયિતાએ નિંદ્રા કરી છે. ઉંઘી ઉઠેલો મનુષ્ય જ્યારે ઉંઘની ઘેનમાંથી નિવૃત્ત થતાં તેની મુખમુદ્રા પર આવી લાગતા તાજા ઉલ્લાસ ઉપરથી

જાણાઈ આવે છે. શરીરનાં રક્ષણ સારૂ પણ તે અનિવાર્ય છે. વૈદક સિદ્ધાંત એવા છે કે, શરીરના થાકી ગયેલા તંતુઓને આરામ મળે તે દરમીયાન નવી શક્તિ તેમાં આવે છે. જેમને શારીરિક શ્રમ વિશેષ પડતો હોય તેમને એ કારણસર અધિક નિંદ્રાની જરૂર છે. જેઓને મગજનું કામ હોય, ખુરશી પર બેસી કામ કરવાનું હોય તેમને ઓછી ઉંઘ જોઇએ. અને તે સિદ્ધાંત પ્રમાણે અમેરીકાના પ્રખ્યાત વિદ્યાશાસ્ત્રી એડીસનનો એવો મત છે કે હાથપગને બદલે બુદ્ધિનો ઉપયોગ કરનારા શિક્ષિત વર્ગ માટે સાડા ચાર કલાકની ઉંઘ બસ છે. તે વયોવૃદ્ધ છતાં અસાધારણ તંદુરસ્ત છે, અને પોતે પણ આથી વધુ વાર ઉંઘતો નથી.

બુદ્ધિના મહાસાગર રૂપ નેપોલીયન બોનાપાર્ટ પણ લગભગ એટલીજ, ૪ કલાક નિયમિત ઉંઘતો. કોઇ વાર તો ૨ કલાકેજ ચલાવતો. પણ જંગી લડાઇ ચાલતી હોય તે દરમીયાન પણ એ ઇંદ્રજીત્ નિશ્ચિંતતાથી આગળ પાછળ તોપોના ધડાકા થવા છતાં, તેની મધ્યમાં ચાર કલાકની ઉંઘ તાણી કાઢતો !

જાણીતા અંગ્રેજ લેખક કોકરનું એ કથન છે કે. It is inpossible to be a great man without being a good sleeper અર્થાત્ મહાન્ ઉંઘનાર થવા વગર મહા પુરૂષ થવું અશક્ય છે ! અને તે સર્વથા અસત્ય નથી. જે ઝંપીને ઉંઘી શકતો નથી તેના તાબામાં અને કાબુમાં તેનાં જ્ઞાનતંતુઓ નથી, અને તે બીજા ઉપર શું કાબુ મેળવી શકે ? સારી નિંદ્રા લઇ શકનારાજ મહાપુરૂષ થયા છે. પ્રખ્યાત યુનાની દિગ્વિજય કર્તા એલેકઝાંડર (સીકંદર) ને વિષે મોન્ટેન કહે છે કે, ઇરાનના શાહ દરાયસને સીકંદરે હરાવ્યા પછી તરત તે એટલી નીરાંતે ઉંઘ્યો કે, તેના તંત્રી પાર્મેન્સે તેને અનેક વાર નામ લઇને બુમો પાડી ઘોંઘાટ કરી મેલ્યો ત્યારેજ જહાંપનાહ ઉઠ્યા.

સારી ઉંઘ હોવી જોઇએ એટલુંજ નહીં પણ પોતાની સગવડે ઉંઘ આવવી-જવી જોઇએ ! નેપોલીયન એમજ કરતો. કામ પતતાં તુર્તજ ઉંઘી જતો. ઇંગ્લંડનો પ્રખ્યાત મહાપ્રધાન લોર્ડ પામર્સટન પણ ઓફીસનું કામ કરીને ઉંઘી જતો ( જુવો સ્વ. એસ. ડો. સ્માઇલ્સકૃત ' Life & Labour '-' જીવન અને મહેનત,' પૃ. ૨૬૫ ) રાતે કામ કરતી પાર્લામેંટના અસલી પ્રખ્યાત સભાસદો પીટ, લોર્ડબ્રુમ, લોર્ડ નોર્થ આદિ પણ જરા જરા ફુરસદે રાતે ઉંઘી લેતા. નિંદ્રા એ જોધપુરી શાહુકાર છે. પાઇએ પાઇ લીધા વિના ધનંતરનો પણ તે પલ્લો છોડતી નથી. પરંતુ પૂરી વસુલાતની શરતે ગમે તેવો નાનો હફતો કબુલ કરે છે ! ગમે તે વખતે થોડું થોડું ઉંઘી લ્યો તો પણ તે તમને મુક્ત કરશે. અર્થાત્ જો કે ઉંઘનો જથ્થો એકદમ ઓછો કરવો તમારા હાથમાં બહુ નથી, પરંતુ અમુક વખતે ઉંઘવું તથા કટકે કટકે, સવડે ઉંઘવું એ તમારા હાથમાં છે. ખલાસીઓ અને લશ્કરના સીપાઇઓ રાત દહાડો ' ડ્યુટી ' પર હોય છે. તેઓ પાંચ પાંચ મીનીટ વચમાં ફુરસદ મળતાં ઉંઘી લે છે ! ઉભા ઉભા થોડાં ઝોકાં ખાઇ લે છે ! ઉંઘ પણ એક ખાવાની ચીજ હોય તેમ તેઓ કટકે કટકે તે ગ્રહણ કરે છે. બીલકુલ ઉંઘ વગર બે ત્રણથી વધારે દીવસ રહેવું અશક્ય છે. ત્રીજે દિને બલાત્કારથી તમે કોઇને નહીં ઉંઘવા દ્યો તો તેના ડોળા ચઢેલા અને તે ઉન્માદના ભારથી લથડીયાં ખાતોજ હશે. ભુખ્યા રહેવું શક્ય અને પ્રમાણમાં સહેલું છે, પણ ઉંઘ્યા વિના રહેવું અશક્ય છે. ભૂખ્યા રહેવાનો પ્રયાસ કરનારા-

એને જરા જાગતા રહેવાનો ઢોંગ કરવા કહેશો તો તેઓ નાજ પાડશે. જ્યારે દુશ્મને ઘેરો ઘાલેલા કીલ્લાને ઘેરાથી છોડાવવા અમુક લશ્કરને દહાડાઓ સુધી 'ફોર્સ્ડ માર્ચીઝ'થી ઝડપબંધ કુચ કરવાની હોય છે, ત્યારે તેઓ ચાલે છે ખરા પણ કહે છે કે તેઓ કલાકો સુધી ઉંઘમાં ચાલે છે! ક્યાં, શેના પર પગ મુકે છે તેનું તેમને ભાન હોતું નથી. જો એક મીનીટ પણ તમે તેમને થોભવા કહો તો તો લેટીજ પડે ને સંપૂર્ણ ઉંઘીજ જાય!

*ઉંઘની અનિવાર્યતાનો સૌથી કરૂણારસિક દ્રષ્ટાંત તો ચીનથી આવે છે. એ દેશમાં રાજદ્રોહ આદિ સૌથી ભયંકર અપરાધો સારૂ માત્ર મોતની સજા નથી. તો તો આનંદ હતો. તેમનો તરેહવાર મહા વ્યથાકારી સાધનોથી રીબાવી રીબાવીને પ્રાણ લેવામાં આવે છે. સૌથી ભયંકર રીત એ છે કે, દેહાંત દંડ પામનારને કેદખાનામાં ઉંઘવાજ ન દેવો. ઉંઘાડ્યો થતા સાથે વાંસથી તેને પાછો તટાર કરવો! અંતે તે બીચારો બેબ્હાકળો થઇ જાય છે, અને ઉંઘ ન આવવા દેવાથી સાત દીવસમાં પ્રાણ ત્યાગ કરે છે!

ઉંઘ કેટલા કલાક સરેરાસ લેવી તે વિષે નિશ્ચિત સિદ્ધાંત કે એક મત નથી. અને મત આપવોજ અનુચિત છે. તે છતાં જે અંગ્રેજ આદિ લેખકોએ મત આપ્યા છે તે તપાસવામાં હાનિ નથી. જેરેમી ટેલરે ૩ કલાક બસ ધાર્યા હતા, બેક્સ્ટરે ચાર કલાક પુરતા ધાર્યા હતા, વેલેસલી ૭ અને લોર્ડ કોક સાત પુરતા ધારતા હતા. પણ ગ્રંથકાર સર વોલ્ટર સ્કોટ તો નીરાંતે રોજ આઠ કલાક ઉંઘતો. જેને તાજા થવા જેટલી જરૂરી લાગે તેટલી ઉંઘ કાઢવી, એજ નિયમ છે. પરંતુ ૮ થી વધુ કલાક ઉંઘવું તો ઉંઘણસીપણુંજ છે અને બીજા કામને હાનિ કર્તા છે. આઠ કલાક કામના, ૮ શ્રમના અને ૮ ઉંઘના એવા ૨૪ કલાકના ત્રણ વિભાગ કુદરતી છે. પણ જેને આઠ કલાકની જરૂર ન હોય તે ભલે જાગીને બચતા કલાક વાપરે.

ગમે તેવી ગાઢ ઉંઘમાં પણ માણસનું મગજ તદ્દન શાંત નથી એમ વિદ્વાનો કહે છે. તે કાંઇ ને કાંઇ પોતા પર આગલા કલાકોમાં પડેલી છાપો ' વાગોળતું ' જ હોય છે! માત્ર ઉંઘમાં મગજ જાગૃતાવસ્થા કરતાં ધીમું ચાલે છે એજ લાભ છે. એક વાર જાગ્યા પછી તો તળાઈમાં નજ રહેવું જોઇએ. આળોટવું એ ન્હેંશીનું લક્ષણ છે. જેમ ' એલારમ ' વગેરે કૃત્રિમ ઉપાયોથી જાગવું એ બળાત્કારથી જાગવા બરોબર છે, (નિશ્ચયથી તથા અભ્યાસથી એની મેળે અમુક વખતે ઉઠી શકાય છે) તેમ આંખ ઉઘડ્યા પછી, આળોટવા લાગવા જેટલી ઉંઘ ઓછી થઇ જવા પછી, શય્યાનો ત્યાગ ન કરવો એ પણ બળાત્કારથી ઉંઘવા જેવું છે. નેપોલીયનને હરાવનાર પ્રખ્યાત ડયુક ઓફ વેલીંગટન પોતાની પીઠ માંડ માઇ શકે એવી બે જ ફુટ પ્હોળી તળાઈમાં છેવટ સુધી સુતો હતો! તેને એક પૂછ્યું કે મહારાજ! તમારી તળાઇમાં આળોટવાનો તો અવકાશજ નથી! ડ્યુકે જવાબ આપ્યો, કે "આળોટયા કે ઉઠવાનો વખત થયો. તેથી તળાઈમાં રૂ ખસતું રૂ કે કપડું બગાડ્યું નથી!"

---

# સત્યજીત્.

( લખનાર-પ્રવાસી )

## પ્રકરણ ૯

### ભરતીના વધતો જતો જુઆળ

લોહ ચુંબકથી લોહ આકર્ષાય એમાં આશ્ચર્ય જેવું કંઇ નથી. એ આકર્ષણ માટે જે કંઇ કરવાનું રહે છે તે એ છે કે લોહચુંબક સમીપ લોહને લાવવું જોઇએ. જ્યાં આ ક્રિયા કરવામાં આવે છે કે કુદરત પોતાની મેળેજ કામ કરવા માંડે છે.

અબકરી આયનાને સત્યજીત્ આગળ લઇ ગયો અને એની ઓળખાણ કરાવી મનુષ્યે મનુષ્યનું કામ કીધું અને કુદરતે તે કામને પછી ખીલવવા માંડ્યું. આયનાના પવિત્ર મનમાં સત્યજીતની આકૃતિ પડી ગઇ અને તે આકૃતિને આયના પોતાની ગણી પુજવા લાગી. આ આકૃતિની સ્પષ્ટ સેવા કરવા સંધ્યા વીતી ગઇ હોવાથી આયનાનું અંતર મન આયનાને સૂચના કરવા લાગ્યું,

આથી આયના પોતાના ઓરડામાં તૈયારી કરવા ગઇ. ત્યાં વસ્ત્રો રૂપી શસ્ત્રો ધારણ કરી ભોજન શાળામાં જઇ એક થાળ તૈયાર કરાવી, અને પોતાની દાસી અંગીરાના હાથમાં તે થાળ આપી એને સાથે લઇ કાચ-ભુવન જવા ચાલી નીકળી.

થોડાં સમયમાં તેઓ કાચ ભુવન નજદીક આવી પહોચ્યાં. અંગીરાએ પાટીયું ખસેડ્યું અને આયનાએ અંદર પ્રવેશ કર્યો. વચલા ઓરડામાં આયનાની રાહ જોતો કે ગમે તે વિચાર કરતો સત્યજીત્ પલંગ પર પડ્યો હતો. બહાર તો તમામ અંધારૂ પ્રસરી રહ્યું હતું પણ ભુવનમાં તો પ્રકાશના બળથી દીવસજ જણાતો હતો. આયનાએ ટેબલ પર થાળ મૂકાવી અને અંગીરાને ઇસારતથી બહાર બેસવા કહ્યું. થાળના અવાજથી વિચાર નિદ્રામાંથી સત્યજીત્ જાગી ઉઠ્યો અને અબકરીની પુત્રીને આવેલી જોઇ.

ભીંત શ્વેત, છાજ શ્વેત, ટેબલ શ્વેત અને આયનાનું વસ્ત્ર શ્વેત બધુંજ શ્વેત હોવાથી સત્યજીતનું મન પણ શ્વેતપણાને પામવા લાગ્યું. આ શ્વેત સાગરમાં આયનાનું મુખ શ્રી લક્ષ્મીના જેવું દેખાતું હતું અને એની નિર્મળ દૃષ્ટિ શોભનાના છેલ્લા દર્શનનું કંઇક વિસ્મરણ કરાવવા સમર્થ થઇ.

"તમારા પિતાએ તમને નકામી મહેનત આપી." આપણા નાયકના ઓઠમાં ગતિ આ[illegible]

" ક્યાં અન્ય પુરૂષને માટે મહેનત કરવાની છે. આપ અમારા અતિથિ હોવાથી દે[illegible] માફક આપની સેવા અમારે કરવી જોઇએ. " કુમુદની પાંખડીઓ ખીલી.

" એ સર્વ તમારા લોકોની સજ્જનતા બતાવે છે; પણ તમારે રાત દીવસ ફેરા ખાવા પડે એ મને જરા પસંદ નથી " એમ કહીને સત્યજીત પલંગપરથી ઉતર્યો અને એક ખુરસી પર બેઠો.

" મારા પિતાશ્રીની એવીજ મરજી છે કે મહારેજ આ કામ કરવું અને તેમ કરતાં મને જરા પણ કંટાળો આવતો નથી તેમજ શ્રમ લાગતો નથી માટે આપે ચિંતા કરવાની જરૂર નથી. આપ હવે જમી લ્યો. "

" તમે જમ્યાં છો કે નહિ ? "

" તમેજ જમી લ્યોની એટલે અમને સદાની તૃપ્તિ છે. "

" ભલે તમારી મરજી " એમ કહેતાં કહેતાં સત્યજીતે જમવા માંડયું.

આ વખતે સુંદરી સત્યજીત તરફ અનિમિષ આંખ વડે જોયા કરતી હતી. એનું વદન સત્યજીતને નિહાળવામાં સ્તબ્ધ રહી ગયું હતું. હૃદયનો ભાવો એના મુખપર બદલાતા રંગોપરથી સ્પષ્ટ જોનારને દેખાતા હતા.

સત્યજીત જમી રહ્યો અને આયનાની એકાગ્રતાનો અંત આવ્યો. સત્યજીતની રજા લેઇ આયના અંગીરાને થાળ લેવાનું કહી ઉપર ગઇ અને ઇશ્વર દુનીયામાં શું બનાવે છે અને શું નથી બનાવતો તેનો વિચાર કરતી ઘેર જઇ પહોંચી.

બીજે દીવસે દશ વાગતે અંગીરાને સાથે લઇ આયના સત્યજીતને જમાડવા ગઇ. સત્યજીતે જમીને બહાર ખીણમાં ફરવાની ઇચ્છા દર્શાવી. અને પોતાના પ્રિયતમનીજ ઇચ્છા પ્રમાણે વર્તવાના નીશ્ચયવાળી આયનાએ અનુમતિ આપી.

સત્યજીત, આયના અને અંગીરા ત્રણે જણ કાચ ભુવનમાંથી બહાર નીકળ્યાં. વાર્તાવિનોદ કરતાં તેઓ સુફેનલાને ઘેર જઇ પહોંચ્યાં. સુફેનલાને ત્યાં સઘળો લૂટનો સામાન્ય સામાન રાખવામા આવતો અને તેથી અનેક ચીજોનું ત્યાં લગભગ પ્રદર્શન જેવું થઇ ગયું હતું. સુફેનલાએ સત્યજીતને યોગ્ય આવકાર આપ્યો અને એક ભિલુને સર્વ ચીજો બતાવવા હુકમ કર્યો.

આ પ્રદર્શનમાં અનેક રાજાઓ કે જેઓ તે વખતે તો પંચત્વને પામી ગયા હતા તેઓની છબીઓ જોવામાં આવતી હતી. જૂદી જુદી જાતની તરવારોનું તોરણ ભિલુઓને કેવા પ્રકારના દેખાવનો શોખ હતો તેનું ભાન કરાવતું હતું. દરવાજા આગળ અનેક તરેહના સીક્કાઓ પડેલા હતા. એક જગ્યાએ સોનાનું બનાવેલું સિંહાસન મૂકેલું હતું અને તેની કારીગીરી વિચિત્ર પ્રકારની હતી. ચારે તરફ અનેક જાતના પક્ષીઓ કોતરેલા હતા અને બેઠકના પગો સિંહના પગો જેવા બનાવેલા હતા. સિંહાસનની ઉપરની સપાટીપર અબરખના પડો મઢી દીધા હતા અને તેની પીઠપર દુર્યોધન ભીમ સાથે યુદ્ધ કરતો ચીતરેલો હતો. સત્યજીતે આ સિંહાસનનો ઇતિહાસ ભિલુને પૂછયો અને ભિલુએ ટુંકમાં નીચે પ્રમાણે કહી સંભળાવ્યોઃ—

" હે રાજન ! અહીંથી દશ ગાઉ દુર એક નગર છે. એક વખત અબકરી તે નગર જેવા ગયા હતા. એટલામાં એણે ત્યાંના રાજાની એકની એક છોકરીને ગાડીમાં બેસીને જતી જોઇ. તે છોકરીનું રૂપ મોહક હોવાથી અમને વશ રાખનાર અમારા સરદાર તેનાથી વશ થઇ ગયા. તે કુમારીકાનું નામ શીરી હતું અને તે રાજાની પુત્રી હોવાથી અબકરી સાથે ખુશીથી

પરણે એમ નહોતું. આથી અમકરી અહીં આવ્યા અને અમને સઘળાને શસ્ત્ર સજાવી ત્યાં લઇ ગયા. અમે રાજાને પુત્રીને માટે માંગણી મોકલી પણ જે માણસને અમે માગણી કરવા મોકલ્યો તે પાછો આવ્યોજ નહિ. અમે વિચાર કીધો કે એમ કંઇ સીધી આંગળીએ ઘી નીકળે નહિ. આથી અમે નગરપર એકદમ હુમલો કીધો. ત્યાંના લશ્કરને હરાવી રાજાને કેદ કર્યો અને **શીરીને** કબજામાં લીધી. બીજે દીવસે **શીરી** આગળ અમે રાજાને લઇ આવ્યા અને જો **શીરી** અમારા સરદાર અમકરી સાથે ન પરણે તો રાજાને એના દેખતાંજ મારી નાંખશું જણાવ્યું. **શીરીએ** પહેલાં તો અમારી માંગણી સ્વીકારી નહિ; પણ જ્યારે અમે રાજાને મારી નાંખવા તૈયારી કરવા લાગ્યા અને જ્યારે રાજાને બીજી દુનીયામાં જવાને એક પળ બાકી રહી ત્યારે **શીરીએ** ચીસ પાડી અને મ્હોટે સાદે બોલી કે " ઘાતકી કામ કરતાં તમે અટકો અને મ્હારાં વચનો સાંભળો, મ્હારા પિતાની જીંદગી જાય એ મને ઠીક લાગતું નથી. હજુ સુધી મારાં કોઇ ઠેકાણે લગ્ન થયાં નથી અને તેથી હું તમારા સરદાર અમકરી સાથે પરણવા ખુશી છું. મ્હારે સારૂ તમે મારા પિતાજીને આંગળી લગાડશો નહિ. "

પછી તે **શીરી** રાજા તરફ જોઇને બોલવા લાગી કે " બાપુ ! મ્હારો સારી જગ્યાએ સંબંધ થાય તે સારૂ આપે આટલું કષ્ટ વેઠ્યું છે તેથી હું તમારો ઉપકાર માનું છું. કાળના બળે મ્હારો સંબંધ આવી જગાએ બંધાય છે. તેથી તમારે શોક કરવો નહિ. "

આ વખતે આયનાની આંખોમાંથી અશ્રુનાં ઝરણાં વહેવા લાગ્યાં. પોતાની માનો દયાજનક વૃત્તાંત સાંભળી તે બાળા ધૈર્ય રાખી શકી નહિ. અંગીરાએ આયનાનાં અશ્રુઓ પોતાના પાલવ વડે લુછી નાંખ્યાં. અને સત્યજીત આયનાને આશ્વાસન આપવા લાગ્યો અને આટલોજ ભાર આયનાની દીલગીરી દુર કરવા પૂરતો હતો. નિદુ પોતાની મૂર્ખાઇનું આવું પરીણામ આવેલું જોઇ પસ્તાવા લાગ્યો અને અગાડી વાત કહેવાનું મોકુફ રાખ્યું; પણ સત્યજીતે સિંહાસન સંબંધી કંઇ વાત ન કહેવામાં આવી તેથી એ વાત પૂરી કરવાનું જણાવ્યાથી નિદુએ વાત અગાડી કરવી શરૂ કરી:—

" ત્યાર પછી થોડા વખતમાં અમકરી અને શીરીના લગ્ન કરવામાં આવ્યાં. આ વખતે તે રાજાએ આ સિંહાસન અમકરીને પહેરામણી તરીકે આપ્યું. આ સિંહાસનને અમે મીર-ખાસનને નામે ઓળખીએ છીએ. શીરીને અને મીર ખાસનને લઇને અમે પાછાં ખીણમાં આવ્યા. તેઓ બહુ ભલા હતા અને હમેશાં આયના બ્હેનને શિક્ષણ આપવામાંજ વખત ગાળતા હતા. એક પુત્ર અને એક પુત્રી મૂકી તેઓ આજ બે વરસ થયા સ્વધામ પધાર્યા છે "

આ પ્રમાણે વાતચિત કરવામાં થોડો સમય ગાળી તેઓ ઉપર અગાસી પર ગયા. બપોરનો વખત હતો તેથી તડકો સખત હતો. સત્યજીત ખીણનો દેખાવ જોવામાં રોકાયલો હતો અને નિદુ અનેક બાબતો કહેતો જતો હતો એટલામાં આયના અગાશીમાં બેશુદ્ધ થઇ નીચે પડી. અંગીરાએ પાણીને માટે બુમ પાડી અને નિદુ પાણી લાવવા દોડ્યો.

" બપોર સુધી ભૂખ્યા રહે તો આવુંજ થાય તો " અંગીરાએ આયનાની સારવાર કરતાં કહ્યું.

" શું હજુ સુધી આયના ભૂખી છે ! " સત્યજીતે પુછ્યું.

" જી, હા. આયનાએ આપના જમ્યા પછીજ જમવાનો નિશ્ચય કર્યો છે. આપે જમ્યા પછી બહાર જવાની ઇચ્છા દર્શાવી તેથી એ બ્હેન તમારી સાથે બહારો બહાર અહીંજ આવ્યાં."

એટલામાં નિહુ પાણી લાવ્યો અને સત્યજીતે આયનાપર તે છાંટયું. આયનાએ આંખો ઉઘાડી અને સત્યજીતને જોઇ સ્વસ્થ બની. સત્યજીતના ચહેરાપર કંઇ ગુસ્સાની છાયા ફરી વળી હતી પણ તે છાયા આયનાના આંખના કીરણથી અદ્દશ્ય થઇ ગઇ. આયના પછી સુફેનલાને ત્યાંજ જમી અને સાંજના સત્યજીત પણ સુફેનલા સાથે જમ્યો.

આ રીતે દીવસે દીવસે જેમ ચંદ્રકળા વધે તેમ પ્રેમ ઉદધિમાં આવેલો ભરતીનો તુવાળ વધ્યો જતો હતો અને તેના જોશમાં સત્યજીત અને આયનાનાં વહાણો અગાડી એકલા, માર્ગ કાપ્યા જતા હતા. સત્યજીત અને આયનાની દ્દષ્ટિ એકજ દિશા તરફ હતી પણ જ્યારે સત્યજીત શ્વેત કાચમાંથી જગતને જોતો હતો ત્યારે આયના ગુલાબી કાચમાંથી જગતનું નિરીક્ષણ કરતી હતી.

---

## પ્રકરણ ૧૦ મું.

### અભિષેક.

જોત જોતામાં ત્રીસ દીવસ પસાર થઇ ગયા. પોતાના પુત્રને ગાદી અપાવવા પૃથ્વી પણ ઉત્સુક હોય તેમ જાણે એણે ત્રીસ દીવસમાં ફરવાનું પંદર દીવસમાં પૂરૂં કર્યું હોય એમ લાગતું હતું. દીવસોના જવા સાથે અબકરીની ખીણમાં શ્રેષ્ઠ રહેવાની આશા નાશ પામવા લાગી અને નિહુઓની ઇચ્છા સાથે સત્યજીતની પ્રારબ્ધ સત્તા આગળ વધવા લાગી.

અબકરી વિચાર વમળમાં ગુંચવાઇ ગયો. એના એક વખતના તાબેદાર માણસો એને શત્રુ જેવા લાગવા માંડ્યા, વખત એને કનડવા લાગ્યો અને મન એને ડંખવા લાગ્યું.

છેલ્લો દીવસ આવ્યો. એક પછી એક નિહુ અબકરીના ઘર આગળ દેખાવા લાગ્યા. કેટલાક અબકરી ઘરમાં છે કે નહિ તેની ખબર કાઢી ગયા. બપોરે બાર વાગ્યા અને સુફેનલા કેટલાક વૃદ્ધ માણસો સાથે અબકરીને ત્યાં આવ્યો. અબકરીએ સર્વને માન આપ્યું અને નીચેના દીવાનખાનામાં તેઓને બેસાડ્યા. સુફેનલાની મરજીથી બહાર ઉભા રહેલા નિહુઓને અંદર આવવાની અબકરીએ રજા આપી. થોડા વખતમાં એક મોટી સભા જેવો દેખાવ થઇ રહ્યો. સુફેનલાએ અબકરીને એના વચન પ્રમાણે એનો છેવટનો નિર્ણય જણાવવા વિનંતિ કરી અને અબકરીને નીચે મુજબ પોતાનો નિર્ણય જાહેર કર્યો:—

" ભાઇઓ ! તમારા બધાનો વિવાદ જ્યારે મારી સત્તા સત્યજીતને આપવાનો છે તો મ્હારે કંઇ હઠ કરવાની જરૂર નથી. ખીણના માલીક તમે છો. તમારી મરજીથી હું આ સત્તા ભોગવતો હતો અને તમારી મરજીથી એ સત્તા હું છોડું છું. મ્હને સત્તાનો બીલકુલ લોભ નથી પણ મ્હને આશ્ચર્ય એજ થાય છે કે તમારા બધાનો નિશ્ચય એક અજાણ્યા માણસને આવી જોખમવાળી સત્તા સોંપવાનો કેમ થયો ? થોડા વખત થયાંજ સત્યજીત અહીં આવ્યો છે. હજી

સુધી એનો સ્વભાવ પણ પૂરે પૂરો જાણવાની કોઇને તક મળી નથી. આથી મ્હને તો એમજ લાગે છે કે તમને બધાને સત્યજીતનું ગાંડપણ લાગ્યું છે; પણ આ સંબંધી મ્હારે વિસ્તારથી કથન કરવા જરૂર નથી. હું જોઉં છું કે આ મ્હારાં વચનો તમને કડવાં લાગે છે અને તેથીજ આથી તમને ખાતરી પૂર્વક જણાવું છું કે તમારા લોકના વિચારને અનુસરી હું મ્હારો અધિકાર આવતી કાલે આપણી ખીણમાં આવેલા નવીન પુરૂષ સત્યજીતને સોંપીશ.

"પ્રિય નિદ્રુઓ ! આવતી કાલથી સત્યજીત્ તમારા નૃપતિ તરીકે ઓળખાશે. પણ એ હાલ બીનઅનુભવી હોવાથી સર્વ કારભાર મ્હારી દેખરેખ નીચે થશે. બીજું આજે વીસ વરસ થયાં મેં તમારા સરદાર તરીકે ઘણી મહેનત કરી છે તેના બદલામાં હું કંઇ બદલાની આશા રાખું છું. મ્હારી એવી ઇચ્છા છે કે મ્હારા મરણ પછી મ્હારા વારસોનેજ આપણી ખીણનું પ્રધાનપદ મળે. વળી મ્હારે તમને એક બીજી વધાઇ આપવાની છે અને તે એ છે કે પરમ દીવસેં મ્હારી પુત્રીનું લગ્ન તમારા પરમ પ્રિય સત્યજીતજી સાથે થશે. આથી ખીણનું માન જળવાશે અને રાજ કુટુંબમાં આપણા લોકનો વગ રહેશે. અત્યારસુધી આયના તમારા સંસર્ગમાં રહેલી છે અને તેથી એ તમારા બધાનું હિતજ વિચારશે અને સત્યજીતજીને તેમ કરવા આગ્રહ કરશે. આજે મેં તમારૂં ધાર્યું કર્યું છે અને મ્હારૂં ધાર્યું કરવામાં તમે તત્પરતા દર્શાવશો એવી હું આશા રાખું છું."

આટલું બોલી અબકરી પોતાની જગ્યાએ બેસી ગયો. સ્વાર્થ સધાયલો જોઇ નિદ્રુઓએ અબકરીના સર્વ વિચારોને અનુમતિ આપી અને નવીન પ્રસંગોને યોગ્ય રચનાઓ કરવા પ્રવૃત્તિમાન થયા.

પોતાનું ધાર્યું સીધી રીતે પાર ઉતર્યું તેથી અબકરી ખુશ થયો અને આયના સંબંધી સત્યજીત સાથે વાત કરવા કાચ-ભુવન ગયો.

"કેમ સત્યજીતજી ! તમારા પર ભાગ્યદેવી પ્રસન્ન થઇ ગઇ હોય એમ લાગે છે," અબકરીએ સત્યજીતને પૂછ્યું.

"શું મ્હને એ બહાર રખડાવે છે તેથી તમે એમ કહો છો ?" સત્યજીતે નિરાશાની નિશામાં સવાલ કર્યો.

"દ્રવ્યને માટે કોઇ વેપારી પરદેશ રખડે તો એમાં ભાગ્ય-દેવીની અકૃપા ન કહેવાય."

"ત્યારે હું અહીં શું રળ્યો તે કહેશો? આ નજર કેદ સિવાય હું તો કંઇ જોતો નથી."

"શું રળ્યા ? શ્રવણ કરો. ભલભલા માણસો રાત દીવસ મહેનત કરે અને જે પ્રાપ્ત કરી ન શકે તે તમે સ્હેજ અત્રે આવવાથી મેળવી શકયા છો."

"શું આ કાચ-ભુવનને તમે દુર્લભ ગણો છો ?"

"ના, એ તો તમારા જેવાને સુલભ છે; પણ જુઓ આ તમે અમારી ખીણમાં આવ્યા તો તમને આ ખીણનું રાજપદ મળ્યું અને મ્હારૂં પુત્રી રત્ન પણ તમને માર્ગમાં પ્રગટ થયું."

"તમે મ્હારી મશ્કરી કરો છો. મ્હારે તમારી પુત્રી સાથે સંબંધ શો ? તમારી ખીણનું રાજ-પદ મેળવવાને માટે મને કેવી રીતે અધિકાર છે ?"

"એજ અમારી ખીણની ખુબી છે. અનધિકારીને અધિકાર આપવો, એમાં અમારી ખીણની મહત્તા છે."

" મ્હારો શ્રવણ-ઇન્દ્રિય બરાબર કામ કરે છે કે નહિ તે મને સમજાતું નથી. "

" હું જે કહું તે ખરૂં માનો. અમે ઠરાવ કર્યો છે કે આવતી કાલે. આપનો રાજ્યાભિષેક થશે અને તે વખતે તમને બધી સત્તા સોંપવામાં આવશે. આવતી કાલથી હું આપના પ્રધાન તરીકે કામ કરીશ. મ્હારા પછી મ્હારા વારસો તમને રાજ્યતંત્ર ચલાવવામાં મદદ કરશે. ત્રીજે દીવસે મ્હારી પુત્રી આયના જેની સાથે આપને કેટલોક વખત થયાં સારો પરિચય થયો છે તેની સાથે આપનાં લગ્ન કરવામાં આવશે. આખી ખીલુતી આવી ઇચ્છા છે અને હું ધારૂં છું કે આપને તેમ કરવામાં કોઇ પણ જાતનો વાંધો નહિ હોય. "

" તમે જે કહો છો તે સર્વ સત્ય હોય તો આપની પુત્રી સાથે મ્હારા સંબંધ સિવાય, મ્હારા તરફથી કોઇ પણ જાતનો વાંધો નથી. "

" ભલા માણસ ! આવી જાતની સ્ત્રી તમને આખા જગતમાં ફરતાં પણ મળી શકે એમ નથી. એનામાં રૂપ અને ગુણ ઓછા નથી. એના સ્વભાવનો અનુભવ તો તમને સંપૂર્ણ રીતે થયો છે. તમને કદાચ અમારો ધારેલો સંબંધ અસ્વાભાવિક લાગતો હશે પણ તમારે યાદ રાખવું જોઇએ કે કુદરતમાં મનુષ્યની જાતિ એકજ છે. "

" કુદરતને મન મનુષ્યની જાતિ એકજ છે પણ મનુષ્યને મન મનુષ્યની જાતિ એક નથી અને તેથી એક સ્વીકારી લીધેલો નિયમ તોડી પાડવાને ખાતરજ મનુષ્યે કુદરતની સાહાય્ય લેવાની જરૂર નથી; પણ અબકરી ભાઇ ! એ સવાલજ મ્હારી બાબતમાં ઉભો થતો નથી. મ્હારા મનોરાજ્યની મનોરમા ક્યારની નિર્ણીત થઇ ગઇ છે અને તેથી બીજું કોઇ એ પદનું અધિકારી થઇ શકે એમ નથી. "

" શું આટલી ઉમરમાં આપનાં લગ્ન થયાં છે ? "

" હા ! થયા જેવુંજ છે. "

" સત્યજીતજી ! તમારી વાત સત્ય હોય એમ લાગતું નથી. "થયા જેવું છે " અને " થયાં છે " એમાં ઘણો ફેર છે. તમે હજુ નાદાન છો તેથી તમારે અનુભવી માણસોની સલાહ મુજબ વર્તવું જોઇએ અને એવા મનોરાજ્યના મનોરથો કલ્પવા મૂકી દેવા જોઇએ. જુઓ, શું કહું છું ? અમારા લોકના કહેવા પ્રમાણે ચાલવાથીજ આપને સુખ થશે. આપના મનનું સમાધાન કરવા આયના આજે સાંજે વધારે અહીં થોભશે અને ભાવિ સુખનું મનોરાજ્ય બાંધવા આપને મદદ કરશે. "

સત્યજીતે કંઇ જવાબ ન આપ્યો. વિચારના પંઝામાં સપડાઇ જવાથી એ મૂંગો રહ્યો અને ભૂલી ગયો કે આવે વખતે મુગા રહેવું એ અડધી અનુમતિ આપવા બરોબર છે.

" વારૂ ત્યારે, આવતી કાલે અમારા મીર-આસનપર બિરાજવા આપ વ્હેલા પધારજો " એમ કહી અબકરી નવીન પ્રસંગોને અનુકુળ તૈયારી કરવા પોતાને ઘેર ગયો અને સત્યજીત વિચારનું દોરડું ઉકેલવા બહાર ફરવા ગયો.

સાંજના વખતે કાચ-ભુવનમાં નીચે પ્રમાણે વાર્તા-આલાપ સાંભળ્યોઃ-

" ભૂપતિ ! આપ અત્યાર સુધી ક્યાં પધાર્યા હતા ? આપના વિના આ ભુવન મને વન જેવું લાગતું હતું. " પ્રેમ-વૃષ્ટિ શરૂ થઇ.

"તમને જે જગ્યા વનરૂપ ભાસે છે તે મને પણ વનરૂપ લાગવાથી હું બહાર ગયો હતો. તમને બહુ ખોટી થવું પડયું નહિ વારૂ ?"

"સ્ત્રી જાતિને ખોટી થવું એ તેની કસોટી થવા જેવું છે અને તેવી કસોટી અમને સદા પ્રિય હોય છે."

"ઠીક-ત્યારે સમય બહુ થઇ ગયો છે માટે હવે તમે અહીંજ જમો. અહીંથી જઇને જમતાં બહુ મોડું થઇ જશે."

આયનાના મનને તો ભાવતું હતું, તે વૈદે કહ્યું તેના જેવું થયું. સત્યજીતે એક ઉંડો નિઃશ્વાસ મૂકયો. અમલકારી શું કહી ગયો હતો તે પણ એ ભૂલી ગયો હતો. હમણા એ ઉંડા વિચારમાં પડી ગયો, પણ પાછો સાવધ થયો અને જમવાને માટે ખુરશી પર બેઠો. તેઓ આડી તેડી વાત કરતા જમતા હતા. આયના સંસારનો સાર આપતી હતી અને સત્યજીત આવેલા પ્રસંગને ગમે તે પ્રકારે વિતાવવા માંગતો હતો. કેટલીક વાર તો આયનાની દષ્ટિ સત્યજીતપર ઠરી રહેતી અને તે વખતે ખાતાં પણ અટકી જતી. જ્યારે સત્યજીત જાગ્રત સ્વપ્નમાંથી આયનાને જગાડતો, ત્યારેજ એ પાછી ખાવા માંડતી. બને ખાઇ રહ્યાં અને થોડા વખત પછી સત્યજીતે આયનાને ઘેર જવા કહ્યું.

"આજે બપોરે મ્હારા પીતાજીએ મ્હારા સંબંધી આપની સાથે વાત કરી તેને માટે આપે શું નિર્ણય કર્યો ?" ધીરજ ન રહેવાથી શોક, ભય અને પ્રેમમાં ગોથાં ખાતી આયનાએ પ્રશ્ન કર્યો.

"આયના ! નિર્ણય કરવાનું સ્થાન ન હોય તો શું નિર્ણય કરવો ? તમારા પિતાજીને મેં સર્વ ખુલાસો કર્યો પણ એ ખુલાસો એમના ધ્યાનમાં ન ઉતર્યો તો મ્હારે શું કરવું ? તમારા શુભેચ્છક તરીકે હું તમને સલાહ આપું છું કે તમે કોઇ બીજા સુભાગી પ્રતિ દષ્ટિ વાળો."

"પણ સત્યજીતજી ! એક સ્થળે મન મળ્યું તો તે કેવી રીતે જુદું થઇ શકે ? પાણીમાંથી ભીનાસ કેવી રીતે જુદી થઇ શકે ? જુઓ, તમે મને પહેલાં કહ્યું હતું કે તમે વિદ્યાભ્યાસ કરીનેજ અહીં આવેલા છો તો પછી તમારો સંબંધ અન્ય સ્થળે થઇ ગયો છે એ વાતમાં અમારો વિશ્વાસ કેવી રીતે રહે ?"

"મેં જે કહ્યું તે ખરૂંજ છે માટે તમે મિથ્યા શંકાને તજો."

આયના વધારે બોલી શકી નહિ. વિચારમાં ને વિચારમાં શરીર રૂપ નગરના પાપરૂપ દરવાજાઓ બંધ થઇ ગયા અને આયના તેમાં પૂરાઇ ગઇ. સત્યજીતની સ્થિતિ દયા જનક થઇ પડી. કયો રસ્તો લેવો એ એને સૂઝયો નહિ. આખરે થાકી જઇને અંગીરાને બોલાવી આયનાને પાસેના પલંગપર સુવાડવાનું કરી પોતે બીજા ઓરડામાં રસ્તો કાઢીને લાગ પૂરો [illegible] ગયો.

(સંપૂર્ણ)

# સ્વ. ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડેનું જીવન ચરિત્ર.

( એમનાં ધર્મપત્ની શ્રીમતી રમાબાઇકૃત મરાઠી જીવનચરિત્ર પરથી લખનાર
રા. મગનલાલ મા. ઝવેરી. )

( ૪ )

## રમાબાઇની રાંધણકળા.

માધવરાવનો એ તો એક સ્વભાવજ હતો કે ગમે તેવું માણસ હોય તેને પણ નિભાવી લેવું. રમાબાઇને રાંધતાં બરોબર આવડતું નહીં; પરંતુ નાશિક ખાતે માધવરાવની બદલી થતાં રમાબાઇ પોતેજ રાંધતાં. માધવરાવ પણ ખારૂં ખાટું ગમે તેવું થતું તો પણ કદી ગુસ્સે થતા નહિ અને ચલાવી લેતા. કદાચ કોઇ ચીજ બરોબર થઇ હોય તો સાંજે સહજ વિનોદથી કહેતા કે કેમ...( પાસે જમવા બેસનાર પોતાના ભાઇને ઉદ્દેશી ) સવારના આટલા બધા પ્રકાર હતા. છતાં તેં બરોબર ખાધું નહીં અને હમણાં એક બે ચીજજ છે છતાં કેમ સંતોષથી ખાય છે ?" રમાબાઇને આથી જણાતું કે રસોઇ અત્યારે બરાબર થઇ હોવી જોઇએ. માધવરાવે સૂપ શાસ્ત્રનું એક પુસ્તક લાવી તેમાંની એક એક જણસ દરરોજ કરવા કહ્યું કે જેથી દરેક ચીજ કરતાં આવડે.

આ વખતે રમાબાઇનો અભ્યાસક્રમ પાછો ચાલુ થયો હતો. હાવર્ડનું પહેલું પુસ્તક પુરૂં થઇ બીજું શરૂ થયું હતું. સવારના કલાક દોઢકલાક વાંચન થયા બાદ, તથા સંધ્યાકાળે ફરી આવ્યા બાદ જમવાની એક કલાક પૂર્વે મરાઠી વર્તમાન પત્રોનું વાંચનાદિ થતું. પહેલી વખતનું પીરસી લઇ બેઉ સાથેજ જમવા બેસી જતાં. પછી રાંધનારી પીરસતી. આ મુજબ ક્રમ ચાલુ હતો. જમ્યા બાદ પુનાની દક્ષિણ પ્રાઇઝ કમીટીનાં આવેલાં પુસ્તકો રમાબાઇ પાસે વંચાવવામાં આવતાં. કેટલીક વખતે શ્લોકો કહી તેના અર્થ સાથે સમજાવતા અને બીજે દિને પાઠ તેજ પૂછતા. બેઉ સવારના ચાર સાડાચાર વાગે ઉઠતાં અને આ મુજબ સરસ્વતી પૂજન કરતાં. રમાબાઇ પોતાનું લેસન બરાબર કરતાં કારણ કે તે પાછું સાંજના આપવું પડતું. લેસન બરાબર ન થયું હોય તો માધવરાવ ગુસ્સે થતા. પરંતુ સાધારણ માણસો જેમ બૂમબરાડા મારી કિંવા અપશબ્દ ઉચ્ચારી પોતાનો ગુસ્સો પ્રદર્શિત કરે છે તે જાતનો ન હોઇ તેથી ઉલટીજ જાતનો હતો-માધવરાવ મુગ્ધ અને ઉદાસીન થઇ બેશી રહેતા. બહુ તો એકાદેક નિઃશ્વાસ નાંખતા. આ સ્થિતિ ઘણો વખત રહેતી.-ભોળું અને તરત ગુસ્સે થઇ જતું. માણસ એક વખત જે કાંઇ બોલવું હોય તે બોલી નાંખે છે પછી કાંઇ નહીં. પણ માધવરાવનો ગુસ્સો બહુ દિવસ રહેતો. આથી રમાબાઇ બહુ બ્હીને બનતાં સુધી તેવો પ્રસંગજ આવવા દેતાં નહીં. થોડાક દિવસ પછી દરરોજનો કાચો ખર્ચ માંડવાનું કામ પણ રમાબાઇ-પરજ આવ્યું.

### ભોજન ખર્ચનું કોન્ટ્રેક્ટ !

બે માસ ખર્ચ ચલાવ્યા પછી ફક્ત ભોજન ખર્ચને સારૂં શું લાગે છે તેનો આશરો

કાઢી ધીમે રહીને તેટલીજ રૂ. ૧૦૦) ની ૧ રકમ, ( આઠ માણસોને સારૂ ) કાઢી માધવરાવે જૂદી આપી પત્નિને કહ્યું કે " આ મહિને આટલાજ રૂપિયામાં ભોજન ખર્ચ ચલાવ અને તેનો બધો હિસાબ બરાબર રાખજે. " રમાબાઇને આ રકમ બહુ લાગી તેથી તેમણે કહ્યું કે " આમાંથી બાકી રહેલી રકમ હું તમને પાછી નહીં આપું " જે વાત માધરાવે સ્વીકારી. પરંતુ મહિનાની ૨૦–૨૧ તારીખ સુધી આ બધું ઠીક ચાલ્યું. બાદ રમાબાઇને માસિક ત્રીશ પાંત્રીશ રૂપિયા કમાવાવાળા માણસને મહિના આખરે જે અડચણ પડે છે તેનો અનુભવ થવા લાગ્યો !

બધા પૈસા રમાબાઇ પાસેજ રહેવા છતાં તે પુછ્યા વગર એક પાઇ પણ કાઢતા નહીં. ખર્ચ સારૂ પૈસા ખલાસ થતાં રમાબાઇ બહુ મુંઝાયાં. માધવરાવે અનેક વખત પૂછ્યું છતાં જવાબ આપી ન શકાયો અને સ્ત્રીઓના સ્વભાવ મુજબ કહી પણ ન શકાયું કે ખર્ચના રૂ. ખુટી ગયા છે. આખરે રડી દેવાયું ! માધવરાવને આ ખબર પડતાં તેમણે કહ્યું કે આટલું બધું મુઝાવાની કશી જરૂર નહોતી. વધુ પૈસા કાઢી લેવા હતા. માત્ર કરકસરથી મનુષ્યનું ધીરણુ અને ચોકસપણું વધે છે એજ મારે તને શીખવવાનું હતું.

માધવરાવ પોતાની પાસે એક પૈ પણ રાખતા નહીં. કુંચી તો એક પણ કદી હાથમાં લેતા નહીં તો જનોઇએ તો ક્યાંથીજ બાંધે ?! જે કાંઈ પૈસા જોઇતા તે રમાબાઈ પાસેથી માંગી લેતા અને ખર્ચ લખવામાં આવતું. રમાબાઇ પણ પાંચ રૂપિયા વધુ વગર પૂછ્યે પોતાના વપરાશ સારૂ કાઢતાં નહીં.

### બુઢ્ઢો નાયક.

દરરોજ સવારે ચાર સાડાચાર વાગે રમાબાઇ એક બુઢ્ઢા સિપાઇને લઇને ફરવા જતાં. તે સિપાઈ ધીમે ધીમે તુકારામના અભંગો બોલતો. આથી રમાબાઇએ કહ્યું, " સખારામ, તારો અભંગ ભણવાનો નિત્યક્રમ હોય તો તું મોટેથી ભણતો જા. મને સંભળાય તેવી રીતે બોલીશ તોયે ચાલશે. મને અભંગ પસંદ છે. "

આ પર તેણે રામરામ કહી કહ્યું, " ઠીક છે બાઇ સાહેબ. પુષ્કળ લોકોને એમ કરવાથી બેઅદબી લાગે છે અને અમો બુઢ્ઢા માણસોની બડબડ પસંદ પડતી નથી, તેથી હું બ્હીતો હતો. "

આ પ્રમાણે રસ્તામાં બોલતાં ચાલતાં તે બેઉ રોજ જતાં. કદી કદી નાયક તેનો અર્થ પણ કરી બતાવતો. પરંતુ જેમ શુદ્ધ ઉચ્ચાર પણ તેનાથી થઇ શકતો નહોતો તેમ શુદ્ધ અર્થ પણ થઇ શકતો નહોતો. હા, એટલું ખરૂં કે એ લોક જે બોલતા તેનો અર્થ પણ કરી બતાવતા–પછી મૂળ અશુદ્ધ હોય તો તેનો અર્થ પણ અશુદ્ધજ થાય તેમાં નવાઇ શી ! દાખલા તરીકે મરાઠીમાં हिरण्यकश्यपूचा पोटीं प्रल्हाद बाळ जन्मलें। ને બદલે તે हारणकासवाचे पोटीं परल्हांद बाळ जन्मलें। એમ કહેતા અને તદ્દનજ તેનો અર્થ સટીક કરતા કે " દેવના આપણે દશજ અવતાર સાંભળ્યા છે પરંતુ ભકતોને સારૂ દેવોને અનેક અવતાર લેવા પડ્યા છે. એનું પ્રમાણ એજ કે દેવને હરિણ અને કાચબા પેટે જન્મ લઇ ઉતરે ઘાસમાં પણ જન્મ લેવો પડયો હતો. આ પરથી જુવો કે દેવને ભકતોને સારૂ કેટલા અવતાર લેવા પડયા ? " વગેરે બહુ ભાવથી કહે છે. એનું કારણ એ લોકોની અંધપરંપરા ભકતીજ છે. આ લોક એવી ભક્તિને ચોંટી રહે છે અને એનો અર્થ અહિં બેસતો નથી એમ વિચાર કરવાની શકિત પણ

ધરાવતા નથી તેમજ કોઇ તેમને એમ કહે તો તેમને તે ગમતું પણ નથી-તેમની લાગણી દુખાય છે. રમાબાઇના સિવાઇ પણ એમાંનોજ એક હતો.

## પ્રાર્થના સમાજની સ્થાપના–સ્ત્રી કેળવણીનો વિચાર.

રા. સા. ગોપાળરાવ હરી દેશમુખ અને બીજા બે ગૃહસ્થોની મદદથી આ વર્ષે પ્રાર્થના સમાજની સ્થાપના કરી. દેશમુખ કુટુંબની ૭ વહુઓ, અને બે છોકરી—જો કે તેમનું કુટુંબ જૂની રીતભાતનું હતું છતાં તે વખતના પ્રમાણમાં સારૂં શિક્ષણ પામેલી હતી. દેશમુખ અને રાનડે બેઉ સ્ત્રી કેળવણીના અભિમાની હતા તેથી પોતાની સ્ત્રીઓએ વારંવાર છોકરીઓની શાળા તપાસવા જવું, કંઇક ઇનામો આપવાં, તેમજ ગામની સ્ત્રીઓને ભેગી કરી તેમને સીતા, સાવિત્રી વગેરે સતીઓનાં ચરિત્રો વાંચી બતાવી શિક્ષણ તરફ મન વાળવું એવો મત ધરાવતા હતા અને તે મુજબજ પોતપોતાની સ્ત્રીયોને વારંવાર બેઉ ઉધરાણી કરતા.

## ખ્રિસ્તિ સમારંભ.

થયું પણ તેમજ. થાણાના સેશન્સ જજ્જ મી. કાગલન સાહેબ તે વખતે નાશિકમાં સેશન્સ ચલાવવા આવેલા અને તેમનો મુકામ શુમારે આંક દશ દિવસ હતો. તેમની સાથે તેમની નાની સાળી અને સ્ત્રી પણ હતાં. બેઉ જુવાન હોઇ મળતાવડા સ્વભાવનાં હતાં. હિંદુ સ્ત્રીયો સાથે ઓળખાણ થાય એવી તેમની ઇચ્છા હોવાથી એ બેઉ પોતાની મેળેજ રમાબાઇને ત્યાં ગયાં, અને રમાબાઇ પણ વળતી મુલાકાત આપવા ત્રીજે દિને મુકામે ગયાં. દેશમુખની બેઉ છોકરીઓ, રમાબાઇ અને મીસીસ કાગલન તથા તેની બ્હેન બધાં સમવયસ્ક હોવાથી બે મુલાકાતમાંજ તેમનો ગાઢ પરિચય બંધાયો. સવાર સાંજ બધાં સાથે ફરવા જતાં. આજ વખતે મી. ગડબોલે ડે. એ. ઇન્સ્પેક્ટર શાળાની તપાસ કરવા આવેલા. શાળાના આ વખતના હેડમાસ્તરની સ્ત્રી સૌ. લક્ષ્મીબાઇ વયમાં રમાબાઇથી બહુ મોટી હોવા છતાં બહુજ પ્રેમથી અને છુટથી તેમની સાથે વર્તતી. ઉનનું અને સાદું એવું શીવણ કામ એમણેજ રમાબાઇને શીખવેલું તેમજ રમાબાઇની એક નણંદ પણ હમણા નાશિક તેમને ત્યાં—આવેલી તેથી આ ત્રિપુટી બહુ ગંમત કરતી, અને તેમાં અધુરામાં પૂરૂં મીસીસ કાગલન અને તેમની બ્હેનનો ઉમેરો થયો હતો.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે બધી શાળાની તપાસણી કરી લીધા પછી કન્યાશાળાનો ઇનામનો મેળાવડો કરવાનો હતો તેમાં મીસીસ કાગલન અત્રે છે એમ ખબર પડવાથી તેમનેજ હાથે એ ઇનામો વ્હેંચાવવાનું નક્કી કરવામાં આવ્યું. આ મેળાવડામાં જેમ સ્ત્રીયોની હાજરી વધુ તેમ શોભા વધુ આવશે એમ લાગવાથી હવે સ્ત્રી સંખ્યાનો વધારો કેમ કરવો તેનો વિચાર ચલાવવામાં આવ્યો. આખરે એમ ઠર્યું કે જાગીરદાર વગેરે જુની રીતભાત વાળાં ઘરોના બૈરાં કંઇ માત્ર આમંત્રણ પત્રિકાથી આવે તેમ નથી. તેમને તો ખાસ તેમને ઘેર જઇ તેડી લાવવાં જોઇએ. તેમજ કરવામાં આવ્યું અને આખરે મેળાવડામાં ૬૦ સ્ત્રીઓની હાજરી મેળવી શકાઈ. આ એક અસાધારણ મોટો મેળાવડો એટલા સારૂ કહી શકાય કે આજદિન સુધી નાશિકમાં આવો એક સ્ત્રી-પુરૂષોનો ભેગો મેળાવડો કદી પણ થયો નહોતો, કે જેમાં સ્ત્રીયોની આટલી સંખ્યા હાજર હોય.

## સાહેબને હાર.

પ્રાથમિક ક્રિયા થયા બાદ મીસીસ કાગલનનો ઉપકાર માનવાનું અને એકઠી થયેલી સ્ત્રીઓને ઉત્તેજન તેમજ ઉપદેશ આપનારૂં થોડુંક લખાણ માધવરાવે કરી આપ્યું હતું. અને તે મીસ દેશમુખે વાંચવાનું હતું. પણ અણીની વખતે તેણે તેમ કરવા ના પાડવાથી રમાબાઇને ફર્મે એ વાત આવી. રમાબાઇએ પોતાનું બોલવું પૂરૂં કર્યું કે તુરતજ ડેપ્યુટી સાહેબે આવી હાર તોરાની તબક તેમની સામે મેલી.

રમાબાઇએ એકેક હાર મીસીસ કાગલન તેમજ તેમની બ્હેન અને માતાને આપ્યો અને એક બાકી રહ્યો. તે તેમજ આખી તબક ડેપ્યુટી સાહેબ આગળ પાછી આગળ ખસેડી દીધી. આ હાર સાહેબને ઘાલવાનો છે એમ ડેપ્યુટી સાહેબે ધીમેથી રમાબાઇને સૂચવ્યું. રમાબાઇને ડેપ્યુટી સાહેબ ઉપર ખુબ ગુસ્સો પણ આવ્યો. દેશમુખ આ પામી ગયા અને ધીમેથી હઠી, ઉઠી હાર લઇ સાહેબને તે અર્પણ કર્યો ને અત્તરાદિ આપ્યાં. આ મુજબ મેલાવડો વિસર્જન થયો.

રાતના સૂતી વખતે માધવરાવે વિનોદથી પુછ્યું. "ઠીક પાર તમારી સભા ? પરંતુ સ્ત્રીઓને આટલો બધો પક્ષપાત શા સારૂ જોઇએ ? સભાની ખટપટ બધી પુરૂષોએજ કરી. સ્ત્રીઓ માત્ર તૈયાર ભાણે આવી ચપાટવા બેસી ગઇ, તેમ છતાં તે ત્રણને તેં હાર ઘાલ્યા અને માત્ર સાહેબનેજ બિચારાને ન ઘાલ્યો એનું કારણ શું !"

રમાબાઇએ જવાબ આપ્યો "હું જો હિંદુ ન હોત તો મને કંઇ પણ એવું લાગત નહીં ! ડેપ્યુટી સાહેબ હિંદુ અને પુખ્ત હોવા છતાં તેમણે મને હાર સાહેબને ઘાલવાનું સૂચવ્યું એનોજ મને તો અચંબો થયો અને ગુસ્સો પણ આવ્યો."

## ધુળીએ બદલી.

તા. ૧૬ મે ૧૮૭૮ની રાત્રે સુમારે બે વાગે શહેરનો શ્રૃંગાર અને પેશવાનાં સ્મારક બુધવાર જો અને વિશ્રામ બાગનો એમ બેઉ વાડાને આગ લાગી. આગ લગાડનાર રાનડે નામના શખ્સનો એમનાં કુટુંબ જોડે સંબંધ છે એવા પ્રકારનો એક લેખ મુંબઇનાં 'ટાઇમ્સ' પત્રે લખવાથી અધિકારીઓનું મન વધુ દુષિત થયું. અને તેથી મે માસની રજા પૂરી થાય ત્યાર પહેલાંજ આગ લાગવાની આઠેક દિવસ પછી "દેખત હુકમ, રજા પૂરી થવાની વાટ ન જોતાં ધુળીયે જઇ ફર્સ્ટ કલાસ સબોર્ડીનેટ જજનો ચાર્જ લેવો" એવો હુકમ આવ્યો. તે મુજબજ કરવું પડયું. મિત્ર મંડળીએ કહ્યું કે એકાદેક મહિનો રહી કંઇ બ્હાનું કાઢી બદલી કરવાની અરજી કરજો; પણ માધવરાવે તેમ કરવા ના પાડી અને કહ્યું કે "વિનંતિ કરવાનો જો મારા પર વખતજ આવશે તો હું રાજીનામુંજ આપી દઇશ." મિત્ર મંડળીયે સાવચેતીથી રહેવા જણાવ્યું.

## ટપાલ ફુટતી.

બાદ ધુળીએ જતાં એકાદેક મહિનો થયા બાદ એમની ટપાલ રોજ કરતાં મોડી મળવા લાગી; એટલુંજ નહીં પણ એક વખત પત્ર ફોડી પુનઃ ચોંટાડેલા મળવા લાગ્યા. એમનો સિપાઇ દરરોજ ટપાલ લેવા પોસ્ટ ઓફીસમાં જતો છતાં બધા કરતાં એમનીજ ટપાલ મોડી કેમ મળે છે તે સમજાતું નહોતું. ઘણીક વખત સિપાઇને ઠપકો દેવામાં આવતો પણ તે પોતાને નિર્દોષ જણાવતો.

ભેદ ખુલ્યો.

બે એક મહિના બાદ તે વખતના એસીસટંટ કલેકટર એક આજે ગાડી લેઈ આવ્યા અને માધવરાવને પૂછ્યું કે " ફરવા આવવું છે કે ? " માધવરાવે હા પાડવાથી સાહેબે પોતાનીજ ગાડીમાં બેશી જવાનું કહ્યું.

બે એક કલાક પછી ઘેર આવી માધવરાવે રમાબાઇને કહ્યું કે " બીચારા સીપાઇને તું નકામો દમ મારતી હતી. અંદરનું કારણ તો જુદુંજ હતું. આજે સાહેબે વાતચિતમાં મને સહજ કહ્યું કે ' ગયા થોડાક દિવસથી મારે તમારી સાથે જરા અવિશ્વાસથી કામ લેવું પડ્યું છે તેને સારૂ મને બહુ ખરાબ લાગે છે. "

દર એક બે દિવસે વાસુદેવ બળવંત ફડકે કિંવા હરી રામોશીની સહીથી, બંડનો વિચાર કાલે અમુક ઠેકાણે છે, અમુક માણસો અને હથીયારો મેળવ્યાં છે, વગેરે મજકુરના પત્રો માત્ર વગર ટુટયે આવતા, તે આવતાંજ વાંચી કવર સુદ્ધાં જેમના તેમ માધવરાવે ફોજદારને મોકલી દેવાનો ક્રમ રાખ્યો હતો. ઉપલા પત્રો બંડખોર લોકનાં નામોથી લખેલા અમુક ખાતામાંથીજ મોકલવામાં આવતા હોવા બાબત એવો પકો સંશય હોવાથી તે એમજ મોકલવામાં આવતા. આ બધાનું કારણ સરકારનો તે વખતે પુનાના લોકોપર થયલો અવિશ્વાસ હતો અને કારસ્થાન પણ પુષ્કળ થતાં

નનામા બીજા પત્રો સાધારણ મજકુરના પણ આવતા પણ તેને વાંચી માધવરાવ કચરાની ટોપલીમાં સ્થાન આપતા.

( અપૂર્ણ. )

---

## દિવાળી અને તેનો પુણ્ય સંદેશ.

(લખનાર—મગનલાલ માણેકલાલ ઝવેરી-મુંબઇ.)

શરદ્ ઋતુ લગભગ પૂરી થઇ છે. શ્રાવણ માસનાં સરવડીયાં અને ભાદરવાની ગર્જનાઓ તો ક્યારનીએ દુપ્ત થઇ ગઇ છે. તેની સાથેજ ઘોર અવાજ કરનાર અને કાળો રંગ ધારણ કરેલાં વાદળો, તેની અંદર સંચરનારી વિજળી તેમજ તેના અનુચર મેઘનાદની સાથે વિખરાઇ ગયેલાં માલુમ પડે છે. ચાર મહિનાના વરસાદથી ધૂળ જામી ગયેલી હોવાથી આકાશ પોતાની કુદરતી સહજ નીલકાંતિ ધારણ કરી રહ્યું છે. તે વળી રૂના ઢગલા સમ દેખાતાં સફેદ મોટાંકાર ધાબાંઓથી વધારેજ ખુલ્લું દેખાય છે. વરસાદની મોસમમાં ફેલીને હજારો રૂપિયાનું નુકસાન કરાવનારી નદીઓ હવે પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી, પોતે હવે બીજાને નુકસાનકારક રહી નહીં તેથી પ્રસન્ન થતી હોય તેમ મંદ મંદ ચાલે છે. ખેતરોમાં પણ પાક આબાદ થવાથી લીલુંજ દેખાય છે! આ બાજુ કપાસની ડાળીઓ, પોતાના ત્રિકોણાકાર ( ડીંડવા ) ફલોથી પૂર ભરાયેલી દિસે છે. તેમાંનાં કેટલાંક ફલો તો જાણે પોતાનું મોં ઉઘાડી સફેદ દાંત બતાવી, હસતાં હોય તેવો ભાસ કરાવે છે. પેલા હરભરા પોતાનાં પાંદડાં પર આમ્લરસ ધારણ કરી રહ્યા છે. ટુંકમાં વનમાં ફળફુલથી લહલહતાં વૃક્ષ અને વેલાઓ આંખને અને નાકને આનંદ અર્પે છે. તેમની નાનાવિધ આકૃતિ, જાતિ, નામ, રંગ એ બધું વનમાં રહેનાર ભિલ, વનસ્પતિ કે ઉદ્ભિજ્જ શાસ્ત્રવેત્તાજ ઓળખીને કહી શકે! વનમાં વહેતા ઝરણ

શીતલ, મધુર જલના ઝરા અને તેને કીનારે ઉગેલાં વૃક્ષો તેમજ તે વૃક્ષો પર બેઠેલાં પક્ષીઓ પોતાના મધુર રંગ અને સ્વથી આપણા નેત્ર તથા કાનને કેવા રીઝવે છે ? એકપરથી બીજાં ઝાડપર અને એકપરથી બીજાં ફુલપર કુદકા મારનાર પતંગીયા, અને જુદી જાતની માખીઓ પણ પોતાની ચિત્ર વિચિત્ર પાંખોથી આંખોને કેટલો બધો આનંદ આપે છે ? વનમાંથી હરણનાં ટોળાં કુદકા મારતાં પસાર થાય છે. તેમનાપર નજર પણ ઠરી શકતી નથી. વર્ષા ઋતુમાં તાજો ચારો ખાઇ પુષ્ટ બનેલા વૃષભ એક બીજા સાથે ટક્કર લડે છે. કેટલાક ખેતરની વાડ અને વેલાનું પોતાનાં શીંગડાંથી કાસળ કાઢે છે. તેમના રક્ષક—ગોપાલ ઝાડ નીચે કામળી પાથરી શાંતિથી તેમની તરફ જોતા પડેલા છે અને તેમાંના કેટલાક તો નિદ્રાદેવીને આધિન પણ થઇ ગયા છે ! મેદાનમાં આવેલી નાની ટેકરીઓ પણ પોતાનું બીહામણું સ્વરૂપ ત્યજી દઇ સૌમ્ય રૂપજ બતાવે છે. આવું આ શાંત ભુવનનું ચિત્ર કેટલું બધું મનોહર છે !

પરંતુ જુઓ આ વનશ્રીનો દાતા ભગવાન સૂર્ય નારાયણ પોતાનાં ઔદાર્યનું કૌતુક કરતો કરતો અને ડોલતો ડોલતો, પોતાના સામ્રાજ્યનો બીજો ભાગ તપાસવાના ઉદ્દેશથી તે તરફ નીકળી ગયો. તેનાથી નિત્ય વૈર રાખનારી રજની પોતાની મજલ ધીમે ધીમે લંબાવતી જણાય છે અને જોતજોતામાં તો સર્વત્ર પોતાનું નિષ્કંટક રાજ્ય સ્થાપશે એમ સહજ દિસે છે ! એણે તો એવોજ વિચાર રાખેલો જણાય છે કે સૂર્યે પ્રસારેલા શુભ્ર વર્ણને એકદમજ બહિષ્કાર આપવો પણ તેનો તે પ્રયત્ન સર્વાંશે સિદ્ધ થયેલો જણાતો નથી કારણ કે તેના બહુ દુરના બંધુગણ જે તારક તેમણે પોતાના હાથોથી સૂર્યથી તદ્દન વિરૂદ્ધ રજનીના વર્ણને જરા અટકાવી રાખ્યો હોય એમ લાગે છે ! જો એટલોયે અટકાવ ન થયો હત તો જુઇ, પારિતાજક, મોગરો, ચંબેલી આદિનાં શુભ્ર ફુલોનો રંગ પણ રજનીબાઇ કાળો કર્યા વગર રહેત નહીં ! આ સમયે ચંદ્રમા ઘણી ઉત્તર રાત્રે બ્હાર પડતો હોવાથી અને વળી તેમાંયે તે વિપન્ન સ્થિતિમાં હોવાથી, તે વનશ્રીને બહુ ઉજ્જવલ રૂપ આપી શકતો નથી !

આવી રાત્રે પક્ષીગણ પોતપોતાની પાંખોમાં ચાંચ ખોશી પોત પોતાના માળામાં સ્વસ્થ પડયાં છે. દિવસનો જીવન કલહ કેટલાક કલાક વિરામ પામ્યો છે. ગરીબ ખેડુત કૃત પરિશ્રમને આ વરસે સફલતા પ્રાપ્ત કરાવેલી દેખાવાથી અને ગયું વર્ષ જેમ તેમ પણ પસાર કરાવ્યું તેથી દયાળુ પરમેશ્વરનો પાડ માની બાલ બચ્ચાંસહ ખાટલા પર પડેલો છે ! જ્યારે સાહુકાર, ' પાક સારો આવ્યો છે, સોંઘાઇ થશે, તેથી બધી બાકી વસુલ થઇ જશે ' એવા સુખકર સ્વપ્નનો આસ્વાદ લેતો પલંગ ઉપર પડેલો છે ! આગગાડીથી દુર જે ગામડાં આવેલાં છે ત્યાંના ઉદ્યમી વૈશ્યો, હવે રસ્તા ખુલ્લા થયેલા હોવાથી મુસાફરી કરવામાં હરકત પડશે નહિ એવું સમજીને, ચોમાસામાં છોડી નાંખેલાં ગાલ્લાં ફરીથી સજ્જ કરી, ભાવિ ફલની આશાથી સ્વસ્થ સૂતેલા છે !

અરે પણ હા, આપણા મુંબઇ નિવાસી જનોના નશીબમાં આ બધું નિર્મિત ન હોવાથી આવું સૃષ્ટિસૌંદર્ય વર્ણન વાંચી નકામો જીવ શા સારૂ બાળવો ? એ ગ્રામ્ય સૌંદર્યની આપણને શી કદર ? જે ગામ જવું નહીં તેનું વર્ણન સાંભળી શો લાભ ? ચાલો હવે આપણે એ બધું ટુંકમાં પતાવીને આગળ જઇએ.

આવી રમણીય અને શાંત ઋતુમાં તો કવિઓ પુષ્ટ થાય છે, અનેક અલંકારો ગોઠવે છે. તેમના અલંકારાનુસાર ચિત્રકારો તેમનાં વર્ણનને સ્થુલ રૂપ આપે છે. બાદ તે ચિત્રની ભાવના જનસમાજમાં દૃઢ થવાથી તેના પર શ્રદ્ધા વધતી જાય છે અને મૂળ કલ્પના ભૂલાતી જવાથી તેના પર પૂજ્ય ભાવના ઉત્પન્ન થાય છે, આખરે તે સૂક્ષ્મ રૂપનું કલ્પિત સ્થૂલરૂપ, મૂર્તિમંત થવાથી જેમ હિમાલયના ગૌરીશંકર શિખર પર ગંગા નદીનાં વહનને, ગૌરી ઉડાવી દઈ, માત્ર શંકર રાખી, શંકર=મહાદેવનાં સ્થૂલરૂપમાં ભાવના કે-

સ્વી, શંકર ( મહાદેવ ) શિરોભાગમાં તેનું ધારણ કવિએ કરાવ્યું અને ચિત્રકારે ચીતર્યું તેમ શ્રદ્ધાળુ પણ અજ્ઞાન ભક્તોએ પૂજ્યભાવ રાખી ખરું રહસ્ય ન સમજતાં તેનું પૂજન ચાલુ કર્યું અને અસંભવિત વાતને સંભવિત માની! નવું ધાન્ય અને ચારો આવવાથી જેમ મનુષ્ય અને પશુ પુષ્ટ થાય છે તેમ કવિઓ આ નવીન ચીજોના નવીન ઠાઠથી મોહ પામી, તેના પરના પોતાના પ્રેમને શબ્દોથી વ્યક્ત કરે છે! આ મુજબ મનુષ્ય તેમજ કવિ અને ચિત્રકાર બધાંને આ સમય આનંદદાયક ભાસતો હોવાથી સર્વત્ર શાંતિદેવીનું રાજ્ય પ્રસરેલું દિસે છે.

❦ ❦ ❦ ❦ ❦

આવી રમણીય અને શાંત ઋતુમાં દિવાળીનો તહેવાર જેણે રાખ્યો હશે તે મહાત્માની દુર દ્રષ્ટિનું કરીએ તેટલું કૌતુક ઓછુંજ! જ્યારે બાહ્ય સૃષ્ટીમાં અને મનુષ્યેતર જીવ સૃષ્ટિમાં પ્રસન્નતા અને શાંતિ પ્રસરી રહેલી દિસે છે, ત્યારે મનુષ્યે પણ પોતાનાં ચિત્તમાં પ્રસન્નતા અને શાંતિ ધારણ કરવી, એવો તેમનો ઉદાત્ત આશય હશે એમ સ્પષ્ટ જણાય છે.

શાંતિ રાખવા સારૂ સ્વચ્છતાની જરૂર છે; તેથી બધે દુરસ્તી કરાવવામાં આવેલી અને નવો રંગ લગાડાવવામાં આવેલો જણાય છે. આંગણું પણ લીંપી સાફ કરી સુંદર ચિત્ર વિચિત્ર રંગોળીનાં ચિત્રો અને સાથીઆથી સુશોભિત કરેલું દિસે છે! વળી તેમાં વધુ સુંદરતા લાવવા સારૂ રંગ પણ પૂરવામાં આવ્યા છે. પણ એ ઉદ્યોગ તો દક્ષિણી સ્ત્રીઓનોજ—ખરાં સાથીયા તો તેમનાજ અંધારા કાળ રૂપ, પ્રકાશ—દીવાઓની જાણે આજે વર્ષગાંઠજ હોયની તેમ બધે તેને મુબારકબાદી અપાતી નજરે પડે છે! બારી, બારણાં, ઓરડી, દુકાન દીવાનખાનું બધેજ દીવા! આથી એમ ઉપદેશ થાય છે કે અજ્ઞાનનો બહિષ્કાર થઇ દિનપર દિન જ્ઞાનરૂપી પ્રકાશનો આદર થાય છે; અને 'ઝાડુ ફરે ત્યાં લક્ષ્મી ઠરે' કહેવત મુજબ સ્વચ્છતા હોય ત્યાંથી દારિદ્રય પલાયન કરી જાય છે.

❦ ❦ ❦ ❦ ❦

આ તો બાહ્ય શુદ્ધિ થઇ. હવે આંતર શુદ્ધિ. એમાં આપણે પોતે—આપણું શરીર અને મનની ગણના કરીશું. શરીર સુધી તો શૌચાદિથી નિવૃત્ત થઇ સુગંધી દ્રવ્ય, અત્તર, તેલ વગેરેથી સ્નાન કરી લઇએ છીએ. ત્યાર બાદ મનશુધ્ધિ. તે તો સંધ્યા આદિ કર્યા પછી નવા પાકનું નવું ધાન્ય, સુખડ, લોબાનાદિ સુગંધી દ્રવ્ય વગેરેનો શુદ્ધ વૈદિક મંત્રોના ઉચ્ચારણ સાથે યજ્ઞ કરવાથી મળી શકે છે. આ કામ શુદ્ધ કર્મકાંડી બ્રાહ્મણો તથા શુદ્ધ વેદ મતને માનનારાઓ કરતા જણાય છે. વલ્લભાચાર્યના પંથના દેવકીનંદનાચાર્ય જેવા આચાર્યોના જે સુરત શિષ્યો છે તેઓમાંના કેટલાક પણ આ કાર્યમાં રોકાયેલા આજે નજરે પડે છે, એ જોઈ આનંદ થાય છે કે ભક્તિમાર્ગવાળા પણ કર્મ સંધ્યા અગ્નિહોત્રાદિની જરૂર સ્વીકારવા લાગ્યા છે. કર્મકાંડી થવા લાગ્યા છે. કેટલાક (દેવમંદિરો સુદ્ધાં) દારૂખાના રૂપી હોમ કરી તે દ્વારા પૈસાનો હોમ કરે છે અને જાણે પોતે તેનો સદુપયોગ કર્યો હોય નહીં તેમ ખુશ થાય છે!

❦ ❦ ❦ ❦ ❦

તહેવારનું નામ પડ્યું કે જીભને ચળવળાટ ચાલુ થયોજ જાણવો! તરત મોમાં પાણી છુટવાનું! કારણ કે તહેવારનું નામ આવ્યું કે મિષ્ટાન્ન તો હોવાનુંજ! અને તે સાંભળી મોટાની દાઢ સળકે તો બિચારાં નાદાન નિર્દોષ બચ્ચાંઓ તો આનંદ કલ્લોલ મચાવી નાચ્યાનાચ અને કુદાકુદ કરી મૂકે તેમાં નવાઇજ શી? સ્ત્રીઓ એ નિમિત્તે અનેક ખારા ખાટા અને ગળ્યા પદાર્થો રાંધવાની. પતિ અને બીજા ખાનારાઓએ તે પદાર્થોનાં વખાણ કર્યાં એટલે બિચારીઓ આનંદમાં મસ્ત તેમાં નવાઇએ શી? હિંદી—હિંદુ સ્ત્રીનું જીવન તો તેના પતિ અને સંબંધીઓનાં સુખમાંજ રાચનારૂં છે. પણ આ તેમનો બધો આનંદ દિવાળી નિમિત્તે કરાવેલાં નવાં કપડાં કે દાગીનાના પ્રભાવનું ફળ તો નહીં હોય?

❦ ❦ ❦ ❦ ❦

આજે 'ભાઈ બીજ' છે. દરેક બ્હેને પોતાના ભાંઇને આજે જમાડી શુભાશીશ દેવા નોતર્યો હશે. જેને બ્હેન નહીં હોય તે, જેમ રક્ષા બંધન સારૂ બાહુતી બ્હેન કરે છે તેમ, કોઇ બાહુતી બ્હેનને ત્યાં આજનો દિવસ ઉજવશે! હા, પણ દશેરાને દિને પેલાં (બીડી વાળવાનાં?) પાત્રોને સોનું કહી, ફોસલાવી, જેમ સંતોષ મનાવવામાં આવ્યો હતો તેમ આ વખતે ચાલશે નહીં! દિવાળીમાંજ તે પાત્રોને બદલે ખરા સુવર્ણની ઘણે ઠેકાણે ખરીદી થઇ ગઈ હશે અને, કદાચ બાકી રહી હશે તો આજે અપાનારી શુભાશીશના બદલામાં, જમી રહીને ભાઈ જે સોના કે રૂપાં નાણું ખુશીથી આપશે (જોકે તે આપવું છે તો લગભગ ફરજ્યાતજ!) તેમાંથી થશે! આ તહેવારોના રચયિતાઓને બ્હેનોની કંઇ ખાસ લાગણી હશે તેથી તેમણે વર્ષમાં બે દિવસ ભાઇને બ્હેનાધિન બનાવ્યો છે, ઘણાક અંદર અંદરના કજીયાઓનું કેટલીક વખતે આવે પ્રસંગે સમાધાન પણ થઇ જાય છે. આપણા કરતાં દક્ષિણમાં આ તહેવારનું વધુ માહાત્મ્ય હોવાથી તેઓમાં દૂર દૂરથી, ભાઇ બ્હેનને મળવા જાય છે. ભાઇ બ્હેનના આ વખતના આનંદની કલ્પના તો ભાઇ બ્હેનનેજ હોય!

આ રીતે આ તહેવાર કુટુંબના માણસોનો પ્રેમ વૃદ્ધિગત કરે છે એટલુંજ નહીં પણ તે કુટુંબની બ્હારનાઓને પણ ખુશ કરે છે. લક્ષ્મીપૂજન સમયે ઘણાકને પાન સોપારીનાં અને ગોળ ધાણા લેવાના તેમજ ફોનોગ્રાફાદીનાં સુશ્રાવ્ય ગાયનો સાંભળવાનાં, નોતરાં હશે. વળી આ તહેવાર નાનાં મોટાં બધા હિંદુઓનોજ છે એટલુંજ નહીં કિન્તુ તે હિંદમાં રહેતી દરેક કોમ થોડે કે ઘણે અંશે તે પાળે છે. તે એક સાર્વજનિક તહેવાર છે!

આજે હજામ આરસી બતાવવા, દાણાવાળો ચોખા નાંખવા, દરજી કંઇક નાની ચીજ તૈયાર કરી આપવા, અને બીજા કેટલાક સલામ કરવા, આવશે. સવારના પહોરમાંજ [અર્ધી ઉંઘમાં] લીધેલો શાબરસ તો સૌથી સરસ શુકન કરાતી ગયો છે! આ તહેવારની ખાસ ખૂબી તો એ છે કે બિચારા સર્વ બહિષ્કૃત અંગીને પણ 'દીવાળીની બ્હોણી' માંગવાનો હક છે! આ રીતે દરેકને પોતપોતાની યોગ્યતા મુજબ 'બોનસ'–'બ્હોણી'–दिवाळीची पोस મળશે અને બધાં ખુશ થઇ સલામ કરતા વિદાય થશે. કોઇ કોઈ તો 'આવતે વર્ષે વધારે લઈશ' કહી બીજા વર્ષનો હક અત્યારથીજ કાયમ કરી જાય છે!

ગયું વર્ષ દુકાળને લીધે પાક ઓછો થવાથી નબળું ગએલું; તેની કસર આ વર્ષે વળી રહેલી હોવાથી વેપારીઓ આવતા વર્ષને સારૂ ખરીદીનો અત્યારથીજ આશરો બાંધી રાખે છે! તે મુજબ ઇશ્વરદત્ત આયુષ્યમાંથી કૃત કર્મની બાકી (balance) કાઢી આવતા વર્ષના ઉદ્યોગની કાર્યપત્રિકા તૈયાર કરવાની છે. સર્વ સાધારણ દીવાઓનો–મુંબઈમાં વીજળીની તેમજ ગેસની 'લાઇટ'નો–ઝગઝગાટ ખાસ્સો મજાનો જોઇ જ્ઞાન, નીતિ, ધર્મ, અને ભાવ એનો ઝગઝગાટ આબાલવૃદ્ધોના, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, મુસલમાન, પારસી, અને જંગલી ભીલ્લાદિ કે જેઓ પથ્થર, ઝાડ, વાઘ, કોલ્હાં, વગેરેને દેવ માને છે એવી પ્રાચીન અનાર્ય જાતિના, તેમજ સ્ત્રી અને પુરૂષ તેમજ શુદ્ર અને અંત્યજોના સુદ્ધાંત, બધાનાં હૃદયમાં આથી કંઇક પ્રસન્નતા ઉપજે છે. આવા સર્વ માણસોને સર્વાંગ સુંદર શિક્ષણ આપવામાં આવે તો કેવું સારૂં?–કે જેથી તેઓ આપણાં ઉચ્ચ સુખમાં ભાગ લઈ શકે અને મલીનતાથી દૂર થાય! શું એ મનુષ્ય કર્તવ્ય નથી? તેમને પણ લાગણી છે એ તો આથી સ્પષ્ટ થાય છે!

સ્વ૦ કલાપિ વિલાપ કરતાં યથાર્થજ કહે છે કે:—

દુઃખી છું કે કુદરત તણા સામ્યનું ભાન ભૂલી,
રે રે! સત્તા તમ પર જનો ભોગવે ક્રૂર આવી!

એકંદરે આ તહેવાર એક વિક્રમ સંવત્સરના અંતમાં અને બીજાના આરંભમાં અનુક્રમે ત્રણ અને બે (બેસતું વર્ષ અને ભાઇબીજ મળી.) એમ પાંચ દિવસનો આવે છે. વાન પ્રસ્થ થતા જુના સંવત્સર પાસેથી પોતાનો 'ચાર્જ' સંભાળી લઇ નવો સંવત્સર તેને 'સુખે સિધાવો' કહે છે, જૂનો સંવત્સર બદલામાં નવાને 'સુખે રાજ્ય કર' ની શુભાશીશ દે છે. જૂના સંવત્સરના કૃષ્ણ પક્ષને રજા આપી, નવા સંવત્સરના શુક્લ પક્ષને આપણે હર્ષથી વધાવી લઇએ છીએ. ચિંતાને પાછળ છોડી આશાને આગળ કરીએ છીએ. નવું ધાન્ય સસ્તે ભાવે આવશે એવી જ્યારે આ તહેવાર ખાત્રી આપે છે ત્યારે તે પોતે પણ બહુંજ શોભીત દેખાય છે અને બીજાના સ્વભાવને પણ રમણીય કરે છે. જેના પ્રભાવથી વૃદ્ધ જુવાન થતો લાગે છે, રમકજુંસ ઉદાર થતો લાગે છે, રડતો હસે છે, ગલિત ઉત્સાહવંત થાય છે, કંટક પ્રેમળ થાય છે, એવો આ તહેવાર અનેક વર્ષો સુધી ભોગવવા મળે એવું કોણ નહીં ઇચ્છે?

❦ ❦ ❦ ❦ ❦

પણ આ બધું આપણને શું શીખવે છે? પ્રેમનો દીવો અંતરમાં બળતો ન હોય તો દીવાળીની ગમે તેટલી લાઇટ પણ ભયાનક, નિરાશાપૂર્ણ ભાસશે, અને જીવિત દુઃખમય અને ભારભૂત લાગશે. પ્રેમ પ્રકાશનું ઉગમસ્થાન ગૃહજ છે. ઘરજ બધા સદ્ગુણોની શાળા છે. એક માણસનો ગૃહસંસાર જોવાથી તેના જીવિત સુખનો બધો નિર્ણય થઇ શકે છે. નામદાર જસ્ટીસ ચંદાવરકર કહે છે કે: "એકાદેક દેશમાંનો ઘણાંક કુટુંબોના વિચાર, ભાવના, કૃત્યો, મહત્વાકાંક્ષા વગેરે કેવા પ્રકારના છે તે મને કહો અને તે દેશ કયા દરજ્જાનો છે—શ્રેષ્ઠ કે કનિષ્ટ તે હું તમને કહીશ." આથી જણાય છે કે કૌટુંબિક સ્થિતિ પરજ બધું સુખ અવલંબિત છે.

ઘરમાં માતપિતા, બાળબચ્ચાં, પતિપત્ની, ભાઇ બ્હેન વગેરેનો સંબંધજ સ્વાભાવિકપણે અનુક્રમમાં આપણી એક બીજા પ્રત્યે શી શી ફરજો છે તે શીખવે છે. 'આપણી' કહેવાતી દરેક ચીજને આપણે સુખી કરવાનો પ્રયત્ન કરીએ તોજ તેને આ પહેલા પુરૂષ સર્વનામની છઠ્ઠી વિભક્તિનું રૂપ લગાડી શકાય. તેમાંયે વળી આવા દિવાળીના તહેવારોમાં આપણા સ્નેહી સંબંધી આપ્ત ઇષ્ટ વગેરે તરફથી ફરજ છે તેનું સુચન થાય છે. જ્ઞાન અને પ્રેમના ઉજ્જવલ પ્રકાશમાં આયુષ્યક્રમણ કરવાનો દરેક માણસે પ્રયત્ન કરવો જોઇએ. કુટુંબજ સદ્ગુણોનું નિવાસ સ્થાન છે અને પ્રેમથી મોટો કોઇ સદ્ગુણ નથી. એક વિદ્વાન કહે છે કે "પ્રેમ એ એક નિયામક શક્તિ છે." બીજો એક વિદ્વાન્ કહે છે કે, "ચીરકાળ ટકનારા સર્વપ્રકારના વૈભવોનો આધાર પ્રેમજ છે. પ્રેમ નષ્ટ થયો કે આપણું જીવીત માટીમુલ્ય થયુંજ સમજવું!"

❦ ❦ ❦ ❦ ❦

પ્રેમને જુદી જુદી પ્રકૃતિના માણસો જુદી જુદી રીતે ઓળખે છે. સ્વાર્થી વિષયસુખ શિવાય જેને બીજું કાંઈ દેખાતુંજ નથી એવા ઐહિક દ્રષ્ટિના મનુષ્યો તેને પ્રીતિ કહે છે. કવિ તેને **પ્રેમ** કહે છે. પરંતુ પ્રેમનો ઉગમ પરમેશ્વરથીજ છે એવું જાણી તે ઉગમના મુળ તરફજ દ્રષ્ટિ રાખી જે પ્રેમરસનું પાન કરે છે એવા ભગવદ્ ભક્ત તેને ભક્તિના મધુર નામથી સંબોધે છે. એકજ વસ્તુ પણ જુદા જુદા પુરૂષો તેને જુદા જુદા નામથી ઓળખે છે! પણ તેમાં કવિ અને સાધુ એ બેજ તેને તત્વતઃ ઓળખે છે.

**सर्व सुखमवाप्नोतु सर्वः सर्वत्र नन्दतु** એજ પ્રેમ રહસ્ય! અમારો પ્રેમ, અમારી ભાવ ભક્તિ, અમારી સત્યપ્રીતિ, અમારો સ્વાર્થત્યાગ, અમારી કાર્યપ્રવૃત્તિ, કર્ત્તવ્ય—એટલે એક કંટકટ નહીં પણ એક પ્રકારની ભક્તિ છે એવું માનવાનો સ્વભાવ—એ બધું શીખવાની નિશાળ ઘરજ છે. કુટુંબ પ્રીતિથી સ્વદેશ પ્રીતિ ઉપજે છે. અને સ્વદેશપ્રીતિથી ભૂત માત્ર પરની પ્રીતિ ઉપજે છે. અને ત્યાર બાદ એ બધું સમાપ્ત કરી—વર્ગના ઝગડા તમામ કરી—દીપક તરફ નજર જાય છે. વાનપ્રસ્થાશ્રમનો માર્ગ—ઇશ્વર પ્રેમ—સૂઝે છે!

---

# કેટલીક અદ્ભુત અને વિચિત્ર કથાઓ.

**પ્રાણીઓની આદત**—સાધારણ નિયમ પ્રમાણે માખી બારીના કાચ. ઉપર નીચેથી ઉંચે ચઢે છે. પણ ત્યાંથી નીચે ઉડીને આવે છે. અને ત્યાર બાદ બીજીવાર ઉંચે ચઢે છે. એક માખી એક બારીના કાચ ઉપર ૩૨ વખત ચઢી અને દરેક વખતે તે જે જગ્યાએથી ચઢતી હતી ત્યાંજ પાછી ઉડીને આવતી હતી. આ અનુભવ સિદ્ધ છે. મરઘીઓ હંમેશ પોતાનો ખોરાક પોતાની પાછળજ સૂર્ય હોય તેવી રીતે શોધે છે. કારણ કે સૂર્યના કિરણને અંગે ઝીણામાં ઝીણા દાણાઓ પણ તેમને માલમ પડે છે. વળી આંધળી મરઘી જ્યારે ખોરાકની શોધમાં જાય છે ત્યારે માત્ર દાણાજ વીણી ખાય છે અને છોડાંને અડકતીજ નથી. બિલાડી હમેશ અગ્નિ તરફ પગ રાખી સુએ છે, જ્યારે કુતરાં તેઓના આગલા પગ અગ્નિ તરફ રાખી સુઇ જાય છે. ઘેટાંઓને ચરવાને ઢોરોમાં સૌથી વધારે વખત લાગે છે. તેઓ ૨૪ કલાકમાં ૧૨ કલાક સુધી ખાવા દો તો ખાયા કરે છે!

**વાળની મજબુતાઇનો એક અદ્ભુત દાખલો**—ફ્રૉ લૅન્ગર નામની સ્ત્રી દુનિયામાં સર્વથી મજબુત વાળ હોવાનો દાવો કરે છે. હાલમાં તે પોતાના વાળની મદદથી અજાયબ જેવી કસરતથી લોકોને અજાયબીમાં ગરકાવ કરી રહી છે. તેના સર્વ પ્રયોગોમાંનો એક સૌથી વિચિત્ર એ છે કે તેનો ધણી ' જે મધ્યમ કદ અને વજનનો છે તેને પોતાનાં વાળની બનાવેલી ઝોળીને ઝાડ સાથે બાંધી તેમાં સુવાડી તેની નજરમાં આવે તેવા હીંચકા ખાવા દે છે! તેથી ફ્રૉ લૅન્ગરને કોઇ પણ પ્રકારનું દુઃખ થતું નથી. સ્ત્રીઓ કે જેઓને માત્ર વાળ પકડવાથી દુઃખ થાય છે તેઓને ફ્રૉ લૅન્ગરના વાળની અને તેની ખોપરીની મજબુતાઇ વિષે સહજજ ભાન થશે. વળી એક બીજા પ્રયોગમાં તે પોતાની પુત્રીને એક હીંચકામાં ( ઝોળીમાં ) નાખી તે ઝોળીને પોતાના વાળ સાથે બાંધી ખુબ જોરથી હલાવે છે પણ તેને કોઇ પણ જાતનું નુકસાન થતું નથી. તેણે વાળની આટલી બધી મજબુતાઇ ઘણા વર્ષની ચાલુ ટેવથી મેળવી છે. ચોટલો ગમે તેટલો તાણવાથી તેને જરા પણ દુખ થતું નથી અને તે પકડીને તેને અધર ઉભી રાખો તોપણ ખોપરીને વેદના થતી નથી! ખોપરીની વધારે ખુબી કે વાળની એ એક વિવાદાસ્પદ વિષયછે. ( તારાબાઇ નામની એક ૨૦–૨૫ વર્ષની રજપુતાણીના બ્રહ્મચારિણીના બાલ પણ આવાજ મજબુત છે. તેણે મુંબઇમાં તેના કેટલાક ખેલો કીધા હતા. )

**છત્રીની ઉપાધિથી રહીત થવા માગતા હો તો બેલ્જીયનોનું અનુકરણ કરો!**—બેલ્જીઅનોએ હાલમાં જે એક સંસ્થાની સ્થાપના કરી છે તેનું નામ "અંબ્રેલા લૅન્ડીંગ સોસાઇટી" છે. આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ લોકોને છત્રીનો ભાર વહન કરવાની આપદામાંથી બચાવવાનો છે. આ સંસ્થાના ગ્રાહક થનારાએ દર વર્ષે ૪ શીલીંગ આપવી પડે છે. તેને તેના બદલામાં એક એલ્યુમીનીયમની ધાતુની ટીકીટ મળે છે જેના ઉપર કંપનીનું નામ હોય છે. આ તેઓ છત્રીને બદલે પોતાની પાસે રાખે છે. હવે આ સંસ્થાએ ત્યાંના દરેક કારખાનામાં પોતાની છત્રીઓ મુકેલી હોય છે. તેથી જ્યારે વરસાદનાં ચિન્હો જણાય છે ત્યારે

આ કંપનીના ગ્રાહકો સૌથી નજીકના રેસ્ટોરાંમાં પેલી ટીકટ આપી છત્રી લે છે અને જ્યારે સૂર્યનો દેખાવ થાય છે ત્યારે છત્રી બીજા નજદીકના રેસ્ટોરામાં પાછી આપી એલ્યુમીનીયમની ટીકીટ પાછી લે છે. આથી લોકોને છત્રીઓ ખરીદવાની તેમજ સાથે લઇને ફરવાની પીડા ટળી જાય છે. મુંબઇ વગેરે નાજુક લોકોથી વસાયલા શહેરોમાં પણ આવી એક કંપની કાઢી શકાય તો તેને પુરતા ગ્રાહકો થાય એમ છે. અહીં હોટલો તથા બીડીવાળાઓ સાથે 'કંટ્રાકટ' કરી શકાય, અને તેઓ દરેક લત્તામાં જોઇએ તેથી વધુ અને બહુ સમીપ છે.

**વીંટી સંબંધી એક અસલી વિચિત્ર રીવાજ**--સીવીલ ડેવનપોર્ટ તેના "જવેલરી" નામક પુસ્તકમાં લખે છે કે આઇલ ઓફ "મેન નામક ટાપુમાં એવો રિવાજ પ્રચલિત હતો કે જ્યારે કોઈ કુમારિકાને કોઇ પુરૂષ ગુસ્સે થવાનું કારણ આપતો ત્યારે તેની ન્યાયાલયમાં તપાસ થતી હતી. અને જ્યારે તે ગુન્હેગાર સાબિત થતો ત્યારે તે કુમારિકાને તરવાર, દોરડું અને વીંટી આપવામાં આવતાં હતાં. અને તેની મરજીમાં આવે તો તે તરવારથી તે મનુષ્યનું માથું કાપે, દોરડાથી તેને ફાંસી દે, અને વીંટીથી જો તે પસંદ કરે તો તે મનુષ્ય સાથે લગ્ન કરે. આ સર્વ તેના વિચારને આધિન કરવામાં આવતું હતું. એવું કહેવાય છે કે મોટે ભાગે છેલ્લી 'શિક્ષા' તે મનુષ્યને ખમવી પડતી હતી. આધુનિક ખ્રીસ્તી લગ્ન સમારંભમાં વીંટી ત્રીજી આંગળીએ પહેરવાનો દેશાચાર છે. અને તેનો હેતુ ખ્રીસ્તિ ત્રીમૂર્તિનું ભાન કરાવવાનો છે.

**દુનિયાનો સૌથી મહાન બુકસેલર !**--ગઇ વખત હમે દુન્યાના એક સૌથી મહાન્ વર્તમાનપત્રની વાત લખી હતી. આજે બુકસેલરનો વારો છે. ઑસ્ટ્રેલીયાની રાજધાની મેલ્બોર્નમાં આવેલુ "કોલસ બુક આરકેડ" અદ્વિતીય છે. આ ચોપડીની જબરજસ્ત દુકાનનો માલિક અને સ્થાપક મી. કોલ છે. તેની આ સંસ્થાથી લોકો એટલા બધા ખુશ છે કે જ્યારે સને ૧૮૯૬ માં એવો કાયદો પસાર કરવામાં આવ્યો કે આ "આરકેડ" સ્થળની દુકાનો સાંજના ૭ વાગે બંધ કરવી ત્યારે ૩૦૦૦૦ થી પણ વધુ મનુષ્યોની સહી સાથે લોકો તરફથી પારલામેંટને અરજ કરવામાં આવી કે તે ચોપડીની દુકાન દશ વાગતા સુધી ઉઘાડી રહેવા દેવી. આ માગણીનો સ્વીકાર કરવામાં આવ્યો. મી. કોલે પોતાની દુકાન સને ૧૮૬૨ માં નાને પાયે શરૂઆત કરી હતી. અને તેને ઉન્નતિમાં લાવતાં લાવતાં આજે તેની પાસે વીસ લાખથી પણ વધુ નવાં તેમજ જૂનાં પુસ્તકો છે. તે ઉપરાંત અગણિત ગાયનોનાં પુસ્તકો, છબીઓ, ઘરેણાં અને બીજો પરચુણ સામાન પણ છે. વળી તે પોતાના "બુક આરકેડ" માં દરરોજ બપોરે અને સાંજે મફત ગાયનના જલસા કરે છે, જે વખતે લોકો દુકાનમાં ફરી શકે છે અને પોતાને મન પસંદ પુસ્તક લઇ મફત વાંચી શકે છે. વળી તેઓને બેસવાને માટે બેઠકો પણ તૈયાર રાખવામાં આવે છે. જો કે મી. કોલની ઉમ્મર ૮૦ વર્ષની છે, તો પણ તે દિવસમાં ૮ થી ૧૦ કલાક સુધી કામ કરે છે.

## આફ્રીકા તેમજ અમેરીકન ખંડોની શોધ પ્રાચીન કાલમાં હીંદુઓએ કરી હતી!

સપ્ટેંબર માસના " ઈંડીયન રીવ્યુ " માં ન્યુયોર્કની ચેંબર ઑફ કૉમર્સના પ્રમુખ, મૉ. અલેક્ઝાંડર ડેલમારના લેખને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. તેમાં તે પ્રખ્યાત અમેરીકન પ્રાચીનવસ્તુશાસ્ત્રી એમ સિદ્ધ કરે છે કે કોલમ્બસને અમેરીકાનાં સ્પેનમાં સ્વપ્ન આવ્યાં તેની અતિ પૂર્વે, હીંદુઓએ પાતાલ ખંડની શોધ કરી સંસ્થાનો સ્થાપી વસવાટ સુદ્ધાં કીધો હતો ! હવે સમુદ્રયાનપ્રતિબંધક પ્રમાણો પુરાણી પોથીઓમાંથી શોધી કાઢવાનું અવળું સાહસ થાય છે ! મી. માર કહે છે કે યુનાઇટેડ સ્ટેટ્સની ઓહીઓ સ્ટેટનાં મુખ્ય નગર સીનસીનેટીમાંથી એક પ્રાચીન પત્થર છેક ૧૮૪૧ માં ખોદી કાઢેલો તે પરનું કોતર કામ હાલજ તે સમયના પ્રાચીન લોકોનું પંચાંગ હોવાનું ઉકેલાયું છે ! અમેરીકામાં પ્રાચીન કાલમાં જે પત્થરનાં ભવ્ય સ્તુપો તથા ડુંગરો બંધાયલા તે કોણે બાંધેલા તેની ચાવી આ પંચાંગથી જડી છે. સૂર્યપૂજક મોંગોલીયનો ઇ. સ. પૂર્વેની ૧૩ મી સદીમાં અમેરીકા આવ્યા તેની એ કૃતિ છે. તે મોંગોલીયનો પછી બ્રાહ્મણો આવ્યા, જેમનાં ચિન્હો મેકસીકો તથા મધ્ય અમેરીકામાં અનેક છે. મોંગોલીયનો વર્ષના ૮ ભાગ કરતા જ્યારે બ્રાહ્મણો પૂર્વે, ૩૬-૩૬ દહાડાના ૧૦ ભાગ કરતા * (હવે ૧૨ ભાગ થાય છે અને દર ભાગને માસ કહીએ છીએ ). જે પણ કોતરેલા પત્થરમાં વર્ષ ૧૦ ભાગમાં વિભકત હોય તે હીંદુકૃત ગાનવું એવો અમેરીકન પ્રાચીનવસ્તુશાસ્ત્રીઓનો નિશ્ચય થયો છે. મીસીસીપી નદીની ખીણના ભાગમાં તો એ ડુંગરો ૪ માઇલ જેટલા લાંબા તથા ૨૫ ફુટ જેટલા ઉંચે ઠેકઠેકાણે છે. એ પ્રાચીન હીંદુઓએ હોંડુરાસ તથા નીકારાગુઆનાં જંગલોમાં મંદિરો પણ બાંધ્યાં છે, જેના અવશેષો હજી છે. ટેનેસી પ્રાંતમાંથી એક શિર રહિત મૂર્તિ જડી છે, જેનું ચિત્ર ઇં. રી. માસિકમાં લેખક આપે છે અને તેનો ઘાટ આબાદ બુદ્ધ ભગવાનને મળતો આવે છે. તે કાયાની પીઠ પર કોતરી છે તેથી તે હીંદુકૃતજ હોવાનું અનુમાન થઇ શકે છે. તે મૂર્તિની પાતળી કમર, પલાંઠી, લાંબા પગ, લાંબાં આંગળાં, વગેરે આબાદ હીંદુકલ્પના છે, અને ઉત્તર અમેરીકનોની તો તેથી વિપરીત હતી. વળી એ મૂર્તિ સાથે સ્વસ્તિકનું ચિન્હ પણ મળી આવ્યું છે ! મી. વીરચંદ રાઘવજી ગાંધીએ તે મૂર્તિ શ્વેતાંબર જૈનની હોવાનું અનુમાન ડૉ. વીલ્સન જોગા પોતાના પત્રમાં કાઢયું હતું. બૌદ્ધ તથા જૈનમૂર્તિમાં ખાસ ભેદ નથી એ પ્રસિદ્ધ છે. મેકસીકોમાં હજી ' રામસીતા ' એ નામનો ઉત્સવ પળાય છે એમ પ્રો. રામદેવ ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસમાં કહે છે તે સાથે ઉપલી વાતની તુલના કરવી ઘટે છે.

### પ્રાચીન કાલમાં આફ્રીકાના રહોડેશીયા સાથે પશ્ચિમ હીંદુસ્તાનને સંબંધ હતો!

આફ્રીકાના કીનારા ઉપર આવેલાં અનેક સ્થળો પ્રાચીન કાલના આર્યોએ વસાવ્યાં

* વિષ્ણુ કહેતાં સૂર્યના દશ અવતારની કલ્પનાનું કારણ મી. મારના લેખથી સ્પષ્ટ થાય છે. સૂર્યની દશ ઋતુ અથવા તેની ગતિના વિભાગ તે તેનાં દશ અવતારણ પણ કહેવાય.

હતાં, અને તે સાથે તેમનો સંબંધ તો હતોજ એમ હવે સ્વીકારવામાં આવે છે. કર્નલ ટૉડ 'રાજસ્થાન' ના ઇતિહાસમાં અનેક આફ્રીકન સ્થળોનાં નામો હીંદુસ્તાનના સ્થળોનાં નામપરથી લીધાં છે એમ કહે છે. ઇજીપ્ત આર્યોનું સંસ્થાન હતું એ વિવાદ ચાલી રહેલો છે અને આ પ્રકરણમાં, "પ્રાચીનકાલમાં આર્યોની સામુદ્રિક જાગૃતિ" એ નામક પ્રોફેસર રાધાકુમુદ મુકરજીના અતિ વિદ્વત્તાયુક્ત અંગ્રેજી પુસ્તકથી, નવું પૃષ્ઠ ઉમેરાયું છે. એ પુસ્તકનો સ્વીકાર કરતાં પ્રીટોરીયા ( ટ્રાન્સવાલની રાજધાની ) નાં ડેઈલીકરટેન પત્રનો તંત્રી મી. એફ. વી. એન્જેલ્સબર્ગ પ્રોફેસર રાધાકુમુદ ઉપર "સાઉથ આફ્રીકન જર્નલ ઑફ સાયન્સ" ના એક અંક મોકલી આપે છે અને તેમાં દક્ષિણ આફ્રીકાના નવા સ્થાપેલા "રહોડેશીયા" પ્રાંતની પ્રાચીન સભ્યતા પરના લેખપર ખાસ ધ્યાન ખેંચે છે. રહોડેશીયા પ્રખ્યાત સ્વ. ક્રોડપતિ મી. સેસીલ રહોડ્સે વસાવ્યું અને તે પરથી તે દેશનું નામ પડયું છે. તપાસ કરતાં તે તેનાં હાલના નામ જેટલો અર્વાચીન દેશ નથી એમ માલમ પડયું છે. સોનાની ખાણનો ઉદ્યોગ તે દેશમાં અતિ પ્રાચીન કાલમાં હતો. તે "જર્નલ" માં લેખક કહે છે કે "પ્રાચીન કાલમાં રહોડેશીયાની 'સોનાની ખાણમાંથી જે પદ્ધતિથી સોનું કાઢવામાં આવતું તે પદ્ધતિ બરોબર મહીસુરની જૂની 'સોનાની ખાણમાંથી જે રીતે અસલ સોનું કાઢવામાં આવતું હતું તેને બહુજ મળતી આવે 'છે. પ્રાચીન રહોડેશીયામાંથી હજારો ઔંસ સોનાની નીકાસ અસલ થતી હોવી જોઇએ!" ત્યારે તેની આયાત પણ કરી થતીજ હોવી જોઇએ અને મો. એન્જેલસબર્ગ પ્રો. મુકરજીના ગ્રંથ પરથી એવું અનુમાન કાઢે છે કે તે આયાત હીંદમાંજ થતી હોવી જોઇએ કારણ કે તેઓ પોતાના પુસ્તકમાં કહે છે કે ઇ. સ. પૂર્વેની છઠ્ઠી સદીથી પણ પહેલા પશ્ચિમ હીંદ, (ગુજરાત) ના વણિકોએ વ્યાપારાર્થે સમુદ્રમાં મુસાફરી કરવી શરૂ કરી હતી, અને એ તરફના (ભરૂચ આદિ) વણિકોનો "સોનાના કિનારા" સાથે ગાઢ સંબંધ હતો. તેમજ એ કાલમાં હીંદમાં આવી રીતે પુષ્કળ સોનું આયાત થતું હતું. જર્નલનો લેખક ઉમેરે છે કે, રહોડેશીયામાં હજી હીંદી વનસ્પતિઓનાં અવશેષો પણ છે, અને હીંદુઓ તે આફ્રીકન સ્થળમાં પૂર્વે રહેતા હોવાનાં ચિન્હો પણ છે. આ બાબત પર વિદ્વાનોએ વિશેષ પ્રકાશ પાડવો ઘટે છે.. કયાં પરમુલકોજ નહીં પરંતુ દ્રવ્યાર્થે પર ખંડો જતા, શોધતા, વસતા, મહાસાહસિક પુરૂષાર્થી પ્રાચીન ગુજરાતી વણિકો અને કયાં આજના ઘરકુકડી, ન્યાતબહારમુકુ ગુજરાતીઓ !! પેલાના આ ખરા વંશજ હશે ખરા ?

## વૈદ્યક, વિજ્ઞાન, સાયન્સ આદિની નવી શોધો તથા વિચારો.

માણસ "સોળે સાન અને વીસે વાન" કેમ ?—વીસ વર્ષે, વાન કહેતાં શરીરનાં હાડકાં સંપૂર્ણ ખીલી રહે છે એ બાલલગ્નમાં મસ્ત ગુજરાતી પ્રજાની કહેતીનો અર્થ છે. પરંતુ ૨૦ પછી પણ બ્રહ્મચર્યાવસ્થામાં શરીરનાં હાડકાં પ્રફુલ થાય છે એ પ્રસિદ્ધ છે. કુદરતની નેમ વૃદ્ધિની છે. એક ફ્રેંચ સાયેંટીસ્ટ કહે છે કે, માણસનાં શરીરનાં અંગો પહેલી પચ્ચીશી પછી ઝાઝાં ન વધવાનું કારણ તે અંગોપર વધતું દબાણ છે. એ

અંગોપર ઝાઝો ભાર તથા દબાણ આવતાં નથી તે અંગો, જેમકે, માથું, હૃદય, ફેફસાં વગેરે ઉપરના ભાગના અંગો ૩૦ વર્ષે હોય છે તેથી ૪૦ મેં વર્ષે વધારે મોટાં અને મજબુત હોય છે. તે વય સુધી તે વધ્યાં કરે છે. ૩૦ વર્ષની વયે જે પટની ટોપી માથે બેસી જાય છે તે ૪૦ વર્ષની વયે જરા ટાંચશે. માણસ ૨૦-૨૨ વર્ષનો થયા પછી ઉંચો વધતો બંધ પડવાનું કારણ ઉભા રહેતી વખતે નીચલા ભાગોપર આખા શરીરનું પડતું વજન તથા દબાણ છે. જો તેમ ન હોય, અર્થાત્ માણસો જો ઢોરની પેઠે ચાર પગે ચાલે તો તેઓ હાલ કરતાં ૧૦ વધુ વર્ષ સુધી લાંબા થતા જાય ! કારણ કે જે હાડકાંપર વજનનું દબાણ નથી આવતું તે અંતર્વેકનથી ૪૦ વર્ષની વય થતાં સુધી લાંબાં થતાં માલમ પડ્યાં છે.

**નિર્જીવ બાબતની શોધપર અદ્ભુત પરિશ્રમ**—સ્વામી વિવેકાનંદની નાર્વેજીયન શિષ્યા જેણે ભગિની, દેવમાતા એવું આર્યનામ ધારણ કર્યું છે, તે પોતાના એક લેખમાં કહે છે કે જો પૂર્વના વિદ્વાનો આત્મલક્ષી (Subjective) અવલોકનમાં પ્રવીણ હતા તો પશ્ચીમના તેમના બંધુઓ પરલક્ષી (Objective) અવલોકનમાં તેવાજ પ્રવીણ હતા. તીડ વગેરે ખેતીને નાશકારક પ્રાણિઓના શ્વાસોશ્વાસની ક્રિયાની લીલાના સંબંધમાંજ વીએનાની કૉલેજના કુદરતના ઇતિહાસ,-જો નેચરલ હીસ્ટરી માટે સાક્ષરો એ નામ સ્વીકારે તો-ના પ્રોફેસર ડૉ. જૉન રેજેને નવ વર્ષ સુધી પ્રયોગો કરીને અને તેમનો શ્વાસ માપવાનું એક યંત્ર શોધી કાઢ્યું છે. ધૈર્ય, ખંત અને આશાનું આ શોધ એક સ્મારકરૂપ છે-દેવમાતાના વચનની તે સાક્ષીરૂપ છે. આ યંત્રથી જે પ્રથમ અદ્ભુત શોધ થઇ છે તે એ છે કે, એ પ્રાણિઓ મનુષ્યથી વિરૂદ્ધજ રીતે શ્વાસ લેવામાં વર્તે છે. મનુષ્યને શ્વાસ અંદર લેતાં બહુ વિશેષ તસ્દી પડે છે, જ્યારે બ્હાર એની મેળે નીકળે છે. તીડોના નાકમાં હવા અંદર એની મેળે જાય છે, પરંતુ તે બહાર ફેંકી દેતા તેમને ખાસ શ્રમ લેવો પડે છે. યોગની ભાષામાં કહીએ તો, મનુષ્યોને રેચક પ્રાણાયામ કરતાં તથા એ તીર્યક્ પ્રાણિઓને પૂરક પ્રાણાયામ કરતાં શ્રમ કરવો પડે છે. બાબત નિર્જીવ અને ઝીણી છે, પરંતુ કોને ખબર કે તેમાંથી મોટાં પરિણામ ભવિષ્યમાં ન નીકળે. આ યંત્રમાં મુખ્ય ભાગ કાચની નળી છે. શ્વાસ લેતાં નળીમાંની સોય કાગળપર લીટી ખેંચે છે, અને જેમ શ્વાસ વધારે સારી રીતે, વિના શ્રમે લેવાય છે તેમ લીટી સાફ સીધી પડે છે, અને જેમ મહેનત પડે તેમ તે વાંકીચુકી દોરાય છે.

**દુધમાંથી હાથીદાંત**—બનાવવાની શોધ થઇ છે. ગળી, કપૂર, અને રબર જેવી મોંઘી વનસ્પતિની ચીજો રસાયણના મિશ્રણથી જર્મન આદિ રાસાયણિકો બનાવટી બનાવી શક્યા છે. પરંતુ તેઓ વનસ્પતિ રાજ્યને સર કરીને પ્રાણિ રાજ્યપર હવે હલ્લો લઇ આવવા લાગ્યા છે. દુધમાં અમુક રસાયણોની મેળવણી તથા બીજી ક્રિયા કરવાથી, શુદ્ધ હાથીદાંત જેવીજ કઠણાઇ, રંગ તથા સફાઇ વાળો પદાર્થ હવે તેઓએ શોધ્યો છે. તે તો કેટલીક રીતે કુદરતથી પણ ચઢેછે. ઇશ્વરને શરમનું માર્યું રાજીનામું ફરજાવી કાઢવાનો ગુસ્સો ન ચઢી જાય તો સારૂં ! આ દુધીયા હાથીદાંત કુદરતીથી એ રીતે ચઢેછે કે તેનું પૉલીશ કદાપિ બગડતું નથી. કુદરતી જ્યારે વપરાતાં જતાં પીળું પડી જાય છે ત્યારે આ બનાવટી શ્વેતજ રહે છે. બનાવટી હાથીદાંત, ચુડા ચુડી ઉપરાંત પીઆનોમાંની કુંચીઓ, રીંગડા, શિપ વગેરે અનેક બીજી બનાવટોમાં પણ કામ આવી શકશે વળી બનાવટી બહુ સસ્તું છે.

**બલૂનની હવે કાંઇ શોધ માત્ર નથી, તેનો યુરોપમાં વ્યાપાર ચાલે છે!**—ખરૂં જોતાં બલૂન એ નામજ હવેનાં "હવાઇ વાહાણો" માટે યોગ્ય નથી. બલૂન તો યંત્રરહિત, માત્ર હાઇડ્રોજન વાયુના કોથળા રૂપ હતા. તેનો સિદ્ધાંત હવાથી હલકા થઇ ઉડવાનો હતો. હવેનાં હવાઇ "બાર્કસો" તો ઇંજીન વગેરેને લીધે હવાથી ભારે પણ હોય છે. તે એટલાં તો પૂર્ણ અને સહીસલામત થયાં છે કે તે બનાવનારી પેઢીઓ પેરીસ આદિ સ્થળે અનેક નીકળી છે. નાનાં રાજ્યો મોટાં રાજ્યોની રાજધાનીમાં બનતાં વિમાનો પુષ્કળ ભારે લડાઇના ઉપયોગ સારૂ ખરીદે છે. માત્ર ફ્રાન્સમાં ગયા વર્ષમાં ૧૩૫૦ વિમાનો બન્યાં હતાં અને તેની કુલ કીમ્મત કેમમાં કમ પોણો કરોડ રૂપીયા ઉપજી હશે. એક અથવા બે માળવાળાં વિમાનો હવે બજારમાં ૧૫ થી ૨૦ હજાર રૂપીયે મળે છે. આ ધંધામાં હવે બહોળું ક્ષેત્ર છે.

**જાનવરોની ભાષાઓની શોધ!**—પોતે કરેલી હોવાનું પ્રખ્યાત અમેરીકન કુદરતશાસ્ત્રી મી. ચાર્લ્સ કેલોગ કહે છે. જે તે ભાષાઓના અભ્યાસ સારૂ તેણે અનેક વર્ષ સીએરા નેવેડાના પર્વતોમાં ગાળ્યાં હતાં. હવે તેનું શિષ્ટ સમાજમાં પાછું પરિવર્તન થયું છે. તે કહે છે કે પશુ પક્ષીઓ છુટથી ભેળાય છે ત્યારે જરૂર વાતો કરે છે! બારીક અવલોકનથી તેમના અવાજ તથા અક્ષર માળા તેણે શોધી કાઢી છે. તે કહે છે કે પશુ રાજ્યમાં સૌથી ખીલેલી ભાષા કસારીની છે. મી. કેલોગે આ ભાષાઓના શબ્દોનો એક કોષ પણ રચ્યો છે. તે પ્રમાણે વાંદરાની ભાષામાં ૨૭ જુદી જુદી જાતના અવાજો ( અક્ષરો ) છે જ્યારે બીજા જાનવરોમાં તે સંખ્યા ૧૨ થી ૨૫ વચ્ચે છે. આશ્ચર્યની વાત તે એ લાવ્યો છે કે કુતરો પશુઓમાં સૌથી બુદ્ધિમાન ગણાવા છતાં તેની ભાષામાં અક્ષરો તો બહુ ઓછા ફક્ત ૧૨) છે. પણ કેટલીક જાત વાતચીતમાં ૨૧ અવાજો કરતી હતી. ડૅા. કેલોગ કહે છે કે કુતરાને વિશેષ અક્ષરોનું જ્ઞાન ન હોવાથી નહીં પણ તે દર્શાવવાના સાધનના અભાવથી તેઓ બીજા અક્ષરો બોલી નહીં શકતા હોય. આ અમાનુષી ભાષાના પ્રોફેસરે એકંદર ૧૫ પશુ પક્ષીઓની ભાષાનો અભ્યાસ કર્યો છે. યુનીવર્સીટીમાં આ નવો કોર્સ ક્યારે દાખલ થશે?

**દોરડાં વિનાના ટેલીફોન**—હાલમાં ચેમ્સફર્ડમાં આવેલા મારકોની કંપનીના કારખાનામાં દોરડા વિનાના ટેલીફોનના પ્રયોગો ચાલુ થયા છે. આવા "વગર તારના તાર"ની મદદથી તેમને ૨૦૦ માઇલથી વધુ અંતરે સંદેશા પહોંચાડવાનું સહેલું થઇ પડ્યું છે. વખત એવો આવશે કે તારના ફારમો ન ભરતાં, યુરોપ અને અમેરીકા વાયર્લેસ ટેલીફોનથી મોંઢામોંઢ વાતચીત કરશે!

**સહરાના રણની ગરમી**—૫-૭ હજાર ડીગ્રી હશે એમ કેટલાક, તે રણ સુર્યથી સૌથી સમીપ હોવાથી, ધારતા હશે. તેની ગરમી ૧૩૩ ડીગ્રીથી વધુ મપાંઇ નથી. આપણું જેકોબાબાદ લગભગ ૧૩૦ ડીગ્રી સુધી જાય છે તે જોતાં બહુ હતું નથી.

**દીવાસળી દર કલાકે કેટલી તૈયાર થાય છે?**—ઇગ્લંડમાં આવેલી 'ગ્લુસેસ્ટર ફેક્ટરી' માં દર કલાકે બે કરોડ દીવાસળીઓ તૈયાર થાય છે. તેનીજ સાથે બીજાં યંત્રોની મદદથી દર મિનિટમાં દીવાસળી ભરવાની ૭૫૦ પેટીઓ તૈયાર થાય છે. આવી ઝડપ ન હોય તો દીવાસળી દુન્યાને પુરતી પહોંચાડી શકાય નહીં.

**કુદવાની શકિત સૌથી વધારે કોનામાં, માણસ કે ઘોડામાં ?**—ઘોડો માણસ કરતાં પણ વધુ ઉંચે કુદી શકે છે. ગયા વર્ષમાં "ઓલીમ્પીઆ"ની યુરોપના સર્વે દેશો વચ્ચે રમાયલી શરતમાં ઓન. મી. સી. સેકુટનનો ઘોડો ૭ ફુટ. ૫ા ઇંચ કુદયો હતો; જે મી. એમ. સ્વીની જે સમગ્ર દુનિયામાં 'ચેમ્પીયન' કુદનારો છે તેના કરતાં લગભગ એક ફુટ વધારે છે. મી. એમ. સ્વીની ૬ ફુટ ૫ ૫/૮ ઇંચ જેટલી ઉંચાઇ કુદી શકે છે. પ્રયત્નથી ઘોડા તેમજ મનુષ્યને શું અશક્ય છે ?

**બોલતું ઘડીઆળ**—જર્મનીના પાટનગર બર્લીનની એક મારકેટ ઉપર બોલતું ઘડીઆળ ગોઠવવામાં આવ્યું છે. સમયાંતરે ટકોરા ન થતાં ઘડીઆળ પોતાની મેળે દરેક પા કલાકે મનુષ્યની પેઠે એક, બે, ત્રણ અગ્યાર, બાર એમ ખુલ્લા શબ્દોમાં બરોબર વખત બોલે છે. એ પણ અજબ કરામત છે.

**ઘાસના ડગલા**—અમેરીકન ગરીબ વર્ગ મોંઘી ધોવડામણીન પરવડવાથી, કાગળના શર્ટ તો ક્યારના પહેરે છે. હવે પોર્ટુગલના પાટનગર લિસ્બનમાં ઘાસના ડગલા પહેરવાની પ્રથા નીકળી છે. આ ડગલા વજનદાર છે પણ પોર્ટુગીઝ લોકો પસંદ કરે છે. તે માત્ર ઘાસમાંથી બનાવવામાં આવે છે અને તેના ઉપર પડતી ઝાકળ નીચે ખરી પડે છે. આજ કારણથી તે લોકો આવા ડગલા પસંદ કરે છે.

**સંધિવાનો ઉપાય તે મધમાખીનો ડંખ છે**— એ નવી અમેરીકન શોધ વિષે હમે અગાઉ લખી ગયા છીએ. એ દ્વારા એ ખંડમાં અતિ જોરમાં ચાલતો એ રોગ સાજો કરવા ખાસ હોસ્પીટલો સ્થપાઇ છે. તેમાં મધમાંખીઓના પુડા ઉછેરવામાં આવે છે. તેની એક હોસ્પીટલનું સ્થળ હોસ્બર્ન છે. તેના વડા મી. બરોની દેખરેખ નીચે ૩૦ મધપુડાઓ છે. જેની અંદર લગભગ ૧૮૦૦૦૦૦ થી ૨૦૦૦૦૦૦ મધમાખીઓ છે. તેણે એક સમયે એક લેખકને કહ્યુ હતું કે તેની મધમાખીઓએ સંધિવાના થઈ પડેલા સેંકડો લોકોને બચાવ્યા છે. મી. બરો પોતે પણ બે વખત સંધિવાના દર્દથી પીડાયો હતો.

મધમાખીનો ડંખ વેદનાજનક લાગે છે, તેનું કારણ માત્ર મધમાખીઓના ડંખથી શરીરમાં પ્રવેશતું "ફોરમીક એસીડ છે" તે છે પણ તેજ સંધિવાને નષ્ટપ્રાયઃ કરનાર સાધન છે. જો મનુષ્યના શરીરમાં "યુરિક એસીડ" હોવ તો મધમાખીનો "ફોરમીક એસીડ" નુકશાનકારક નથી.

---

## "મન મોહિની મેના!"*

નૂતન વર્ષે નૂતન ચેતન રેલજે — મનમોહિની મેના.
નૂતન વર્ષે નૂતન જ્યોતિ જગાડજે — મનમોહિની મેના.
અદ્ભૂત ગીતા અંતર સાર પીવાડજે
પ્રભૂતી પ્રેમ પ્રસાદી પ્રેરજે — મનમોહિની મેના.
નભપ્રાંતમાં તવ સાથે અમને ઉડાવજે
સુભગ નભગંગામાંહી નવડાવજે — મનમોહિની મેના.

---

* આ કાવ્ય મોડું મળવાથીજ આ અંકના પ્રારંભમાં પ્રગટ થઇ શકયું નહીં. તેથી આ સ્થળે છાપ્યું છે–તંત્રી.

ભાનુ-ભર્ગની ભવ્ય વિભૂતિ ચખાડજે  મનમોહિની મેના.
પ્રેમળ શશિની શાંતિમાં ખેલાવજે,
તારાના સ્નેહ-ઝરા ઝીલાવજે  મનમોહિની મેના.
ધ્રુવ તણી નિશ્ચલ ગતિમાં પ્રવેશાવજે,
આત્મજ્યોતિના શુભ નિર્મળ અંશમાં,
૮ નવ ઉત્સાહથી સત્ય-હૃદય રંગાવજે  મનમોહિની મેના.
સામવેદ-ઉદ્‌ગીથ સત્યના તાનમાં,
કરજે જગત બધું મસ્તાન હો !  મનમોહિની મેના.
"रसानां रसतमः परमः" ॐ " નું
રગ રગમાં નવ ચેતન તું ઉતારજે  મનમોહિની મેના.
નૂતન વર્ષે નૂતન ચેતન રેલજે  મનમોહિની મેના.
મુંબઇ, તા. ૨૮-૧૦-૧૯૧૨  J. K. D.

## ગ્રંથાવલોકન.

**શ્રુતિ સંગીતકમ્**—રા. રા. ગિરધરલાલ ગોવિંદજી મહેતા તરફથી વેદોમાંના લગભગ બધા ઉત્તમ મંત્રો, તેનો સાર બતાવતાં અંગ્રેજી વાક્યો અને એક ડઝન ચિત્રો સાથે પ્રકટ થએલું આ " પૉકેટ-સાઇઝ " નું ૮૦ પાનાનું એક પુસ્તક અમને સમાલોચનાર્થે મળ્યું છે. રા. રા. ગીરધરલાલનો આ પ્રથમ પ્રયાસ ખરેજ તેમની શોધનબુધ્ધિની ખાત્રી આપે છે; પરંતુ અમારે જણાવવું જોઇએ કે એ મંત્રોના અર્થો જ્યાં સુધી ન આપવામાં આવ્યા હોય ત્યાં સુધી એ પુસ્તક સાધારણ જનસમાજને ઘણું લાભકારી થઈ પડશે નહીં. અને હવે પછી સટિક નવો ગ્રંથ પ્રગટ થનાર છે જાણી આનંદ થાય છે. જે ચિત્રો આ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે તેનો લખાણ સાથે શો સંબંધ છે તે સમજી શકાતું નથી, જો કે ચિત્રો ઘણાંજ સુંદર છપાયાં છે ખરાં. છતાં તેમાંનાં ત્રણ માનવી ચિત્રો હિંદુને બદલે કોઇ યુરોપીયનનાં હોય એમ સ્પષ્ટ ભાસે છે ! ઉત્તમ કાગળ અને સારી છપાઇનાં આ નાનાં પુસ્તકની કીંમત રા. રા. ગિરધરલાલની મહેનત તરફ જોતાં, તેમજ નફાનો ચતુર્થાંશ કન્યાવિદ્યાલય-ઘાટકુપર ખાતે જવાનો છે તે જોતાં વધારે નથી. પૂઠાંપરનું મી. એ. એચ. મુલરે દોરેલું ચિત્ર ખરેજ એક ઉત્તમ ચિત્રકારની કારીગરીનો સુંદર નમુનો પૂરો પાડે છે.

**શ્રીમાન્ મુનિ મહારાજશ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાઇબ્રેરી, તથા સંસ્કૃત પાઠશાળા**-નો સને ૧૯૧૦ ના ફેબ્રુઆરીથી સને ૧૯૧૨ ના જાન્યુઆરી સુધીનો બે વર્ષનો હિસાબ તથા રીપોર્ટ અમને મોકલવામાં આવ્યા છે; તે જોતાં જણાય છે કે એક કાર્યને સારૂ ફંડ રૂ. ૭૧,૭૭૧-૧૧-૯નું છે જેના વ્યાજમાંથી ઉપલાં બેઉ ખાતાં ચલાવવામાં આવે છે. લાઇબ્રેરી વાંચનનો શોખ મફત પૂરો પાડે છે અને સવારના ૬ા થી રાતના ૭ા વાગ્યા સુધી ખુલ્લી રહે છે. સંસ્કૃત પાઠશાળામાં ૩૭ વિદ્યાર્થી છે જેમાં ૨૪ જૈન અને ૧૩ જૈનેતર છે. આથી જણાય છે કે એ યોજનાથી એકલા જૈનોનેજ નહીં પણ સર્વ સાધારણને પણ લાભ મળે છે. શાળાનો સમય ૭ા-૧૦ સવારનો; ૧-૩ બપોરનો; અને ૭-૯ રાતનો છે. લાયબ્રેરીમાં રોજીંદાં પત્રો ૬, અઠવાડિક ૧૧, અઠવાડીયામાં બે વખત નીકળતું ૧, પખવાડિક બે, અને માસિક ૩૦ પત્રો આવે છે. લાઇબ્રેરીનો લાભ ગરીબવર્ગ બહુ લે છે, પણ પાઠશાળાનું કામ કંઇક

મંદુ છે ખરું. આ રીપોર્ટમાં અને બીજા રીપોર્ટોમાં અમને જે ફેર લાગે છે તે એજ છે કે જ્યારે બીજા રીપોર્ટોમાં માત્ર સારુંજ ( White-side ) ચિતરવામાં આવેલું હોય છે ત્યારે આમાં ખુલ્લે દિલે બધું યથાર્થ વર્ણવેલું છે.

**દરેક મનુષ્ય જાતે વૈદ્ય અથવા વ્યવહારોચિત જીવન રસાયણક વિદ્યા**—( ભાગ ૨ જો. )—મેસર્સ જે. પી. પંડિતની કું. ટાવર સામે, વડોદરા, તરફથી આ પુસ્તક અમને અવલોકનાર્થે મળ્યું છે. એ પુસ્તકના પહેલા ભાગની સમાલોચના " સત્ય " ના ગયા માસના અંકમાં અમે સવિસ્તર આપી ગયા છીએ. આ બીજા ભાગમાં, જે બાર ઔષધોનું વર્ણન પહેલા ભાગમાં આપવામાં આવ્યું છે તે દરેક ઔષધ જુદા જુદા કીયા રોગોપર અસરકારક છે તે સમજાવવામાં આવ્યું છે. પુસ્તકના કાગળ તેમજ છપાઈ સારી છે અને કીંમત છ આના પણ, એ પુસ્તકનાં હોટસો પાનાં તરફ નજર નાંખતાં, યોગ્યજ લાગે છે. બે ભાગ સાથે લેનારને દશ આનામાં આપવામાં આવે છે. પુસ્તકને અંતે કેટલાક અભિપ્રાયો પણ આપવામાં આવ્યા છે. અમે અમારા વાંચકોને આ બાર કુદરતી ઔષધોની અજમાયશ લેવા ભલામણ કરીએ છીએ.

**ભારતનાં સ્ત્રીરત્નો, ભાગ બીજો**–સસ્તાં સાહિત્ય તરફથી પ્રકટ થતી ' ચરિત્રમાળા ' નો આ મણકો અમને મોકલવામાં આવ્યો છે જેની અમે ઉપકાર સાથે પહોંચ સ્વીકારીયે છીયે. પ્રકટ કર્તા ભિક્ષુ અખંડાનંદ જેવા ખરા તન મનથી કામ કરનાર, તેમજ લેખક રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિતની આ શિવ શુભ પ્રસાદી છે. પાકી બાંધણી, ' ફેધરવેટ ' કાગળ, અને ઉત્તમ છપાઈ–આ આશરે ૭૨૫ પાનાનાં પુસ્તકનું બાહ્યાંગ દીપાવે છે. કીમત રૂ. ૧ પણ અતિ અલ્પ છે.

બાહ્યાંગનું આટલું અવલોકન કર્યા પછી વાંચક વર્ગને એમાંનાં બે ચાર ચરિત્રોનો ટુંક ખ્યાલ આપીશું તો તેથી તેમને કંઇક જાણવાનુંજ મળશે.

અમને મોકલવામાં આવેલા આ બીજા ભાગની નાયિકાઓની શરૂઆત ઇ. સ. ના સાતમા સૈકાથી થઇ ઓગણીસમા સૈકામાં તેની સમાપ્તિ થાય છે. ખરી રીતે જોતાં તો અમારૂં નીચલું લખાણ ઇ. સ. ની સાતમી આઠમી સદીની સમાજ સ્થિતિનુંજ કંઇક અવલોકન છે.—

ગ્રંથ ઉઘાડતાં પહેલુંજ ચરિત્ર ગુજરાતના પ્રખ્યાત રાજા જયશિખરીની મુલતાની રાણી રૂપસુંદરીનું આપવામાં આવેલું છે. રૂપસુંદરી તે વનરાજ ચાવડાની મા. એ રૂપસુંદરીનો તેમજ તેની દાસીઓનો, દાહિર રાજાની રાણીનો, અલકા દેવીનો, તેમજ કાનપુરની તાજકુંવરનો દાખલો જો લઇશું તો સહજ જણાઇ આવશે કે તે સમયમાં–ઈ. સ. ના સાતમા આઠમાં સૈકા સુધીમાં સ્ત્રીઓ યુદ્ધકળામાં નિપૂણ હતી, શત્રુદલપર હલ્લો કરતી અને તાજકુંવરની માફક પ્રસંગે જય પણ પ્રાપ્ત કરતી ! તાજકુંવર તો નાનપણમાં પોતાના ભાઇ સાથે શિકારે પણ જતી ! આથી જણાય છે કે મુસલમાનો હિંદમાં આવ્યા તે સમયે હિંદમાં ઘુમટાનો રીવાજ નહોતો અને પ્રાચીન સમયમાં જેમ કૈકેયી જેવી શુરવીર ક્ષત્રીયાણીઓ યુદ્ધમાં જતી તેમ એ સમયની રજપૂતાણીયો પણ જતી.

મણુયલ્લદેવીનાં ચરિત્ર પર નજર નાંખતાં જણાય છે કે પોતાના કુમાર સિદ્ધરાજ જયસિંહને પોતે કેળવણી આપી હતી ! ઠેક રામાયણના કાળથી તે આ સમય સુધી જો કે સ્ત્રીઓ ઘણીજ શિક્ષિત માલૂમ પડે છે છતાં ખૂબી તો એ છે કે તેમને સારુ કોઇ શાળાનો કોઇ સ્થલે કશો ઉલ્લેખ નથી ! આખું રામાયણ અને મહાભારત ઉથલાવી જાઓ પણ કોઇ સ્થલે સ્ત્રીઓની શાળાઓનો ઉલ્લેખ જડશે નહિ ! પોતાના પતિને બધી બાબતોમાં પત્ની મદદ કરતી–તે તો ઘણી રીતે સાબીત થઇ શકે છે. રામાયણના સમયની અનસૂયાનો અને મહાભારતના સમયની દ્રૌપદીનો આપણે દાખલો લઈશું તો સહજ જણાશે કે સ્ત્રીઓ તે વખતે પૂર્ણ ઉન્નત દશામાં હતી. મહાભારતમાં એક ઠેકાણે દ્રૌપદી સત્યભામાને કહે છે કે હું આવક જાવક પર નજર રાખું છું. એક ઘરની આવક જાવક પર નજર રાખવી પણ જ્યારે આપણી સ્ત્રીયોને મુશ્કેલ થઇ પડે છે તો એક રાજ્યની આવકજાવક પર નજર રાખવાની વાત તો

આપણને સ્વપ્ન સમાનજ ભાસે ! તે સમયે જે શિક્ષણ સ્ત્રીઓને આપવામાં આવતું તે માત્ર પુસ્તક જ્ઞાનનું ન હોતાં વ્યવહાર અને સુશીલતાનું પણ હતું. સ્ત્રીઓને જે શિક્ષણ ઉપયોગી હતું તેજ શિક્ષણ તેમને આપવામાં આવતું. ઉચ્ચ કુલની સ્ત્રીયો ગીત, વાદ્ય, નૃત્ય, વગેરે શીખતી. બૃહન્નટાના વેશમાં વિરાટ નગરીમાં રહેલા અર્જુને ઉત્તરાને ગીત આદી લલિત કલા શીખવી હતી એમ મહાભારતના વિરાટ પર્વના બીજા અધ્યાયના ૨૯મા શ્લોકમાં લખ્યું છે.

૦ પ્રખ્યાત વનરાજ ચાવડો, જેમ શાલિવાહન કુંભારને ત્યાં ઉછર્યો હતો તેમ, ભીલને ત્યાં ઉછર્યો હતો. આથી સિધ્ધ થાય છે કે આવી વર્ણો અવ્યવહાર્ય નહોતી-પ્રસંગ પડ્યે રાણીયો પણ તેમનો આશ્રય લેતી.

દાહિર રાજાના મૃત્યુ બાદ તેની સ્ત્રી પ્રથમ યુદ્ધ સારુ તૈયાર થઇ બ્હાર પડી અને પોતાના આમ તેમ ભરાઇ બેઠેલા સૈનિકોને ઉશ્કેરવા લાગી. તેના આ વક્તૃત્વનો એટલો બધો પ્રભાવ પડ્યો કે નગરવાસી લોકો પણ ઘરબાર છોડી, હથિયાર સજી સૈનિકોની પાસે, યુદ્ધ કરવા જવાને, આવી ઉભા ! આથી જણાય છે કે હાલમાં જર્મનીની માફક તે સમયે દરેક માણસ યુદ્ધકલા જાણતો—Every man was a soldier.

' જહરમત '—પોતાનાં શીયલના રક્ષણ સારુ સ્ત્રીયોએ જીવતાં બળી મરવાનું મત—પણ આ રાણીએજ પ્રથમ આદર્યું.

શીયળ સારુ તો તે વખતે નીચ જાતિની સ્ત્રીયો પણ સુખે પ્રાણનો ભોગ આપતી, એ સિદ્ધરાજના જસમા ઓડણ નામની મજુરણ પર મોહી પડવાના અને જસમાના ખંજર ભોંકી પોતાના પ્રાણ ત્યાગવાના દાખલાથી સ્પષ્ટ થાય છે.

બ્રાહ્મણોની દશા પણ હજુ બહુ અવનતિને પ્રાપ્ત થઇ નહોતી, એ રાજા ભોજે સુશર્મા નામના બ્રાહ્મણને બોલાવી જ્યારે હજારો મ્હોરો આપવા માંડી તે વખતે તે દરિદ્રી બ્રાહ્મણે આપેલા જવાબથી સિદ્ધ થાય છે. તે બ્રાહ્મણે કહ્યું " આ ધનની મારે કાંઇ જરુર નથી. ધન તો રાજાઓનેજ પાસે શોભે. હું એક દીન-દરિદ્રિ બ્રાહ્મણ છું. અમારે માટે તો તપ એજ અખૂટ ધન છે, અને તે દ્વારાજ અમારું પાલન થાય છે. "

ઇ. સ. ની શાતમી સદીમાં થઇ ગયેલો આ રાજા ભોજ તો સ્પષ્ટજ કહેતો કેઃ—

विप्रोपि यो भवेन्मूर्खः स पुराद्वहिरस्तु मे ।
कुंभकारोऽपि यो विद्वान्स तिष्ठतु पुरे मम ॥

ભોજ પ્રબંધ વાંચતાં સ્પષ્ટ જણાય છે કે રાજા ભોજની પાસે તેના ૫૦૦ કવિ ઉપરાંત કેટલીક કવયિત્રીયો પણ હતી !

ક્ષત્રિયાણીઓ પોતાના પુત્રને નાનપણથીજ ક્ષાત્ર ધર્મનું રહસ્ય સમજાવતી. રાખેંગારની શ્રી રાણકદેવીએ પોતાના ૧૧ વર્ષના સિધ્ધરાજના ભયથી ત્રાસિત થયેલા પુત્રને નીચેના દોહરાથી તેનું રહસ્ય સમજાવ્યું હતુંઃ—

માણેરા તું મ રોય, મ કર આંખ્યો રાતિયો;
કુળમાં લાગે ખોટ, મરતાં મા ન સંભારિયે !

એકંદરે આ બીજો ભાગ બહુ મહેનતે તૈયાર કરવામાં આવેલો જણાય છે. બહું ચરિત્રો આપવાને બદલે કેટલાંક ઓછાં પણ જે વિસ્તારને લાયક છે તે વિસ્તારપૂર્વક આપ્યાં હોત તો વધારે સારું થાત એમ અમારો નમ્ર મત છે.

# અંગ્રેજી માસિકોના કેટલાક ઉત્તમ લેખોનો સાર.

**જેપાનના નવા મીકાડોઃ**—હારો-નો-મીયા-યોશી-હીટોનાં જીવન વિષે એક ચિત્તાકર્ષક વીગતો સહિતનો લેખ, સંત નહાલસિંહ, ઇંડીયન રીવ્યુ ( મદ્રાસ-સપ્ટેંબર ) માં લખે છે. ભૂતપૂર્વ મહારાજા મુત્સુહીટોના આ પુત્રનો જન્મ તા. ૩૧ મી ઓગસ્ટ ૧૮૭૯ ને દિને થયો હતો. તેનો જન્મ તેનો પિતા તથા તેના ૧૨૦ પૂર્વજ મહારાજાઓથી જુદાજ ચોપડીયાંમાં અને સંજોગોમાં થયો હતો. પાંચ કરોડની વસ્તીના એક લાખ બાસઠ હજાર ચોરસ માઇલના વિસ્તાર ઉપર રાજ્ય કરવાનું પોતાના લલાટમાં લખાયાને આ રાજપુત્રનો જન્મ થયો ત્યારે જેપાન નવયુગને પ્રાપ્ત થયું હતું. પ્રકાશની જેપાનીઝ દેવી " કાશી " થી તેનો વંશ ઉતરી આવવાની પ્રજાની અભિમાની પણ વહેમી માન્યતા છતાં, અંતિમ પૃથક્કરણમાં તો તે માટીનોજ ઘડાયલો હતો એવી માન્યતા પણ નવા સુધારાના નવા પ્રકાશમાં તેના જન્મ વખતે જેપાનની ભૂમીપર પહેલીવાર પ્રસરવા લાગી હતી ! જેપાનના સરદારો અને ખાનદાનોના પુત્ર તથા પુત્રીઓ માટેની જે ખાસ કોલેજ મરહુમ રાજાનીજ સૂચનાથી ૧૮૭૭ માં સ્થાપવામાં આવી હતી તેમાંજ આ ગાદીવારસ શાહજાદાને પણ ભણવા મુકવામાં આવ્યો હતો. દુર્બલ શરીરને લીધે તેને કોલેજ અકાળ છોડવી પડી. પરંતુ ઘેર તેનો અભ્યાસ ચાલુ હતો. તેના બે મોટા ભાઈઓનાં મરણથી તેજ રાજાનો એકનો એક પુત્ર હોવાથી ૧૮૮૭ માં તે ગાદીવારસ તરીકે સનાવાર રીતે જાહેર કરવામાં આવ્યો હતો. જેપાનના શહેનશાહને પટરાણી ઉપરાંત, બાર સુધી શોકય-ઉતરની પંક્તિની રાણીઓને પરણવાને સત્તા છે. અને આ પુત્ર ઉતરતી પંક્તિની એક રાણી, માટમ યનાગીહારાનો પુત્ર હતો. પટરાણી હારુકો તો અપુત્રવતી હતી આ નવા રાજા જેપાનના પ્રજા સત્તાક રાજ્યના જેમ પ્રથમ રાજા છે તેમજ પ્રથમજ જેપાનના એકપત્નીવ્રતધારી રાજા છે. જેપાનના રાજકુટુંબનો એવો શિષ્ટાચાર છે કે, જેપાનના પાંચ સરદાર કુટુંબોનીજ કન્યાઓમાંથી રાજકુટુંબનો વર પોતાની પત્ની ગ્રહણ કરી શકે. જ્યારે રાજકુટુંબની પસંદગી પ્રીંસ કુજો મીચીટાકાની એક નાની પુત્રી શાદ-જાદી સદાકો પર ઉતરી તે સમયે તે કન્યાનું વય ૧૫ વર્ષનું હતું. તે બાલપણમાં ગામડે એક ખેડુત કુટુંબમાં ઉછરી તથા ભણી હતી, અને બાદ ટોકીયોની ઉમરાવોની શાળામાં ભણતી હતી. વેશવાગ થતાં સાથે તેના તથા તેના કુટુંબ વચ્ચેના સંબંધમાં પરિવર્તન થઇ ગયું ! હવેથી તે જુદી રહેવા લાગી, અને ભોજનાદિ પણ તેના પોતા એકલા માટે થતું, જે તે એકલી ખાતી. તેના માતા પિતા પણ તેનાથી તેની ઉચ્ચતર પ્રતિષ્ઠાને માન આપવા તેની પાસે જતા ઝુકતા ! જેપાનમાં રાજકુટુંબની વ્યક્તિ માટે લોકોને એટલો બધો ભય છે ! રાજા સાક્ષાત્ સૂર્ય પુત્ર મનાય છે ! ! ૧૯૦૦ની તા. ૧૦ મી એ લગ્ન થયું ત્યારે વિધિમાં ઘણો સુધારો કરવામાં આવ્યો. સનાતન ધર્મના ધ્વંસની ગર્જનાઓ માટે જેપાનમાં અવકાશ નથી. અત્યાર સુધી રાજા તરફથી કન્યા માટે માંગું આવતું એજ કન્યા પક્ષ મહા માન સમજતા-તેથી તે સ્વીકારવાનો પ્રસંગજ ઉપસ્થિત થતો નહીં ! તેથી લગ્નવિધિમાં કન્યા દાનની ક્રિયાજ ન થતી ! પરંતુ આ પ્રસંગે જેપાનના સનાતન ધર્મથી વિરૂદ્ધ થઇને રાજપુત્રે સસરાને વિધિપુરસ્સર કન્યાદાન આપવા વિનંતિ કીધી, જેમ તેણે કીધું. એથી પણ વિશેષ ગજબ એ થયો કે જેપાનીઝ પોશાક ધારણ કરીને લગ્નવિધિ કરાવ્યા બાદ પતિપત્ની સાથે બેઠાં !—જેપાનમાં એ વર્તન સ્વચ્છંદતાની સીમા :અજ્ઞાતી અને નિર્લજ્જતાથી બહુ ઉતરતું મનાતું નહોતું. પરંતુ રાજા પ્રજા જૂના સડેલા વિચારોને તિલાંજલિ આપવાની ઉલટમાં હતી તેથી તે ઉપરાંત તેઓ પણ અત્યાર સુધી વધારે નિન્દનીય ગણાતું એવું કામ તેઓએ કીધું. દંપતી પરણીને રાજમંદિર જવા ગાડીમાં સ્વાર થયા ને સાથે બેઠાં ! મહારાજાએ લગ્નની ખુશાલીમાં ટોકીયોમાં તેજ દિને સાંજે જે પાર્ટી આપી તેમાં પણ પતિના હાથ પર નમેલી એવી સ્થિતિમાં યુવરાણીએ ગૃહ સભા-માં દર્શન દીધાં હતાં. આ પછી તેઓ સાથેજ હરેફરે તથા રમે જમે છે. તેથી જોકે વૃદ્ધ જેપાનીઓ અપ્રસન્ન થયા છે, પરંતુ આ યુરોપીય શિષ્ટાચારની યુવાન પ્રજા પ્રેમી બની છે કારણ કે એને સમજાવી

ગણુરી એ આચારનું રહસ્ય છે તે તેઓ યથાર્થ રીતે સમજ્યા છે. નવા રાજાને રાણીથી ત્રણ પુત્રો થયા છે, સૌથી મોટો પુત્ર, યુવરાજ હાલ ૧૨ વર્ષનો છે, ૨ જો તથા ત્રીજો ૭ વર્ષનો છે. નવીન રાજા પોતાના પિતાથી પણ પ્રજા રાજ્યના તથા સુધરેલા વિચારના મહા પક્ષપાતી છે. જેપાનીઝ પ્રજાની એવી માન્યતા હતી કે રાજા આકાશ કિંવા પરમાત્માનો પુત્ર, સૂર્ય સ્વરૂપ હોવાથી તેની સામે દૃષ્ટિ કરવી પણ અશક્ય છે. મરહુમ રાજા તેના સઘળા સુધરેલા વિચાર છતાં, સામાન્ય પ્રજાને એ કારણથી ક્વચિતજ દર્શન દેતા, અને દૂર એકાન્તમાં રહેતા. પરંતુ નવા રાજાનો એક શોખ તો રાજમાર્ગમાં પુષ્કળ અને એકલા ફરવાનો છે! તે ખાનગી રીતે વ્યાપારનું સાહસ પણ કરતો કહેવાય છે. ૫૦ વર્ષ પૂર્વેના વખત સુધી રાજકુટુંબની બહાર અર્ધી કુંડી મનુષ્યોને મીકાડો મહોદયનાં દર્શન થવાં દુર્લભ હતાં એ વાત વિચારતાં હાલનાં પરિવર્તનથી સંરક્ષ વૃત્તિના હીંદુઓને તો અતિ આશ્ચર્યજ થશે. રાજા તરીકે હાર્-નોમીયાને રૂ. ૪૫ લાખનો દર વર્ષે પગાર મળશે, જે યુરોપના બીજા રાજાઓને મળે છે તેથી બહુ ઓછો છે. મરહુમ રાજા કરકસરમાં પ્રવીણ હોવાથી રૂ. ૬ કરોડની મીલકત મુકી ગયો છે. આશા છે કે વર્તમાન રાજા તેનો સદુપયોગ કરશે!

**નામદાર નીઝામના નવા પ્રધાન**—નવાબ સાલારજંગ ત્રીજાનું વય માત્ર ૨૧નું છે. વંશપરંપરા એના કુટુંબને પ્રધાનપદ મળેલું છે. મી. રાજારામ ઈંડીયન રીવ્યુમાં કહે છે કે આ નવયુવાન પ્રધાનની પોતાની જાગીરો ચહુકોશા કે કોચી જેવાં મોટાં રાજ્યોથી પણ વિસ્તારમાં વિશેષ છે! તેનો વિસ્તાર ૧૪૧૮ સમચોરસ માઇલ હોઇ, વાર્ષિક ઉપજ રૂ. ૧૦ લાખ છે. અંજટાની પ્રખ્યાત પ્રાચીન ગુફાઓ પણ એમની જ માલકીની છે. એઓ ચિત્ર કાઢવાના ખાસ શોખીન છે. ટેનીસ તથા ક્રીકેટ બહુ સારી રીતે રમે છે, અને હૈદરાબાદના બીજા કોઇ પણ જુવાન ઉમરાવ કરતાં જીવનના ગૂઢ પ્રશ્નોમાં વધારે ઉંડા ઉતરે છે. એમણે શાળામાં તો "મીડલ સ્કુલ" ની પરીક્ષા માનસહિત પસાર કર્યા પછી અભ્યાસ કર્યો નથી, પરંતુ ઘેર અંગ્રેજી તથા સાયન્સનું ખાસ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. પોતાના પિતા સરસાલારજંગ ૧ લાની કીર્તિને તેઓ ઉજ્વલ કરશે એવી આશા છે.

**પત્નીવ્રત ધર્મ**—એ વિષય ઉપર લખનારી કુમારી વિદ્યાવતી શેઠે કાર્તિકના વૈદિક મેગેઝીન (હરિદ્વાર) માં લખેલો લેખ, એક આર્ય બાળાની શુદ્ધ અંગ્રેજી ભાષામાં સ્વતંત્ર વિચાર દર્શાવવાની સમર્થતાનો એક અદ્‌ભુત દાખલો છે. તે કહે છે કે दुशीलः कामवृत्तो वा धनैर्वा परिवर्जितः। स्त्रीणामार्यस्वभावानां परंदैवतं पतिः ॥ (અર્થાત્ પતિ ગમે તેવો દુરાચરણી, કામી કે દરિદ્ર હોય તો પણ આર્ય સ્વભાવની પોતાને કહેવડાવનારી એવી સ્ત્રીએ તો તેના પતિને પણ પોતાના દેવસ્વરૂપજ સમજવો) એવાં શાસ્ત્ર પ્રમાણો અપાતાં જોઇને મને એમ લાગ્યા વિના ચાલ્યું નહીં કે જો ઉપરોક્તને બદલે दुशीलाऽशिक्षिताऽपि स्यात् सौंदर्येण विवर्जिता। नृणामार्यस्वभावनां पत्नी परमदैवता ॥ (અર્થાત્ આર્ય સ્વભાવનો પોતાને કહેવડાવનાર પુરૂષે તો સ્ત્રી ગમે તેવી દુરાચારી, ગમે તેવી અભણ તથા કદરૂપી હોય તો પણ તેને પરમદેવી રૂપ ગણવી જોઇએ) એવા શ્લોક ઉપર જો ભાર મુક્યો હતે તો તે કેવું ઉત્તમ?! ગમે તેવા પતિને પરમપૂજ્ય માની બેસવાની ફરજપર અતિભાર મૂકવાથી શું નિર્દોષ મુગ્ધાઓ, યદિ પતિ દુષ્ટ કે બેવકુફ નિવડે તો હમેશાની દુઃખી નથી થતી? પતિ પત્ની વચ્ચેનો (મધ્યકાળ, અર્થાત્ અર્વાચીન કાળના નવીન શાસ્ત્રોમાં કહ્યો છે તેવો) શેઠ અને લોંડીનો નહીં પરંતુ એક મિત્રનો બીજા મિત્ર સાથનો સંબંધ જેવો હોવો જોઇએ! લગ્ન પ્રસંગે પરસ્પર કહેતાં પ્રાચીન શાસ્ત્ર વચનો જેવાં કે

गृह्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथा सः।
भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥
इहैव स्तं मा वियौष्टं विश्वमायुर्व्यश्नुतम्। क्रीडन्तौ पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वेगृहे ॥

તે મંત્રો પતિપત્નીની તુલ્યમિત્રતા સૂચકજ છે. વળી, यदेतद् हृदयं तव तदस्तु हृदयं मम।
यदिदं हृदयं मम तदस्तु हृदयं तव ॥

(અર્થાત તારું હૃદય તે મારું હૃદય અને મારું હૃદય તે તારું છે) તે પણ પરસ્પર મિત્રતા, પરસ્પર પ્રેમ અને સરખો વિશ્વાસ તથા સરખો અંકુશભાવ સૂચવે છે. પત્નીની ફરજની હાલની માન્યતામાં તો પતિને સ્ત્રી વેચાઈ ગઈ તેવુંજ છે. પતિવ્રત ધર્મની વાર્તાઓ ગમેતેવી ઉત્તમ હોય પરંતુ તે અસંખ્ય સ્ત્રીઓના મહા-દુઃખનાં કારણરૂપ થઈ પડી છે. લેખક દુષ્ટ પતિઓ સાથે કેમ વર્તવું તે સૂચવતી નથી, પરંતુ દેખીતી રીતે તે માત્ર એવા પતિઓને નિડરતાથી ઠપકો આપવા તથા જરૂર પડે તો સામદામાદિ યુક્તિઓથી સુધારવાની તેમની પત્નીઓને સત્તા હોવી જોઈએ—એવા ઠપકા તથા બલાત્કારથી પત્નીવ્રતનો ભંગ થતો નથી—એમ મનાવવા માગે છે. કુમારી વિધવાની પુરુષોને અંતમાં રામ જેવા પતિ થવા આગ્રહ કરે છે! હાલ તો દરેક હીંદુ મૂર્ખાને સીતા મળી છે તેને ભારત સ્ત્રીઓનાં હતભાગ્યનું લેખક કારણ સમજે છે; હમને તો લાગે છે કે હીંદુ સ્ત્રીઓને જે દુઃખ અતિશય દબેલી રહેવાથી થયું છે તે કરતાં પણ તેમના દાબથી કેવળ નિરંકુશપણાથી પુરુષોને અતિ વિશેષ હાનિ થઈ છે. સ્ત્રીઓ હીંદુ પુરુષો પર ચારિત્ર્યની છાપ દાસીત્વના અજ્ઞાનના ભારને લીધે પાડવા અસમર્થ નીવડી છે એ કરતાં ભયંકર હાનિ હમે ભાગ્યેજ કલ્પી શકીએ છીએ.


# જીવન રસાયન ડેપો.

આ દવાઓથી કોઈ પણ રોગ મટે છે. તમામ પાવરની દવા છુટક તથા જોઈએ તેટલા જથામાં અમારે ત્યાંથી મળી શકે છે. "દરેક મનુષ્ય જાતે વૈદ્ય અથવા વ્યવહારોચિત જીવન રસાયન વિદ્યા Ewery Man His Own Dooton or Bis Chemistry Made Practical ) એ નામનું પુસ્તક આ સંબંધમાં જાણવાજોગ સર્વ જણાવે છે. વૈદો, દાક્તરો તથા હજારો મનુષ્ય આજે આ દવા વાપરે છે.

## રૂદ્રાક્ષની સાચી માળાઓ.

મોટા તથા ઝીણા મરી જેટલા દાણા, ખોટી ઠરે પૈસા પાછા, કેટલોગ મફત,

## સુગંધીદાર અગરબત્તિ.

કોઈ દોઢ બે કલાક તો કોઈ આઠ કલાક બળે છે. કોઈ શેરમાં ૧૫૦૦ તો કોઈ માં ૨૫૦૦ નંગ આવે છે. કેટલોગ મફત

## ગ્રામોફોન તથા રેકર્ડસ.

અમારો પાસેથી તમામ જાતનાં ગ્રામોફોન તથા તમામ જાતની રેકર્ડસ વગેરે લગતો સામાન મળી શકે છે, કારણ કે અમને તમામ કંપનીઓએ એજંટ નીમ્યા છે.

સબ-એજંટોને સારો લાભ મળે છે. જે. પી. પંડિત એન્ડ કંપની.
રાવપુરા—વડોદરા.

# આજકાલ માણસો શું શોધે છે?—સત્ય

અમો અમારા માનવંતા ગ્રાહકો ને જણાવવાની રજા લઈએ છીએ જે અમારા ખરા અંતઃકરણની શુદ્ધ મહેનતથી અંતે અમે એક સત્ય વસ્તુ એક મહાત્માની પાસેથી મેળવી છે કે જેનું નામ " અમૃતલતા " હેઅર ઓઇલ છે કે જેના ઉપયોગથી વાળ કાળા ! રેશમ જેવા સુંવાળા, અને ચકચકિત થઇ, મગજને પુષ્ટી આપી, માથામાંનો ખોડો શાફ કરી, વાળનાં મુળને મજબુત બનાવી, ખરી પડતાં અટકાવે છે.

બીજા ઘણી જાતના હેઅર ઓઇલ વાપરતાં જેઓને નાહક પારાં ઉત્પન્ન થયાં હોય અને જેઓ તેલનાં નામથી ભડકી દુર ભાગે છે તેઓને આ મહાત્માની પ્રશાદી લાગણી આનંદ દાયક છે. આ તેલનો ખાલી ભપકો નથી પણ તેનામાં તેનાં નામ પ્રમાણે ગુણ હોવા સાથે તે માથામાં નાંખવાનો તેલ તો એક રાજા છે. માટે સત્યને જાણનાર મારા સુજ્ઞબંધુઓ તથા ભગીનીઓ આ અમૃત સમાન ગુણ ધરાવનાર તેલને એકવાર વાપરો ખાત્રી કરો અને ત્યાર બાદ સત્ય શું છે તે આપોઆપ જાણી જનસમાજને માહિતી આપો એજ અમારો ચાંદ અને અમારૂં સરટીફીકેટ છે. એક આનાની ટીકીટ બીડવાથી સેમ્પલ ફ્રી મોકલવામાં આવશે.

આવા ઉત્તમ ગુણ ધરાવતા તે તેલની કીમત બાટલી ૧-ની કીમત ફક્ત રૂ. ૧। રાખવામાં આવી છે. તુરત લખો યા મળો

માલેક:—ધી બેંગાલ એજન્શી વીરગામ બેકરોડનાં શાણા.

---

# Rajput Herald.

A Monthly Illustrated Magazine devoted to Rajput History, Antiquities and Art.

An organ of the Rajput Rulers and Nobility.

The only Indian Magazine representing Indian interest in the United Kingdom.

*Edited by.*

**THAKUR SHRI JESSRPJ SINGHJI SEESODIB.**

Adress-227, STRAND, LONDON, W. C.

**Annual Subscription Rs. 15.**

**For Students Rs. 5-10-0.**

( including Postage. )

ગુજરાતી સાહિત્યને શોભાવનારાં

# પ્રતિષ્ઠિત પુસ્તકો.

| પુસ્તક. | કિંમત. |
| --- | --- |
| ૧ શ્રીમદ્ભગવદ્ગીતા | ૪–૦–૦ |
| ૨ મુક્તા | ૩–૮–૦ |
| ૩ પાંડવ અને કૌરવ | ૩–૦–૦ |
| ૪ રામ અને રાવણ | ૧–૦–૦ |
| ૫ પાંડવાશ્વમેધ | ૨–૦–૦ |
| ૬ ગુજરાતી ગ્રંથકારો | ૧–૮–૦ |
| ૭ ચિકિત્સાબ્ધિ | ૨–૦–૦ |
| ૮ આર્યનાર્ય ઔષધ | ૨–૦–૦ |
| ૯ સંક્ષિપ્ત કાદંબરી | ૦–૮–૦ |
| ૧૦ આયુર્વેદમાર્ગોપદેશિકા | ૦–૮–૦ |
| ૧૧ વ્રતોત્સવ | ૧–૦–૦ |

પોસ્ટેજ વગેરે તેની કીમત ઉપરાંત સમજવું. વિશેષ વિગત જાણવા પ્રાઇસલીસ્ટ મંગાવે.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.

બ્રાંચ ઑફીસ, મુંબાઈ કાલબાદેવી રોડ. } જામનગર–કાઠીયાવાડ.

સુખનો ખરો માર્ગ જાણવા માગો છો?

# કામશાસ્ત્ર.

જીંદગીની પાયમાલી કરનાર ખરાબ ટેવ તથા ખરાબ વિચાર ચારોનાં નાશકારક પરિણામો બતાવી ઉંચા પ્રકારની તંદુરસ્તીના ઉપાયો સમજાવનાર ઉપયોગી પુસ્તક જુદી જુદી ભાષાઓમાં મળી સાત લાખથી વધારે નકલો વહેંચમાં આવી છે.

કીંમત કે પોસ્ટેજ કાંઇ પણ લીધા વગરજ મોકલવામાં આવે છે. ન વાંચ્યું હોય તો અવશ્ય મંગાવો.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર–કાઠીઆવાડ.

# બેકા રેકર્ડ!

૧૦" ( દસ ઇંચ ) ડબલ સાઇડેડ બેકા રેકર્ડ–દરેકના રૂા. ૨–૦–૦

*Arya Samaj Bhajan*–આર્ય સમાજના ભજન

*Mangat Ram* — મંગતરામ

૧૮૩ } ૨૧૩૮૨ ધર્મ પંથ ફેલાવો ઘર ઘર દ્વાર .... ... આશાવરી
૨૧૩૮૫ ઠેરોરે મીત્રો વેદોંકા પ્રચાર ... ... ...પહાડી

૮૩ } ૨૧૩૮૪ સમજ મના ક્યોં ફીરે ભટકતા — ભેરવી
૨૧૩૮૯ શરણ તેરી મેં આયા પ્રભુ જબ — ,,

૧૮૭ } ૨૧૩૨૦ સમજના ક્યોં ફીરે ભટકતા ... ... ...ભૈરવી
૨૧૩૨૧ શરણ તેરી મેં આયા પ્રભુ જબ ... ... .... ,,

*Dhani Ram.* ... ... ધનીરામ.

૧૮૨ } ૨૧૪૦૦ જૈ જૈ પીતા પરમાનંદ દાતા .... ... ...ભજન
૨૧૪૦૨ ચલ રે મના હરી દર્શન પા ,,

તે શીવાય બીજાં ઘણાં ઉતમ ગાયનો ભરવામાં આવેલાં છે. અરેબીક, બંગાલી બરમીઝ, કેરો, ચાઇનીઝ, ઇજીપ્શીઅન, ઇંગ્લીશ, ગુજરાતી, હીંદુસ્તાની, જવ, કેનેરીઝ, મરાઠી, નેપાલીસ, ફારસી, પંજાબી, પુશ્તુ, સંસ્કૃત, શીખ, સીંધી તામીલ, તેલગુ, ટર્કીશ, ઉર્દુ વીગેરેના કૅટલૉગ મંગાવો, જે મુફત મોકલી આપવામાં આવે છે.

## નવા ઓડીઅન રેકર્ડ !

} ૧૦¾ " (પોણા અગીયાર ઇંચ) ડબલ સાઇડેડ રેકર્ડો–દરેકના રૂા ૩–૪–૦
નીચે લખેલી ભાષામાં બહાર પડયા છે. વીગત માટે કેટલોગ મંગાવો.

ગુજરાતી, મરાઠી, પંજાબી, સીંધી, બંગાલી, બરમીઝ વીગેરે

*Arya Samaj Bhajan*— આર્ય સમાજ ભજન

*Mangatram* — મંગતરામ.

૧૧૩૪ } ૯૫૩૫૪ અરે રાવન તું ધમકી દીખાતા કીસ ... .....માંડ.
૯૫૩૫૫ ધરમકેસાથ હરએકકી મહોબત ... ... ...દેશ.

અંગ્રેજી બેકા, ઓડીઅન, અને જુમવો, રેકર્ડો તથા સીનો કેટલોગ મંગાવો.

**THE TALKING MACHINE & INDIAN RECORD CO:**

Homeji Street, Circle, **FORT, BOMBAY.**

શાખાઓ–કલકતા અને રંગુન

## ગુજરાતી સાહિત્યને શોભાવનારાં

# પ્રતિષ્ઠિત પુસ્તકો.

| પુસ્તક. | કિંમત. |
|---|---|
| ૧ શ્રીમદ્ભગવદ્ગીતા | ૪-૦-૦ |
| ૨ મુક્તા | ૩-૮-૦ |
| ૩ પાંડવ અને કૌરવ | ૩-૦-૦ |
| ૪ રામ અને રાવણ | ૧-૦-૦ |
| ૫ પાંડવાશ્વમેધ | ૨-૦-૦ |
| ૬ ગુજરાતી ગ્રંથકારો | ૧-૮-૦ |
| ૭ ચિકિત્સાબ્ધિ | ૨-૦-૦ |
| ૮ આર્યોનાં ઔષધ | ૨-૦-૦ |
| ૯ સંક્ષિપ્ત કાદંબરી | ૦-૮-૦ |
| ૧૦ આયુર્વેદમાર્ગોપદેશિકા | ૦-૮-૦ |
| ૧૧ મતોત્સવ | ૧-૦-૦ |

પોસ્ટેજ વગેરે તેની કીમત ઉપરાંત સમજવું. વિશેષ વિગત જાણવા પ્રાઇસલીસ્ટ મંગાવો.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

બ્રાંચ ઓફીસ, મુંબાઈ<br>કાલબાદેવી રોડ. } જામનગર-કાઠીયાવાડ.

## પડતર ભાવે વેચવા ખાસ તૈયાર કારાવેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| તૈયાર છે! અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર. | બન્નેના ભાષાંતરકર્તાઃ— મી૦ મગનલાલ રતનજી વિદ્યાર્થી બી. એ. બી. એસ સી. વડોદરા. પ્રગટ કર્તાઃ— શેઠ રણછોડદાસ ભવાન–મુંબઇ. | તૈયાર છે! સ્પેન્સર તત્વદર્શન માર્ગોપદેશિક. નામ નોંધાવો કર્તાપાસે. |

પુસ્તકોની ભાષા, સાદી, સરળ અને શુદ્ધ રાખવામાં આવી છે. વિદ્વાનોમાં ઉત્તમ અભિપ્રાયને પાત્ર થયાં છે. દરેકની કિંમત માત્ર આઠ આના. વી૦ પી૦ જુદું.

મળવાનાં ઠેકાણાંઃ—

૧ પુસ્તકાધ્યક્ષ આર્યસમાજ. નં. ૪ મુંબાઇ.
૨ પુસ્તકાધ્યક્ષ–આર્યસમાજ. ખાડીઆ–નાગરની વાડી–અમદાવાદ.
૩ કર્ત્તા પાસેથી–લીંમડાપોળ રાવપુરા–વડોદરા.
૪ મોહનલાલ મનસુખરામ બુકસેલર. લહેરીપુરા–વડોદરા.

---

# ધી બૉમ્બે મર્ચન્ટસ બૅન્ક લી.

## હેડ ઑફીસ, એપોલો સ્ટ્રીટ.

### બ્રાન્ચીઝ–મમાદેવી (મુંબઈ), અમદાવાદ,

તથા ગોંડલ (કાઠીયાવાડ)

ભરાયેલા થાપણ રૂ. ૧,૦૦,૦૦,૦૦

ડીપોઝીટ બાર મહીને ૫ ટકા

સેવીંગ્સ બેંક ૪ ટકા

ચાલુ ખાતાંની રોજની

બાકી ઉપર ૩ ટકા (મુંબઇ ખાતે.)

ટુંકી મુદતની ડીપોઝીટ, તથા ધીરવા તથા બીજા બેંકીંગ બીઝનેસ માટેની ખબર બેંકમાં તપાસ કરવાથી મળશે.

જયનારાયણ હિંદુમલ દાની.

## લોકપ્રિય થયેલાં ઉત્તમ પુસ્તકો.

સ્ત્રી ઉપયોગી નવું પુસ્તક.

### સ્વર્ગની સુંદરીઓ.

આ સ્ત્રી ઉપયોગી પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયું છે. અનુકરણ કરવાનું મન થઇ જાય તેવાં માનોના વર્ણન સાથે ઉત્તમ વિચારોથી ભરપુર દષ્ટાંતો આ પુસ્તકમાં આપેલાં છે. મીસરોઝ, લલિતાબાઇ, ધીરજ બ્હેન, સુંદરબા, શિરોહીની રાજકુમારી, મધુરી મૈયા, મનોહરી બ્હેન, મંજુલાદેવી, મર્યાદ ગૌરી, ઉત્તમ બ્હેન, સવિતાબ્હેન વગેરેનાં વર્ણનો વાંચતાં વાંચતાં મન એક તાર થઇ જાય છે અને તેની સચોટ અસર થાયછે. ભાષા સાદી અને રહેલી છે. પૃષ્ઠ ૫૦૦, ચાર સોનેરી નામ સાથે પાકું પુઠું કિં. રૂ. ૧ા પો. જુદું.

**સ્ત્રીઓનું સ્વર્ગ:**–આ પુસ્તક પણ ઉપલા પુસ્તક જેવું ખાસ ઉપયોગી છે. પૃષ્ઠ ૪૪૦ કિં. રૂ. ૧ા પો. જુદું.

ભક્તિ-જ્ઞાનના દાખલાઓનું નવું પુસ્તક

### સ્વર્ગનાં રત્નો.

ભક્તિ–જ્ઞાન–પ્રભુ પ્રેમના ૧૦૧ દાખલાનું આ પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયું છે. તેમાંના દાખલા ઉત્તમ સિદ્ધાંતો રહેલી રીતે અને અંતરમાં ઝટ ઠસીને ઉતરી જાય તેવી રીતે વિસ્તાર પૂર્વક લંબાણ ખુલાસા સાથે આપેલા છે. તપ, ત્યાગ, જ્ઞાન, ભક્તિ, પ્રભુપ્રેમ, સત્સંગ, તીર્થ, મન, નિયમ, નામસ્મરણ, પ્રાર્થના, ધર્મ, શાંતિ મોક્ષ માયા અજ્ઞાન, મોહ, દુઃખ, મોત, વખત, વાંચન, ગુરૂ, મહાત્માઓ, અને આત્મા તથા પરમાત્મા વિષેના દાખલાઓ છે. પૃષ્ઠ ૩૮૦, ત્રણ સોનેરી નામ, પાકું પુઠું, કિં. રૂા. ૧ પો. જુદું.

**સ્વર્ગનું વિમાન:**–રહેલા રહેલા ૩૨૫ દાખલા ઠેકાણે ઠેકાણે ભજનપદો પૃ. ૩૯૦ કિ. રૂ. ૧ પો. જુદું.

**સંસારમાંસ્વર્ગ, સાચું સ્વર્ગ અને સ્વર્ગનીસીડી** વિગેરે પુસ્તકો પણ ખાસ વાંચવા જેવાં છે કિં. દરેકની રૂા. ૧ા પો. જુદું.

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર, કાલબાદેવી રોડ, હાથીબિલ્ડીંગ, મુંબઇ નં. ૨.

---

સીત્તેર પાનાના પુસ્તક ઉપર બસો પાનાનું પુસ્તક ભેટ.

## આદર્શ સુધારક દયાનન્દ.

મુળ બંગાળીમાં લખનાર શ્રીયુત બાબુ દેવેન્દ્રનાથ મુકુરજી મુખોપાધ્યાય.

### સરળ અને મનોહર ગુજરાતી ભાષામાં ભાષાંતરકર્તા,

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી.–જજ.

પ્રથમાવૃતિમાં જેની ૨૦૦૦ ) જેટલી નકલો મુદ્રિત થઇ છે તેમાંથી હવે થોડીજ નકલો સીલકમાં રહી છે. જે પુસ્તકની મુંબઇ સમાચાર, સાંજ વર્તમાન, રાસ્ત ગોફ્તાર, ગુજરાત મિત્ર, ગુજરાત દર્પણ, કાઠિયાવાડ ટાઇમ્સ, વસંત, બુદ્ધિપ્રકાશ. આદિ દૈનિક, સાપ્તાહિક, અને માસિક, સર્વ પત્રોએ મુક્તકંઠે પ્રશંસા કરી છે અને જે સીત્તેર રતલી ઉંચા કાગળોપર શુદ્ધ છપાઇ તથા પાકી બાઇન્ડીંગથી વિશેષ સુંદર અને સર્વને સંગ્રહ કરવા યોગ્ય બન્યું છે. વધુ નવાઇ એ છે કે, કવાલી ગઝલોથી ભરપૂર આશરે ૨૦૦) પાનાનું દળદાર સંગીત રત્ન પ્રકાશ ( હીંદી ) નામનું પુસ્તક માત્ર પોસ્ટેજ લઇ આદર્શ સુધારક દયાનંદના પુસ્તકના ખરીદદારને ભેટમાં આપી દેવામાં આવે છે. ભેટપર પુસ્તક ન માગનારને આદર્શ સુધારક દયાનન્દ ૪ આને મળશે. મૂળ કીમ્મત ૫ આના હતી.

પુસ્તક મળવાનાં ઠેકાણાં:–

**૧–સરજી વલ્લભદાસ એન્ડ કું.** વડગાદી મુંબઇ; **૨–કવીરાજ છોટાલાલ સુખદેવ,** ઍમ્પાયર થીએટર–સ્ટ્રીટ–મુંબઇ. **૩–પેઇન્ટર રામજી મુલુ,** કાલબાદેવી–આંગરેની વાડી–મુંબઇ **૪–ધર્મ વિજય પ્રેસ પાયધુની–મુંબઇ.**

## પડતર ભાવે વેચવા ખાસ તૈયાર કારાવેલાં પુસ્તકો.

તૈયાર છે!
**અર્વાચીન શાસ્ત્રો**
અને
**શાસ્ત્રીય વિચાર.**

બન્નેના ભાષાંતરકર્ત્તા:—
મી૦ મગનલાલ રતનજી વિદ્યાર્થી
બી. એ. બી. એસ સી. વડોદરા.
પ્રગટ કર્તા:—
શેઠ રણછોડદાસ ભવાન–મુંબઇ.

તૈયાર છે!
**સ્પેન્સર તત્વદર્શન-માર્ગોપદેશિક.**
નામ નોંધાવો કર્તાપાસે.

પુસ્તકોની ભાષા, સાદી, સરળ અને શુદ્ધ રાખવામાં આવી છે. વિદ્વાનોમાં ઉત્તમ અભિપ્રાયને પાત્ર થયાં છે. દરેકની કિંમત માત્ર આઠ આના. વી૦ પી૦ જુદું.

મળવાનાં ઠેકાણાં:—

૧ પુસ્તકાધ્યક્ષ આર્યસમાજ. નં. ૪ મુંબાઇ.
૨ પુસ્તકાધ્યક્ષ–આર્યસમાજ. ખાડીયા–નાગરની વાડી–અમદાવાદ.
૩ કર્ત્તા પાસેથી-લીંમડાપોળ-રાવપુરા–વડોદરા.
૪ મોહનલાલ મનસુખરામ બુકસેલર. લહેરીપુરા–વડોદરા.

---

# ધી બૉમ્બે મર્ચન્ટસ બૅન્ક લી.

## હેડ ઓફીસ, એપોલો સ્ટ્રીટ.

**બ્રાન્ચીઝ–મમાદેવી ( મુંબઈ ), અમદાવાદ,**
તથા ગોંડલ ( કાઠીયાવાડ )

ભરાયેલી થાપણ રૂા. ૧,૦૦,૦૦,૦૦

ડીપોઝીટ બાર મહીને ૫ ટકા

સેવીંગ્સ બેંક ૪ ટકા

ચાલુ ખાતાંની રોજની બાકી ઉપર ૩ ટકા ( મુંબઇ )

ટુંકી મુદતની ડીપોઝીટ, તથા ધીરવા તથા બીજા બેંકીંગ માટેની ખબર બેંકમાં તપાસ કરવાથી મળશે.

જયનારાયણ હિંદુમલ

લોકપ્રિય થયેલાં ઉત્તમ પુસ્તકો.

સ્ત્રી ઉપયોગી નવું પુસ્તક.

## સ્વર્ગની સુંદરીઓ.

આ સ્ત્રી ઉપયોગી પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયું છે. અનુકરણ કરવાનું મન થઇ જાય તેવાં પાત્રોના વર્ણન સાથે ઉત્તમ વિચારોથી ભરપુર દ્રષ્ટાંતો આ પુસ્તકમાં આપેલાં છે. મીરાંબાઇ, લલિતાબાઇ, ધીરજ બ્હેન, સુંદરબા, શિરોહીની રાજકુમારી, મધુરી મૈયા, મનોહરી બ્હેન, મંજુલાદેવી, સુચંદ ગૌરી, ઉત્તમ બ્હેન, સવિતાબ્હેન વગેરેનાં વર્ણનો વાંચતાં વાંચતાં મન એક તાર થઇ જાય છે અને તેની સચોટ અસર થાયછે. ભાષા સાદી અને સ્હેલી છે. પૃષ્ઠ ૫૦૦, ચાર સોનેરી નામ સાથે પાકું પુઠું કિં. રૂ. ૧॥ પો. જુદું.

સ્ત્રીઓનું સ્વર્ગ:-આ પુસ્તક પણ ઉપલા પુસ્તક જેવું ખાસ ઉપયોગી છે. પૃષ્ઠ ૪૪૦ કિં. રૂ. ૧॥ પો. જુદું.

ભક્તિ-જ્ઞાનના દાખલાઓનું નવું પુસ્તક.

## સ્વર્ગનાં રત્નો.

ભક્તિ-જ્ઞાન-પ્રભુ પ્રેમના ૧૦૧ દાખલાનું આ પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયું છે. તેમાંના દાખલા ઉત્તમ સિદ્ધાંતો સ્હેલી રીતે અને અંતરમાં ઊંડા ઠસીને ઉતરી જાય તેવી રીતે વિસ્તાર પૂર્વક સમજણ ખુલાસા સાથે આપેલા છે. તપ, ત્યાગ, જ્ઞાન, ભક્તિ, પ્રભુપ્રેમ, સત્સંગ, તીર્થ. વ્રત, નિયમ, નામસ્મરણ, પ્રાર્થના, ધર્મ, શાંતિ મોક્ષ માયા અજ્ઞાન, મોહ, દુઃખ, મોત, વખત, વાંચન, ગુરૂ, મહાત્માઓ અને આત્મા તથા પરમાત્મા વિષેના દાખલાઓ છે. પૃષ્ઠ ૩૮૦, ત્રણ સોનેરી નામ, પાકું પુઠું, કિં. રૂ. ૧ પો. જુદું.

સ્વર્ગનું વિમાન:-સ્હેલા સ્હેલા ૩૨૫ દાખલા ઠેકાણેઠેકાણે ભજનપદો પૃ. ૩૬૦ કિ. રૂ. ૧ પો. જુદું. સંસારમાંસ્વર્ગ, સાચુંસ્વર્ગ અને સ્વર્ગનીસીડી વિગેરે પુસ્તકો પણ ખાસ વાંચવા જેવાં છે કિં. દરેકની રૂ. ૧॥ પો. જુદું.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર, કાલબાદેવી રોડ, હાથીબિલ્ડીંગ, મુંબઇ નં. ૨.

---

સીત્તેર પાનાના પુસ્તક ઉપર બસો પાનાનું પુસ્તક ભેટ.

## આદર્શ સુધારક દયાનન્દ.

મુળ બંગાળીમાં લખનાર શ્રીયુત બાબુ દેવેન્દ્રનાથ મુકુરજી મુખોપાધ્યાય.

સરળ અને મનોહર ગુજરાતી ભાષામાં ભાષાંતરકર્તા,

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી.-જજ.

પ્રથમાવૃતિમાં જેની ૨૦૦૦ ) જેટલી નકલો મુદ્રિત થઇ છે તેમાંથી હવે થોડીજ નકલો સીલકમાં રહી છે. જે પુસ્તકની મુંબઇ સમાચાર, સાંજ વર્તમાન, શારત ગોફ્તાર, ગુજરાત મિત્ર, ગુજરાત દર્પણ, કાઠિયાવાડ ટાઇમ્સ, વસંત, બુદ્ધિપ્રકાશ. આદિ દૈનિક, સાપ્તાહિક અને માસિક, સર્વ પત્રોએ મુક્તકંઠે પ્રશંસા કરી છે અને જે સીત્તેર રતલી ઉંચા કાગળપર શુદ્ધ છપાએ તથા પાકી બાઇન્ડીંગથી વિશેષ સુંદર અને સર્વને સંગ્રહ કરવા યોગ્ય બન્યું છે. વધુ નવાઇ એ છે કે, કવાલી ગઝલોથી ભરપુર આશરે ૨૦૦ ) પાનાનું દળદાર સંગીત રત્ન પ્રકાશ ( હીંદી ) નામનું પુસ્તક માત્ર પોસ્ટેજ લઇ આદર્શ સુધારક દયાનંદના પુસ્તકના ખરીદદારને ભેટમાં આપી દેવામાં આવે છે. ભેટપર પુસ્તક ન માગનારને આદર્શ સુધારક દયાનન્દ ૪ આને મળશે. મૂળ કીમ્મત ૫ આના હતી.

પુસ્તક મળવાનાં ઠેકાણાં:-

૧-સુરજી વલ્લભદાસ એન્ડ કું. વડગાદી મુંબઇ. ૨-કવીરાજ છોટાલાલ સુખદેવ, એમ્પાયર થીએટર-ફોર્ટ-મુંબઇ. ૩-પેઇન્ટર રામજી મુલજી, કાલબાદેવી-આંબાની વાડી-મુંબઇ ૪-ધર્મ વિજય પ્રેસ પાયધુની-મુંબઈ.



# RAMJI BHAGWAN & BROS

GOLDSMITHS, SILVERSMITHS, JEWELLERS

AND

FINE ART MANUFACTURERS.

Beg to call the attention of the public to their large, varied and choicest assortment of Gold Ornaments of latest Patterns, Carved and Plain Silverware, Presentation aricles of every description, and an unique selection of Indian and English mounted Jewellery.

209 *Shaik Memon Street, Bombay,* Telephone No. 674.



## રામજી ભગવાન એન્ડ બ્રધર્સ.

સોનાં, ચાંદી તથા ઝવેરાતના ચાલુ જમાનાને ભરના સુંદર

દાગીના તથા ભેટ દેવા લાયકની મનહર વસ્તુઓ

બતાવનાર તથા વેચનાર.



૨૦૯, શેખમેમણસ્ટ્રીટ મુંબઈ.

ટેલીફોન નંબર ૬૭૪.

☞ મહારાજાઓના ઓર્ડરોપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

# વડોદરા સ્ટેટ સેંટ્રલ લાઇબ્રેરી ખાતાના આશ્રય હેઠળ ચાલતી-૧ "મિત્ર-મંડળ, ૨-" સાર્વજનિક " તથા ૩-" સરક્યુલેટીંગ " લાઇબ્રેરીઓના સેક્રેટરીઓને ખાસ અગત્યનું નિવેદન.

---

## વડોદરા સ્ટેટ સેંટ્રલ લાઇબ્રેરીના હુકમ પ્રમાણે.

વડોદરા સ્ટેટમાં આવેલી અનેક ૧-" મિત્ર મંડળ, " ૨-સાર્વજનિક, તથા ૩- સરક્યુલેટીંગ એ નામની લાઇબ્રેરીઓ આ માસિકની ગ્રાહક ગયા જાન્યુઆરી માસથી થઇ છે, વડોદરા સ્ટેટ લાઇબ્રેરી તરફથી એવી આજ્ઞા થઇ છે કે આવતા જાન્યુઆરીથી જે લાઇબ્રેરીઓ નવા (૧૯૧૩ ના) વર્ષ માટે ગ્રાહક તરીકે ચાલુ રહેવા ખુશી હોય તેમણે તે મતલબનો પત્ર હમારા ઉપર અથવા વડોદરા સ્ટેટ સેંટ્રલ લાઇબ્રેરીને લખવો. હમારા ઉપર લખવો તો આવશ્યકજ છે. પછી વડોદરે પત્ર લખવાની ખાસ જરૂર નથી. તેવા પત્ર લાઇબ્રેરીના સેક્રેટરી તરફથી આવી જવાથીજ હમને તે લાઇબ્રેરી માટેનું વાર્ષિક લવાજમ વડોદરા રાજ્ય તરફથી મળશે.

આથી એ સમસ્ત ' મિત્ર મંડળ ' આદિ લાઇબ્રેરીઓના સેક્રેટરીઓને વિનંતિ છે કે તેઓએ સત્વર હમારા ઉપરની મતલબનો પોસ્ટ કાર્ડ આવતી તા. ૨૫ મી ડીસેંબર સુધીમાં લખી મોકલવા કૃપા કરવી.

આ પ્રમાણે દરેકને છુટી સૂચના પત્રથી આપવી અશક્ય છે. કારણ કે એ સંખ્યા ઘણી મોટી છે. માટે આનેજ અંગત મળેલા પત્ર બરોબર ગણીને, ઉપર સૂચવેલી મતલબ (કે હમે આવતા ૧૯૧૩ ના વર્ષ માટે પણ ગ્રાહક તરીકે ચાલુ રહીશું ) નો પત્ર હમારા પર લખવો. જો તેઓ તેમ આ માસની અંત પર્યંત પણ નહીં કરે તો તેઓ ગ્રાહક તરીકે રહેવા રાજી નથી એમ અનુમાન કરીને, હમારે લાચારીએ તેમનાં નામ હમારા ગ્રાહકના રજીસ્ટરમાંથી આવતા જાનેવારીથી કમી કરવાં પડશે, એટલે ... કારીથી હમને પત્ર લખવાનું ભૂલી ન જવાને વડોદરા સ્ટેટના ગામોની ' સરક્યુલેટીંગ ' આદિ લાઇબ્રેરીઓને ખાસ વિનંતિ છે.

મુંબઈ
નં. ૮૨ કાંદાવાડી-ગીરગામ.

મોતીલાલ ત્રિ. દલાલ હાઇકોર્ટ વકીલ
તંત્રી અને વ્ય. ' સત્ય.'




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥

ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૨ જું | ડીસેમ્બર, સન ૧૯૧૨. | અંક ૬ ઠ્ઠો.

# વીરોના લંગોટા!

( સિંહગઢ ફતેહ કરો બેટા—એ રાહ. )

વીરા ! આવો બાંધીને લંગોટા,
આહા બનવા જો ઋષિ મુનિ મોટા.—વીરા૦ ટેક.
કોની માએ ખાધી સુંઠ શેર, ?
કોણ એવા સિંહણનાં [1]શેર, ?
બ્રહ્મચર્યની ઝાલે સમશેર,
બ્રહ્મચારી બહાદુરોના બેટા— વીરા૦ ૧
કામી કામિનીસુતોનું ન કામ,
અહીં અબ્રહ્મચારી બદનામ,
વિષયજાયા શું કરે વિધ–કામ ?
એવા દૂર નપુંસકો ખોટા— વીરા૦ ૨
રાજ્ય સંસાર ભરનાં કૂલ,
એ લંગોટ માંહીં વસૂલ,
ભર્તૃહરિ, ગોપીચન્દ્ર, બુધ ફૂલ,
માર્યા વૈભવપર કચ્છોટા— વીરા૦ ૩
શૂરા સમ્રાટ્‌ના છક્કા છોડાવે,
જનક, દશરથાદિને નમાવે,
પરશુરામ, હનુમાને, ભીષ્મ, કહાવે,
જેનાથી ધરાને ઝુકાવે પટ્ટા— વીરા૦ ૪
એને બાંધે તે ત્રણ લોક સાંધે,
જરા [2] નજરે [3] જરા નજ માંડે,
રોગ–મૃત્યુય તેને ન બાંધે,
જગત્‌માં જેના ન જડવા જોટા— વીરા૦ ૫

૧ સિંહ. ૨ ઘડપણ. ૩ દૃષ્ટિપણ.

જે ન ધારી શકે આ લંગોટા,
પશુવત તે ખાશે વિષય–સોટા,
ગોલા ગુલામોથી પણ છોટા,
પછી છો રાવણ નેપોલ્યન હોતા– વીરા૦ ૬

જે સ્મરેરનાં કુસુમબાણુંય સ્મરશે,
મારના મુંગા મારે તે મરશે,
(જે) એવા કામને કોપીને ક્રમરશે,
તે મુક્તિ–સ્વતન્ત્રતા જોતા.– વીરા૦ ૭

જૂનાગઢ, તા ૧૫ નવેંબર

કવિ મહારાણી શર્મા.

# માતાની સંવત્સરી.

બારીશ વર્ષ અહ: આજ વીત્યાં, સુબાલે !
ત્હારા ક્ષણિક જીવનાંત તણી તિથિને;
બાવીશ વર્ષ અહીં સુખ દુઃખો ઘણેરાં
ઝીલ્યાં અને જીવન વ્હેન વહેછ એવાં:
મોંઘી પ્રસાદી તુજ બાલ તણી ન સ્વાદી:
આત્મન્ તૃષા છીપવતાં અમીનાં પ્રકાશ્યાં:
ને બાલ-સૂર્ય મુજ અંતર હા ! ઉગ્યોને
ઉંડા તિમિર મય ગવ્હર શું વિરામ્યો:
ને આથમ્યો ન તદપિ મુજ ભાગ્ય ભાનુ:
નિરસ્ત એ પ્રફુલ્લ જ્યોત વિરામીના ક્યાં:
આનંદ–પ્યાસી મુજ દિલ અહો ! સુવન્તુ:
આનંદનાં ગહન દર્શન કાં ન થાતાં:
કલ્લોલની તદપિ સપ્રભાસૌમ્ય ધીરી:
કોકીલ કુંજ ભરતી રતિકેરી ધારે,
વ્હા ! ત્યાં ક્ષણેક ટકી જીવન્ લ્હાવ માણ્યા:
વ્હા ! ત્યાં ક્ષણેક ટકી આત્મન્ ભાવ ખુલ્યાં:
ને પિતૃકુંજ–અહ–એ મીઠડી સુવાંશી
સ્નેહાર્દ્ર સુંદર રસાર્દ્ર અતુલ દીપી
હા–દીપી, ને રૂંધી ગઇ, અહ: એ મઝાની
ધરશે સૌરભિ ભરીય અનંતતામાં;

× × × ×

× × × ×

હું ક્યાં હતું ? ભૂલી ભમું મુજ આત્મભાન:
હું ક્યાં છુંડું ? અહહ ! સાગર ભવ્ય એતો:
હું ક્યાં પડું ? ગહન એ તિમિરે ઉંડાણે

હા: એજ ભાગ્ય નિરમ્યું હરિએ અરેરે !
ડૂબ્યો અહો ! સુકુલ યોગિનીઓ !
ડુબ્યો, પરંતુ તહીં તુજ કૃપા પ્રકારી.
ત્હારાં વિશાલ હૃદયથી તહીં નેત્ર ભાળ્યાં:
ત્હારી પ્રસન્ન ઉર સુંદરતા પ્રકાશી:
સાહી ડૂબેલ કર તિમિર સાગરે તેં
ઉછેર પ્રેમભર અદૃશ્ય ત્હેં દીધા ત્યાં:
ઉદ્ધાર એમ તુજ પાવડીએ પડ્યાનો
કીધો પૂરી હૃદયઓજ: પ્રસન્ન માતા !
ને આજતો પરમ પુનિત એ પ્રકારી
ચુમ્યું પ્રભા પ્રભુજીની મધુરી મધુરી
ગેબી સુહાગી તુંજ આત્મન્ ધોધણાને
ઝીલું. પ્રસન્ન થઇ દેવી ! પ્રકાશું વાંછા:
આજે પુન: જીવનકુંજ પ્રફુલ્લ ઓપે,
આજે રૂડાં કુસુમ અંતર મ્હેક મ્હેકે
આજે પ્રભાતભર કોકીલ દિવ્ય દ્વારે
ગીતા પ્રભુની રસઝારીશી ભવ્ય ગુંજે;
એ સૌ પ્રતાપ તુજ દેવી ! ત્હને પ્રણામું:
અમૃતતત્ત્વ ઉદધિ મહીં તું નિહાળું
સુધાભરી સ્મિતભરી જલ દેવી શી તું
ઝુલન્તી નર્તતી રૂડા ઉરભાવ ધારી:

× × × ×

સંવત્સરી સુકુલયોગિની ત્હારી આજે,
આજે પ્રભુમય બની'તી મનુ મરીને:
અજ્ઞાંથી પરમ પ્રભારૂપા બની તું:

આજે અનન્ય અમરત્વ જ પ્રાપ્ત કીધું:
એ દિન આજ પ્રિય માત ! પ્રસન્ન આપે:
એ દિન ભવ્ય રતિનો અદ્ભુત ઓપે
એ દિન માત દઇ રહો મીઠડી પ્રસાદી
સાન્ત્વન ભરી સુભગ આશિષ ભવ્ય ભાખો:
ને જો સરન્ત વિભુગૃહતણો વસન્તી,
સન્દેશ ઓર ઝરતો સુરભિ ભરેલો
વાયુ રસાર્દ્ર અમીપ્યાસીની તૃપ્તિ દેતો
ને ધીર તુજ મધુવાણી અનેરી ગાતો:—
કુલને કુલદેવોને સત્કારી શુભ પૂજજો !
કુલની રૂડી વાડીમાં લૂમતી ઝુમતી કરો !
કુલને છાજતી રીતે ચાલજો આત્મ અર્ભકો!
વિશ્વની સંસ્કૃતિ ઝીલી, તે વાટે વ્હેજો બહો !

'પ્રણયી'

# સંસાર સાગર.

( હરિગીત. )

સિંધુ અરે ! ઉછળી રહો અતિ ઘોર ગર્જન નાદથી;
મળી શ્વેત વર્ણી ઉર્મિઓ આનંદમાં બહુ નાચતી.
પડી એક ઉપર ને વળી ધરણી ધણી ધ્રુજાવતી;
કહિં વિશ્વના અભિલાષીને આનંદમાં રેલાવતી. ૧
જળધિ તણા પટને ચિરી વળી પાછી માંહી શમી જતી;
અરે ! સકળ જનની એજ રીતે સૃષ્ટિમાંહિ છે ગતિ.
વળી ×આઝ મ્હોટાં દિવ્ય સિંધુની સપાટીપર તરે;
સમીર જો રહે સાનુકુળ તો પાર આવે સિંધુને. ૨
સંસાર સાગર આ દિસે અતિ વિકટ ને વળી ગૂઢ એ;
વળગી રહે જે સત્યને તે ત્વરિત ભવસિંધુ તરે.
સત્યના જે પંથ છોડી વિચરશે ઉલટે પથે;
ત્વરિત જઇને ડુબશે તે સમુદ્રના તલને વિશે. ૩
નિરખી રહો એ ભવ્યતા સિંધુ તણા તટપર ચઢી;
પ્રભુમય બને મન માહરૂં ને તાનમાં ખીલતું વળી.
જાણી શકે ના કોઇએ લીલા અખિલ સૃષ્ટિ તણી;
ગાઓ અનેરા ગીત તો વિભુ તણાં સહુ જન મળી. ૪

× વ્હાણ.

મુંબઇ. હીરાલાલ મગનલાલ દેશાઈ.

# સૌંદર્ય.

વસંતતિલકાવૃત.

( ૧ )

શાન્તિ પ્રસારક મનોહર હિમ રશ્મિ,
હીરા સમી તરલ તારક દિવ્ય લક્ષ્મી;
જ્યોતિ રૂપે ગગનની શુભ ક્ષીર ગંગા,
સુધા ઝરન્તિ રમતી શુચી પ્રેમી ચંદ્રા.
ભાનુ પ્રચંડ વળી નિલ વિશાળ વ્યોમ,
ઉત્સાહ નિર્ભર સમુદ્ર તરંગ લોલ;

યોગી તણાં મન સભા દૃઢ પર્વતો આ;
ગંભીર મન્દ ઝરણાં કંઇ ગીત ગાતાં.
પ્રેમી સહિત પરમાર્થની મૂર્તિ શી ?
મંદ સ્વરે મધુરને ગુંઠ ગાતી વ્હેતી;
મૃદુ લતા તરુવરે મૃદુથી ઝુકેલી;
પ્રેમી તણાં-હૃદયે શાં કુસમે સુગંધી;
આનંદરૂપે વળી કોયલ આમ્ર ડાળે;
શ્રી સામવેદ સારખી વિભુ મંત્ર હાલે.
સૌંદર્ય સ્વર્ગ સમ એ રસના ફુવારા;
આનંદની મધુર હા ! રસ રેલ ધારા.

અનુષ્ટુપ

ખરી સૌંદર્યની રેખા, રસોત્પાદક શાંતિદા;
શાશ્વતાનંદનું મૂળ, વિભુની વિભુતિ પરા-,
મનોહરતા વધે નિત્યે, નાશ થાય કદાપિ ના;
દૈત્યના મૂળને કાપે, ભ્રાન્તિ દુર કરે સદા.
પ્રભુના ગુણની રેખા, પ્રભુ સામર્થ્ય દર્શિકા;
પ્રભુના પ્રેમની રેખા, પ્રભુ માર્ગ પ્રકાશિકા.

મુંબઈ — જેચંદલાલ ગોકુલદાસ દલાલ.

# વિષ્ણુ ભગવાન્ એ સાક્ષાત્ સૂર્ય દેવતા છે.

( ૨ )

કાળે કરીનેજ પ્રત્યક્ષ સૂર્યથી જૂદા એવા અપ્રત્યક્ષ વિષ્ણુ દેવતાની કલ્પનાની સ્થાપના કરવામાં આવી છે. મૂલ તે માત્ર એકજ દેવતાનાં બે નામ હતાં તેનો એક સર્વોત્તમ પુરાવો એ છે કે, બન્નેનું ત્રીજું નામ ' નારાયણ ' તે એકજ છે, અને આ કાલાંતરે પણ પ્રચલિત છે. વિષ્ણુનેજ નારાયણ કહીએ છીએ અને સૂર્યને તો સૂર્ય નારાયણ કહીનેજ સામાન્ય રીતે બોલાવવામાં આવે છે. સૂર્ય પ્રત્યક્ષ હોવાથીજ તેનું નામ સત્ય નારાયણ છે. તાત્પર્ય કે બીજા દેવતા ભલે અસત્ય હો પરંતુ સૂર્યનારાયણ દેવતાનું સત્ય તો પ્રત્યક્ષ છે.

### વિષ્ણુનું નામ 'હરિ' કેમ ?

વિષ્ણુનું એક નામ હરિ છે. હૃ-હન્ થી હરિ શબ્દની ઉત્પત્તિ છે. હૃ ધાતુનો અર્થ આકર્ષવું-ખેંચવું એવો થાય છે. હરિનો અર્થ તે પ્રમાણે પોતા તરફ ખેંચનાર સૂર્ય થાય છે. વળી તેનો બીજો અર્થ પોતા તરફ સર્વને પ્રકાશથી ખેંચનાર સૂર્યના કિરણનો થાય છે. સામાન્ય સંસ્કૃત કોશોમાં પણ હરિના અનેક અર્થોમાં સૂર્ય તથા સૂર્યકિરણના અર્થ આપ્યા છે. વેદમાં પણ હરિનો અર્થ સૂર્ય વા કિરણ કર્યો છે. યથા कृष्णं नियानं हरयः सुपर्णा अपो वसाना दिवमुत्पतन्ति. ઋગ્વેદ ૨-૧૮। ૧-૬૪-૪૭. અર્થાત્ સુંદર કિરણો સર્વને ચલાવનાર સૂર્યને લઇને દ્યુલોકમાં જાય છે. આ અસ્ત થતા સૂર્યનું વર્ણન છે.

### વિષ્ણુ શ્વેત કે કાળા ?

વિષ્ણુજ સૂર્ય છે એ વાત માનવામાં સૌથી મોટી હરકત એ આવે છે કે સૂર્ય તો પ્રત્યક્ષ સફેદ છે અને વિષ્ણુને તો શ્યામ-કાળા કલ્પ્યા છે ! પરંતુ એ માન્યતા વાસ્તવિક નથી. તેને શ્વેત પણ કલ્પ્યા છે ! જુવો, પદ્મ પુરાણ જેવા પ્રમાણુમાં અર્વાચીન ગ્રંથમાં પણ કહ્યું છે કે

शुक्लांबरधरं विष्णुं शशिवर्णं चतुर्भुजं ।
प्रसन्नवदनं ध्यायेत् सर्वविघ्नोपशांतये ॥

અર્થાત શુક્લ કહેતાં શ્વેત વસ્ત્રધારી, શશિ કહેતાં ચંદ્રમા સરખા વર્ણના ચતુર્ભુજ એવા વિષ્ણુનું સર્વ વિઘ્નોની ઉપશાંતિ અર્થે પ્રસન્નવદનથી ધ્યાન ધરવું ! પરંતુ બહુધા તેને કૃષ્ણુ અર્થાત્ શ્યામ પણ કહ્યા છે. અને કૃષ્ણ શબ્દનો શ્યામ અર્થ કરવાથીજ સફેદ સૂર્ય કાળા થઇ ગયા છે! વસ્તુતઃ કૃષ્ણ શબ્દનો પ્રાચીન વેદોક્ત અર્થ વધારે સાર્થક તથા અર્થપૂર્ણ છે. ઉપરજ कृष्णं नियानम् આદિ વેદમંત્ર આપ્યો છે તેમાંજ જુવો કે " કૃષ્ણ " શબ્દનો શો અર્થ કીધો છે. कृष्ण શબ્દ कृष् ધાતુથી વ્યુત્પન્ન થયો છે, અને એ ધાતુનો અર્થ પોતા તરફ ખેંચવું, કર્ષણ-આકર્ષણ કરવું એવો થાય છે. ' આકર્ષણ ' શબ્દ પણ 'આ' પ્રત્યય ' કર્ષણ ' ને લગાડવાથી થયો છે. આપણા જગતમાં સૌથી મોટી આકર્ષકશક્તિ તે સૂર્ય છે. સૂર્યથી આ પૃથ્વિ પણ આકર્ષિત છે. તેથી તેને ' આકર્ષણવતી ' એ અર્થમાં ઋગ્વેદમાં ' કૃષ્ણા ' કહી છે. સૂર્યનું રૂપ કૃષ્ણ માનવાનું પ્રયોજન તેની આકર્ષકશક્તિનું છે. સૂર્યનો પ્રકાશ શ્વેત તેથી વિચિત્ર અર્થોપત્તિના ભ્રમમાં કૃષ્ણનો અર્થ કેવલ કાળો કરી બેસવાથી આપણાં અર્વાચીન શાસ્ત્રોમાં એક ગંભીર ચુક થઈ ગઇ છે. મહીધર યજુર્વેદના ભાષ્યમાં એક વેદમંત્ર (૩૩-૩૮) નો અર્થ કરતાં સૂર્યનાં બે રૂપ ગણાવે છે. એક શ્વેત તથા બીજું કૃષ્ણ, અને તે પરથી સૂર્ય કહેતાં બ્રહ્મ સગુ-ણુ, નિર્ગુણ ઉભય છે એવી પ્રયુક્તિ કરે છે. તે પરથી સાર એ ગ્રહણ કરવાનો છે કે; સૂર્યને પણ હાલહાલના જમાના સુધી કૃષ્ણ શબ્દથી સંબોધવામાં આવતો અને તે શબ્દ કેવલ રંગવા-ચક કરવાનો સાહસ તો કેવલ અર્વાચીન તથા ભૂલ ભરેલુંજ ગણવો જોઇએ. જ્યારથી આ રંગ-બાજી ઉડવા માંડી ત્યારથીજ સૂર્ય તથા વિષ્ણુની એકતા નષ્ટ થઇને, એક કાળા તથા બીજા ગોરા એવી ભિન્નતાની માન્યતાને ઉત્તેજન મળ્યું હોવું જોઇએ એ સ્પષ્ટ છે.

એકવાર વિષ્ણુને શ્યામ માન્યા પછી તેના અવતારો પણ શ્યામ માનવામાં આવે એમાં આશ્ચર્ય નથી. વામન, પરશુરામ, કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ, વસુદેવનંદન શ્રીકૃષ્ણ ભગવાન,, રામચંદ્ર આદિને શ્યામ કલ્પ્યા છે. પરંતુ એમ હોવું કેટલું અસંભવિત છે તેનો વિચાર કરવા કૃપા કરો. વસુદેવ ગૌરવર્ણી હતા તો તેના પુત્ર કૃષ્ણ કાળા કેમ. અને દશરથ ગૌરવર્ણી તો રામચંદ્ર શ્યામ કેવી રીતે ? આર્ય જાતિ પ્રથમથીજ ગૌરવર્ણી છે, અને તેમાંએ બ્રાહ્મણો તથા ક્ષત્રિયો કે જેઓમાંજ અવતાર થયલા માન્યા છે તેઓ તો શુદ્ધ આર્ય હોવાથી સૌથી ગૌરવર્ણી છે. હજી પણ શુદ્ધ બ્રાહ્મણ તથા ક્ષત્રિય જ્ઞાતિઓ સૌથી ગૌરવર્ણી છે. મદ્રાસ તરફ સમસ્ત પ્રજા કાળી છે છતાં બ્રાહ્મણો વારંવાર બગલાની પાંખ જેવા ગૌરવર્ણી હોય છે. અને અતિ શ્યામ બ્રાહ્મણ એ સફેદ પાઘડીઓ વાળી કાળી પ્રજાના દેશમાં પણ આ ભ્રષ્ટ સમયમાં પણ વિરલ છે. અને તેમાં એ અવતારો વિશેષ કરીને રાજવંશી હોવાથી ત્યાં તો સહજ પણ શ્યામતા માટે અવકાશજ નહોતો. ગૌરતાપ્રિય આર્યોના શ્રેષ્ઠજનોમાં શ્યામતાનો સંભવજ નથી. શ્યામતા માત્ર કૃષ્ણના કરેલા રંગવાચક અર્થથી કલ્પી લીધેલી છે. જો દેવકી પુત્ર કૃષ્ણ ભગવાન શ્યામ હોય તો તેમને શ્યામસુંદર નામ ધટતું નથી, કારણ કે ત્વચાની શ્યામતાને સુંદરતાનું લક્ષણ બતાવવાની આર્ય-જનોની રસિકતા નહોતી. કાળા અને કદરૂપાં લગભગ પર્યાયવાચી શબ્દ તરીકે અસલથી વપ-

ઇતિહાસ તથા શાસ્ત્રોનાં પાનાંમાં પરિવર્તન કરનારા તો પરશુરામ, રામચંદ્ર, કૃષ્ણચંદ્ર તથા બુદ્ધજ હતા. તેઓ ન હતે તો આ દેશનો ઇતિહાસ અને ધર્મશાસ્ત્રો જુદાંજ હતે. અને આપણે આપણા જ્ઞાનથી નહીં કિંતુ જે પ્રાચીન પુરૂષોએ તેમને સૂર્ય સાથે સરખાવ્યા તેમનાં દૃષ્ટિબિંદુથી વિચારવાનું છે. તેમને મહાપુરૂષોનાં ચરિત્ર તથા ચારિત્ર્ય વિષે આપણાથી વિશેષ જ્ઞાન હતું તેથી મહાપુરૂષોમાં કયા વિશેષ મહાન એ વિષેના આપણા અંગત મત હવે નકામાં છે; કારણ કે ન ફરે એવો ચુકાદો આપનારા તે આપી ચુકયા છે. હવે ગુજરાતના દરેક ગામમાં સરેરાસ લગભગ એકએક અવતાર પૂજાય છે, પરંતુ તે ગામની અંદરજ. આર્યાવર્તે તેમને નથીજ માન્યા. માન્યા છે તે તો ઉપરોક્તનેજ. અને ઉપલાં કારણોસર હમારો નમ્ર મત એવો છે કે તેઓ પણ સૂર્ય સ્વરૂપ હતા એજ અર્થમાં તેમને મૂલમાં વિષ્ણુના અવતાર કહ્યા હોવા જોઇએ.

---

# આર્યન બ્રધરહૂડ કૉન્ફરન્સ.
## અને
# અપાંક્તિક પ્રીતિભોજન!

આર્યન બ્રધરહૂડ કોન્ફરન્સના યજ્ઞની જે પૂર્ણાહુતિ ગઇ તા. ૧૨મી અને મંગળવારે રાત્રીએ કાશી બાગમાં અપાંક્તિક પ્રીતિભોજનથી થઇ હતી, તેની જ્વાલામાં કોણુ ભસ્મ થાય છે; સુધારકો કે સંરક્ષકો એ ભવિષ્યનો એક મહાન પ્રશ્ન થઇ પડયો છે. એથી બન્ને દાઝશે એટલું તો નિશ્ચિત છે–પરંતુ અગ્નિ દઝાડવા જનાર પોતે વધારે દાઝે કે સામો ધણી તે હજી ભવિષ્યના ગર્ભમાં છે! વર્તમાનમાં તો એટલુંજ કહી શકાય કે, અલ્પ સંખ્યાવાળા સામાજીક સુધારકોએ અઘોષપૂર્વ-સમસ્ત હીંદુ સમાજ વિરૂધ્ધ જે નિયમિત બંડ ઉઠાવવાનો સંકલ્પ પણ નહોતો કર્યો તે બંડ તેણે ઉઠાવીને, સત્તાવાર રીતે જાહેર પણ કર્યું છે. નાના પણ યુવાન સુધારક ગણે પુષ્કળ પણ વૃધ્ધ સંરક્ષક ગણને " થાય તે કરી લ્યો "નું 'ચેલેંજ ' આપ્યું છે! અને ગર્વિત રીતે કરી બતાવીને કહ્યું છે કે, તમારાથી કશું થનારૂં નથી–તમે કરો તે પણ નહીં કરેલા બરોબર છે. તમે ગમે તે કરો તો પણ હમને તેની તૃણ પુણ પરવા નથી–હમને તમારી હવે દરકારજ નથી! સંશય એટલોજ કે જ્ઞાતિઓ આ માથા વિનાના ચપલા લાગતા સુધારકોથી તોબા છે, કે સુધારકો જ્ઞાતિઓથી તોબા છે! બન્ને એક બીજાથી તોબાં હોવાનું કહે છે. સુધારકોએ અપાંક્તિક ભોજન કરીને, અને તેની વળી છાપાઓમાં મુદ્રત જાહેર ખબર આપીને, પૂછડી આમળીને જ્ઞાતિરૂપ સિંહરાજને જગાડ્યા છે. સિંહરાજ વયોવૃદ્ધ છે, લગભગ સંન્યાસાશ્રમમાં સુષુપ્ત અવસ્થામાં છે. તેનામાં માત્ર સિંહ છે. જેના નાદ સાદથી દસ સદી સુધી ભલભલા ભડકતા તેની હવે "આલકો" આ પ્રમાણે હાસ્યપૂર્વક ચેષ્ટા કરવા તત્પર થયા છે એ પણ નવા યુગનું જેવું તેવું અપૂર્વ દૃશ્ય નથી.

× × × × ×

જ્ઞાતિનો સિંહરાજ હવે પૂર્વ જેવો બીલકુલ રહ્યો નથી. તે એટલો જીર્ણ, દંતહીન અને લૂલો લંગડો તથા ઘવાયલો થઇ ગયો છે કે, તે બીચારાને હવે ઘાસ ખાવાનો વખત આવી લાગ્યો છે. સુધારકો જ્ઞાતિઓને મહા નિર્દય ઇત્યાદિ વિશેષણોની ઉપાધિઓ આપે છે. પરંતુ એ ઉપમાઓ વર્તમાન નહીં કિંતુ ભૂતકાલની જ્ઞાતિઓને વિશેષ લાગુ પડે છે. હમને તો સુધારકો જ્ઞાતિઓ કરતાં એક રીતે વિશેષ નિર્દય દેખાય છે! તેઓ જ્ઞાતિઓની પીઠ અને પૂઠે શિકારી કુતરા પેઠે પડયા છે! અને સુંઘતા સુંઘતા તેઓ જે ગુફામાં એ નામશેષ આધાશીશીથી પીડિત અને વ્યાકુલ સિંહ સંતાઇને પડ્યો છે ત્યાં તેઓ આવી લાગીને, તેને ભસી ભસીને ચીઢવીને બહાર પડીને, યુધ્ધનો શાસ્ત્રાર્થ કરવા ચેલેંજ કરે છે! ૧૯મી સદીના મોગલ બાદશાહો જેવી થઇ પડેલી જ્ઞાતિઓ હવે માત્ર બહારથીજ પોતાનાં ચક્રવર્તીપણાંનો સ્વીકાર માગે છે. તે કહે છે કે વિલાયત શું, તમારે ગમે ટીંબકટું જાઓ પણ માત્ર પ્રાયશ્ચિતનો ઢોંગ કરો. ગમે તેની સાથે હરોફરો,–વિફરો–ગમે તેની સાથે ગમે તે જમો–પીઓ–કરો. જ્ઞાતિ કશી રોકટોક કરતી નથી. માત્ર જે પણ અયોગ્ય અથવા નિયમ વિરૂધ્ધ વર્તન કરો તે કૃપા કરીને, મલમલના પડદા પછવાડે હોય. તે ઠેઠ હમારા નરદોરાં નીચે ન ધરો. એટલીજ તેની યાચના છે. અત્યંત પ્રગટ રીતે અને જાણીબુઝીને પોતાના નામ સહિત, કાગળ પર સહીમતુ કરીને બહાર ન પડો એટલે બસ. ગામ અને જ્ઞાતિમાં બાલક પર્યંત પણ અમુક જ્ઞાતિજન ગમે તે પરકોમની વેશ્યા કે વિધવા સાથે, માંસ મદિરાનો અભ્યાસ કરતો હશે તે જાણવા છતાં તેનાં આંખમીંચામણાં કરવા સુધી જ્ઞાતિઓ તૈયાર થઇ છે. તે માત્ર હવે બહારથીજ, નામની, કેવલ ક્રિયા (સેરીમોનીયલ) રૂપક વફાદારી, પોતાની ઇજ્જતની બેઇજ્જત ન થાય તે સારૂ યાચે છે. આટલું ચીથરૂં પણ ચરે ચઢેલાં સુધારકો તેનાં શરીરને ઢાંકવા આપવા હવે ના પાડે છે! તેઓ હવે કહે છે કે હમે તો પરજ્ઞાતિનાં ગમે તે વર્ણના આર્ય સાથે ખુલ્લી રીતે છાપામાં છપાવીને–દાંડી પીટાવીને–જમીશું, ને ફીર જમીશું!

× × × × ×

અંતિમ પરિણામ વિષે હમને શંકા નથી. અંતે જ્ઞાતિબંધન–આ પ્રસંગે નહીં તો તે પછીને, અને તે પછીને નહીં તો દસમે કે દોઢસોમે પ્રયત્ને પણ–તુટવાનું એ તો લખ્યા લેખ છે. નામ તેનો નાશ છે, અને જ્ઞાતિ એ પણ થોડા સો કે હજાર વર્ષ થવાંજ અસ્તિત્વમાં આવ્યાથી, તેનાં અસ્તિત્વનાં પ્રયોજન નષ્ટ થયે તે નષ્ટ થવાંજ જોઇએ એ તો કુદરતનો કાયદો છે. ચાર સ્વાભાવિક વર્ણોજ–અને તે પણ કુદરતમાં કર્મવિભાગ હોવાથીજ–અંતે રહેવાની, અને તેઓ વચ્ચે પણ ભોજનાદિના જે કૃત્રિમ અંતરાયો ઉપસ્થિત થયા છે તે એની મેળે પલાયન થઇ જવાના. પરંતુ તેમ થતાં હજી અવશ્ય ઘણીવાર લાગશે. પણ એકવાર શરૂઆત થયા પછી પ્રગતિ અહાને નિયમે ઝડપબંધ થશે. ઘરને જેમ આગ લાગતાં, પહેલાં તે વધતાં વાર લાગે છે પણ ઘરનો થેડો ભાગ સપાટામાં આવતાં જોતજોતામાં તે કેમ આખી શેરીને ઝપાટામાં લઇ લે છે, તેમ જ્ઞાતિનાં બંધનોના છેડાઓ થોડાક હાથમાં આવતાં અને તે ઢીલા પડતાં બાકીનાં બધાં જોતજોતામાં ઢીલાં પડી જશે. પૃથ્વીના કોઇ પણ ભાગમાં જ્ઞાતિ જેવી સંસ્થા નથી. જ્યાં સુધી આપણે પૃથ્વીના અન્ય ભાગોથી અસ્પર્શિત હતા, જ્યાં સુધી તે ગોળ છે એમ પણ જાણતા કે માનતા નહોતા, જ્યાં સુધી બાહ્ય જગત સાથે આર્યાવર્તને

સંબંધ નહોતો ત્યાં સુધી, એ સંસ્થા ભલે નીભી ગઇ; પરંતુ જ્યાં જગત્ સાથે હરીફાઇ કરવાની થઇ છે, જ્યાં તેની સાથે આપણા ભાવિએ આપણને અછુટ રીતે જોડ્યા છે, જ્યાં પૃથ્વીની અન્ય પ્રજાઓનાં સમાજ બંધારણોનું જ્ઞાન આપણને થયું છે અને જ્ઞાતિબંધન રહિત તેમના બંધારણથી તેમને થતા પ્રત્યક્ષ લાભ આપણે સ્પષ્ટ દ્વેષપૂર્વક જોઇએ છીએ, ત્યાં આ બંધારણ ચાલુ રહી શકે એ આશા રાખવી એ વ્યર્થ છે. અને વળી જ્યારે એ પણ જ્ઞાન થયું કે પ્રાચીનકાલમાં પણ જ્ઞાતિ નહોતી–માત્ર ચાર વર્ણો હતી, અને તેમાંએ ભોજન તથા કેટલેક અંશે લગ્નના પણ બાધ નહોતા ત્યારે તો જ્ઞાતિનાં મસ્તક ઉપરાંત પગનું પણ મર્દન થઇ જાય છે. તે હકદાર નહીં પણ પચાવી પાડનાર તરીકે સિદ્ધ થાય છે. જ્યારે આર્યાવર્તના તમામ આગેવાનો તથા બુદ્ધિમાનો લગભગ એકમતે એમ કહે કે, જ્ઞાતિબંધનથી દેશોદયને અત્યંત હાનિ છે ત્યારે શું સમજવું ? કોન્ગ્રેસના અદ્યાપિ પર્યંતના એકેએક પ્રેસીડંટ–જેઓ હીંદના સર્વોત્તમ પુરૂષો કહી શકાય–નો જ્ઞાતિ વિરૂદ્ધનો મત છે. જ્ઞાતિ જ્ઞાતિજનોની નીતિ કે જ્ઞાનની સુધારણા કરવાનો તો પ્રયત્ન પણ કરતી હોવાનો દાવો કરતી નથી. અનાથ જ્ઞાતિ જનોને સહાય આપવી એ પણ તેનું કર્તવ્ય નથી. તે માટે તો વ્યક્તિઓને અનાથાશ્રમ સ્થાપવાં પડ્યાં છે–પણ જ્ઞાતિઓએ કશું કીધું નથી. ત્યારે એ સંસ્થાનું પ્રયોજન શું ? તેને માત્ર એટલુંજ તપાસવાનું કામ સોંપ્યું છે કે તેના વાડામાંના માણસો ઇતર જ્ઞાતિજનો જોડે જમવા બેસે તો વચમાં જરૂર આડું લાકડું મૂકેલું છે કે નહીં તે જોવું ! એ મહાભારત કામ પણ તે બરોબર કરતી નથી એમ તેના ચાલકો અને તેનો બચાવ કરનારા સ્વીકારશે. તેનું બીજું કામ મિષ્ટાન્ન ઉડાવવાનું છે, પણ તેમાં પણ કાંઇ લાભ જેવું નથી, કારણકે તે મફત જમી જવાતું નથી, અનેક વાર જમાડીને જમાય છે–અને હવે જ્ઞાતિ કરતાં ઉત્તમ મિષ્ટાન્ન હોટેલો અને રીફ્રેશમેંટ–રૂમોમાં પ્રાપ્ય થઇ ગયું છે. એ નવા હરીફોને લીધે પણ જ્ઞાતિનું પાણી ઉતરી ગયું છે. તેનું ત્રીજું અને છેલ્લું કામ એજ જોવાનું છે કે, ભાણે ખપતી શિવાયની કન્યા કોઇ જ્ઞાતિલો આણે નહીં. જો જ્ઞાતિજનને કોઇ પણ રીતે પરણાવી આપવાનું જ્ઞાતિ માથે લેતી હોય, કમમાં કમ તે માટે તે પ્રયત્ન પણ કરતી હોય તો જ્ઞાતિમાં રહેવાનું કાંઇક પણ સાર્થક્ય. સ્વદેશી બનાવટની ચીજને–આઉંટી–ઉત્તેજન આપવાને બદલે યુરોપમાં આગના કાલમાં જેમ તેના ઉપર કર નાંખવામાં આવતો, તેમ જ્ઞાતિ કન્યા આપવાની વાત તો દુર રહી પણ બીજેથી મળતી હોય તેમાં એ ફાંસ મારવાનુંજ કામ કરે છે ! આથી દરેક જ્ઞાતિમાં અનેક યોગ્ય યુવક પણ કુમારા રહી જાય છે. બીચારાઓ અત્યાર સુધી અજ્ઞાનનાઅંધકારમાં, એ બંધનોમાં અદ્ભુત બલ હશે એમ ધારીને સહન કરતા. પરંતુ એ દેવ નહીં પણ પત્થર છે, તેથીએ બુરા, ઝેરી ખીલા છે એમ હવે કડવા અનુભવ તથા સત્ય જ્ઞાનના પ્રકાશથી યુવાન, વિચારક તથા વિદ્વાન્ વર્ગની ખાતરી થઇ છે. જ્ઞાતિબંધન પ્રતિના અસંતોષનો એ ધુમાડો તો ક્યારનો પજવ્યા કરતો હતો અને જ્ઞાતિઓ છૂટ પણ, બંડના ભયથી મુકતી ગઇ; પરંતુ હવે તો એનો ભડકો સળગી ઉઠ્યો છે. અત્યાર સુધી સઘળા નવીન વિચારના પુરૂષો, એક પંક્તિએ તો ક્યારના જમતા–તે વિચારના નહીં એવા પણ તે માટે વાંધો નહીં લેતા. પરંતુ તેઓ વર્તમાન પત્રોમાં તે પ્રમાણે છપાવતા નહોતા–અને તેટલેથીજ જ્ઞાતિઓ સંતુષ્ટ હતી; પરંતુ હવે જ્ઞાતિનું એટલું નામનું માન પણ રાખવા સુધારકો રાજી નથી–મોગલ બાદશાહને તેઓ તો

દીલ્હીમાંથી પણ પદભ્રષ્ટજ કરવા ચહાય છે. જ્ઞાતિ હવે કરી કરીને એટલુંજ કરી શકશે કે ફલાણા જમનારને ન્યાત બહાર મુકવો. અને તે કોઇ એકલો જશે નહીં. મોડે વહેલે તે બીજાને લેતોજ જશે—અને એમાં-અંતે તો ન્યાતનેજ હારવાનું છે, કારણ કે વટલવાની બ્હીક ન્યાતને છે! હવે જ્ઞાતિઓ મૂલ તોફાન કરનારનેજ—તેના કુટુંબને, તેની સાથે પ્રગટ રીતે સઘળો વ્યવહાર રાખનારને પણ નહીં—ન્યાતબહાર મૂકે છે. સુધારકોની એજ કાંઇ જેવી તેવી જીત નથી; પરંતુ જ્ઞાતિ પાછળ છતાં ખુબીથી મોં આગળ રાખી પાછલે પગે હઠે છે—પડે છે ત્યારે ત્યંથી ફૂંગ્ણુ બોલતી જાય છે. સંસર્ગ રાખનારને પણ જ્ઞાતિ બહીષ્કૃત કરવાની પોતાની અશક્તિને ફૂંફણાની ઉપમા આપે છે !

× × × × ×

અત્યાર સુધી લોકો જ્ઞાતિ બહીષ્કૃત થવા કરતાં આપઘાત ઠીક સમજતા. સ્થિતિ એટલી ફરી ગઇ છે કે હવે ઘણાક જ્ઞાતિ ઉપર રાજીનામાંઓ મોકલી આપે છે ! અનેક ભાટીયાં આદિએ એમ કીધું છે. જે ભયથીજ જ્ઞાતિ રાજ્ય કરી શકતી-તે ભય ભાંગેલો હોવાથી તે રાજ્ય ચાલવું હવે, અશક્ય થઇ પડ્યું છે. જ્ઞાતિ બહિષ્કારમાં પણ જોશો તો ધર્મનો અંશ રહ્યો નથી. માત્ર અંગત લાગણી, દ્વેષ, સત્તા એજ પ્રશ્નોનું નિરાકરણું થાય છે. સંત પુરૂષો આવી સંસ્થા પ્રતિ ગ્લાનિની દ્રષ્ટિથી જુવે એમાં શો અચંબો ?

જેમાં નિશ્ચિત લાભ એક પણ નહીં—કોઇ બતાવી આપશે તેનો ઉપકાર માનીશું—અને નિશ્ચિત હાનિ અનેક તેને નષ્ટ કરવા તેઓ લડાઇની ધજા ફરકાવે એમાં શું નવાઇ ? બલાત્કારથી કજોડાં વધારનાર, બલાત્કારથી વિધવા માત્રને યોગ્યતા અયોગ્યતાના વિચાર વિના અખંડ વૈધવ્યના ખાડામાં ડુબાડનાર જ્ઞાતિ બંધારણને તિલાંજલી આપવીજ જોઇએ એમ વ્યાપકદ્રષ્ટિથી સ્વતંત્ર વિચાર કરનાર દેશભક્ત માત્ર માને એ કરતાં કુદરતી બીજું શું હોઇ શકે?

× × × ×

એમ કહેવામાં આવે છે કે તેના દોષો હોય તો દૂર કરો, પણ તેનો "નિરંકુશ સ્વચ્છંદી રીતે" નાશ ન કરો. જો દોષો તેની રગેરગમાં હોય, જો તે જાતેજ દોષવતી, દોષ પૂર્ણ હોય, પછી તેમાં સુધારાનો અવકાશજ ક્યાં છે ? કોઇ રાક્ષસ્ માટે એમ કહે કે એને મારો મા, સુધારો ! તેના જેવું આ કથન છે. જે સ્વભાવથીજ વક્ર હોય તેને સીધું કરવું એ શક્તિની બરબાદી છે. જેમાં એક પણ ગુણ હોય તે રાખવાની સાર્થકતા. જ્ઞાતિમાં હમને એવો એક પણ ગુણ નથી દેખાતો કે જે જ્ઞાતિ જેવી અનુપમ સંસ્થા વિના અપ્રાપ્ય થઇ પડે. દોઢીયાની ડોશી પર ઢબુનું મુંડામણ એવું જ્ઞાતિ સુધારવાનું કામ છે. અત્યંત પરિશ્રમથી કિંચિત્ અલ્પ લાભ થાય તો થાય, એવી જ્ઞાતિનાં બંધારણની પરિસ્થિતિ હોવાથી તે સુધારવાની સુધારકોની ઇચ્છા નથી એ યોગ્યજ છે. જ્ઞાતિમ સૌથી વિદ્વાન્ તથા બુદ્ધિશાળી પુરૂષો એજ જ્ઞાતિસ્થિતિથી નિરાશ થઇને તેમાં ભાગ લેતાં સંકોચ કરે છે. જેઓ ભાગ લે છે તેઓ એકજ વાર લઇને ઉંચે બેસે છે ! જ્યાં જ્ઞાતિજ એક ભૂલ છે, પછી તેમાં સુધારણા કેવી ? જેમાં ઝાઝું ખરું અને થોડું ખોટું હોય ત્યાંજ સુધારણા માટે સ્થાન છે. જ્ઞાતિ જ્યારે ખોટાપણા પર રચાઇ હોય ત્યારે તેમાં સુધારો કરવો એમ કહેવું એ પરસ્પર અકલ્પ્ય વિરોધ સૂચવે છે. અતિ રોગી અને જીર્ણ શરીરને પણ પ્રભુનો સૃષ્ટિક્રમ કૃપા કરીને નષ્ટ કરે છે—અને જ્ઞાતિ તો જન્મથી,

કર્મથી અને સ્વભાવથી અનર્થસૂચક છે. ઇર્ષ્યા, દ્વેષ, મનનું સાંકડાપણું ઇત્યાદિ દુર્ગુણો તેમાં રહેવાથી ગમે એવા સંસ્કારી તથા સારા માણસમાં પણ કાળે કરીને તે આવ્યા વિના રહેતા નથી. જેટલી વ્યક્તિની સ્વતંત્રતા અને ઉદારતાની તેટલીજ સમષ્ટિની એકત્રતા અને વિશ્વબંધુભાવનાની તે ઘાતક છે. એવાં અનેક વજનદાર કારણોથીજ સુધારકો તેના નાશથીજ તેનો મોક્ષ માને છે-અને તેના પ્રતિ તે અર્થે કાશીબાગમાં તેણે જે ખડ્ગ ઉગામ્યું છે તેમાં તેઓએ કોઇ પણ રીતે અઘટિત કર્યું નથી એમ હમે માનીએ છીએ. જ્ઞાતિએ પ્રતિધ્વનિ કર્યો છે ખરો. મહાજનને ઉશ્કેર્યું છે, ભટ્ટાઓને ભગાડ્યા છે ઇત્યાદિ પરાક્રમો કર્યાં છે-કેટલાક બીરૂ સુધારકોને પ્રાયશ્ચિત લેવાડ્યું છે-પણ તેથી શું ? એ સધળા હોલવાતા દીવાના જ ભભકારા છે !

---

# રામાયણનાં પાત્રોનાં ચરિત્રોએ ભારતવાસીઓનાં ચારિત્ર પર કરેલી અદ્ભુત અસર.

( લેખકઃ—રાઃ મગનલાલ મા. ઝવેરી-મુંબઇ. )




જારો વર્ષ પહેલાં કવિએ તમસા નદીના પવિત્ર તટ ઉપર જે વીણાં વગાડી હતી તેનો મધુર નાદ ભારતીય નરનારીઓજ નહીં પણ અમેરિકાના ( પાતાળના ) રહેવાસીઓમાં પણ હજુ સુધી ધ્વનિત થઇ રહ્યો છે. મેક્સીકોમાં હજીયે રામ-સીતવ ( રામ સીતા ) નો ઉત્સવ પાળવામાં આવે છે. હજારો વર્ષ પહેલાં કવિએ જે આદર્શ ચરિત-ચિતાર જનસમાજ સમક્ષ રજુ કર્યો હતો તેમાં ગમે તેટલા ફેરફાર-જુદા જુદા સમયમાં જુદા જુદા મતાવલંબીઓએ પોતપોતાના મતાનુસાર અનેક શ્લોકો બનાવી-કરી તેને દૂષિત કરવામાં બાકી રાખ્યું નથી. છતાં તે ચિતાર તેવોને તેવોજ સુંદર અને આદર્શ આજે પણ આપણને લાગે છે. હજારો વર્ષ પહેલાં જે પરાક્રમ, ભ્રાતૃપ્રેમ, પિતૃપ્રેમ, પતિપ્રેમ અને પત્નીપ્રેમાદિ આદર્શ ચિતારો કવિએ આપણી સમક્ષ ચિતર્યાં હતા તે જમાનો-યુગો-બદલાયા છતાં પણ આપણને માનનીય લાગે છે-તેટલીજ શ્રદ્ધાથી આપણે તેને હાલમાં પણ જોઇએ છીયે. જો હિંદના વૃદ્ધથી નાનાં બાળકની પણ કોઇ પણ ઇતિહાસ તરફ પ્રીતિ, ભક્તિ, શ્રધ્ધા, અને પૂજ્યભાવના હોય તો તે માત્ર રામનાજ ઇતિહાસ તરફ છે. જુદા જુદા મતાવલંબીઓએ ઘણાક શ્લોકાદિ ઘૂસાડી પોતાનો સ્વાર્થ સાધવા યત્ન કર્યો છે-કહો કે તે તે સમયમાં કંઇક અંશે સાધ્યો પણ છે.-છતાં આ આદર્શ ચરિતનાં નિર્મળ જલમાં તે તેલની માફક ઉપર તરી આવ્યા વગર રહેતા નથી. એટલુંજ નહીં પણ સાચું તે "પવિત્ર દેશ કયાની હીમ્મત અને કીર્તિમાં વધારો કરે છે. "રામચરિત માનસ" નામક હીંદી ગ્રંથના ઇંગ્રેજી અનુવાદની ભૂમિકામાં મીં૦ ગ્રુઝ લખે છે કેઃ—

"The Ramayana is not only their ( Hindus' ) national epic, but has also this further merit, that it depicts the faith and character of their countrymen in the most truthful and at the same time the most engaging light, so that a knowledge of it cannot but correct many false European prejudices on the subject, and conduce to a great- sympathy between the two races."

વાલ્મીકિનું અસલ કાવ્ય તો સંસ્કૃત જાણવાવાળાને વાસ્તે આનંદનો ખજાનો છે પરંતુ તુલસીદાસે તેને હિંદીમાં પણ ઘણીજ સુંદર ઉપમાઓ સાથે રજુ કીધું છે. મી. ગ્રિયર્સન તુલસીદાસની પ્રશંસા કરતાં કહે છેઃ—

"The importance of Tulsi-das in the history of India cannot be overrated. Putting the literary merits of his Ramayan out of question, the facts of its universal acceptance by all classes from Bhagalpur to the Punjab, and from Himalaya to the Narmada is surely worthy of note. The book is in every one's hand from the court to the collage, and is read or heard, and appreciated alike by every class of the Hindu community, whether high or low, rich or poor, young or old. It has been interwoven into the life, character, and speech of the Hindu population for more than three hundred years, and is not only loved and admired by them for its poetic beauty, but is reverenced by them as their Scriptures. The religion he preached was a simpale and sublime one, a perfect faith in the name of God.

Tulsi was the great preacher of one's duty towards one's neighbour. Valmiki praised Bharat's sense of duty, Lakshman's brotherly affection and Sita's wifely devotion, but Tulsi taught them as an example.

મી. ગ્રીયર્સને તો તુલસીદાસના રામાયણના પ્રચારની મર્યાદા માત્ર ભાગલપુરથી પંજાબ તથા હિમાલયથી નર્મદા સુધીનીજ બતાવી છે પરંતુ હવે તો એનો પ્રચાર બરમાથી પંજાબ અને બલુચિસ્તાન સુધી, તથા હિમાલયથી કન્યાકુમારી અને લંકા સુધી વધ્યો છે. એટલુંજ નહીં પણ દક્ષિણ આફ્રીકા, અમેરિકા અને યૂરોપમાં પણ એનો કંઇને કંઇક અંશમાં પ્રચાર છે. રામચરિત આ રીતે સંસ્કૃતથી અજ્ઞાત પ્રજામાં પણ વિશ્વવ્યાપી થઇ રહ્યું છે.

પુના—દક્ષિણમાં આવેલા મહારાષ્ટ્રના કેન્દ્ર—માં તો તુલસીદાસની સ્વર્ગારોહણ તિથિપર પ્રતિવર્ષ એક મોટો ઉત્સવ થાય છે. ત્યાં તો એમનાં રામાયણનું અધ્યયન કરનાવાળી એક મહારાષ્ટ્ર મંડળી છે. ત્યાં નિયમપૂર્વક રામચરિત પર નિત્ય ચર્ચા થાય છે.

એજ સુંદર કલમનો પ્રભાવ હિંદી જાણતા અનેક જનો પર પડયો છે—પડે છે અને તેમને પોતાનું ચરિત સુધારવા તે મદદરૂપ થઇ પડે છે. આપણે તેના કેટલાક દાખલા આજે જોઇશું.

જગકર્તાનો એ તો સાધારણ નિયમ છે કે ઘણાક પ્રથમ દૃષ્ટિએ દુઃખકર જણાતાં પ્રસંગોમાંથી કેટલીકવાર ઘણા સુખકર પ્રસંગો પરિણામે છે. જો રાજા દશરથે મૃગયા રમવાર્થે વનમાં જઇ તળાવ કીનારે ઝાડપર બેશી અજાણ્યે જળાર્થે નીકળેલા શ્રવણને બાણ ન માર્યું હોત અને શ્રવણના પિતાએ "મારી માફક તું પણ પુત્ર વિયોગે મરીશ" એવો શાપ ન દીધો હોત તો કદાચ શ્રીરામચંદ્રજીનો જન્મ પણ નહોત ! કારણ કે શ્રવણના બાપના શાપે તો એક આશીર્વાદની ગરજ સારી હતી. દશરથરાજાને તે વખતે કંઇ સંતતિ નહોતી તેથી તેણે પોતાના મનમાં સંતોષ ધારણ કર્યો—કહો કે ખુશી થયો—કારણ કે તે શાપથી કંઈ નહિં તો તેને પુત્રપ્રાપ્તિ તો થશે ! પુત્ર વિયોગથી પોતાનું મૃત્યુ થશે પરંતુ તે કેટલામે વર્ષે તે શાપમાં જણાવવામાં આવ્યું નહોતું તેથી, તેમજ પુત્રોત્પત્તિ થતાં તેની વ્હાલી પ્રજાના પાલનાર્થે એક રાજકર્તા—પોતાના "આત્માનો દીપક—તે મેલી જઇ શકશે અને તેથી પ્રજાપાલન થતાં તેનું ખરું શ્રાદ્ધ સરાશે એવી આશાથી, તેણે પોતાનું મૃત્યુ તુચ્છ ગણ્યું. તેને મન તો શાપનો આશીર્વાદજ થયો !

રાણી કૈકેયીએ જો દશરથ પાસે રામને વનવાસ કાઢવાનું વચન લીધું ન હોત તો રામની પિતૃભક્તિની પરીક્ષા કરવાનો બીજો પ્રસંગ ભાગ્યેજ આવત તેમજ રાવણાદિનું હનન પણ ભાગ્યેજ થઈ શકત. રાવણે સીતાને હરી ન હોત તો કોઇને હાથે એવા એક દુષ્ટ રાક્ષસનું હનન થાત નહિ. દુર્યોધને પાંડવોને આટલું દુઃખ આપી ત્રાસ ન દીધો હત તો પાંડવોની આજે જે કીર્તિ પ્રસરી રહી છે તે તેટલી પ્રસરેત કે કેમ તે વિચારણીય છે. મહાત્મા બુદ્ધે રાજ્યત્યાગ ન કર્યો હોત તો આજે તેના મતની પૃથ્વીની જે પ્રજા ગણાય છે તેનો તે ઉત્પાદક થઇ શકયો નહત. રાત્રી ન હત તો દિવસ નહત અને દુઃખ ન હોત તો સુખની ખરી કલ્પના આવવી મુશ્કેલ થઇ પડત. જો પ્રખ્યાત તત્વવેત્તા સ્પેન્સર અને પ્રખ્યાત કવિ હોમરને* ગરીબાઇનું દુઃખ ન હોત—જો કે તેઓ તો તેમાયે સંતુષ્ટજ હતા—તો આજે તેમનાં જે મહાન કામની સાથે તેમનું આપણે નામસ્મરણ કરીએ છીયે તે કરત કે નહીં અને તેઓ તેવું મહાન કાર્ય બીજી સ્થિતિમાં રહી કરી શકત કે નહિ તે પણ એક સવાલ છે. જો બાબુ સુરેન્દ્રનાથ બેનરજીને ઉપરી અધિકારીઓ સાથે ખટપટ ન થઇ હત અને તેમણે પોતાની જગ્યાનું રાજીનામું ન આપ્યું હત તો આજે આજે એક ખરા દેશ ભક્ત, વક્તા, અને લેખક તરીકે તેણે જે કીર્તિ સંપાદન કરી છે તે કદી પણ પ્રાપ્ત કરી શક્યા નહત. ( બાબુ સુરેન્દ્રને સીવીલ સર્વીસની પરીક્ષા પાસ કરતી વખતે પોતાની ઉમરનો નિર્ણય કોર્ટમાં ફરિયાદી કરી કરાવી આપવો પડયો હતો !) સુરેન્દ્રની આજની કારકીર્દી જોતાં તે એક વખત સરકારી નોકર હતા એમ માની લેવું અંતઃકરણની ખરી માન્યતાની વિરૂદ્ધ લાગે છે !

બાબુ રોમેશચંદ્ર દત્તે પોતાની જગ્યાનું રાજીનામું ન આપ્યું હત તો આખાં હિંદની, વડોદરાની પ્રજાની, અને પોતાની માતૃભાષા—બંગાલીની જે સેવા તે બજાવી શકયા છે તે, ભાગ્યેજ બજાવી શકત ! છેલ્લો દાખલો આપણા નામદાર ગોખલેનો લઇએ. એમણે જો ઈજીનિયરીંગ કોલેજનો અભ્યાસ ચાલુ રાખ્યો હોત તો આજે તાલુકા, કચેરી, લોકલબોર્ડના, કિંવા બહુ તો સુપ્રીન્ટેંડીંગ ઈજીનીયર થઇ શહેરની ગટરોના નકશા અને ' એસ્ટીમેટ્સ ' મંજૂર કરતા કિંવા કાઢતા બેઠા હોત ! ( ખરૂં જોતાં તેમને કપાળે હાલમાં પણ એજ ફરજ છે. દેશની ગટરોના—દુર્દશાના—નકશા ચિત્રી તેનાં ' એસ્ટીમેટ્સ ' કાઢી તે રાજ્યકર્તાઓ સમક્ષ રજુ કરે છે ! ) હા—પણ આપણે આપણું લક્ષ્યબિંદુ ચૂકી બીજી બાજુજ ઉતરી પડયા છીયે. વિષયાંતર થતો હોવાથી ચાલો આપણે આપણા મૂળ વિષય તરફજ જઇએ. આટલું વર્ણન તો એટલાજ સારૂં આપવું પડયું કે ઘણીકવાર અતિ દુઃખદ પ્રસંગોમાંથી અતિ સુખકર પ્રસંગો ઉદ્ભવે છે તેમ રાજા દશરથને પણ શાપમાંથી આશીર્વાદજ મળ્યો ! ' વેરભાવે ભગવાન મળ્યા ! !

રામાયણ એક અદ્વિતીય કાવ્ય છે. તેનાં દરેક પાત્રમાં એકેક ખાસ ગુણ રહેલો છે, તેથી જુદી જુદી દ્દષ્ટિએ જોનારને જુદાં જુદાં પાત્રો સર્વોત્તમ લાગે છે. અમારી નજરમાં તો સૌથી સરસ પાત્ર ભરતનું છે. મહાત્મા ભરતે પોતાની નિઃસ્વાર્થતા બતાવવાને સારૂ અનેક દુઃખો સહ્યાં છે, નોકર ચાકરોના પણ કડુ શબ્દો સહ્યા છે. રાજા દશરથ તેમજ કોઇક પ્રસંગે તો રામ સુદ્ધાંએ તેનો છલ કર્યો છે. લક્ષ્મણ તો એક વખત તેનો વધ કરવાજ તૈયાર થયા હતા ! પણ તેણે પોતાને હક તરીકે ભોગવવાનાં રાજ્યને લાત મારી પોતાની ઉચ્ચ નિઃસ્વાર્થવૃત્તિ સિદ્ધ કરી આપી છે. એ બધું શાને સારૂ ? પોતાને સત્ય પ્રતિજ્ઞ સિદ્ધ કરવા સારૂજ. રામ વનવાસ ગયા તે પણ પોતાના પિતાને સત્ય પ્રતિજ્ઞ સિદ્ધ કરવા સારૂ. રામને વનવાસ આપ્યો તે પણ પોતાને સત્ય પ્રતિજ્ઞ સિદ્ધ કરવા સારૂજ. જ્યારે સૂર્યવંશની અંદર આવા પુરૂષો—કે જેની જોડી દુનિયામાં મળવી મુશ્કેલ છે—અને ભરત જેવો તો એક દ્દષ્ટાંત આજદિન સુધી હિંદનાજ નહીં કિન્તુ દુનિયાના ઇતિહાસમાંથી પણ મળી આવતો નથી—હજારો વર્ષ પૂર્વે ઉત્પન્ન થઈ ગયા છે તો તેના વંશજમાં પણ તેવા ગુણોમાંનો એકાદેક પૂર્ણાંશે નહિ તો અલ્પાંશે પણ હોય એ અસંભવિત નથી.

* હોમરની ગરીબાઈ વિશે તો એક કહેવત થઇ પડી છે કે:—

" Full seven cities strove for Homer dead;
Through which the living Homer begged his bread."

સૂર્યવંશનું પવિત્ર લોહી હજી તેના વંશજની દરેક નાડીમાં ફરકે છે. અને તેમણે ખાસ પોતાના પૂર્વજોની કીર્તિ વચનપાલન કરી હજી સુધી સાચવી રાખી છે. એક બંગાલી લેખક પોતાના એક લેખમાં થોડાંક દ્રષ્ટાંતો આપે છે જે ટુંકમાં નીચે મુજબ છે:—

છોટાનાગપુર અને બિહારમાં ' ઘટવાર ' નામની એક જાતિ પોતાને શ્રી રામચંદ્રજીના વંશની —સૂર્યવંશી—કહેવડાવે છે. સ્વાર્થની બીલકુલ પરવા ન કરતાં તે સત્યનીજ પરવા કરે છે. એ જાતનાં લોક પ્રાયઃ જમીનદાર છે. વચનપાલન કરવામાં તેઓ બહુ ચુસ્ત છે. તેમના કર્મચારીઓના હાથમાં જો કે તેઓ રમકડાં જેવા છે છતાં જ્યારે વચન પાલનથી તેઓ સ્વાર્થ નાશનો ભય બતાવે છે ત્યારે તેઓ મહાત્મા તુલસીદાસની નીચલી ચોપાઇ સંભળાવે છેઃ—

" रघुकुल–रीति सदा चलि आई ।
प्राण जाहिं परु बचन न जाई ॥ "

અર્થાત્-રઘુકુલની એ તો પરંપરા ચાલતી આવી છે કે પ્રાણ જાય પણ વચન ન જાય.

( ૧ ) હજારીબાગ જીલ્લાની ડોરંડા નામની એક જમીનદારીના માલીક ટીકાયત દીલિપનારાયણસિંહ છે. જ્યારે આ જમીનદારી Court of Wards ને હસ્તક હતી ત્યારે મેં (લેખક લખે છે ) એક ઠેકાણે અભ્રકની ખાણ શોધી કાઢી. થોડાજ કાળમાં એ સ્થળ અભ્રકની ખાણ માટે પ્રખ્યાત થઇ ગયું. જ્યારે ' કૉર્ટ. ઑફ્ વૉર્ડ્સ ' ( સગીરોની મીલ્કત સાચવનારી સરકારી સંસ્થા ) થી છુટી, એ જમીનદારી ટીકાયત મહાશય પાસે આવી ત્યારે મારા પટ્ટાની મુદતમાં માત્ર બેજ વરસ બાકી હતાં. આથી ઘણાઓએ તેના પર ચડાપડી કરી. પરંતુ ટીકાયત મહાશયે મારા જ્યેષ્ઠ પુત્રને વચન આપ્યું હતું કે નવો પટ્ટો લેતી વખતે તમે માત્ર રૂ. ૨૫૦) આપશો તો તમને હું બીજાં સાત વર્ષ સુધી પટ્ટો કરી આપીશ. બીજાઓએ રૂ. ૧૫૦૦) સુધી આપવા કર્યા. એટલુંજ નહીં પણ ટીકાયતનો મેનેજર જે પ્રથમ મારા પક્ષનો હતો તે પણ કેટલાંક કારણસર મારી વિરૂધ્ધ થઇ ગયો. માત્ર વીશ હજારની વાર્ષિક આવકમાં રૂ. ૧૫૦૦) જેવી મોટી રકમનો વધારો કોઈ પણ સાધારણ માણસનું મન લલચાવવા તથા તેને વચનચ્યુત કરવા પૂરતા છે. પરંતુ ટીકાયત સાહેબ એક દિને એક વિશ્વાસુ માણસને લઇને ચાળીશ મેલ દૂર એક ગામમાં આવ્યા અને રૂ. ૨૫૦) વાર્ષિક પરજ સાત વર્ષનો પટ્ટો કરી આપ્યો ! જે કોઇ તેમને એ બદલ ઠપકો દેતું તેને તેઓ એટલુંજ કહેતા કેઃ—

रघुकुल–रीति सदा चलि आई।
प्राण जाहिं बरु बचन न जाई ॥

( ૨ ) ગોવિંદપૂરના સુપ્રસિદ્ધ વકીલ બાબુ ક્ષીતિભૂષણ મુખ્યોપાધ્યાય ઝરીયાના ઘટવાર રાજાના મેનેજર હતા. તેમના સમયમાં એક બંગાલી વકીલ રાજાની પાસે કેટલાંક સો વીઘાં કોયલાની જમીન લેવા સારૂ આવ્યો. રાજાએ તેને આપવાનું વચન આપી દીધું. પરંતુ થોડાજ દિવસ પછી એક સુપ્રસિદ્ધ કલકત્તાની કંપનીએ એ વકીલ કરતાં બે લાખ રૂપિઆ વધુ આપી તે લેવાને પોતાની ઇચ્છા દર્શાવી. ક્ષીતિભૂષણ બાબુએ એ વાત રાજાને કહી ત્યારે તેણે કહ્યું કે " તે જમીન તો પેલા બાબુની થઈ ગઈ." હવે જો કે આ બાબતનું કંઇ પણ લખાણ થયું નહોતું તેમ વચન પણ અપાયું નહોતું પરંતુ માત્ર ઇચ્છાજ પ્રકટ કરવાથી વચન તેમજ લખાણ કરતાં પણ તેને વધુ વજન આપ્યું. કારણ કેઃ—

रघुकुल रीति सदा चलि आई ।
प्राण जाहिं बरु बचन न जाई ।

( ૩ ) એક ટીકાયતે એક મહાજનથી બહુ રૂપિઆ ઉધાર લીધા. જ્યારે તેની જમીનદારી કોર્ટ ઑફ વૉર્ડ્સને હસ્તક ગઈ ત્યારે તેનાં કર્જની તપાસ કરવામાં આવતાં જણાયું કે કર્જની રકમ અનેક ઘણી વધારે–મારવાડીયોની રીત પ્રમાણે હોળી, શીમગા અને ફાગણ ગણી ( હોળીનેજ મરાઠીમાં શીમગા કહે છે અને તે ફાગણ માસમાં આવે છે તેથી એકજ મહિનો ગણવો જોઈએ. તેને બદલે મારવાડીયો ત્રણ ગણી તે મુજબ પોતાનાં કુળ પાસેથી વ્યાજનાં નાણાં કઢાવે છે ! ! )–ઉધારવામાં આવી હતી ! વ્યાજ પણ તેજ હિસાબે ચઢાવ્યું હતું ! આથી તે મહાજન ( સરાફ ) ના ઘણા રૂપિયા ઓછા કરવામાં આવ્યા. પરંતુ પંદર વર્ષ બાદ–જ્યારે તે રકમ તો કાયદા મુજબ ક્યારનીયે. મુદતબ્હાર જાય ( તે ગેરકાયદેસર હતી તે પ્રશ્ન તો બાજુએ મેલતાં )–તે મીલ્કત જ્યારે પાછી તે ટીકાયતના હાથમાં આવી ત્યારે તેણે મહાજનની પૈએ પૈ આપી દીધી !

દુનિયાનો તો શું પણ એ ગેરકાયદેસરની રકમને તો ઇશ્વરનો પણ કાયદો લાગુ પડી શકત નહીં, છતાં:—

रघुकुल–रीति सदा चलि आई । ઇત્યાદિ.

( ૪ ) ગિરીડાના શ્રીયુત તીનકોડી વસુ છોટાનાગપુરની ભિન્ન ભિન્ન જમીનદારીયોમાં લગભગ વીશ વર્ષ સુધી પ્રધાન પદ પર અધિષ્ઠિત રહી ચૂકયા છે. તેમણે પણ મને એ જાતિ વિષે એવોજ એક દાખલો આપ્યો. તેમણે કહ્યું કે " જ્યારે હું શ્રીરામપુરના ઘટવાર રાજાનો મેનેજર હતો ત્યારે રાજાએ એક વખતે એક માણસને તેની જમીન ગીરવી રાખી અધિક રકમ આપવાનું વચન આપ્યું. પાછળથી ખબર કાઢતાં જણાયું કે તેની જમીનપર તે જેટલાં નાણાં માગે છે તેટલી તો તેની ખરી કીંમત પણ થઇ શકવાની નથી અને જે નાણાં આપવામાં આવશે તેમાંથી અલ્પાંશ પણ વસુલ થઈ શકવાનાં નથી ! રાજાને એ વાત કહેતાં તેણે કહ્યું કે મેં વચન આપી દીધું છે તેથી મારે તો રૂપિયા આપવાજ પડશે, કારણ કે–

रघुकुल–रीति सदा चलि आई ।
प्राण जाहिं बरु बचन न जाई ॥

આવાં આવાં તો અનેક દ્રષ્ટાંતો આપી શકાય. આ આખી જાતિ સાથે મેં બાર વરસ સુધી કામ કર્યું છે. પણ તેમાંથી એકે સાથે હું ઠગાયો નથી !

ધન્ય કવિગુરૂ વાલ્મિકી, ધન્ય ગોસ્વામી તુલસીદાસજી, અને ધન્ય તેમની વીણાનો અક્ષય ધ્વનિ ! ધન્ય રાજા દશરથ, રામ અને ભરત અને સૌથી ધન્ય માતા કૈકયી કે જેની કૂખે ભરત જેવાં રત્નો પાકયાં ! ધન્ય ભરતનો સ્વાર્થત્યાગ, ધન્ય લક્ષ્મણનો ભ્રાતૃભાવ અને ધન્ય સીતાની પતિભક્તિ. રામાયણનું દરેક પાત્ર ધન્ય છે અને તેથીજ હજારો વર્ષ વીતવા છતાં તેમનાં ચરિત્રો જંગલી અને પહાડી ગ્રામવાસીયો સુદ્ધાં તુલસીદાસના કંઠમાં કંઠ મેળવી ઉચ્ચ સ્વરે લલકારે છે.

તુલસીદાસનું આ વચન કેટલું મધુર અને બોધપ્રદ છે !

रघुकुल–रीति सदा चलि आई ।
प्राण जाहिं बरु बचन न जाई ॥

ભારત સંતાનોને શું આ બોધ મનન કરવા લાયક છે ? નહીંજ તો.

# પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો ઉદ્ધાર.

(૨.)

પ્રાચીન સાહિત્યના ઉધ્ધાર વિના નવીન સાહિત્યની ઉત્પત્તિ એવી છે કે જેમ કોઇ વૃક્ષને મૂળમાંથી કાપીને પછી તેને ભૂમિ ઉપર ઉભું કરવામાં આવે તો જેમ એ ઝાડની વૃદ્ધિ થવી તો દૂર રહી, પણ સ્થિર સ્થિતિ પણ તેની રહી શકતી નથી; તેમજ પ્રાચીન સાહિત્યના ઉદ્ધાર વિના સંસ્કૃત સાહિત્યની દશા તેવીજ થઇ જાય તો અસમ્ભવ નહિ. આપણી સંસ્કૃત દેવીનો પ્રાણ, તેની આશા, તેનું જીવન પ્રાચીન કવિઓ તથા લેખોમાં નિવાસ કરે છે, વર્તમાનમાં નહિ. આપણે તેના ભૂત વિના તેનું ભવિષ્ય બનાવી શકીશું નહિ. તે માટે સંસ્કૃત સાહિત્યની દશા તપાસતી વેળા એ જોવું જરૂરી છે કે તેનાં પ્રાચીન રત્નોનાં ઉદ્ધાર માટે કેવો યત્ન કરવામાં આવે છે ! નિઃસંદેહ તે યત્ન જે એ ઉધ્ધાર માટે થાય છે, તે થોડો નથી, તે આશાને તોડનાર નથી, પણ બાંધનાર છે. આપણે આ વિના બીજું કંઇ કહી શકીશું નહિ કે વેંકટેશ્વર, નિર્ણય સાગર, વાણી વિલાસ, આદિ પ્રેસો; ચોખમ્બા, ભક્તિકાવ્ય તથા લાઝરંસ (કાશી) આદિ પુસ્તક પ્રકાશકો; અને તે અનેક વિદેશી તથા સ્વદેશી સજ્જનો; કે જેમણે "એશિઆટિક સોસાયટી" યા અન્ય કોઇ રસ્તેથી સંસ્કૃતના પ્રાચીન સાહિત્યના ઉધ્ધાર માટે યત્ન કર્યો છે તેમને ધન્યવાદ છે. યદ્યપિ પુનરૂધ્ધારનું કાર્ય પણ જેટલું થવું જોઇએ તેથી અતિ ન્યૂન છે; તથાપિ તે અસંતોષજનક નથી. એથી કંઇને કંઇ ધૈર્ય અને આશા જરૂર બંધાય છે. જો કે અહિં જરૂર કહેવું પડે છે કે જેટલો પુનરૂદ્ધારનો પ્રથમ વેગ હતો તેટલો વેગ હાલ નથી. આ વિષયમાં કાશીના પંડિતોને પણ અવશ્ય ધન્યવાદ દેવો જોઇએ, જેમણે અગર પરોપકારના ભાવથી નહિ તો પણ કોઇ પણ રીતે પુનરૂદ્ધારના કાર્યમાં સંશોધન તથા પુસ્તકદાનાદિ દ્વારા સાહ્ય કર્યું છે.

ઉપર કહ્યું છે કે પ્રાચીન ગ્રંથોના પુનરૂધ્ધારમાં પણ હાલ પ્રથમથી ન્યૂન યત્ન થાય છે. "काशीनो पंडित" નામે પત્ર, કે જે દ્વારા કંઇક ગ્રંથ રત્નો પ્રકાશિત થયાં હતાં, તે હાલ તિરોહિત છે. નિર્ણય સાગર પ્રેસની "काव्यमाला" હાલ જેવી પ્રથમ નિકળતી તેવી તેજીથી નિકળતી નથી. સંભવ છે કે એ ન્યૂનતા પ્રાચીન ગ્રન્થોની ન્યૂનતાના કારણથી થઇ ગઇ હોય—હાલ પ્રાચીન ગ્રન્થો મળવા દુર્લભ થયા હોય.

આ લેખનો સારાંશ કે આ વખતમાં સંસ્કૃત સાહિત્યમાં નવા ગ્રંથોની ઉત્પત્તિ બહુજ થોડી છે, સામયિક પત્ર પણ તેની સારી દશા દેખાડતાં નથી, અને એ બંને અંશોમાં વર્તમાન અવસ્થા સમીપસ્થ ગુજરી અવસ્થા કરતાં ખરાબ છે, સારી નથી. ઉક્ત લેખ પરથી બીજું એ તાત્પર્ય નિકળ્યું કે પ્રાચીન સાહિત્યના પુનરૂધ્ધારમાં ઘણો ખરો પ્રયત્ન થઇ ચુકયો છે, તથાપિ હજુ ઘણો બાકી પણ છે, અને તે ઉધ્ધારનો પ્રવાહ આ સમયે કમજોર થયો છે, એ પરિણામ દિલને દુખાવનારૂં છે. એ જોઇને મન સંદેહ કરે છે કે "આ સંધ્યા, રાત્રિની સંધ્યા છે," આ *ઉષાકાલ નથી. એક બીજી પણ વાત છે કે જે સંસ્કૃતના

* "ઉષા" નામની સંસ્કૃત માસિક પત્રિકા થોડા સમય પછી ગુરૂકુળ કાંગડીથી ઉત્તમ વિદ્વાનોના હાથે લખાઇને પ્રકટ થશે. પરમાત્મા સંસ્કૃતનો ઉષાકાળ શીઘ્ર દેખાડો! અનુવાદક.

ક્રમનિપાતને દેખાડી રહી છે. તે ઉપર પણ જરા દૃષ્ટિ નાખીએ. તે વાત એ છે કે જે સંસ્કૃત ભાષાના વર્તમાન લેખકોના ઢંગ માત્ર નકલી છે. આપણા અનેક સંસ્કૃત લેખકો પોતાનાં પ્રાણપ્રિય રત્નોનો ત્યાગ કરી અન્યોની ખોટી કોડીઓ ઉપર મોહિત થવા લાગ્યા છે. પોતાના દેશમાં વહેતી ગંગાને છોડીને હવે તેઓ બહારનાં ગંદાં મેલાં તળાવોમાંથી ઘડા ભરી ભરીને પોતાનાં ઘરમાં મૂકવા લાગ્યા છે. હવે તેઓ અંગ્રેજી ઢબની નકલ કરવાને તત્પર થયા છે. જ્યારે કોઈ પત્ર અથવા પત્રિકામાં કોઈ સ્થાને " पाश्चात्य विज्ञानम् " લખેલું વાંચીએ તો શું થાય છે. જ્યારે કોઈ સંસ્કૃત ભાષામાં પાશ્ચાત્ય સાયંસનાં સૂત્રો અને પદ્ધતિઓ ( ફોર્મૂલા ) લખેલી જોઈએ છીએ ત્યારે ધિક્કાર પેદા થાય છે. જો આપણે સંસ્કૃત ભાષાના દર્શનોનો ઉદ્ધાર કરી શકતા નથી; જો આપણે પ્રથમ સંસ્કૃત સાહિત્યનું ગૌરવ સર્વ જગત્‌ની સામે રાખી શકતા નથી તો પછી સંસ્કૃતમાં લેખ લખવાને કેમ દોડવું જોઈએ? જ્યારે પ્રથમથીજ આપણે અન્ય પાસે માગવા જઈએ, તો તેઓ આપણી ભાષા ઉપર શ્રદ્ધા કેમ રાખી શકશે? પ્રથમ જે કંઈ આપણી પાસે છે, તે તો જોઈ લો. લોકોને પ્રથમ એનું તો મહત્વ દેખાડો, પછી બીજાનું પણ લઈ લો. જર્મનોના પ્રાથમિકમાં વાંચેલા સાયન્સનાં પુસ્તકમાંથી વિજ્ઞાન લઈને આપણે સૂત્ર બનાવીએ છીએ તે અંગ્રેજોનો ભલા આપણી સંસ્કૃત કેવી રીતે ને કેમ શીખવા લાગ્યા? જો આપણી સંસ્કૃતનો પ્રચાર કરવાની ઇચ્છા હોય, અગર સંસ્કૃતમાં લોકોનો પ્રેમ તથા ભક્તિ ઉત્પન્ન કરવા ઇચ્છતા હોઈએ, તો પ્રથમ જે આપણી પાસે છે પણ જે બીજા પાસે નથી એ વિષયો સંસ્કૃતમાં લખવા જોઈએ.

બીજી શોચનીય વાત એક નવા ઉપન્યાસોના ઢંગ વિષે છે. પ્રત્યેક સાહિત્યની ઉન્નતિ ઉપન્યાસની ઉન્નતિ સાથે સમ્બદ્ધ છે, એ સત્ય છે; પરન્તુ તે ઉપન્યાસ પણ કંઈ કામ આવે તેવા તો જોઈએ. આજ કાલ સંસ્કૃત માસિક પત્રોમાં જે ઉપન્યાસ નિકળવા લાગ્યા છે, તે " નકટા " પ્રતીત થાય છે; તેમાં ગંદગી સિવાય બીજું કંઈ નથી હોતું. એવા ઉપન્યાસો સાહિત્ય ઉપરથી અન્ય લોકોનું મન ઉઠી જવાના કારણ ભૂત છે. એ બંને પ્રવૃત્તિઓ દર્શાવી આપે છે કે સંસ્કૃત સાહિત્યની દશા સારી નથી.

પરન્તુ શું વર્તમાન સમયમાં સમસ્ત સ્થિતિ સંસ્કૃતસાહિત્યની વૃદ્ધિની વિરૂદ્ધજ છે? શું કોઈ પણ અવસ્થા એની અનુકૂલ નથી? નિસ્સંદેહ એમ નથી. સમય સંસ્કૃતસાહિત્યની સાથમાં છે; સામાજિક દશા આ સમયે સંસ્કૃતસાહિત્યનું ફલ છે. જો કે રાતના દશ વાગી ચૂક્યા છે, તો ચાહે આકાશમાં ગમે એટલાં વાદળાં હોય પણ સૂર્ય અવસ્યમેવ ઉદયાચલના શિખર ઉપર દેખા દેશે, કોઈ પણ શક્તિ એને રોકી શકશે નહિ.

સમય સંસ્કૃતની સાથમાં છે, એ ઠીક છે—પરન્તુ તે સમય કેવો છે? તે સમય ઉન્નતિનો છે; તે જાગૃતિ અને પ્રકાશનો એ સમય છે કે જે વાદળોમાં છુપાયલા ચંદ્રની પેઠે પોતાનું મોં દેખાડે પણ છે અને સંતાડે પણ છે; તે સમય ધાર્મિક તથા સામાજિક સુધારણાના અભ્યુદયનો સમય છે. લોકો એનું નામ " નવો યુગ " રાખે છે પરંતુ આ અત્યન્ત પુરાણો યુગ છે; એ આવનાર વિકાસનો યુગ છે; તે આજથી નવ શતાબ્દિ પૂર્વનો યુગ છે.

તે એ યુગ છે કે જેમાં સનાતન ધર્મ મહામંડલ, આર્ય સમાજ અને થિયોસોફી મંડળ તરફથી ઋષિકુલો, ગુરૂકુલો, અને પાઠશાળા તથા મહાવિદ્યાલયો સ્થાપન થઈને તેમાં

દેવવાણીનો ઘોષ સંભળાવા લાગ્યો છે. કેટલીક સમાજોનો મુખ્યોદ્દેશ સંસ્કૃતસાહિત્યનો પ્રચાર કરવાનો છે. પંજાબ જેવા મ્લેચ્છપ્રાય: દેશના લોકોના મુખમાંથી મહર્ષિ દયાનંદના પ્રચણ્ડ પ્રભાવથી વેદમંત્રોના પ્રવિત્ર શબ્દો નીકળી રહ્યા છે. તથાસ્તુ.

સામાજિક વિકાસ પણ સંસ્કૃતસાહિત્યને અનુકૂળ છે. જે માણસો એક દિવસ શેક્સપિયર અને મિલ્ટનના નામો ઉપર મરી ફીટતા હતા, તેઓ આજે કાલિદાસ અને વાલ્મીકીના નામ પર શિર ઝુકાવે છે. જે લોકો પ્રથમ મૅકોલેની સાથે એમ કહેવાને તૈયાર હતા કે સંસ્કૃતનું આખું પુસ્તકાલય, અંગ્રેજીના કોઇ પુસ્તકની એક અલમારીથી પણ ઓછા જ્ઞાનવાળું છે, તે આજે મેકોલેને ધુત્કારે છે–તેને અસત્યવાદી સમજે છે; અને તેઓ એવું સમજે પણ કેમ નહિ ? જ્યારે કે એજ તેમનું સર્વસ્વ છે; જો આપણે સંસ્કૃતસાહિત્યને આપણા પ્રતિષ્ઠાસમાંથી બાતલ કરીએ તો આપણું તથા આપણા પૂર્વજોનું એક કોડી પણ મૂલ્ય રહેશે નહિ એ આપણા દેશ વાસીઓ સમજી ગયા છે, અને તેથીજ તેઓનું હવે સંસ્કૃતભાષા પ્રતિ વલણ થયું છે.

યુગની એ પ્રવૃત્તિનાં લક્ષણો પણ બહુ દૂર સુધી શોધવાં નહિ પડે. જો કે એમાં સંદેહ નથી કે જેટલાં પૂર્વોક્ત અવનતિનાં લક્ષણ સ્પષ્ટ હતાં, તેટલાં એ સ્પષ્ટ નથી; તથાપિ તે વિદ્યમાન છે, વ્યાપ્ત છે, અને નિરન્તરતાથી પ્રાપ્ત થતાં જાય છે. દેશનાં સઘળાં સાહિત્યોમાં સંસ્કૃત શબ્દો તથા પુરાતન ભાવોનું પૂર્ણ પ્રાપ્તદર્શન; સ્થાન સ્થાનપર જાતીય પાઠશાળાઓમાં સંસ્કૃતાધ્યયન, ચતુર્દિક વિદેશી ભાષા અને આચાર ત્યાગાર્થ હિલચાલ એ સર્વ અનુકૂળતાનાં ચિન્હો છે. નિઃસંશય એ સર્વ ગુપ્ત લક્ષણનું કોઇ દિવસ સ્ફોટન થશે, અને જે દિવસે એ ફુટશે, એ દિવસે ભારતની વિદ્યાનો સિતારો ચમકી પડશે.

ઉક્ત લેખમાં સંસ્કૃત સાહિત્યથી વર્તમાન દશા ઉપર એક વિસ્તૃત દૃષ્ટિ નાંખવામાં આવી છે, જે બનાવોને વિષયો દર્શાવ્યા છે, તે સાધારણ નિયમો જાણવા માટે છે. [illegible] એ દેખાડી આપ્યું કે સંસ્કૃતનાં વર્તમાન સ્પષ્ટ ચિન્હ અવનતિનાં દેખાય છે. પરંતુ તેની [illegible] એ પણ બતાવવામાં આવ્યું છે કે યુગ–એક પ્રાચીન યુગ–જે હાલ ઉપસ્થિત થયો છે [illegible] જેમાં લોકોના ધર્મ તથા વિચાર પરિષ્કૃત થઇ રહ્યા છે તે સંસ્કૃત ભાષાની ઉન્નતિને અનુકૂળ છે. એ કારણથી ભવિષ્યતમાં સંસ્કૃતરૂપી સૂર્યના પુનરભ્યુદયની વગી આશા છે. ઇતિશમ્.

નાશક–ગુરૂકુલ } નર્મદાશંકર સદાશિવ ત્રિવેદી.

# સ્વ. ન્યાયમૂર્તિ રાનાડેનું જીવન ચરિત્ર.

(ગતાંકથી સમાપ્ત.)

(મીસીસ રનાડે કૃત સ્વ. રાનાડેનાં મરાઠી જીવનચરિત્ર ઉપરથી-લખનાર રા. મ. મા. ઝવેરી).

(૫)

## 'મડમ'ના સ્પર્ષ માટે દેહશુદ્ધિ સારૂ સ્નાન !

મિસ હરફર્ડ નામની એક અંગ્રેજ બાઇ એમને શીખવવા આવતી. માધવરાવની સતારા જીલ્લામાં ફરવાની બદલી થઇ હતી. ધીમે ધીમે ઘરનાં સ્ત્રી મંડળની પહેલી ક્રોધાગ્નિની જ્વાળા બહાર પાડવા લાગી. " તું મડમને અડકી વગર ન્હાયે ઘરમાં બધે બેધડક અડકે છે એ અમારાથી ખમાશે નહીં. તારે ન્હાવું ન હોય તો તું ઉપરજ બેશી રહેતી જા. અમે તારૂં ખાણું ઉપરજ મોકલીશું. હવે ઇંગ્રેજી શીખી મડમ થવું છે, નીચે ઘરના કામનું કષ્ટ ઉઠાવવા સારૂ અમો દાસીઓ તૈયાર મળેલીજ છીયે." વગેરે પુષ્કળ બોલાતું. પરંતુ રમાબાઇ સામો જવાબજ દેતા નહીં. પણ આવી વખતે થતાં થંડા પાણીનાં સ્નાનથી રમાબાઇને તાવ આવવો શરૂ થયો. શિક્ષણ સારૂ આવા અનેક ચાબખા રમાબાઇ દરરોજ ખાતાં.

## ઉપદેશ.

એકાદેક શાળા જોવાએ રમાબાઇ ન જતાં તો માધવરાવ ગુસ્સે થઇ કહેતા, "મનુષ્ય જરૂર હોવાથી બોલાવવા આવે છે તો માત્ર જઇને જોઈ આવવામાં શું થાય છે! કંઇ બોજો પડે છે? તમારા જવાથી બોલાવનારને કંઇ મોક્ષ થોડોકજ મળી જવાનો હતો? આપણને અનાયાસે માહિતી મળે છે તેથી જવું કિંચિત છે. બોલાવનારને પોતાને પણ કેટલું સારૂં લાગે છે?" વગેરે.

## સ્પેશીયલ જજ્જ.

શુમારે ૧૮૮૩-૮૪માં સ્પેશીયલ જજ્જ તરીકે એમની બદલી થઇ. પુના અને સતારા જીલ્લામાં જ્યાં જ્યાં સ્પેશીયલ કન્સિલિએટર અને ગામમુનસફ હોય ત્યાં ત્યાં એમણે જઇ એક કે અર્ધો દિવસ રહી, તેમનું દફતર તપાસી, આગળ જવાનું થતું. એમની આગળનાં બધા બે ચાર દિવસ તાલુકાને ગામે મુકામ કરી આસપાસના ગામમુનસફને સંદેશો મોકલી દફતર મંગાવી, તપાસી લેતા પણ માધવરાવ તો પોતે બધે જઇને એ બધું તપાસવા લાગ્યા. આથી બધાની બહુ ગેરવ્યવસ્થા થતી. એકેક બબ્બે દિવસ દૂધ સરખુંયે મળતું નહીં તો શાકભાજીનું તો નામજ ક્યાંથી? સાત આઠ બળદગાડી અને બે ઘોડા એમને પૂરતું થાય એટલું ઘાસ પણ મળતું નહીં, તેમજ ગામમાં એકજ કુવો હોય તો ઢોર વગેરે બધાંને પાણીની પણ બહુ પંચાત પડે. આથી રમાબાઇએ એક દિવસે કહ્યું કે "તાલુકા પર દફતર મંગાવી જો ચાલતું હોય તો આટલો ત્રાસ ભોગવાનો શી જરૂર છે?" માધવરાવે જવાબ દીધો, સરકારે અમારી જે નિમણુંક કરી છે તે ભથ્થું લઇ ચેનથી ફરવા સારૂ નહીં. તાલુકા પર જઇ દફતર મંગાવીયે

તો જરા હુંશીઆર અને લટપટી માણસો આગળ આવી જાય અને પોતાને ગમતું ચિત્ર કામદારો સામે મૂકી દેછે. આથી એકુતોની ખરી સ્થિતિ સમજાતી નથી. તેમની મુશ્કેલી દૂર કરવી એતો સરકારનો મુખ્ય હેતુજ છે. પ્રત્યક્ષ માણસનો સમાગમ એડે જવાથી થાય છે. આપણું જ્ઞાન વધે છે તેમજ તેમની ખરી સ્થિતિ પણ જણાય છે. આવું હોવાથી હું નાનાં નાનાં ગામોમાં પણ પોતેજ જાઉંછું નહીં તો અમથો ત્રાસ માથે વ્હોરી લેવાનું કોઇને મન થાય છે!

### બંગાળી ગુરૂ—એક હજામ.

એક વખતે કલકત્તે જતાં જે ગામમાં આપણે જઇએ તે ગામની ભાષા આપણને આવડે નહીં એ સારૂં નહીં! એમ કહી બંગાલી પુસ્તકો લાવ્યા અને હજામત કરાવવા બેઠા. હજામત કરાવવા બેશી એક બંગાલી પુસ્તક હાથમાં લીધું અને જે શબ્દ ન આવડે તે હજામને પૂછતા. હજામ શબ્દનો ઉચ્ચાર અને અર્થ કહેતો. રમાબાઇએ આથી વિનોદમાં કહ્યું કે "માસ્તર તો બહુ ઉત્તમ શોધી કાઢયો. શ્રી દત્તે ચોવીસ ગુરૂ કર્યા હતા તે મુજબ જો તમારા ગુરૂની ટીપ મને કરવાનું કોઇ કહે તો હું આ ગુરૂનું નામ પ્રથમ મેલું! પૂર્વે ગુરૂની સેવા ચેલાઓ કરતા પણ આ તો ઉલટી ચેલાનીજ સેવા કરે છે તેથી એનું નામ પ્રથમ મેલવું ઘટેછે!"

### પીવાનું પ્રાયશ્ચિત્ત!

એક વખતે સેંટમેરીઝ કોનવેંટમાં કંઇ સમારંભ હતો. તેમાં સ્ત્રી પુરૂષો બેઉ આવ્યાં હતાં. ત્યાં પીવાને સારૂ ચાહ આપવામાં આવી હતી. જે કેટલાકોએ પીધી અને કેટલાકોએ મોઢે લગાડી એમની એમ મેલી દીધી. સ્ત્રીઓએ માત્ર બીલકુલ લીધી નહીં.

બીજેજ દિને 'પુના વૈભવ' માં એ સંબંધી એક આર્ટીકલ આવ્યો અને અધિપતિએ તે પર પુષ્કળ મીઠું મરચું પણ ભભરાવ્યું. આથી સર્વે ચાહપીનારાને પ્રાયશ્ચિત્ત આપવું એવું ઠર્યું અને તે મુજબ ઠરાવ થયા બાદ માધવરાવને તેમની બ્હેને કહ્યું કે "તમે ચાહ પીધી નથી એમ મને ખબર પડી છે તો બીજાની માફક તમે પણ દીલગીરી પ્રદર્શિત કરી શા સારૂ છુટી જતા નથી?"

માધવરાવે કહ્યું કે "જ્યારે હું બધાની સાથે હતો અને બધાની ઉપર જે આરોપ છે તેજ મારાપર પણ છે, તો આવી રીતનો બચાવ કરી એકલા છૂટી જવું મને ઠીક લાગતું નથી."

એક પિતાએ તો અનેક રીતે પોતાના યુવાન પુત્ર અને વહુને વિનવ્યા છતાં તેમણે પ્રાયશ્ચિત્ત લેવા ના પાડી. માસ દોઢ માસ એ બેઉ રાનડેને ઘેર આવી રહ્યા. એક દિને તેના પિતાનો પત્ર આવ્યો કે "હું પ્રાયશ્ચિત લઇ ઘેર આવ અને બુઢાપામાં સંતુષ્ટ કર."

માધવરાવ પણ પ્રાયશ્ચિત લેવાની ના પાડનારામાં એક હતા. તેઓ કહેતા કે ચાહ પીવામાં અમે કંઇ પાપ કર્યું નથી; પરંતુ આ પત્રથી તેમણે તે યુવાનને કહ્યું કે "તમારી ઠેકાણે જો હું હોઉં તો જરૂર પ્રાયશ્ચિત લઇ છુટો થાઉં ને પિતાને સંતોષું."

યુવાને કહ્યું કે "મારા જેવી અડચણમાં પુષ્કળ જણ છે તો બધાંની સાથેજ જો આપ પણ પ્રાયશ્ચિત લ્યો તો અમે લેવા તૈયાર છીએ."

બાદ પુનેથી ૧૦—૧૫ જણ આવ્યા, જેમની વતીથી એકે કહ્યું કે "અમારા બધાંના છુટકા સારૂ આપે પ્રાયશ્ચિત લેવું એવી અમારી વિનંતિ છે." માધવરાવે તે કબુલ કર્યું.

રમાબાઇના એમ કહેવાથી કે ' આપણે આ મુજબ પ્રાયશ્ચિત લેવા વગેરેથી લોકોને હસવાનું કારણ મળે છે ને તેમને તે એવું ટીખળ કરવાનું જોઇએ જ છે.' માધવરાવે કહ્યું કે " કોઇ ગમે તેમ બોલે પણ આપણો પક્ષ જેને આપણે કહેતા હોઇએ અને જેમને આપણી સાથે રાખી કામ કરવાનું છે તેમને સારૂ લોકો તરફથી થોડીક માને હાનિ થાય તોયે શું થયું !"

## ઉપાસના સારી કઇ?

૦ પ્રાર્થના સમાજમાં—મુંબઇમાં હાઇકોર્ટ જજ તરીકે નીમણુક થયા બાદ—જ્યારે માધવરાવની ઉપાસના હોય ત્યારે રમાબાઇ જરૂર જતાં. ઉપાસના થઇ રહ્યા બાદ ગાડીમાં તેનો સાર માધવરાવ પૂછતા. ઉપાસના સ્હેલી હોય તો રમાબાઇ બધું બરોબર કહી બતાવતાં. આથી માધવરાવ કહેતા કે ત્યારે તો આજે મારી ઉપાસના સારી થઇ એમ લાગે છે કારણ કે ઉપાસના સંબંધી મેં એવો નિયમ કર્યો છે કે તને ન સમજાય તે ઉપાસના સારી અને સમજાય તે ખરાબ—દુર્બોધ !

## પહેલી મરકી– ' રીડરનું ' મૃત્યુ.

ઇ. સ, ૧૮૯૩માં મુંબઇની હાઇકોર્ટના જજ થયા પછી ઇ. સ. ૧૮૯૬—૯૭ના વર્ષમાં મુંબઇમાં જ્યારે પહેલો પ્લેગ શરૂ થયો ત્યારે એમનાં ઘરનાં ત્રણ ચાર માણસો તેમાં સપડાઇ મૃત્યુવશ થયાં હતાં. તેમાં એક કાશીનાથ કરીને રાનડેના કુટુંબનો દૂરનો સગો મી. ( હવે જસ્ટીસ થયેલા ) રાનડેનો ' રીડર ' હતો. આ ઇંગ્રેજી વાંચન લેખનમાં બહુ હુશિયાર હતો તેમજ એકી બેઠકે પાંચ પાંચ છ છ કલાક સુધી કંટાળ્યા વગર કામ કરતો; પરંતુ એની વર્તણુક બહુ ઉદ્ધત હતી અને એ બહુ બેપરવા માણસ હતો. માત્ર રાનડે પર એમની નિઃસીમ ભક્તિ હતી. તેમના શિવાય એના પર હુકમ કરવાનો બીજા કોઇને હક નથી એમ તે માનતો. આટલું છતાં કામકાજમાં હોંશિયાર હોવાથી રાનડે તેના પર બહુ પ્રેમ રાખતા. જો કદાચ રમાબાઇ પણ કોઇ વખતે તેની વિરૂદ્ધ ટીકા કરતાં તો માધવરાવ કહેતા કે તે હજી નાદાન છે; એના બોલવાનો તે એટલો ગુસ્સો શો લાવવો ? તેને કામ પડે છે, તેથી બોલતો હશે; ગુસ્સે થતો હશે; પણ તે તરફ દુર્લક્ષ કરવું જોઇએ છે. કામ કરનારાં માણસો ઘણું ખરૂં બહુ ગરમ સ્વભાવના અને એંટી હોય છે ! બેઉ પતિપત્ની પોતાનાં માણસોની તપાસ સારૂ જાતે હોસ્પીટલમાં જતાં, અને સૂચનાઓ આપતાં. કાશીનાથ પણ આખરે પ્લેગ હોસ્પીટલમાં હતા. તે બહુ લવતો અને ઉઠીને દોડાદોડી કરતો તેથી તેને બાંધી દેવામાં આવ્યો હતો. તેની ખબર કાઢવા રમાબાઇ જ્યારે હોસ્પીટલના ડાકટર સાથે આવ્યાં અને તેને કહ્યું કે મી. રાનડે પણ સાંજે આવશે ત્યારે તો તેના આનંદની અવધિ થઇ અને ડાકટરને ઉદ્દેશી તે કહેવા લાગ્યો:—

Look ! At my master; how kind he is specially to me. He has sent his o n wife to see me, in this Plague Hospital. Besides, he is coming perso ally to see me. He would have come even yesterday, but busy as he is gets no time, you know. He is always busy in the day and night, till h: gets fast asleep. I am his reader, you know. I read so many hours a day, I never sit still. But you have made me prisoner, don't you know

who I am ? I am Justice Ranade's reader. He will never do without me. I am his private secretary. Don't you know whose man I am ? Will he like if I sit still doing nothing ? I must get up and attend my work. I shall not listen to any body. '

આ પ્રમાણે પુષ્કળ લવ્યો. એને તાવ ૧૦૫ ડીગ્રી હતો. રમાબાઇએ માધવરાવ જમવા બેઠા તે વખતે આ વાત તેમને કહી તેથી તે આગળ જમી શકયા નહીં અને આંખે આંસું આવ્યાં. તેમણે કહ્યું કે આ " આ છોકરો બહુ સારો છે અને બહુજ કામનો છે. આવા છોકરાઓ બહુ થોડાજ મળી આવે છે " કાશીનાથ બિચારો પ્લેગ શરણ થયો.

## નળીથી શું તપાસશો ?

એક વખતે જ્યારે વિશ્રાંતિ સારૂ સર્વેએ મહાબળેશ્વર જવા વિચાર કર્યો અને ત્યાં ગયા ત્યારે તેમની સાથે વિઠુકાકા પણ હતા.

તપાસણીથી તે બહુ કંટાળતા અને ઉંમરે બહુ વૃદ્ધ હતા. ભક્ત પણ ચુસ્ત હતા. તપાસનારામાં એક ડાકટર હતો તે સભ્ય અને પુખ્ત હતો. ડાકટરે થરમોમીટર કાકાને સામે ધર્યું. કાકાએ કહ્યું કે " આ નળીથી તમે શું સમજી શકશો ? મારૂં આયુષ્ય કેટલું છે તે કહી શકશો ? તમે પેટીયા ચાકર ! મને તાવ આવ્યો છે કે નહીં એટલુંજ તમારે જોવાનું છે. જુઓ તો પછી ! " એમ કહી કાકાએ ડાકટરનું કાંડુ મજબૂત પકડયું. પણ ડાકટર સભ્ય હોવાથી તેણે હસી તેમને કહ્યું કે " છોડો બાપુ અમારો હાથ; તમને તાવ બાવ કંઇ નથી અમારાથી બલવાન છો " વીઠુકાકાએ આથી હાથ છોડયો હતો.

## વિઠુ કાકા.

માધવરાવને ગાડાંમાંથી પડી જતાં ઉપાડી લાવનાર આજ વિઠુકાકાના પરિચયથી આપણે રહિત નથી, એક વખતે તે જ્યારે નોકરીએ હતા ત્યારે સાહેબે એવો ઠરાવ બહાર પાડયો કે જેમને નોકરી કરતાં પચીશ વર્ષ થઇ ગયાં હોય તેમણે પેન્શન લેવું અને તેમની જગ્યાપર બીજાં નવાં માણસ રાખવાં. ભોગજોગે વિઠુ કાકાનું પણ નામ તેમાં હતું. વિઠુકાકાને આ વાતની ખબર પડતાં બહુ ગુસ્સે થયા અને બીજે દિને સવારે ઉઠતાં વેંતજ સાહેબના બંગલાનો રસ્તો લીધો, અને બહાર ઉભા રહ્યા. આઠ સાડા આઠ વાગે સાહેબ ફરવા જવા બ્હાર નિકળ્યા ત્યારે વિઠુકાકાએ રામરામ કર્યા. સાહેબે " કોણ ? " પૂછતાં જવાબ મળ્યો કે હું વિઠલ બાબાજી રાનાડે—અમુક કચેરીમાં નોકરી છું " તમારે શું કામ છે ? હું હમણાં બ્હાર જાઉંછું. વળી કોઇ વખતે આવીને મળજો. " એમ સાહેબે કહ્યું. મારૂં બંગલે આવવા જેવું કામ નથી અને આપને કંઇ કહેવું પણ નથી. માત્ર આપ બે મીનીટ છો ત્યાંજ ઉભા રહો કે બસ. આમ કહી વિઠુકાકાએ કાછો માર્યો અને અંગરખાની બાંહ્ય ઉપર ચઢાવી રસ્તાની બેલી બાંજુ ચાર બળદ ખેંચી શકે તેવું એક પથ્થરનું રૂલ પડેલું હતું, તેની પાસે જઇ, તેની દાંડી પકડી તેને સાહેબ ઉભા હતા ત્યાં ઘસડી આણ્યું.

સાહેબે આનું કારણ પૂછતાં વિઠુકાકાએ કહ્યું કે " મેં કચેરીમાં સાંભળ્યું છે કે જેમને પચીસ વર્ષ નોકરી કરતાં થઇ ગયાં હોય તે માણસો અશક્ત થઇ ગયેલા હોવાથી તેમને

પેન્શન પર મોકલવા અરજી કરનાર હતો પણ એમ મારી ગરીબની દાદ ક્યાં લાગત ? સેખિ અર્જી કરવાની ભાંજગડમાં ન પડતાં મેં આ સમક્ષ અરજી કરી છે. અશક્તપણા સારૂં પેન્શન આપનાર હો તો આ રૂલ સાહેબે પોતે ખેંચી લેવું, એટલે ખાત્રી થશે. " આમ કે વિઠુકાકા રસ્તે પડયા. બીજે દિને પેન્શનરનાં નામોની યાદીમાંથી વિઠ્ઠલ બાળાજી રાનડેનું ન ઓછું કરવામાં આવ્યું.

## દરાખનો શોખ.

રાનાડેને દ્રાક્ષ—દરાખ—બહુ ભાવતી અને ઘણે દિવસે એક દિને જોઇએ તેવી કાળી દ્રાક્ષ મળી હતી. આથી મુખ શુદ્ધિ સારૂ દશ બાર દ્રાખ રમાબાંઇએ એક રકાબીમાં લાવી મેલી. પાંચ છ દરાખ ખાઇ માધવરાવે બાકીની તેવીજ રાખી મેલવાથી રમાબાઇએ તેનું કારણ પૂછી બાકીની ખાઇ જવા આગ્રહ કર્યો. આથી માધવરાવે કહ્યું. " તારો સ્વભાવ ચમત્કારિક છે, પુષ્કળ ખાવું, પુષ્કળ પીવું એમ તને લાગે છે પણ તેમ કરવાથી જીભ કદીયે તૃપ્ત નં, થતાં ઉલટી લાલસા માત્ર વધે છે. આ હું મારે સારૂજ કહેતો નથી પણ દરેક માણસે થોડાક નિયમ આ સંબંધી રાખવા યથાર્થ છે. ખાવામાં પણ એકાદ વસ્તુ એમને બહુ ભાવતી છતાં કદી પણ નિયમ કરતાં વધુ ખાતા નહીં.

## છ માસની છેલ્લી રજા

માધવરાવની તબીયત નાદુરસ્ત રહેવાથી છ મહિનાની રજા લઇ બાદ પેન્શન લેવા વિચાર કરેલો; પણ પ્રથમ રમાબાઇને પૂછી લીધું કે તેટલા પૈસામાં મુંબઇ અને પુનાંનો ખર્ચ ચાલશે કે કેમ ? રમાબાઇએ હા કહી. એક ઘર મુંબઇમાં ખરીદવા ઇચ્છા બતાવી કે જેથી દરમાસે રૂ. ૩૦૦–૩૫૦ ભાડાનાં બચે. રજા મંજુર થવાથી રમાબાઇને કહ્યું કે " હવે આપણી તહેનાતમાં જે ચોપદાર અને સીપાઇ છે તેમને કંઇક આપી આજે કોર્ટમાં જઇ હાજર થવાનું કહેજે. રજા લીધા પછી સરકારી સિપાઇ આપણી તહેનાતમાં ન જોઇએ. "

## અંત!

રમાબાઇએ ડાકટરને બદલે વૈદ્યની દવા લેવા કહ્યું પણ માધવરાવે કહ્યું કે " બધાં સરખા છે. આપણાં ચિત્તશાંતિ સારૂ એ બધું છે, બાકી એમાં કંઇ નહી. " કારણકે માધવરાવને પોતાને વિશે હવે આશા નહોતી. બંગલાવાળાને ખાલી કરવાની નોટીસ આપી અને ગાડી ઘોડા વગેરે પુને મોકલી દેવા ફરમાવ્યું. રમાબાઇએ કહ્યું કે છ મહિના સારૂ આ બધું શા સારૂ વીખી નાંખવું ? બે ત્રણવાર માધવરાવે જવાબ દીધો નહીં પણ પછી જ્યારે રમાબાઇએ વધુ હઠ કરી પૂછ્યું ત્યારે કહ્યું કે, માણસે બોલવું નહીં એવો જો નેમ ધાર્યો હોય તો પણ તમે તેને ત્રાસ દઇ બોલાવો છો. સમજુ થઇ ગાંડા કેમ થવું ? હું જે કંઇ કહું તે મુજબ ચુપચુપ કરવાનું છોડી ઉલટું ભલતુંજ વારંવાર પૂછ્યા કરવું એ શું ? મારી પ્રકૃતિ તમને દેખાતી નથી કે ? આ રજા પૂરી થવા પછી હું પાછો આવીશ એમ તમને લાગે છે કે ?"

રાનાડેનો વાંચનનો બહુ શોખ હતો અને મરતાં સુધી કામ કરતાં કરતાંજ મરવું વધુ સારૂં છે એમ તે માનતા. પણ ડાક્ટરે કોઇપણ પ્રકારનો શ્રમ લેવા ના પાડેલી. આથી માધવરાવે કહ્યું કે " હાથે કોઇ પણ ન કરતાં માત્ર પડી રહી નિરર્થક આયુષ્ય ગુમાવવાનો વખત આવે તેના કરતાં તે આજ જ પૂરૂં થાય તે બહેતર છે. " આમ કરી એક

મોરો સુરકારો નાંખ્યો અને બધાંનું ભોજન થયું કે નહીં તેની પૂછપરછ કરી કહ્યું "ઉઠો રે તમે, હવે મારૂં એ થયું છે."

આ મુજબ એક નરરત્નનો આ ફાની દુનિયામાંથી ઇ. સ. ૧૯૦૧ના જાનેવારીની ૧૬ મી તારીખે લોપ થયો.

સ્ત્રીઓએ રમાબાઇનો દાખલો ખાસ લેવા લાયક છે, કે આટલો પૈસો છતાં તે પોતે, પીરસતાં, રાંધતાં, અને કપડાં પહેરાવતાં ઉતરાવતાં એટલુંજ નહીં પણ જોડા પણ તેજ પોતાને હાથે—આટલા નોકર છતાં ઉતારતાં. રોજ રાત્રીએ ઘી પણ માધવરાવને તળીયે તેજ ચોળતાં.

શું સંસારનાં આદર્શ ચરિત્રોમાંનું આ એક નથી? માતે હિંદ! અમ ગરીબ, નિરાધાર, દુઃખી પુત્રોપર કૃપા કરી આવાં થોડાંક યુગલો સંસારનાં ખરાં સુખનો નમુનો બતાવવા સારૂં મોકલી આપ, કે જેનો દરેક વિષય—પછી તે ધાર્મિક હો, સામાજીક હો કે રાજકીય હો—ની સાથે સંબંધ હોઈ નિઃસ્વાર્થપણે સ્વતંત્રતાથી બેધડક કાર્ય સરખો કરી શકે. આશા અમર છે!!!

# જગતમાં થયલી કેટલીક નવીન, મનન કરવા યોગ્ય સાંસારિક સુધારણાઓ.

**ચીનમાં સપાટે સુધારાઓ—ચીનમાં ૪૦ વર્ષની વય સુધી મૂછ રખાવવાની મનાઈ હતી!**—તેમને ઉગતીજ નથી એમ આપણામાંના ઘણા ધારતા હતા! પરંતુ હવે રાજ્યનીતિ થતાં સેંકો તે રખાવતા થયા છે! વળી જગત સાથે એકરસ થવા સગવડ સારૂ ચીનાઇ દીવાળી જે ફેબ્રુઆરીની મધ્યમાં આવે છે તે ૧ લી જાનેવારીથી પ્રારંભ કરવાની ડૉ. સુન યાટ-સેને તારથી ચીન દેશને આજ્ઞા કરવાથી તેનો અમલ થયો છે! પિતૃશ્રાદ્ધ પેઠે દીવાળીમાં ફટાકડા ફોડવાનો ધારો પણ આ દેશમાં ચીનથીજ આવેલો લાગે છે, કારણ કે "ચીનનો પ્રવાસ" નાં વૃત્તાંતમાં બાબુ રામલાલ સર્કાર કહે છે કે આ વખતે ચીનમાં જે ભયંકર પ્રમાણમાં ફટાકડા બેસતે વર્ષે ફુટતા તે મોટે ભાગે નીકળી ગયા છે. લગ્નમાં પણ ફટાકાના પાપના ભયંકર અવાજ કરીને કાનને ચીરાડા પાડવાનું સુજ્ઞ બનેલા ચીનાઓએ બંધ કીધું છે. લગ્નમાં નગારાથી ઘરો હલાવવાનું પણ છોડી દીધું છે. પૂર્વે હાથ મેળવીને નમન કરતા તેને બદલે હવે સાહેબસદી ટોપી પહેરીને તે કાઢીને સલામ કરવાનું ચાલુ થયું છે! પરંતુ રાજ્યમાં બંધેર તો હજુ ઘણુંજ છે!

**અમેરીકામાં ફરજ્યાત સ્વયંવર!**—આ દેશમાં સ્વયંવરનું નામ લેતાં સંરક્ષક પાર્ટીને તરી પડે છે, બીચારા જાણીને હેબક ખારો કે, સ્વયંવર ઉપર પણ નવો સરકારી સ્વયંવર યુનાઇટેડ સ્ટેટસમાંના 'ઇંડીઆના સ્ટેટ' માં ૧૯૦૫ ની સાલથી ફરજ્યાત છે. આ દેશમાં જેકે માકડું વળગાડી ચલ-મારા બાપ કરવામાં આવે છે તે કયાં અને ઉક્ત સ્ટેટમાં લગ્ન

કરવા ઇચ્છતાં સ્ત્રી પુરૂષને, તેઓ શારીરિક રીતે યોગ્ય છે, એ મતલબનું પરણતાં પહેલાં 'લાઇસેન્સ' લેવું પડે છે! તે કયાં? દુર્બલ મનના, ફેફર વગેરે રોગથી પીડાતા, ગાંડા, નપુંસક, રોગી પ્રજા થાય એવા ચેપી રોગ વાળા સ્ત્રી પુરૂષને લગનનો પરવાનો આપવામાં આવતો નથી. એટલુંજ નહીં પણ ભાવિ કુટુંબનું સ્થિતિ પ્રમાણે પોષણ કરવા જે અસમર્થ હોય તેને પણ પરવાનો દેવામાં આવતો નથી. અર્થાત્ તે દેશમાં સ્વયંવર પણ સરકારી ચાલણીમાં ચળાય છે! એ દેશમાં ૧૯૦૫ નાજ સાલમાં જે બીજો યાદગાર કાયદો પસાર કરવામાં આવ્યો હતો તે એ છે કે, "કેદમાં પડેલા જે ગુન્હેગારો એવા દુષ્ટ ચેપી રોગોથી પીડાતા હોય કે જેથી તેમના રજ કે વીર્યથી ઉત્પન્ન પ્રજાને તે રોગ ઓથે ઉતરે અને તે ભાવિ પ્રજા ભાર રૂપ થઇ પડે તો તેવા સ્ત્રી પુરૂષોના ગુપ્તાંગો પર તેમની સમ્મતિ વિના પણ એવો શસ્ત્ર પ્રયોગ કરવો કે જેથી તેમને પ્રજા ઉત્પન્ન થઇ શકે નહીં. અત્યાર સુધીમાં એવી રીતે ૭૦૦ શસ્ત્ર પ્રયોગ થઇ ચુકયા છે. જો કે દેખીતી રીતે આ વિષય ઘૃણિત અને અસભ્ય લાગે છે પરંતુ પરિણામ જોતાં તેની ઉત્તમતા વિષે બે મત હોઇ શકે નહીં. આ વ્યાવહારિક પ્રજોત્પત્તિશાસ્ત્ર (યુજીનીકસ) છે.

---

## ગ્રંથાવલોકન.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો સન ૧૯૧૧ ની સાલનો રીપોર્ટ:**—૪૦ સં ૧૮૪૮ માં પરલોકવાસી એલેક્ઝાંડર કિન્લોક ફાર્બસે ગુજરાતી ભાષા તથા કેળવણીને ઉત્તેજન આપવા માટે સ્થાપન કરેલી આ સોસાઇટીનો રીપોર્ટ અમને મોકલી આપવામાં આવ્યો છે, જેની ઉપકાર સાથે પહોંચ સ્વીકારીયે છીએ. સોસાઇટી આ મુજબ આજે લગભગ ૬૩ વર્ષની છે. એકી વખતે રૂ. ૫૦) આપી થયેલા એના જીંદગી પર્યંતના સભાસદોમાં ૧૩ યુરોપીયન, ૨૦ દેશીઓ, ૪૦૦ ને આશરે પુરૂષ મેંબરો, અને ૧૪૩ સ્ત્રી મેંબરોનાં નામો નજરે પડે છે. આ મુજબ સોસાઇટીના જીંદગી પર્યંતના સભાસદો લગભગ ૬૦૦ જેટલા છે. ઉપરાંત રજીસ્ટર થયેલી સાર્વજનિક લાઇબ્રેરીઓની સંખ્યા ૧૨૫ ઉપરની છે. તેમની તરફથી તથા બીજી રીતે આ રીપોર્ટવાળા વર્ષમાં સોસાઇટીને કુલે આવક રૂ. ૨૮૨૦૩–૨–૧૧ ની અને ખર્ચ રૂ. ૨૪૨૮૩–૨–૩ નું થયું છે. આ મુજબ સોસાયટીને ચોખ્ખો નફો રીપોર્ટવાળા વર્ષમાં રૂ. ૩૯૨૦–૦–૮ નો થયો છે.

સોસાયટીને હસ્તક જુદાં જુદાં રૂ. ૨૩૧૯૨૯–૦–૦ નાં ૮૨ ફંડો છે. એ ઉપરાંત સોસાયટીની પોતાની કુલ મિલકત રૂ. ૧૭૦૩૭૦–૭–૨ ની છે.

આખાં વર્ષમાં સોસાયટીએ નીચેનાં નવાં ૭ પુસ્તકો છપાવી તૈયાર કરાવ્યાં છે:— સાઠીના સાહિત્યનું દિગ્દર્શન (જેને વિષે ચાલતી ચર્ચાથી અમારા વાંચકો માહિતગાર હશે!) કર્તા, રા. રા. હરગોવિન્દ પીતાંબરદાસ કાંટાવાળા ... ..., બાર–એટ–લૉ; યુરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્ય—દુર્ગાશંકર પ્રાણશંકર રાવળ, બી. એ; શાહેનશાહ બાબર—મણિલાલ છબારામ ભટ્ટ; વિક્રમાદિત્ય ચરિત્ર—વલ્લભજી હરિદત્ત આચાર્ય; ગુજરાતી કોષ-

સ્વરવિભાગ; ગુ૦ વ૦ સો૦ અને બ્રિટિશ રીયાસત—ચંપકલાલ લાલભાઈ મ્હેતા, બી. એ. એલ. એલ. બી.

રા. રા. દેરાસરીને તેમજ રા. રા. દુર્ગાશંકરને દરેકને રૂ. ૪૦૦ નું; રા. રા. વ૦.૯૦ આ૦ ને રૂ. ૧૦૦ ] નું, રા. રા. મણિલાલ છ. ને રૂ. ૫૦ નું, અને રા. રા. ચંપકલાલને રૂ. ૨૦૦] નું પારિતોષક આપવામાં આવ્યું છે.

સોસાયટીએ આ ૭ પુસ્તક છપાવ્યાં અને સાતની નવી આવૃત્તિ કઢાવી છે. તેમજ રૂ. ૨૪૧ ] ની કીંમતનાં ૧૯ પુસ્તકોની, કોઈની ૪–૫ તો કોઇની (વધારેમાં વધારે બાળગીત નામની ૦)– વાળી ચોપડીની ૧૦૦ નકલ બાદ કરતાં) ૨૫ નકલ ખરીદ કરી છે. એ ઉપરાંત ૧૬ પુસ્તકો રચાવવાનો કમીટીએ ઠરાવ કર્યો છે. નીચેનાં ૭ પુસ્તકો આ વર્ષે તૈયાર થશેઃ—નામદાર શહેનશાહ જ્યોર્જનું જીવનચરિત્ર, એરિસ્ટોટલ કૃત નીતિશાસ્ત્ર; બ્રિટીશ હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ–ભાગ ૨; લેન્ડોરના કાલ્પનિક સંવાદો–ભાગ ૨; સામાજીક સેવાનો સન્માર્ગ; અને અકબર.

સોસાયટી તરફથી પ્રકટ થતાં માસિક પત્ર "બુદ્ધિ પ્રકાશ" ની ૧૩૦૦ નકલ છપાય છે. જેમાંથી 'લાઇફ મેંબરો, તથા રજીસ્ટર્ડ લાયબ્રેરીઓને ૬૫૯, ગ્રાહકોને ૫૪૫, બદલામાં ૫૯, તથા લેખકોને ૧૦ મળી કુલે ૧૨૬૪ નકલો દર માસે સરેરાશ વહેંચાય છે. બુદ્ધિ પ્રકાશમાં આવતા લેખો વગેરે તપાસવા માટે નીચેના ૭ ગ્રહસ્થોની એક કમીટી નીમાઈ છેઃ—રા. બા. રમણલાલ મહીપતરામ, રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, કૃષ્ણરાવ ભોળાનાથ, રેવાશંકર અંબારામ અને રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. સોસાયટીની લાઇબ્રેરીમાં લખેલાં તથા છાપેલાં ૫૯૫૦ પુસ્તકો રૂ. ૭૫૨૩–૭–૩ ની કીંમતનાં છે. સોસાઇટીનાં કુલ લગભગ ૬૦૦૦ પુસ્તકોમાંથી માત્ર ૨૦૦ પુસ્તકો લાઇફ મેંબરોએ મંગાવી વાંચ્યાં છે. સોસાઇટી પોતાની હસ્તકમાંનાં હસ્તલિખિત પુસ્તકોની 'વર્ણાત્મક ફેરીસ્ત' (કેટલોગ) જલદીજ બહાર પાડનાર છે. એટલુંજ નહીં પણ ગુજરાતી ભાષામાં આજદિન સુધી પ્રકટ થયેલાં તમામ પુસ્તકોની એક ડિરેક્ટરી કરવાનું પણ તેણે આરંભ્યું છે અને તે કામ ઇ. સ. ૧૮૬૮ સુધી આવી પહોંચ્યું છે. સોસાઇટીના લાઇફ મેંબરોને "બુદ્ધિપ્રકાશ" ઉપરાંત રૂ. ૧] ની કીંમતનાં સોસાઇટી તરફથી પ્રકટ થતાં દરેક પુસ્તકની એકેક નકલ મફત તથા તેથી વધુ કીંમતનાં પુસ્તકો રૂ. ૧] ઓછો લઇને પૂરાં પાડવામાં આવે છે.

અમે આ રીપોર્ટમાંની સ્ત્રી–સંખ્યા (લાઇફ મેંબરોની) જોઈ ખુશી થયા છીએ; કારણકે એમાં દરેક કોમની સ્ત્રીયોનાં નામો નજરે પડે છે એટલુંજ નહિ પણ વલ્લભપંથના મોટા આચાર્ય "શ્રીનાથદ્વારના ટીકાયત ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીમદ્ ગિરધારીજી મહારાજનાં મોટાં વહુજી ગોસ્વામીની શ્રી મહારાણી વહુજી મહારાજ"નું મુબારક નામ પણ નજરે પડે છે.

આટલું છતાં અમારે દિલગીરી સાથે જણાવવું પડશે કે હજારો રૂપિયાની પૂંજીવાળી આ સોસાઇટીએ જેટલું વ્યાવહારિક કાર્ય કરવું જોઇએ તેટલું કર્યું નથી. આખા વર્ષમાં છતાંડે છ પુસ્તકો પ્રકટ કર્યાં. તે હિસાબે ગુર્જર સાહિત્યની સોસાઇટી ગોકળ ગાયની ઝડપે કામ કરે છે એમ કહીશું તો ખોટું કહેવાશે નહીં ! વધારે પુસ્તકો પ્રકટ કરવા સારું કદાચ પ્રથમ પુરાંતમાંથી

કંઈ પૈસા કાઢવા પડે પણ તેના વિક્રયથી તે પાછા નફા સાથે વસુલ થઈ શકે. સ્વર નિશાનીની એક નકલ અમને મોકલાવવામાં આવી છે જેથી તેમાં લીધેલી મહેનત સફલ થઈ જણાય છે. એકી વખતે રૂ. ૫૦) આપી સોસાઇટીના લાઇફ મેમ્બર થવા અમે વાંચકોને આગ્રહ કરીશું અને સોસાઇટી જલદી જલદી વધુ કામ કરતી થાય એવી અમે ઇચ્છા રાખીશું.

**જ્ઞાનેશ્વરી ગીતાઃ**—આ પુસ્તક સમાલોચનાર્થે અમારા ટેબલ ઉપર ઘણા દિવસથી આવીને પડેલું છે, પણ તેની સમાલોચના સમયાભાવને લીધે અમે લઈ શક્યા નથી. આવતા અંકમાં અમે એ પુસ્તકની સમાલોચના પ્રકટ કરીશું. M. M. J.

*The Chart of Natural Orders in Botany, for B. A, B. Sc. and B. Ag. Students:*—વાનસ્પતિક વિદ્યાનો આ નામનો એક નકશો અમને અવલોકનાર્થે અત્રેની વીલ્સન કોલેજના એક વિદ્યાર્થી—રા. રા. મણીલાલ કે. દેસાઇ બી. એ. તરફથી અવલોકનાર્થે મળ્યો છે; જેની પહોંચ સ્વીકારતાં અમને આનંદ થાય છે. બહુજ ધ્યાનપૂર્વક એ નકશાની તપાસ કરતાં અમને જણાય છે કે એ તૈયાર કરતાં રા. રા. મણીલાલને બહુજ શ્રમ પડ્યો હશે. ખૂબી તો એ છે કે વાનસ્પતિક-વિદ્યાની પરિક્ષાને સારૂ જેટલું જાણવું જોઇએ તેટલું સંઘળું, જેમ બને તેમ ટુંકમાં, એ નકશામાં ગોઠવવામાં આવ્યું છે. દરેક બાબતનું પૃથકરણ કરી, તેને યોગ્ય સ્થાને મેલી, તેનું યથાર્થ નિરૂપણ કરવામાં આવ્યું છે અને દેવનાગરી અક્ષરોમાં દરેક પદાર્થનાં દેશી નામો પણ આપવામાં આવ્યાં છે. આ નકશા પ્રકટ કરી મી. દેશાઇએ વિદ્યાર્થિયોની બહુ મહેનત બચાવી તેમને પોતાના આભારી કર્યાં છે. અમારા ધારવા મુજબ વિદ્યાર્થિઓના હાથમાં આ નકશો મેલતાં પોતાની પરીક્ષાની તૈયારી કરવા સારનાં બધાં સાધનો તેમને એમાંથી મળી શકશે. અને એ વિષય તેમને રમત જેવો સ્હેલો થઇ પડશે. અમે જણાવવાને ઘણાજ ખુશી છીએ કે, મી. દેશાઇએ ઘણી મહેનત લઇ બનાવેલો આ નકશો બહુ ઉપયોગી છે અને આશા રાખીયે છીએ કે એ પરીક્ષાના વિદ્યાર્થિઓ એને ઉપયોગમાં લઇ લાભ ઉઠાવશે. કીંમત ચાર આના પણ વધારે નથી.

પ્રો. એ. વી. ખોટ, બી. એ., બી. એસ-સી.

**ચંદ્રપ્રકાશઃ**—સુરત ખાતેથી પ્રકટ થતા આ માસિકના છઠ્ઠા પુસ્તકનો પ્રથમ ખાસ અંક અમને અવલોકનાર્થે મોકલી આપવામાં આવ્યો છે. માસિકના લેખો તથા કવિતાઓ તરફ જોતાં તે એકંદરે સારાં લાગે છે. છપાઇ તેમજ કાગળ પણ સુંદર છે. આ અંકથી "નિર્ભાગી કુસુમ" નામની એક વાર્તા ચાલુ કરવામાં આવી છે. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧ા પણ બહુ-વધારે નથી. તંત્રી અને પ્રકાશક, રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ વ્યવસ્થાપક રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

# પેમીલા!

( એક અદ્ભુત પરંતુ સત્ય ઐતિહાસિક વાર્તા. )

જે કોઇ મોન્ટમાર્ટ્રીના કબરસ્તાનમાંથી પસાર થાય છે તેના જોવામાં એક નાની દેવડી આવે છે જેના ઉપર " Pamela " " પેમીલા " શબ્દ કોતરેલો છે. આ કબરસ્તાનમાં મોટે ભાગે સર્વ• સ્મરણ સ્તંભો ભવ્ય છે. આ નાની દેવડી પર " પેમીલા " સિવાય બીજું કાંઇ ચિન્હ તેમજ તારીખ નથી કે જેથી તે કોની દેવડી છે તે કહેવું અશક્ય થઈ પડે છે. આજ કારણથી હજારો મનુષ્યના હૃદયમાં ઉદ્ભવેલા " પેમીલા કોણ ? " સવાલનો જવાબ મળી શકતો નથી,

આ કબરસ્તાનથી થોડા માઇલ પર આવેલ પેરીસથી થોડે દુર આવેલાં ફ્રાન્સના લુઈ નામી મહારાજાઓનાં રાજભુવનનાં સ્થળ વરસેલ્સના ભવ્ય ચિત્રાલયમાં એક ઘણીજ ખુબ સુરત અને નાજુક " લા• લેસન ઓફ્ હાર્પ " નામની સ્ત્રીની છબી જોવામાં આવે છે. જાણે કે આ સ્ત્રી ગાયન વાદન શાસ્ત્રનાં પાનાં ઉથલાવતી હોય તેવી સ્થિતિમાં તે ઉતારવામાં આવી છે. કદાચ ત્યાંના રખવાળને પુછવામાં આવે કે આ મનોહર ચિતાર કોનો છે તો તેના જવાબમાં માત્ર " પેમીલા " ઉચ્ચારણ થાય છે. જાણે કે આ શબ્દ માત્રજ તેનું સ્પષ્ટીકરણ હોય ! !

ગાયન વાદન શાસ્ત્રની ગૌરાંગના અને કબરના સ્મારક ચિન્હની પેમીલા કોણ હતી ? જ્યારે તે પોતાની જુવાનીના પુર બહારમાં, અલિજહાં બાળકોના સાથમાં અને પાછળથી ડ્યુકની પુત્રવધુ તરીકે રહેતી હતી ત્યારે આ સવાલનો સંતોષકારક જવાબ મળતો નહોતો. અને આજે લગભગ એક સદી બાદ પણ તે સવાલનો જવાબ મળવો મુશ્કેલ છે.

" દિવ્ય સાથી આવશે. "

સને ૧૭૭૭ માં ડ્યુક ઓફ્ ચારલીસ ( પાછળથી ડ્યુક ઓફ્ ઓરલીઅન્સ ) જે ફ્રેંચ રાજાનો પારેનો સગો થતો તેના બાળકોના બાલગૃહમાં ઉશ્કેરણી માલમ પડતી હતી, કારણ મેડમ ડી જેન્લીસ જે આ બાળકોની સ્ત્રી શિક્ષક હતી તેણે તેઓને કહ્યું હતું કે થોડાજ સમયમાં તેમની રમત ગમતમાં ભાગ લેવાને ઇગ્લંડથી એક દિવ્ય સાથી આવશે. આ સાથી બાળકોની આતુરતા વચ્ચે આવી પહોંચ્યો. આ નૂતન આવનાર સાથી અત્યુત્તમ ખુબસુરતીના ભંડાર રૂપ એક બાળા હતી. વળી વધારે આકર્ષક તો એ હતું કે તે જેવી મનમોહક હતી તેવીજ આનંદી અને તોફાની હતી.

આ ગોરી કોણ હતી ? અને ક્યાંથી આવી હતી ? આ બંને સવાલોની ચર્ચા થવા લાગી. અમલદારોના મનમાં આ સવાલોએ સ્થાન કર્યું અને તેને માટે ઘણી અટકળો બંધાવા લાગી. કેટલાક આ બાળાને મેડમ ડી જેન્લીસની અસ્વીકૃત પુત્રી તરીકે ઓળખાવવા હીમત કરતા હતા. અને તેના પુરાવામાં કહેતા કે તે તેની પુત્રી હોવાની ખાતરજ તેને અહીં છુપી રીતે લાવવામાં આવી હતી. વળી કેટલાક તો આથી પણ એક પગલું આગળ વધી કહેતા હતા કે આ બાળા ડ્યુક ડી ચારલીસને "પિતા" સંબોધી બોલાવતી હતી તેમાં સત્યાંશ હતો. વળી કેટલાક તો એ બન્ને અફવાઓનું મિશ્રણ કરી ત્રીજોજ વિચાર બાંધતા હતા કે જો તે બાળા ડ્યુકનીજ પુત્રી હોય તો મેડમ તેની માતા હોવી જોઇએ !

પેમીલાનું સ્વરૂપ.

શાહી બાલગૃહમાં આવેલ આ નૂતન સાથી સંગે મેડમ ડી જેન્લીસ નિખાલસપણે વર્તતી હતી. જ્યારે તેને તે બાળા માટે પૂછવામાં આવતું હતું ત્યારે તે કહેતી હતી કે ડ્યુક પોતાના સંતાનને ઇગ્લીશ બાળક સાથે રમતગમત અને અભ્યાસાદિમાં ભાગ લેતા જોવાને ખુશી હોવાથી તેને ઇગ્લંડથી ફ્રાન્સમાં

લાવવામાં આવી હતી. ડયુકની સલાહથી તેના એક કુટુંબી મી. ફૅર્થને એક ચાલાક અને લાયક બાળાની શોધમાં ઇન્ગ્લંડ મોકલવામાં આવ્યો હતો. મી. ફૅર્થને ઘણી તપાસ થયા બાદ હેમ્પશાયરમાં પોતાને મન પસંદ એક બાળક માલમ પડ્યું તે બીજું કોઈ નહીં પણ અપણી વાર્તાની નાયિકા " પેમીલા " હતી. જો કે તે સમયે તેની વય પાંચ વર્ષની હતી પણ તે ઘણીજ ખુબસુરત હતી. તેનાં મોં ઉપર કુદરતી તેજ ઝળકા મારી રહ્યું હતું. તેનાં સોનેરી વાળ અને ભુરી આંખો તેના રૂપમાં વધારો કરતા હતા. તે એક આસમાનની કલ્પિત પરી માફક લાગતી હતી. તેનું મોં હસતું રહેતું હતું.

## પેમીલાની માતા.

આ બાળાની માતા જેની સ્થિતિ દયાજનક હતી તેણે પોતાની સ્થિતિનું આખ્યાન નીચે પ્રમાણે મી. ફૅર્થને આપ્યું હતું. " હું એક ખાનદાન કુટુંબની પુત્રી છું. મારું નામ મેરી સીમ્સ છે. હું મી. સીમોરની સાથે પ્યારમાં પડી હતી અને પ્યારમાં અમે એટલાં બધાં આંધળાં બન્યાં હતાં કે હમે કોઈની પણ પરવા કર્યા વિના હમારું ધાર્યું કર્યા કરતા હતા. હું મારા ધણી સાથે ન્યુ ફાઉંડલેંડ નાસી ગઈ અને ત્યાં અમારાં લગ્ન થયાં. થોડા સમય બાદ મને મારા ધણીથી એક પુત્રીરત્ન પ્રાપ્ત થયું, જેનું ખ્રીસ્તી નામ "નાન્સી" પાડવામાં આવ્યું. ત્યાર બાદ મારો પતિ મરણ પામ્યો. તેથી હું અને મારી પુત્રી ઈંગ્લેંડ આવ્યાં પરંતુ મારો ધણી તેના પિતા તેમજ કુટુંબીઓ સાથે લડેલો હોવાથી તેને વારસાના હકકમાંથી બાતલ કર્યો હતો, તેથી તેના સગા વાહલાઓએ મને દાદ આપી નહીં. આથી મારે મારા પોષણ અર્થે કમાવાની ફરજ પડી. હું મારા તેમજ મારી પુત્રીના પેટ પુરતું કમાવા લાગી. " જ્યારે મી. ફૅર્થે આ બાળિકાને પોતાની સાથે લઇ જવા ઇચ્છા દર્શાવી ત્યારે તેની વિધવા માતાએ કહ્યુ કે તે પોતાની વહાલી પુત્રી સિવાય રહી શકે તેમ નહોતું. આખરે ઘણી સમજાવી બાદ પોતાની પુત્રીના ભલા ખાતર જ તેને પોતાની આંખો આગળથી દૂર લઇ જવાની રજા આપી.

મેડમ ડી જેન્લીસે એક સમયે કહ્યું હતું " જ્યારે મારી લાગણી પેમીલા—જે નામ મેં પોતેજ આપ્યું હતું—તરફ ઢોળાવા લાગી ત્યારે મને ધાસ્તી લાગી કે રખેને તેની માતા પોતાની પુત્રીને માટે કાયદેસર દાવો કરે! એટલે કે કદાચ પૈસા મેળવવાની લાલચે મને ધમકી આપે. અને તે રકમ મારી શક્તિની બહાર હોય! જ્યારે આ શંકાએ મારા મનમાં સ્થાન મેળવ્યું ત્યારે મેં ઘણા ખરા ઇગ્લીશ ધારા શાસ્ત્રીઓની સલાહ લીધી. તેઓએ મને સલાહ આપી કે મારે તે બાળાની માતા પાસેથી તેને મારી શિષ્યા તરીકે આપવાનું કબુલ કરાવવું અને તેને તેના બદલામાં ૨૫ ગીની આપવી. આ સલાહ પ્રમાણે મેં કર્યું. અને તેને લગતું એક લખત તૈયાર કરાવી તેના ઉપર સહીઓ કરાવી લીધી. અને તેમાં ઉમેરવામાં આવ્યું કે જ્યાં સુધી પેમીલા ઉમ્મર લાયક થાય ત્યાં સુધી મારી પાસે રહે. " શાહી મહેલના શાહી બાલગૃહમાં પેમીલા કેવી રીતે આવી તેનું મેડમ ડી જેન્લીસે આ પ્રમાણે સ્પષ્ટીકરણ આપ્યું છે. પરંતુ આજુબાજુના સંયોગો પરથી લોકોનો તેના સ્પષ્ટીકરણ પરનો વિશ્વાસ ઉડી ગયો. જેથી પેમીલા કોઇ અજાણી બાળા હતી તે માનવું મુશ્કેલ થઈ પડયું. ખરેખર, બાળાની તેના સાથીઓની સાથે સમાનતા તેજ લોકોની શંકાનું મુળ કારણ હતું. એક લેખક આ વિષયમાં લખે છે " જો કોઈ બીજો ભેદ માલમ ન પડે તો સામાન્ય દ્રષ્ટિથી પેમીલા ડયુકના સંતાનોની બહેન છે તે સ્પષ્ટ માલમ પડે છે."

પેમીલા તેના નૂતન અને સુખી સમાજમાં ખરેખર સુખી હતી. પણ તેને ભાગ્યેજ ખબર હતી કે તેના માટે સુજન દુનિયામાં કયા પ્રકારની ગરબડ મચી રહી હતી. તેને શાહી દરબારમાંજ ઉછેરવામાં આવી હોય તેમ તેને ભાસતું હતું. તેના સાથીઓ તેને ઘણું ચાહતા હતા. મોટા મોટા લોકો પણ તેને પોતાની લાડોથી તેને બગાડવા ચાહતા હતા. તે ઉપરાંત તેણે ડયુક ડી ચારત્રીસ અને મેડમ ડી જેન્લીસનાં હૃદય જીતી લીધાં હતાં. મેડમ પોતાના "જીવનચરિત્ર" માં નીચે પ્રમાણે લખે છે " હું તેને ( પેમીલાને ) ઘણીજ ચાહતી હતી. આ ખુબસુરત બાળા ઘણીજ આળસુ હતી. તેની યાદશક્તિ કમ હતી. કદાચ આજ કારણથી તેની ખુબ સુરતીમાં દિનપ્રતિદિન વધારો થતો હોય તો તે અશક્ય નહોતું.

આથી તેની જીવનશક્તિમાં વધારો થતો હતો. આ સર્વ તેની કાર્ય વિમુખતાનાં કારણો હતાં. તે સુંદરી કરતાં પણ જ અભિમાની હતી, જેથી તેના પ્રતિ સર્વ કોઈ પ્યારની નજરે જોતું હતું. તેની આકૃતિ ઘડવાને માટે પરમાત્માએ ખાસ તેજ વસ્તી લીધી હોય તેમ લાગતું હતું. તે સમયમાં તેની જોડી મળવી મુશ્કેલ હતી."

પ્રત્યેક વર્ષે પેમીલાની ખુબસુરતીમાં વધારો થતો હતો. જ્યારે તે ૧૯ વર્ષની થઇ ત્યારે તેના પ્રસંગમાં આવેલા મનુષ્યોમાંના એકે તેનું વર્ણન નીચે પ્રમાણે આપ્યું હતું. "પેમીલા હૃદયના આકર્ષક રૂપે હોઇયુંબકે છે. તેના કરતાં વધુ મનમોહક સુંદરી મારી જાણમાં હોય તેમ મને લાગતું નથી. તેના હાથનો જે મનુષ્ય ભોગી થશે તે ખરેખર સ્વર્ગના સુખનો ભોગી બનશેજ." તેની ખુબસુરતીનાં વખાણ ઠેરઠેર થવા લાગ્યાં. લડવૈયાઓએ તેના માટે લડાઇમાં બહાદુરી દેખાડી તેનું મન જીતી લેવાને પ્રયત્નો કર્યા હતા. કવિઓએ તેની મહેરબાની મેળવવા ખાતર કવિતાઓ જોડવા માંડી હતી. અને ચિત્રકળા નિપુણોએ ભવિષ્યની પ્રજાની જાણને માટે તેનાં ચિત્રો ચિતરવા માંડયાં હતાં. આવી અત્યુત્તમ સુંદરીને ચાહનારા ઘણાં મનુષ્યો હોય તે અસંભવિત નથી. જ્યારે જ્યારે તેની પાસે તેના હસ્તની માગણી થતી હતી ત્યારે ત્યારે તે નકારમાંજ જવાબ આપતી હતી. તે પરણવા કરતાં સ્વતંત્ર સુખી જીંદગી વધારે પસંદ કરતી હતી. જો તેણે તે સમયે પરણવાને ઇચ્છા દર્શાવી હોત તો તે ડચેસ ઓફ મોન્ટ પેન્સીયર થઇ હોત. પણ તેને તેના ભવિષ્યને માટે કોઈ પણ જાતની લાલસા નહીં હોવાથી તેનું હૃદય પરણવાને આનાકાની કરતું હતું.

પ્યાર.

જેમ પોતાના વિચારમાં દૃઢ ઘણીખરી સુંદરીઓના વિચારો ફરી જાય છે તેવી રીતે પેમીલાના મક્કમ વિચારને ફેરવનાર એક મનમોહક શાહજાદો જે લીસ્ટરના ડયુકનો પુત્ર થતો હતો, જેનું નામ લોર્ડ હાવર્ડ ફીટ્ઝરાલ્ડ હતું અને જેણે પોતાની હીમત, બહાદુરી, ચાલાકી અને દેખાવડાપણા માટે નામના મેળવી હતી તે ત્યાં આવી પહોંચ્યો. એવું કહેવાય છે કે જ્યારે પેમીલા સને ૧૭૯૨ માં ઇંગ્લંડ ગઇ હતી ત્યારે લોર્ડ એડવર્ડે તેને જોઇ હતી. અને આજ સમયથી બન્ને એક બીજાના પ્યારમાં પડ્યાં હતાં. અને તેજ વર્ષના ડીસેમ્બર માસમાં મેડમ ડી જેન્લીસની મરજી વિરુધ્ધ લગ્ન ગાંઠથી જોડાયા.

તેમની વચ્ચે થયેલા લગ્ન લેખની નકલ ટારનેમાંથી મળી આવી છે જેમાં લખેલું છે કે "લંડનના માજી ડયુક ઓફ લીન્સ્ટરનો પુત્ર એડવર્ડ ફીટ્ઝજીરાલ્ડ જેની ઉમ્મર ૨૯ વર્ષની છે તે લંડનના રહેવાસી વીલીઅમ બરકલી અને મેરી સીમ્સની પુત્રી સ્ટેફેની કેરોલીન એની સીમ્સ, જે પેમીલાના નામથી વિખ્યાત છે તેની સાથે લગ્ન ગાંઠથી જોડાયો છે." આ ખત ઉપર એડવર્ડ ફીટ્ઝજીરાલ્ડ, પેમીલા સીમ્સ, ડીવીપ ઇગલાઇટ અને બીજાઓની સહી છે.

આથી એટલું તો સિદ્ધ થાય છે કે પેમીલાનો શાહી ઓલાદ માટે જમે તેનો હક હોય તોપણ તેના લગ્ન ફ્રેમ્પટાવરની વિધવાની પુત્રી તરીકે કરવામાં આવ્યાં હતાં. આ લખાણ પરથી તેના પિતાનું નામ બરકલી સિદ્ધ થાય છે જે મેડમ ડી જેન્લીસના કહેવા પ્રમાણે નથી. કારણ તેણે તેના પિતાનું નામ સીમોર આપ્યું હતું।

મન માનતું સુખ-ચાર દિનનું ચાંદરણું.

લગ્ન બાદ તે પોતાના ધણી સાથે આયર્લંડ ગઇ હતી, જ્યાં તેની જીંદગીના પાંચ વર્ષ સુખમાં વહી ગયાં. તેણે એક સમયે મેડમ ડી જેન્લીસને લખ્યું હતું ".મને જીંદગી એક સુંદર સ્વપ્ના માફક લાગે છે. અમે બન્ને એટલા બધા સુખી છીએ કે મને કોઇ વખતે ("શું આ સુખ હમેશા રહેશે?") આ સવાલ થઇ આવે છે" તેના પતિએ પોતાના લગ્ન બાદ થોડા દિવસને અંતરે પોતાની માતાને લખ્યું હતું "વ્હાલી માતા! હું અને મારી સ્ત્રી બન્ને ઘણુંજ આળસુ બની ગયાં છીએ.

આમ થવાનું કારણ માત્ર એ છે કે અમે મોડી રાત સુધી જાગીએ છીએ; જેથી સવારે બહુ મોડાં ઉઠીએ છીએ. અને અમે એટલા બધાં આનંદમાં અમારો સમય ગાળીએ છીએ કે અમે ક્યાં છીએ અને કેટલો સમય ગયો તેનું ભાન ભાગ્યેજ થાય છે. ડબ્લીન શહેર અમને ઘણુંજ સુંદર લાગે છે. અત્રે નાચ પાર્ટીઓ પણ ઘણીજ થાય છે. તે સઘળા પ્રસંગે અમે જઈએ છીએ કારણ કે મારી સ્ત્રીને તેનો ઘણોજ રંગ લાગેલો છે. તે એવી તો સારી રીતે નાચે છે કે માતાજી! આપ જુઓ તો હર્ષ ઘેલાં થઈ ગયા વિના રહો નહીં. અત્રે દરેક મનુષ્ય મારી પત્નીને ચાહે છે અને સર્વ તેની સાથે સારી રીતે વર્તે છે." બીજા માસમાં ડબ્લીન પાસે આવેલા બ્લેક રૉકથી તેણે પોતાની માતાને ફરીથી એક પત્ર લખ્યો હતો. "હું અને મારી પત્ની ગત રાત્રે અત્રે રહેવા માટે આવ્યા છીએ. આજે સવારથી હમે સુખ રૂપ આનંદમાં દિવસો ગાળવા શરૂ કર્યા છે. અમારા દિવાનખાનાની બારીઓ પાસેના ભવ્ય બાગમાં પડે છે. જ્યાંથી પક્ષીઓના મધુર અવાજ સાંભળવાનો અને સુગંધિદાર પુષ્પોની સુગંધિનો અત્યુત્તમ લહાવો મળે છે. અત્રેના ભવ્ય દેખાવ જોઇ અમે અજાયબ થઇએ છીએ. રસ્તાની અંદર દરેક છોડવાને સારી રીતે પાણી પાવામાં આવે છે જેથી તેની ખુબસુરતીમાં વધારો લાગે છે. અમારા ઓરડાનું બારણું ખુલ્લું મુકવાથી ઓરડો સુગંધિદાર હવાથી બહેક બહેક થઇ રહે છે. આ પત્ર લખતી સમયે પેમીલા તેની અમેરિકન જેકેટ ગુંથી રહી છે, તો પણ આપને ઘણીજ ચહાય છે. અત્રે અમે પુર્ણાનંદમાં રમીએ છીએ."

## સ્ત્રી કરતાં પણ દેશ વધ્યો.

પણ આ શાંતિના દિવસોનો અંત નજદીક લાગતો હતો. પેમીલા કે જેણે આવું સુખ ભોગવ્યું હતું તે તેનાજ ધારવા મુજબ સર્વદા ટકવું મુશ્કેલ હતું. લૉર્ડ એડવર્ડ જે પોતાની સ્ત્રીને પોતાના દેશ કરતાં વધારે માનતો હતો તે આ સુખી જીંદગીમાંથી રાજ કારસ્થાનનો ભોગી બનવા લાગ્યો. તેણે "આઇરીશમેન સોસાયટી" ના નેતા તરીકે કાર્ય કરવા માંડ્યું. તેને ફ્રાન્સને ચઢાઈ લાવવાની ગોઠવણ કરવા પ્રતિનિધિ બનાવવામાં આવ્યો. તેમની આ ગોઠવણ ઉઘાડી પડી. તેથી બળવાખોર મંડળના નેતાઓને કેદ પકડવાનો હુકમ બહાર પાડવામાં આવ્યો. લૉર્ડ એડવર્ડને આ હુકમની બાતમી મળતાંજ તે નાસી ગયો અને એક છુપી જગ્યાએ છુપી હાલતમાં થોડા દિવસ સુધી રહ્યો. આખરે તેને પકડવાને માટે ૧૦૦૦ પાઉંડનું ઈનામ કાઢવામાં આવ્યું હતું.

## પેમીલાના પતિની નાસભાગ અને પકડાણું—તથા આત્મઘાત.

આ મુદ્દત દરમિયાન પેમીલા મેરીઅન સ્કવેરની પાછળના બાગમાં આવેલા એક અપ્રસિદ્ધ આવાસમાં રહેવા ગઇ, જ્યાં તે પોતાના વહાલા પતિની રાહ જોતી ધાસ્તીમાં દિવસો ગુજારવા લાગી. વારંવાર લૉર્ડ એડવર્ડ પોતાનું છુપું સ્થાન મુકી છુપા વેશમાં પોતાની પ્રાણસખી અને વહાલા બાળાની સાથે સુખી જીંદગીનો અનુભવ લેવા આવતો હતો. એવું કહેવાય છે કે એક સમયે એક ચાકરાણીએ આ પ્યારમાં અંધ બનેલા જોડાને તેઓના બાળકના પારણા ઉપર રડતા, બારણાની તડમાંથી જોયા. પેમીલા, પોતાના પતીને આવી રીતે ઉઘાડા ન પડવાને માટે આજીજી કરતી હતી. પરંતુ સર્વ નકામું હતું. તેને ધાસ્તી હતી કે આ છુપી મુલાકાતના કોઇ દિવસ પડદો ફુટી જશે તો કમબખ્તી થશે. અને તે વિચાર તેને મરણ તુલ્ય ભાસતો હતો. લૉર્ડ એડવર્ડ ત્યાં આવતો હતો તેની ખબર ટે મકાનના બે મનુષ્યોને હતી. એક દિવસે એક નોકરે કહ્યું "બાનુને મળવાને જે ગૃહસ્થ આવે છે તે કોણ છે તે હું જાણું છું. ઘરના માલિકે કહ્યું "શું તું તે જાણે છે?" નોકરે જવાબ આપ્યો "જી હા. હું તે મનુષ્યને ઓળખું છું. અને તેનું નામ શું છે તે પણ હું જાણું છું. કારણ કે એક દિવસે તેણે પોતાના જોડાઓ સાફ કરાવવાને માટે બહાર મુક્યા હતા ત્યારે મ્હેં તેનું નામ વાંચ્યું હતું. પણ મહેરબાન ખાતરીથી માનજો કે મને કદાચ ૧૦૦૦૦ પાઉંડ મળે તો પણ હું તેનું નામ કહીશ નહીં. અને પ્રસંગોપાત્ કદાચ જરૂર પડે તો હું તેના અને તેની સ્ત્રીના માટે મારો જીવ અર્પણ કરીશ."

હવે ફરજીઆતપણે બનાવની ઘડીઓ નજીક આવવા લાગી. જો કે તેના સર્વ મિત્રો નિમકહલાલ હતા તોપણ તેની છુપાવાની જગ્યા શોધી કાઢવામાં આવી અને એક દિવસે જ્યારે તે પોતાની સ્ત્રીને મળી પાછો પોતાના રહેઠાણમાં આવ્યો કે તરતજ તેની આસપાસ સિપાઈઓ ફરી વળ્યા. અને તેમના આગેવાને પૂછ્યું "તમેજ લોર્ડ એડવર્ડ છો ? તમને પકડવાનું મારી પાસે વોરંટ છે, માટે અમને તાબે થાઓ." આ સાંભળતાની સાથેજ આ દુઃખી મનુષ્યે તાબે થવા કરતાં મરવું કબુલ રાખી પોતાની તલવાર ખેંચી અને તેને પકડવા આવેલા સિપાઈઓ સામે ધસ્યો. તે ઘણીજ બહાદુરીથી લડ્યો, પણ તેને પકડવા આવેલાઓની સંખ્યા મોટી હોવાથી આખરે તે ઘાયલ થયો અને જમીનપર પડ્યો. તેણે આવી રીતે બીજા ઘણાને ઘાયલ કર્યા. તે ઉપરાંત તેને પકડવા આવેલી ટોળીના નાયકને જમીન-દોસ્ત કર્યો. તેને કિલ્લામાં લઈ જવામાં આવ્યો અને ત્યાંથી તેને ન્યુગેટ લઈ જવામાં આવ્યો હતો. જ્યારે તેને આયર્લેંડના સુબા ( લોર્ડ લેફટેનંટ ) તરફથી પુછવામાં આવ્યું કે તે તેની બૈરીને કાંઈ સંદેશો મોકલવા ઈચ્છતો હતો કે નહીં. ત્યારે તેણે જવાબ આપ્યો, "ના, ના, કંઈ નહીં. પણ અરે હા, તેને મારી દિલગિરીની ખબર આપજો."

## મૂર્છાગત પેમીલા.

આ ભયંકર સમાચાર સાંભળી પેમીલા ઘણીજ દુઃખી થઈ. તેને મૂર્છા આવી અને આંખે અંધારી દેખાવા લાગી. જો તેના પ્યારા પતિના બદલામાં તેની પોતાની જીંદગી માગવામાં આવી હોત તો તે તેણે ઘણીજ ખુશીથી આપી હોત. પણ હવે તેમ કરવાનો કોઈ પણ રાહ રસ્તો રહ્યો નહતો. તેણે સર્વ માલ મિલકત, લગ્ન સમયની બક્ષીસો અને જે કાંઈ તેની પાસે હતું તે સર્વ વેચી દઈ લેણદારને દામ આપવા માંડી પણ લેણદાર હટ્યો નહીં. તેથી તેની આશાઓ ભાંગી પડી. તેણે પોતાના ધણી સાથે કેદખાનામાં રહેવાની માગણી કરી પણ તે માગણીનો સ્વીકાર થયો નહોતો. અને જ્યારે તેને તાબડતોબ આયર્લેંડ છોડી જવાનો હુકમ મળ્યો ત્યારે તેના દુઃખનો પાર રહ્યો નહોતો. તે ઉપરાંત જ્યારે તેને તેના પતિના મરણ સમાચાર મળ્યા ત્યારે તેની દયાજનક સ્થિતિ જોઈ પથ્થર પણ પીગળ્યા વિના રહે તે અસંભવિત હતું. લોર્ડ એડવર્ડે પોતાની મરણ ઘડીએ પોતાની મિલકતનું વસિયતનામું કર્યું હતું; તેમાં લખ્યું હતું કે મારું સર્વસ્વ મારી પત્ની, લેડી પેમીલા ફીટ્ઝ જીરાલ્ડને, મારા તેના પ્રત્યેના પ્રેમના ચિન્હ દાખલ આપું છું પરંતુ મરણ પછીના બીજાજ માસમાં દેશદ્રોહીની મિલકત જપ્ત કરવાનો કાયદો પસાર થવાથી પેમીલાને તેના ધણીની મિલકત મળી શકી નહીં.

પેમીલાને તેના પતિના દેવલોક થવાના સમાચાર ડયુક ઓફ રીચમન્ડે આપ્યા. જે તે વખતનું વર્ણન આપે છે. "હું તરતજ હાર્લી સ્ટ્રીટ કે જ્યાં તે રહેતી હતી ત્યાં ગયો અને લેડી એડવર્ડને એકાંત ઓરડામાં લઈ ગયો, મેં તેને આ શોકજનક સમાચાર કહ્યા. જ્યારે તેણે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેના દુઃખનો પાર રહ્યો નહીં, તે બેભાન અવસ્થામાં જમીનપર તુટી પડી. તેને આંચકીઓ આવતી હોય તેમ લાગવા માંડ્યું; પણ જેમ સમય વહેતો ગયો તેમ તેમ તે ઠંડી પડવા લાગી. જો કે તેની રૂપ જતી રહી છે; તેણે ખાવાનું છોડી દીધું છે અને તેની સ્થિતિ ભયંકર લાગે છે તોપણ કદાચ તેની બરાબર સારવાર કરવામાં આવશે તો તેનો જાન બચશે એમ મને લાગે છે." થોડા સમય સુધી કુટુંબમાં પેમીલા ડયુક ઓફ રીચમન્ડના પરોણા તરીકે રહી. તેની બરાબર ખબરઅંતર રાખવાથી તેની તબીયત દિનપ્રતિદિન સુધરવા લાગી. સને ૧૭૯૯ માં તે હેમ્બર્ગ રહેવા ગઈ. જ્યાં તેની બાળપણની સાથી જે મેડમ ડી. જેન્લીસની ભત્રીજી હતી તે મળી. તેનું લગ્ન હેમ્બર્ગના એક પૈસાદાર વ્યાપારી સાથે કરવામાં આવ્યું હતું. થોડા વર્ષ બાદ તેને એક પીટકેર્ન નામના ગૃહસ્થ સાથે મિત્રતા થઈ. જે કેટલા સમય સુધી રહી તેથી સને ૧૮૨૦ માં [illegible] રહેવા લાગી.

અગીયાર વર્ષ બાદ અદ્ભુત અને કરૂણાજનક જીંદગીનો અંત આવ્યો. મેડમ ડી. જેન્લીસ કે તેના મરણ સમયે તેની પાસે હતી તે તેના બતાવેલા દેખાવ અને તેની મરણ સમયની હિંમતનો ખ્યાલ

સમયના ધર્માધ્યક્ષો તથા તેમના અનુયાયીઓને સૂઝી. અલ્લા–હો–અકબર કરનાર હીંદુઓને મુસલમાન થવું પડ્યું, એ સમયે જે હીંદુ વિધવાઓને પુનર્લગ્ન ન કરવા દેવામાં આવ્યાં તેઓ પણ નવા હીંદુ મુસલમાનોની પત્નીઓ થઇ. હાલ પણ જે અનેક હીંદુ પંડિત વિધવાઓ પુનર્લગ્ન કરવા ખાતરજ દર વરસે મુસલમાન થઇ જાય છે એમ કાશ્મીરી બ્રાહ્મણો મને (મુકુન્દીલાલને) કહેતા હતા. રતનશાહ ઉર્ફે સદરદીન બાદશાહ ૨॥ વર્ષમાં મરણ પામ્યો. તે પછી તેની રાણીએ રાજા સહદેવના ભાઇ અંધ્યયનદેવ સાથે પુનર્લગ્ન કર્યું. તેના દેહાન્ત પછી વિધવા કુતા–રાણીએ રાજ્ય કર્યું. ૧૩૪૩ માં શાહમીર નામના મુસલમાને રાજ્ય છીનવતાં રાણીએ આત્મઘાત કીધો. તેનો વંશજ સીકંદરે (જે 'બુતશીકન' નેજ નામે હજી ઓળખાય છે) હીંદુ દેવાલયો સહસ્રોની સંખ્યામાં તોડાવ્યાં અને હીંદુઓને પરધર્મમાં પતિત થતા અથવા ન્હાસી જવું પડ્યું. કાશ્મીર–ગોડા નાડેલા પંડિતો શિવાય–આજ બખત આખું વટલ્યું. તેના પત્થરોની કબર યા મસજીદ બની છે. તે ખંડીયરો હજી પણ છે. મુસલમાનોની લાગણી દુઃખાવાના ભયથી રાજ્ય તરફથી તે ખંડીએરોની ચીજોનો દુરૂપયોગ કરતા મુસલમાનોને અટકાવવામાં આવતા નથી. લાલા મુકુન્દીલાલ કહે છે કે આર્યસમાજ પાછા મુસલમાનોને શુદ્ધ કરી આર્ય બનાવવા ચહાય છે એ ઉત્તમ પક્ષ છે, અને ૫૦ વર્ષમાં કાશ્મીર તેઓ હતું તેવું આર્ય કરી શકે એમ છે. પરંતુ રાજ્ય પોતાના ગતભ્રષ્ટ બંધુઓનો પુનરૂદ્ધાર કરવાનું કામ હજી ધારતું નથી. (રાજા હીંદુ છે એ પ્રસિદ્ધ છે.)

હીંદુ યુનિવર્સીટીનું તથા પતિતોદ્ધારક કામનું ખંડન—મોડર્ન રીવ્યુના ગતાંકમાં લાલા હરદયાલ પોતાની સખત પરંતુ સુંદર ભાષામાં કરે છે. તે કહે છે કે અતિશૂદ્રોના ઉધ્ધારની હું વિરૂધ્ધ નથી. સેંસસમાં હીંદુનો આંકડો વધે એ રાજદ્વારી કે દેશાભિમાની હેતુથી નહીં, પણ મનુષ્ય માત્રનો બંધુભાવ કરવાના નિયમાનુસાર હું તે ઉધ્ધાર ચાહું છું, પરંતુ તેમનો સંસારી દરજ્જો તમે શું સુધારો છો? તમે તેને ભલે સરખા ગણો પરંતુ અહીંજ હાસ્યજનક તત્વ પ્રવેશ કરે છે! એ ડિગ્રેડ ક્યાં મનુષ્યત્વની સપાટીપર છે? એ ખરૂં છે કે પારીયાઓ અંધકારમાં રહે છે પરંતુ તેમના ઉદ્ધારકો ક્યાં પ્રકાશમાં વહી જાય છે? જગતના સુધરેલા દેશોની દૃષ્ટિથી, અને રાજા ચાકર, સારસ્વત અને નામશૂદ્ર, ધર્મગુરૂ અને ભંગી, મહામહોપાધ્યાય અને ચાંડાલ સર્વે એકસરખી રીતે પારીયા છે! તેમને મન તમે હજી આફ્રીકાની હોટેન્ટોટ્ઝ, કાફીર, બર્મીઝ, આદિ અણસુધરેલી જાતો જેવા છો! પતિતોધ્ધારનું કામ તો લુલા લંગડાઓને ઉપાડવા જેવું, રીતીથી થયલાં આંધળાને દોરવા જેવું છે!! અને પારીયાઓમાં પરસ્પર ન્યાતભેદ ક્યાં નથી? લાલા હરદયાલની દલીલમાં ગાબડું એ છે કે બીજાની દૃષ્ટિમાં આપણે ગમેતેમ હોઇએ તેથી શું!–એમ તો આ પણી દૃષ્ટિથી પાશ્ચાત્યો શું છે? આપણામાંજ સંગીન સુધારો પ્રથમ થતાં બીજાનો ભ્રમ ભાંગતાંવાર નહીં લાગે! ખંડનાચાર્ય હરદયાલ ખંડન કરતાં હીંદુ યુનીવર્સીટીની પણ ફાંકડી ખબર લઇ નાખે છે. ધર્મશિક્ષણ તેની વિશિષ્ટતા હોવાનું એ. મી. માલવીય કહે છે; પરંતુ જે શાસ્ત્રો પૂર્વના જમાનાને માટે હતાં તે શું હાલના જમાના તથા નવીન સંજોગો માટે તેવાં સત્ય રહી શક્યાં હોય? શું ગીતા, ઉપનિષદ આદિના સત્યમાં હવે ઉમેરો થઇ શકે એમ રહ્યુંજ નથી? સ્વતંત્ર નવીન વિચાર કરતાં ત્યારે ક્યારે આવડશે! હિંદુની વ્યાખ્યાનોજ ક્યાં ધસ્તો છે? પછી હિંદુધર્મ કેમ શિખવાશે. સર્વ સંપ્રદાયમાં સામાન્ય તત્વોનું દોહન કરતાં તો પાંચ સાતજ સર્વ સામાન્ય વાતો શીખવવાની રહેશે ખરી જરૂર હાલના દુન્યાના વિદ્વાનોના ઉંચેલા વિચારોનો અભ્યાસ કરવાની છે. (આ કેટલું બેહુદું છે; કારણ કે હાલના વિદ્વાનોનો મત હમેશનાં સત્ય કેમ હોઇ શકે? વળી, પ્રાચીન શાસ્ત્રોમાં જે સત્યો છે તે સદા કાલ માટેનાં સત્ય સિદ્ધ થયાં છે–હાલ માત્ર તેની નકલો થાય છે. નીતિનાં સિદ્ધાંતોમાં સુધારા તથા નવીન વિચાર માટે અવકાશ હોવાનું તો પ્રો. હરદયાલ તરફથી પ્રથમજ સાંભળ્યું.) હિંદુ યુનિવર્સીટીથી મુસલમાનો સાથે ભેદભાવ વધશે એ હાનિ તેઓ બતાવે છે; પરંતુ તેઓ ભૂલી જાય છે કે, મુસલમાન યુનીવર્સીટીની પ્રથમ યોજના થઇ, તેથી હિંદુઓ માટે આત્મરક્ષણાર્થે એક હોવી અનિવાર્ય હતી તેમાં હિંદુધર્મ શિવાય બીજા ધર્મોનું તેમજ નવીન વિચારકોના ગ્રંથોનું સામાન્ય જ્ઞાન નહીં આપવામાં આવે એવું એ. મી. માલવીયની કોઇ યોજનાઓમાં લખ્યું નથી! જો કે લાલા હરદયાલની દલીલો અજબ છે; પરંતુ તેની ભાષાની સુંદરતા અદ્વિતીય છે.

# આર્ય મંડળના ઉદ્દેશો અને નિયમો.

જ્ઞાતિના હાનિકારક બંધનોથી મુક્ત થવાના હેતુથી, જ્ઞાતિના "કાઉંટર-બ્લાસ્ટ" રૂપ એક સંસ્થા સ્થાપવાની જે જરૂર હતી તે હાલમાં જ્ઞાતિબહીષ્કૃત કરવાના અનેક જ્ઞાતિઓને લાગુ પડેલા ચેપી રોગને લીધે, વધારે સ્પષ્ટ રીતે તરી આવી છે. અનેક ઉત્સાહી સુધારકો અને ખાસ કરીને આર્ય સામાજીક સુધારકોએ આ પ્રશ્ન ઉપાડી લીધો છે, અને તેની સ્થાપના કરવા પ્રતિષ્ઠિત સજ્જનોની એક પ્રોવીઝનલ કમીટી નીમવામાં આવી છે. તેના ઉદ્દેશો અને નિયમો નીચે પ્રમાણે ઘડવામાં આવ્યા છે; તે પરથી સુજ્ઞ સજ્જનો જોઇ શકશે કે, પ્રાચીન આર્ય પરિપાટીને અનુકૂલ હોય તેમાં જ્ઞાતિમાં જે કાંઇક ઉત્તમ તત્વ છે તે સંપૂર્ણ અંશે આ "આર્યમંડળ" માં રાખ્યાં છે, અને તેમાં કોઇ પણ ગેરવાજબી બંધનનો અંશ પણ પ્રવેશ થવા દીધો નથી. તે એવી રીતે રચ્યાં છે કે તેમાં જ્ઞાતિના વર્તમાન દોષો ભવિષ્યત્‌માં પણ પ્રવેશ પામવાનો સંભવ રહેશે નહીં. ગુણકર્મ સ્વભાવથી દ્વિજમાત્ર માટે આ આ સંસ્થા ખુલ્લી છે. કેટલાકને શંકા થશે કે શુદ્ર વર્ગના સુઘડ તથા સંસ્કારી જનોને દાખલ કરવામાં આવશે કે નહીં તેનો ઉત્તર એ છે કે, જેમને હાલમાં બ્રાહ્મણ આદિ જન્મવાદીઓ શુદ્ર ગણે છે તે વસ્તુતઃ શુદ્ર નથી. ખેતી તથા કારીગર જાતો સામાન્ય રીતે ગુણકર્મથી દ્વિજ છે, અર્થાત્ પાટીદાર આદિ જ્ઞાતિઓને તેજ કક્ષામાં ગણીને ઉદારતાથી કામ લેવામાં આવશે, એમ હમે ધારીએ છીએ, માત્ર હલકા, મંદા ધંધા કરનારી જાતોના તથા અભણ સર્વથા શુદ્ર જ્ઞાતિઓની વ્યક્તિઓને સ્વીકારવામાં આવશે નહીં. એ સર્વનો નિશ્ચય હવે પછી કારોબારી સભા કરશે. આ નિયમો અંતિમ્ નથી. હાલમાં તેના સભાસદો કરવાનું કામ ચાલે છે, અને આશરે પચાશેક સભાસદો થયેથી, તેમની સભા ભરીને બાદ તેઓ સુધારા વધારા સહિત આ નિયમોને અંતિમ્ મહાલી આપશે. તેમજ તે સભાસદો મેનેજીંગ કમીટી નીમશે. સભાસદોને તેવી સભાની યોગ્ય ખબર આપવામાં આવશે. આ મંડળ માટે રા. રણછોડદાસ ભવાને ચોપાટી ઉપરની પોતાની સુંદર જગ્યા વિના ભાડે આપવા સ્વીકાર્યું છે અને તેઓ અસાધારણ ઉત્સાહથી આ કામમાં પડ્યા છે, તથા બીજાઓનો ઉત્સાહ તેમજ જ્ઞાતિને સદાને માટે તિલાંજલિ આપવાનો કરેલો નિશ્ચય જોતાં આ સંસ્થા ઉત્તરોત્તર ઉન્નતિને પ્રાપ્ત થશે તથા જ્ઞાતિના વાડાઓને ભય રૂપ થઇ પડશે, એમ માનવાને દરેક કારણ છે. પુનર્લગ્ન આદિ જ્ઞાતિઓનીજ વક્રદષ્ટિમાં પાપ ગણાતાં કારણોસર જે સજ્જનો જ્ઞાતિબહિષ્કૃત થયા છે તેમને આ સંસ્થાના સભાસદ થવા હમારી ખાસ ભલામણ છે. જ્ઞાતિબહિષ્કૃત થયલા નિર્દોષ સ્ત્રીપુરૂષો તથા તેમની સંતતિના હિતાર્થેજ આ સંસ્થા મુખ્ય કરીને સ્થાપવામાં આવી છે. મુંબઇની બહારનાઓએ પણ આના સભાસદ થવું જોઇએ. બહારે ગામ તથા મુંબઇના સભાસદો વચ્ચે પરસ્પર પરિચય થાય તે માટે હવે પછી યોજના ઘડીને ઉપાયો અવશ્ય યોજવામાં આવશે. જેઓએ ધ્યધરકુના પ્રીતિભોજનમાં ભાગ લેવા બાદ પ્રાયશ્ચિતનો ઢોંગ કરીને જ્ઞાતિમાં આવવા ના પાડી છે તેઓએ જ્ઞાતિની બહાર

રહેવાનું એક મુખ્ય કારણ, પુનર્લગ્ન આદિ કારણોથી જ્ઞાતિબહાર રહેલા બહાદુર વીરો માટેની હૃદયની લાગણી છે. પ્રાયશ્ચિત ન કરનારાઓ-કરવા ના પાડનારાઓ-જ્ઞાતિના શીરા સારૂ શ્રાવક થવા ના પાડનારાઓ-જેઓ માટે એમ કહી શકાય કે તેઓએ લગભગ રાજી ખુશીથી જ્ઞાતિનો ત્યાગ કર્યો છે; તેઓ બલાત્કારથી બહીષ્કૃત થયલા દ્વિજ બંધુઓ તથા ભગિનીઓને પોતાની સાથે થવા આગ્રહ કરે છે. જેઓ જ્ઞાતિમાં છે અને આ સંસ્થા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે તેઓ જો ઉદ્દેશો સ્વીકારે તો તેમને પણ 'આર્યમંડળ' ની "પ્રોવીઝનલ કમીટી" આવકાર આપે છે. જ્ઞાતિનો ત્યાગ કરવોજ જોઇએ એ કાંઇ આવશ્યક નથી. આ મંડળમાં જ્ઞાતિમાં રહેવા છતાં દાખલ થઇ શકાય છે-તેમજ અસવર્ણ વ્યક્તિ સાથે લગ્ન વ્યવહાર કરવાનોજ તેનો ઉદ્દેશ છે એમ નથી; મંડળમાંના સવર્ણ કુટુંબ સાથેજ લગ્ન વ્યવહાર કરવાની જરૂર છે-અને ન કરે અને સ્વજ્ઞાતિમાં કરે, તો પણ તેથી કાંઇ સભાસદ ન રહી શકાય એવું બંધન નથી-તો તો મંડળ પણ જ્ઞાતિ જેવુંજ થઇ પડે. માત્ર તેવો સભાસદ મંડળના હેતુને પુષ્ટ કરતો ગણાઇ શકશે નહીં. તે તેને શોભાપ્રદ નથી અને પ્રતિજ્ઞાપત્ર પર નિરર્થકજ સહી કરી એમ કહેવાશે.

હમે 'આર્યમંડળ' અત્યંત ઉપયોગી સંસ્થા હોવાથી નીચે તેની યોજના પ્રકટ કરીએ છીએ. જેઓ તેના સભાસદ થવા ચાહતા હોય તેમણે બે પૈસાની ટીકીટો મોકલીને સભાસદ થવાનું વિનંતિપત્ર અહીં લખેલા શિરનામેથી મંગાવી લેવું:—રા. રણછોડદાસ ભવાન લોટવાળા રણછોડદાસ બીલ્ડીંગ, સેંડહર્સ્ટ રોડ-મુંબઈ.

---

## આર્ય મંડળ.

**નામ**—આ સંસ્થાનું નામ "આર્ય મંડળ" એવું રાખવામાં આવે છે.

**સ્થળ**—આ સંસ્થાનું વડું મથક મુંબઇ નગર રહેશે.

કોઇ પણ બહાર ગામના સ્થળના ૨૦ સભાસદ્ થયેથી તે સ્થળ માટે એક સ્વતંત્ર શાખા સ્થાપી શકાશે.

## ઉદ્દેશો.

આ સંસ્થાના ઉદ્દેશો નીચે પ્રમાણે છે:—

૧, હીંદુ મહાજાતિનું આધુનિક જ્ઞાતિબંધારણ, વેદાદિ પ્રાચીન શાસ્ત્રોની વિરૂદ્ધ, કૃત્રિમ, અન્યાયકર્તા, વ્યક્તિના વ્યાજબી સ્વાતંત્ર્યનું નાશક, પ્રજાના ઉચ્ચાભિલાષોને સાંકડા કરી નાખનારૂં, પ્રજાત્વને નષ્ટ કરનારૂં ઇત્યાદિ ગંભીર દોષોથી તે પૂર્ણ હોવાથી, તેમજ તેમાં સમયાનુસાર સુધારો કરવો અશક્યવત્ હોવાથી, એ બંધારણની વિરૂદ્ધ લખાણ, ભાષણ, આદિ દ્વારા સતત્ લડત ચલાવવી.

૨. વર્તમાન જ્ઞાતિબંધારણને ઠેકાણે પ્રાચીન કાલની ગુણકર્માનુસારી વર્ણવ્યવસ્થાનો આ સમયને અનુકૂલ બની શકે તેટલા અંશમાં પુનરૂદ્ધાર કરવો.

૩. જ્ઞાતિબંધનના ભેદ વગર પરસ્પર ભોજન વ્યવહાર તથા પરસ્પર લગ્ન વ્યવહાર—ખાસ કરીને આ સંસ્થાના સભાસદોનાં કુટુંબો વચ્ચે-પ્રવૃત્ત કરવા.

૪. પુખ્ત વયને પ્રાપ્ત થયા પછીનાંજ લગ્નને ઉત્તેજન આપવું તથા બાળલગ્નનો નિષેધ કરવો.

૫. બાલ વિધવાનાં લગ્નને ઉત્તેજન આપવું તથા તેનાં લગ્ન માટે યથાશક્તિ વ્યવસ્થા કરવી.

૬. માંસાહાર તથા મદ્યપાનનો નિષેધ કરવો.

૭. આ સભાના ઉદ્દેશોને સાધક ઈતર સંસ્થાઓનાં તથા વ્યક્તિઓનાં એવાં કામને ઉત્તેજન આપવું.

૮. ખાસ કરીને આ સંસ્થાના સભાસદો તથા તેમના કુટુંબો વચ્ચે પરસ્પર ઓળખાણ, પરિચય તથા દૃઢ મિત્રભાવ અને બંધુભાવ કરવા સારુ ખાસ મેળાવડાઓ તથા પ્રીતિભોજનો કરવાં અને ફંડ પ્રમાણે રમતગમતનાં તથા વાંચનનાં સાધનો પુરાં પાડવાં તથા અન્ય રીતે મિત્રભાવનાં કામને ઉત્તેજન આપવું.

૯. સભાસદો તથા તેમનાં કુટુંબોના સુખ દુઃખમાં ભાગ લેવો તથા તેમને ત્યાં સુખ દુઃખ તથા શુભાશુભ પ્રસંગો આવે ત્યારે સભાસદોએ સહાયતા કરવી.

૧૦. આ ઉદ્દેશોના પ્રચાર અર્થે વેદ, ઉપનિષદ્, મનુસ્મૃતિ, ભગવદ્ગીતા આદિ પ્રાચીન આર્ય સત્શાસ્ત્રોનો બુદ્ધિપૂર્વક રીતે સ્વીકાર કરવો તથા આશ્રય લેવો.

## આ સંસ્થાના સભાસદો કોણ થઇ શકે ?

ગુણકર્માનુસાર દ્વિજવર્ણમાં ગણી શકાય એવી કોઇ પણ વ્યક્તિઓ આ સંસ્થાના સભાસદ થઇ શકશે.

સભાસદ થનાર પુરૂષનું વય ઓછામાં ઓછું ૧૮ તથા સ્ત્રીનું વય ( શિવાય કે તે સભાસદની પત્ની હોય ) ઓછામાં ઓછું ૧૬ હોવું જોઇએ.

સંસ્કારી જૈનો પણ આ સભાના સભાસદ થઈ શકશે.

મદ્યમાંસનો એક નિયમ તરીકે આહાર ન કરનારાજ આ સંસ્થાના સભાસદ થઇ શકશે.

જનરલ સભાના કોઇપણ સભાસદને તે વધુમતે કોઇ પણ સભાસદનું નામ તેનો ખુલાસો સાંભળવાની તેને તક આપવા બાદ દૂર કરી શકશે.

અમુક વ્યક્તિ ગુણકર્માનુસાર દ્વિજ ગણી શકાય કે નહીં તેનો નિશ્ચય અને નિર્ણય આ સંસ્થાની મેનેજીંગ કમીટી કરશે.

રાજીનામું આપનાર સભાસદનો, સભાએ દૂર કરેલા તથા સભાનું લવાજમ ન આપવાથી મેનેજીંગ કમીટીએ દૂર કરેલા સભાસદનો કે તેના કોઇ વારસનો સભાની મીલકત ઉપર કોઈ પણ પ્રકારનો હક કે દાવો રહેશે નહીં.

## પદાધિકારીઓ ( ઓફીસ-બેરર્સ ) તથા અંતરંગ સભા.

આ સંસ્થાના ( ૧ ) એક પ્રધાન, ( ૨ ) એક અથવા વધુમાંવધુ ચાર ઉપપ્રધાનો, ( ૩ ) ૧ અથવા ૨ મંત્રીઓ, ( ૪ ) એક કોષાધ્યક્ષ તથા ( ૫ ) ૧ પુસ્તકાધ્યક્ષ (૬) બે ઓડીટરો તથા ( ૭ ) ત્રણ ટ્રસ્ટીઓ નીમવામાં આવશે. જરૂર પડતાં, બીજાં ખાતાંઓ ઉઘડતાં બીજા પદાધિકારીઓ નીમવાની સત્તા છે.

આ સંસ્થાની એક મેનેજીંગ કમીટી અથવા અંતરંગ સભા દર વર્ષે સ્વતંત્ર ચુંટણીના નિયમથી જનરલ સભા તરફથી ચુંટી કાઢવામાં આવશે. દર પૂરા દસ સભાસદ દીઠ એક સભાસદ મેનેજીંગ કમીટીમાં ચુંટાશે અને મેનેજીંગ કમીટી ચુંટાયા બાદ, તે કમીટીના સભાસદોમાંથીજ ફક્ત પદાધિકારીઓ ચુંટી કાઢવામાં આવશે.

એકની એક વ્યક્તિ એકજ ( પ્રમુખ મંત્રી આદિનાં ) પદ ઉપર ( ઑડિટર તથા ટ્રસ્ટી શિવાય) ૩થી વધારે વાર લાગલાગટ ચુંટી કાઢી શકાશે નહીં.

જનરલ સભા તરફની ચુંટણી બાદ, જો કોઇ પદાધિકારી અથવા મેનેજીંગ કમીટીના સામાન્ય સભાસદની જગ્યા, મરણ, રાજીનામું ઈત્યાદિ કારણથી ખાલી પડે તો તે જગ્યા મેનેજીંગ કમીટીજ ચુંટણીના ( election ) નિયમ પ્રમાણે વધુમતે નવી ચુંટણી થતાં દરમ્યાનની મુદત માટે સંસ્થાના સભાસદોમાંથી ચુંટી લેશે.

પદાધિકારી અથવા મે. ક. ના સભાસદનું રાજીનામું મેનેજીંગ કમીટી સ્વીકારશે.

### જનરલ સભા.

મેનેજીંગ કમીટીએ જનરલ સભા વર્ષમાં કમમાં કમ એકવાર નીચલા કામસર બોલાવવી જોઈએ:-

વાર્ષિક રીપોર્ટની બહાલી માટે.

બજેટ પસાર કરવા માટે.

૦ પદાધિકારીઓ તથા મે. ક. ની ચુંટણી માટે તથા બીજાં કામો માટે. આ પ્રસંગે ફંડ પહોંચી વળે એમ હોય તો સંયુક્ત પ્રીતિભોજનની પણ વ્યવસ્થા કરવામાં આવશે.

સભાસદોની ( બહાર ગામના તથા સ્ત્રી સભાસદો બાદ કરતાં ) ૨/૩ હાજરી થયે સભાનું કોરમ થયલું ગણાશે. કોરમ ન થવાથી મુલતવી રહેલી સભાને એ નિયમ લાગુ પડશે નહીં, સિવાય કે તેવી મુલતવી રહેલી સભામાં ઓછામાં ઓછા ૧૦ સભાસદો હાજર હોય.

જનરલ સભા દરેક ઠરાવ વધુમતે કરશે, પરંતુ આ સંસ્થાના કોઇ પણ નિયમમાં ઘટાડો, વધારો કે ફેરફાર કરવો હોય તો હાજર રહેલા સભાસદોના ૨-૩ જેટલા વધુ મત થવા જોઈએ.

" બહારગામ રહેતા સભાસદો ' પ્રોકસી ' થી મત આપી શકશે નહીં.

ઓછામાં ઓછા દસ સભાસદોની સહી સાથનો જનરલ સભા બોલાવવાની માગણી કરવાનો પત્ર આવતાં, સભાના મંત્રીએ જનરલ સભા બોલાવવી.

જનરલ સભા બોલાવવાની ઓછામાં ઓછા આઠ દિવસ આગમચથી તેની ખબર તેના સભાસદને મોકલવી, બહારગામના સભાસદોને પત્રથી ખબર મોકલવી.

સભાના સભાસદ થવાના છાપેલા વિનંતિપત્રપર સહી કીધેથી અને તે પત્ર મેનેજીંગ કમીટીએ પસાર કીધા બાદજ તે સભાનો સભાસદ થયલો ગણાશે.

દરેક સભાસદોને ૧ મત આપવાનો અધિકાર રહેશે.

જનરલ સભા જુદાં જુદાં કામો માટે જુદાં જુદાં ફંડો સ્થાપી શકશે, તથા આ નિયમો ઉપર આ નયમોને અનુકૂલ ઉપનિયમો પણ કાઢી શકશે.

### મેનેજીંગ કમીટીનાં કર્ત્તવ્યો.

૧. આ સંસ્થાના હેતુઓ સિધ્ધ કરવાના ઉપાયો યોજવા.

૨. સંસ્થાનો સઘળો કારોબાર ચલાવવો.

૩. જરૂર પડે ત્યારે ત્યારે જનરલ સભા બોલાવવી.

૪. સભાસદોનું રજીસ્ટર તથા તેના કુટુંબીઓનું લીસ્ટ રાખવું.-જેઓ સભાસદ થાય તેમનાં નામ પ્રકટ કરવાં.

૫. બજેટ તૈયાર કરવું તથા સંસ્થાના ઉદ્દેશોની અંદરજ રહીને તેણે કામ કરવું.

૬. પોતાની સત્તા બહારના કામ માટે, તથા મે. ક. વિગેરેની ચુંટણી વિગેરે કામો માટે જનરલ સભા બોલાવવી. આ કામ મંત્રી એકલો પણ પ્રધાનની સમ્મતિથી કરી શકશે.

૭. વિશેષ કાર્ય સારૂ તે પોતાના અથવા સામાન્ય સભાસદોમાંથી પેટા-કમીટીઓ નીમી શકશે અને તેમાં કોરમનો નિયમ લાગુ પડશે નહીં. કમીટીમાં ચુંટાયલા ૨/૩ સભાસદોની હાજરીથી કોરમ થયલું ગણાશે-પરંતુ કોરમ ન થવાથી મુલતવી રહેલી સભાને તે નિયમ લાગુ પડતો નથી, સિવાય ઓછામાં ઓછા ૩ સભાસદો હાજર હોય.

૮. સભાસદ થવા માટે આવેલી અરજીઓનો સ્વીકાર અથવા અસ્વીકાર કરવો.

### પદાધિકારીઓનાં કર્ત્તવ્યો.

૧. પ્રધાન-જનરલ સભા તથા મેનેજીંગ કમીટીના કામ ઉપર દેખરેખ રાખશે.

૨. સભા તેમજ કમીટીની સભાઓમાં તે પ્રમુખસ્થાન લેશે.

૩. તેને અન્ય સભાસદો પેઠે મત લેવી વખતે એક મત આપવાના અધિકાર ઉપરાંત. સરખાં મત પડતાં, પોતાના ઓદ્ધાની રૂએ એક વધુ મત ( casting-vote ) આપવાનો અધિકાર રહેશે.

૪. આ નિયમોના અર્થ સંબંધી વાંધો પડે તેનો નિર્ણય આપશે, જે સર્વેને બંધનકારી છે.

૫. સભાના પ્રમુખ તરીકેની સર્વ સત્તા તેને રહેશે.

પ્રધાનની અનુપ સ્થિતિમાં ઉપપ્રધાન તેનું સર્વ કામ કરશે તથા સત્તા ભોગવશે. પ્રધાનની અનુપસ્થિતિમાં એકથી વધારે ઉપપ્રધાન ઉપસ્થિત હશે તો તેમાં જે સૌથી વરિષ્ઠ હશે તે પ્રધાનપદ લેશે.

**મંત્રી**—મેનેજીંગ કમીટીના ઠરાવો પ્રમાણે તે અમલ કરશે, તથા સઘળો પત્રવ્યવહાર ચલાવશે, તથા કમીટીની સભાઓ બોલાવશે. દરેક કમીટીનો પણ તેજ મંત્રી રહેશે.

મંત્રીએ સોંપેલું અથવા તેની અનુપસ્થિતિમાં ઉપમંત્રી તેનું સઘળું કામ કરશે.

કોષાધ્યક્ષ પાસે સંસ્થાની રોકડ મીલકત તથા તે સંબંધિ કાગળીઆં તથા હિસાબ રહેશે. તે પોતાની પાસે રૂ. ૫૦ થી અધિક રૂપિયાની રકમ ન રાખતાં, બાકીની રકમ, મેનેજીંગ કમીટીએ પસંદ કરેલી કોઇ સદ્ધર બેંકમાં રોકશે, તથા રૂ. ૫૦૦ ઉપરની રકમ ટ્રસ્ટીઓને સોંપશે. જો મેનેજીંગ કમીટીના કોઇ ઠરાવનો અમલ કરતાં, બજેટ કરતાં વધારે મોટી રકમનો ખર્ચ થાય એમ હોય તો તેણે તે બાબત મે. ક. ના લક્ષ પર લાવવી અને મે. ક. એ તે વધારાના ખર્ચ માટે જ. સ. ની સંમતિ લેવા પછીજ, જોઇતી રકમનો ખર્ચ થવા દેવો.

**પુસ્તકાધ્યક્ષ**—સભાની લાયબ્રેરી તથા વેચાણુ પુસ્તકો હોય તો તેની વ્યવસ્થા તેણે કરવી.

## ટ્રસ્ટીઓ.

ઓછામાં ઓછા ૩ અને વધુ પાંચ ટ્રસ્ટીઓ નીમાશે. તેઓ કાયમના નીમાશે, પરંતુ જનરલ સભાને વધુમતે ગમે તેને ગમે ત્યારે દૂર કરવાની સત્તા છે.

તેઓ બજેટ ઉપરાંતની રકમ મેનેજીંગ કમીટીને ખર્ચ કરવા આપી શકશે નહીં.

તેઓ સભાની મીલકત સરકારે પસંદ કરેલી સધ્ધર સીક્યુરીટીમાંજ રોકી શકશે. સભાની સઘળી મીલક્ત તેમને કબજે રહેશે.

તેઓ એક મેનેજીંગ ટ્રસ્ટી નીમી શકશે.

તેઓ ટ્રસ્ટી રહે ત્યાં સુધી એ ઓદ્ધાની રૂએ મેનેજીંગ કમીટીના કાયમના સભાસદો રહેશે.

ઑડીટરો સભાના આવકજાવકના હીસાબ બરોબર રખાયા છે તથા ખર્ચ બજેટની હદમાં થયો છે તેનો રીપોર્ટ કરશે.

**દ્રવ્ય પ્રકરણુ**—જેઓ આ સંસ્થામાં ઓછામાં ઓછા રૂ. ૧૦૦૦ આપશે તેઓ આ સભાના મુરબ્બી ( પેટ્રન ) ગણાશે અને તેઓને સભાસદ તરીકેની ફી આપવાની ફરજથી મુક્ત કરવામાં આવશે.

દાખલ કરવાની ફી માત્ર રૂ. ૧ રાખવી.

**લવાજમ નીચે મુજબ લેવામાં આવશે:—( ૧ ) જેઓની આવક દર વર્ષે રૂ. ૨,૪૦૦ થી અથવા તેથી અધિક હોય તેઓએ વર્ષે રૂ. ૧૨ નું લવાજમ આપવું. ( ૨ ) જેમની વાર્ષિક આવક રૂ. ૧૨૦૦ અથવા તેથી વધુ તથા ૨૪૦૦ ની અંદર હોય તેઓએ રૂ. ૬ આપવા. ( ૩ ) જેઓની વાર્ષિક આવક રૂ. ૧૨૦૦ ની અંદર હોય તેણે વર્ષના રૂ. ૩ જ આપવા. ( ૪ ) જેઓ સામાન્ય રીતે મુંબઇ શહેરની બહાર રહેતા હોય તેઓ પાસેથી વર્ષે રૂ. ૩ વાર્ષિક લવાજમ લેવામાં આવશે. ( ૫ ) પેટ્રનો તેમજ લવાજમ આપનાર દરેક સભાસદને સરખાજ હક રહેશે. ( ૬ ) સ્ત્રી સભાસદો પાસેથી રૂ. ૧ જ વાર્ષિક લવાજમ લેવો.**

આ સઘળું લવાજમ તથા દાખલ થવાની ફી આગમચથી લેવામાં આવશે.

6

જો સભાસદનું લવાજમ લાગલાગટ ૩ વર્ષ સુધી ચઢી જશે તો તેનું નામ સભાસદની ટીપમાંથી મેનેજીંગ કમીટી કાઢી નાંખી શકશે.

પરચુરણ—પ્રીતિભોજનમાં જમનારા સભાસદોનાં નામ મેનેજીંગ કમીટી તરફથી વર્તમાનપત્રોમાં સામટાં પ્રકટ કરવામાં આવે તેનો તેઓ કે તેઓ તરફથી કોઇ પણ વાંધો લઇ શકશે નહીં. તેની તેમાં સમ્મતિ ગણવામાં આવશે.

કોરમની હાજરી તથા ૬-૨, ૨-૨, વગેરેના ચતની ગણતરીમાં અપૂર્ણાંક ગણવામાં આવશે નહીં.

# પદાર્થ વિદ્યાની કેટલીક અદ્ભુત શોધો તથા વિચિત્ર કથાઓ.

**વૃદ્ધાવસ્થામાં વાળ સફેદ થઇ જવાનું શું કારણ?**—લોકોનું સામાન્ય જ્ઞાન વારંવાર કેવું અયુક્ત હોય છે તેનો એક દાખલો. તેઓ અકાળ વાળ સફેદ થઇ જાય છે તેનું કારણ ગરમી હોવાનું માને છે. હવે સત્ય કારણ ઠંડી છે! આર્કટીક વગેરે અતિ શીતકટિબંધ પ્રદેશોમાં જે સસ્તન પ્રાણિઓ જેવાં કે લોંકડી, સસલું, વગેરે ( mammals ) ને ભૂરા કે રાતા રંગના વાળ બીજી ઋતુઓમાં હોય છે તેઓના વાળ શીયાળાની ઋતુ આવતાં સફેદ થઇ જાય છે! અત્યંત ઠંડીને લીધે, ગમે તે કારણથી વાળને કાળો રંગ પૂરો પાડનાર રંગપિંડ વાળના મધ્યભાગમાં ખસી જાય છે, અને વાળના બીજા ભાગમાં (વાળ પાતળો પણ અનેક પડવાળો છતાં પોલો છે!) ખસી જાય છે. હવે વાળના મધ્યમાંથી રંગપિંડો ખસી જતાં, તેને શરીરમાં રહેતાં અમુક 'ફેગોસાઇટ' નામક તત્વો ખાઇ જાય છે. ફ્રેંચ કુદરત શાસ્ત્રી ડૉક્ટર ઇ. હુસાર્ટ બરફવાળા પ્રદેશોનાં પ્રાણીઓના શીયાળામાં સફેદ થઇ જતા તેમજ મનુષ્યના અકાલ વૃદ્ધાવસ્થામાં થઇ જતા વાળ એકજ ઉપલા કારણથી સફેદ થઇ જાય છે તે અનેક પ્રયોગો તથા અવલોકનથી સિદ્ધ કીધું છે. વાળ સફેદ થવાનું મુળ કારણ એકદમ શરદીજ છે તે માટે સીધા અખતરા પણ કર્યા છે. એક રાતની સખત સરદીમાં રંગીન વાળવાળા નાનાં પ્રાણીને ઉઘાડી રાખતાં સવારના પહોરમાં તેના વાળ સફેદ થઇ ગયેલા માલમ પડ્યા છે. તેવીજ રીતે અત્યંત દુઃખાદિની સખત લાગણીથી માણસના વાળ પણ એકજ રાતમાં સફેદ થઇ જવાના દાખલા બન્યા છે. રંગપિંડ તેના સ્થાનકથી ભ્રષ્ટ થતાં 'ફેગોસાઇટ' જાગૃત થઇ તે ખાઇ જાય છે એજ ખરૂં સાયન્ટીફીક કારણ છે.

**ખીસકોલી ગમે તેટલા પાછળથી છુપકીથી આવવા છતાં કેમ પકડાતી નથી?**—આ સારા લાગતા પ્રશ્નના નિરાકરણ માટે પ્રાણી માત્રની આંખોનાં લક્ષણોનો અભ્યાસ કરવાની જરૂર પડી છે. ઘણા ખરા એમ ધારતા હશે કે એ પ્રાણી બહુજ ચંચલ, વહેમી, આત્મરક્ષક વૃત્તિનું તથા ધીમાં પગલાં પણ સાંભળવાની તીવ્ર શક્તિવાળું છે તેથીજ પ-

કડાતું નથી; પરંતુ તેમ નથી. તેનું કારણ જૂદું છે. તે તેમની આંખની પીઠ પછાડીના પ્રદેશ પણ જોવાની શક્તિ છે! પ્રાણિ માત્રમાં મનુષ્ય તથા તેનો પ્રાચીન પિત્રાઇ વાનરનીજ એવી આંખો છે કે જેનાં કીરણો એક સાથે રહીને અંતે એક સ્થળે મળી જાય છે. એ આંખની જોવાની શક્તિ આથી એક આંખ જેટલીજ છે, કારણ કે એકજ વસ્તુ પર બન્નેની દૃષ્ટિ એક થાય છે. આથી જોવાની વસ્તુ તેઓ વધારે સારી રીતે ભલે જોઇ શકે છે, પરંતુ તેમની આંખની દ્રષ્ટિ મર્યાદા તો બહુ ટુંકી હોય છે. માત્ર સામેનીજ વસ્તુ તેઓ જોઇ શકે છે. નર તથા વા-નર શીવાય તમામ ચક્ષુવાન્ પ્રાણિની આંખોમાંથી નીકળતાં કીરણો મનુષ્યની પેઠે સમાંતર ( parallel ) તથા એક કેંદ્રાભિમુખ ( convergent ) ન રહેતાં ચારે શું પણ છએ દિશામાં જોઇ શકે છે. કાગડા તેથીજ પાછળથી આવતી કાંકરી જોઇ શકે છે. અને આ જોવાની શક્તિ ખીસકોલીમાં તો સૌથી વિશેષ છે, તેથી તે માથું ફેરવ્યા વિના પણ પૂછડી પછાડીની ચીજો જોઇ શકે છે. સસલામાં પણ એ શક્તિ છે. જે કામ પીઠ પરની આંખ કરી શકે તે તેમની કુદરતી આંખ કરે છે.

**ઘોડાના વાળ ખરી પડવાનો વિચિત્ર કુદરતી નિયમ**—ઘોડાના શરીર પરના વાળ અમુક મુદતે, અને ઘણું ખરું દર વરસે ખરી પડે છે તથા નવા આવે છે. પણ પુંછડી તથા ગરદન પરના વાળ ( જે તેની ચોટલી રૂપ છે ) તે કદાપિ ખરતા નથી પણ એટલા આત્મમાની છે કે એની મેળે એકજવાર જાયુકના ઉગે છે! આ જ્ઞાન ઘોડાવાળાઓને નજીવું છે, પરંતુ ઇતર જનો છેક એમ ધારશે નહીં!

**કેટલાક પશુઓ ઘણા દુરનાં પોતાનાં ભાઈબંધોની હાજરી કેવી રીતે પીછાની શકે છે?** એ પ્રશ્નનો ઉત્તર થોડાજ આપી શકશે? તેમની નાક સુંઘવાની શક્તિ અદ્‌ભુત છે, એ ઉત્તર આપવામાં આવશે. પણ યથાર્થ નથી. કારણ કે બીજી ચીજોની વાસ તેમને આવતી નથી. ખરૂં કારણ જુદુંજ છે. શરીરમાં દરેક વાળ આગળ પસીના નીકળવાનું છિદ્ર દુગેશાં હોય છે. છિદ્રની નીચે પ્રસ્વેદ પિંડ હોય છે જેમાં પ્રસ્વેદ ભરાઇ તે ઉભરાઇ નીકળે છે. તેજ પ્રમાણે ચામડીની તળે ઘણાખરા દુધાળા પશુઓને સુગંધીતાં રસ સૂક્ષ્મ માંસપિંડો પણ હોય છે. તે પિંડો ખીડાવલી કોથળી જેવાં હોય છે, જેમાં દરેક જાનવરની ખાસ સુગંધ મારતો રસ રહે છે. પોતાના સુગંધી રસની વાસ તે જાનવરને સારી રીતે આવે છે અને તેની તેને બહુ સારી ખબર હોય છે, તે વાસ હવાના આંદોલનથી દૂરથી પણ આવતાં, પોતાની જાતનું કોઇ પશુ આવે છે એ ખબર તેને પડે છે અને વારંવાર તેને મળવા તે, તે દિશા તરફ તેથીજ દોડે છે.

**જુદા જુદા પશુઓના સુગંધ રસપિંડો**—આ રસ માંસપિંડો શરીરના એક વા અનેક ભાગોમાં નાના અથવા મોટા હોય છે. જુદી જુદી જાતના હરિણોને, મુખ, કાન, પગનો નીચલો ભાગ આદિ જુદે જુદે સ્થળે એ પિંડો હોય છે; બકરાં, ઘેટાં, તથા બીજા વાગોળનારાં પ્રાણીઓને પગમાં વારાફરતી હોય છે; છછુંદરી અથવા ગવમુખીને, મુખની બાજુએ ગાંઠ હોય છે. કુતરાની પૂછડીએ એ પિંડ હોય છે. હાથીનાં ગંડસ્થળ (લમણું) માંથી રસ ઝરવાની વાત તો કયો સંસ્કૃત કવિ કથ્યા વગર રહ્યો છે? આ રસ પણ એજ રસ

બિંદુમાં ફકત ૩૦ લાખ સૂક્ષ્મ જંતુઓ છે. અને એ જંતુ મહાત્માઓનાં રક્તમાં પણ પાછાં જંતુઓ હશે ! ! એનો હીસાબ અને સંયોગો જ કેમ લાગે ? પણ અહીંજ અદ્ભુતતાનો અંત આવતો નથી. એકજ માછલીનાં રક્તબિંદુમાં એટલાં પ્રાણીઓ છે કે જેથી પૃથ્વીનાં મનુષ્યોની ' સેન્સસ ' નો હીસાબ આવી જાય છે ! અને એ ૪૦ લાખ પ્રાણિઓ એક સાથે કરીએ તો તે કરતાં રેતીનું એક રજકણ મોટું થાય છે ! તર્કશક્તિ પણ અહીં કામ કરતી નથી. ગણિત અને બીજાં ગણિત પણ નમસ્કાર અને દંડવત્ કરી હાર કબુલ કરી ચાલી જાય છે. " સીલ્કવર્મ " નામના કીડાઓ એટલા તો પાતળા હોય છે કે, કાગળ પર એક પાતળી લીટી તમે દોરો ( જે ઇંચનો ૨૫ મો ભાગ છે ) તેટલી જાડી ચોડ તે કીડાઓની ક્યારે થશે કે તમે તે સો કીડાઓનું બંડલ બાંધશો !

ગુરૂત્વાકર્ષણમાં બિંદુનો નિયમ–ગોળો કેમ પડી જતો નથી ? ઘર વગેરે ચીજો પડી જાય છે. પણ ગોળો કદિ પડી જતો નથી, ગમે તેટલો ગબડાવો, ફેરવો પણ ગતિ બંધ પડતાં પાછો શાંત, અને દૃઢ અને સમાધિમાં. ગૃહસ્થાશ્રમને બ્રહ્મચર્યાશ્રમ રૂપી પાયાની જરૂર છે એમ વિદ્વાન વક્તાઓ કહે છે, મકાનને પણ પાયાની જરૂર છે, વિદ્યાને પણ નીતિના પાયાની જરૂર છે. પરંતુ ગબડતા ગોળાને નથી એમ પણ બધા કહે છે. તેનું કારણ શું ? તે કેમ પોતાની મેળે કદાપિ નથી પડી જઇ શકતો ? ભલભલી વજનદાર મજબુત ઇમારતો અને બીમો કરરં ભુસ થઇ જાય છે, પરંતુ ગોળો તો હમેશાં ક્ષેમ ને કુશળ. તેની સમાધિ છુટતીજ નથી, તેની આ ચમત્કારિક શક્તિથી લોકો આશ્ચર્ય થતા નથી એજ આશ્ચર્ય છે. તેનું કારણ શું હશે ! તેનું કારણ સાયન્સે શોધી કાઢયું છે. દરેક પરમાણુ એક બીજાને આકર્ષે છે એ ગુરૂત્વાકર્ષણનો નિયમ પ્રસિદ્ધ છે; તેથીજ વજન એ ગુણ દ્રવ્યમાત્રમાં આવે છે. હવે પરમાણુઓનાં દરેક સંગ્રહ અર્થાત્ દરેક ભારે ચીજની મધ્યમાં ગુરૂત્વાકર્ષણનું મધ્યબિંદુ તત્ત્વવેત્તાઓએ કલ્પ્યું છે; જો ચીજ ગોળ હોય અથવા નિયમિત લાંબી છે તો તેનું ગુરૂત્વાકર્ષણનું મધ્યબિંદુ બરોબર મધ્યમાંજ હમેશ હોય છે. જે સૂક્ષ્મ સ્થળ આગળ તે અધ્ધર રહે તે ગુરૂત્વાકર્ષણનું બિંદુ જાણવું. ગોળ ચીજ હમેશાં મધ્યબિંદુની લીટી શિવાય બીજા કશા ઉપર ઉભી રહી શકતી નથી, તેથીજ તે પડી જઇ શકતી નથી. ઘણાક જણ દંડું અથવા લાકડી હાથ પર અદ્ધર ઉભી રાખે છે, તે પણ હાથની સહાયથી. તે ચીજના મધ્યબિંદુથી દોરાતી સીધી લીટી, તે ચીજના છેડ તથા જે જમીન કે વસ્તુપર તે અડકીને ઉભી રહે છે તેમાંથી બરોબર પસાર કરી જાય છે તે છે. પેરીસનો " એફલ " નો પ્રખ્યાત ૧૦૦૦ ફુટ ઉંચો નરદમ પોલાદનો મીનારો જેના ઉપરના દીવાની રોશની દીવાદાંડી પેઠે ૩૬ માઇલ દૂર સુધી દેખાય છે તે સીધો નથી પણ પહોળો છે. છતાં તે પડવાની જરા ધાસ્તી નથી તેનું કારણ એજ છે કે, તેના પાયાઓ, ગુરૂત્વાકર્ષણનાં બિંદુની સીધી લીટીનીજ દિશામાં આવી જાય છે. બેશક સ્થૂલ પ્રયોગો વગર આ સમજવું કાંઇક કઠિન છે, પરંતુ આટલેથી કાંઇક વિચાર આવી શકશે. દરેક મનુષ્યમાં પણ ગુરૂત્વાકર્ષણનું બિંદુ છે, અને દરપળે તેની જગ્યા તે બદલે છે. જો માણસ ભાર ઉંચકે છે તો તે પોતાનાં શરીરને આગળ વળાંક આપે છે. અને હાથમાં દુધનો તાંબડો લે છે તો, તે બીજો હાથ લંબો કરીને ચાલે છે. પોતાનું શરીર ત્રાજવા પેઠે અધર સમતોલ રહે, તે સારૂ તે આ પ્રમાણે કરે છે.

**તમારી ટોળીને જમીન પર બેસવું નહીં હોય અને ખુરશી હોય નહીં તો શું કરવું ?**—એક જણે ખુરશી પર બેસવા જતો હોય તેમ ઉભા ઉભા જ ઘુંટણમાંથી ટાંટીઆ વાળવા. ખુરશી પર બેઠો હોય તેમ ઉભા રહેવું. બેસવા ગયા એટલે ખુરશી મળી એમ ભુલાવો ખાઇ તે બેસવા જશે તો ચત્તોપાટ થઇ જશે. આ પ્રમાણે જાંગ સીધી થતાં તે પર ટોળીના બીજા સદ્‌ગૃહસ્થે તે ખુરશી હોય તેમ ધારીને બેસવું!. તેની જાંગ પર ત્રીજાએ બેસવું !! અને ત્રીજાની સીધી જાંગપર પાંચમાએ એમ પરંપરા લગાવવી. પણ સીધી હારમાં ન બેસતાં દરેકે ગોળ કુંડાળું થાય એટલી આડકતરી દિશા કરીને બેસવું. આથી જે છેલ્લો બેસશે તેની જાંગ બરોબર પહેલો જે અદ્દર બેઠો છે તેની નીચે આવી જશે એટલે તેને પણ ખાસસી ખુરશી થઇ ! કોઇ ટોળી ટાઇટ પાટલૂનો પહેરી સહેલગાહે ઉતરી પડી હોય અને ચાલતાં થાકી થઇ હોય તેમને એક બીજાની ખુરશી બનીને બેસવાની આ કેવી સરસ યુકિત ? જ્યારે નેપોલીયન બોનાપાર્ટનું લશ્કર ઇજીપ્ટમાં ગયું ત્યારે કુચ કરતાં ભીની જમીનનાં મેદાનો માઇલો સુધી આવતાં. તેથી જમીન પર ન બેસતાં તે લશ્કરે આ યુકિત કામે લગાડી હતી એમ કહે છે.

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ.

### પુણ્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

(અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે.)

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્યસ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ અપંગો વિગેરેનો ખાસ સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચસો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપિ કોઇ દાના ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોડી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપે તો એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આકુળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહીં એવી આશા છે. વધુ વિગત માટે લખો.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે ?

દીન વત્સલો!! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમ્મરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુણ્ય ભુમીમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો (૧૦૦) પાલક પણ નહિ નીકળે? જરૂર દયા લાવી લખો: **મંત્રી, હિન્દુ અનાથાશ્રમ નડીયાદ.**

દશમું વર્ષ
શરૂ થયું છે.

સ્ત્રીઓ માટે ખાસ પ્રગટ થતું

# સચિત્ર સુન્દરીસુબોધ.

સ્ત્રીઓ, બાળકો અને કુટુમ્બીજનોને ઘણુંજ ઉપયોગી, તથા ત્હેમની કેળવણી, સુધારણા, આરોગ્ય ઉન્નતિ અને કલ્યાણને માટે હમ્મેશાં ચાલુ પ્રયત્ન કરતું,—સુબોધક સચિત્ર માસિક પત્ર વાર્ષિક લવાજમ, ફક્ત સવારૂપિયો: હિંદુસ્થાનની બ્હાર માટે,—દોઢ રૂપિયો.

**ઘણુંજ સસ્તું સરળ, અને મ્હોટું ! સુન્દર, રસીલું, મનોરંજક અને ઉત્કર્ષક !**

દરેક ગૃહસ્થ, જે પોતાનાં સ્ત્રીબાળકોને કેળવવા, તથા ત્હેમને ઉન્નત કરી, પોતાને અને પોતાનાં કુટુમ્બને સુખી કરવા ઇચ્છા રાખે છે; પોતાના ઘરમાં, પડોશમાં અને પોતાની ચારે તરફ સુખશાન્તિ આબાદી અને સંતોષ, આનન્દ અને પ્રસન્નતા જોવા માગે છે; અને પોતાના દેશનો ઉદય થાય એમ આશાવાન છે, ત્હેણે **પોતે સુન્દરી સુબોધ વાંચવું જોઇએ,** એટલુંજ નહિ પણ પોતાના અને પોતાના સ્વજન મિત્રોના કુટુંબની **સ્ત્રીઓ પાસે** તે વંચાવવું જોઇએ, એ ખાસ જરૂરનું છે. કારણ સ્ત્રીકેળવણીનું તે એક બહુ ઉત્તમ સાધન છે. ઉપરાંત **બાળકો માટેનો ખાસ વિભાગ** ત્હેમને પણ 'ગમ્મત સાથે જ્ઞાન' આપતો હોવાથી બહુ ઉમંગથી તે વંચાય છે.

**સુન્દરી સુબોધમાં શું આવે છે ?** રસીલી વાર્તાઓ અને નવલકથાઓ, મનોહર સતી ચરિત્રો, વૈદક, ભરતગુંથણ, પાકશાસ્ત્ર તથા વિદ્યાકલાના વિષયો, ઉત્કર્ષક ધર્મનીતિનાં લખાણો, ખુશકારક ગમ્મતના ફકરા અને ટૂચકા, સ્ત્રી કેળવણી, સ્ત્રી સુધારણા, અને સ્ત્રી ઉન્નતિની સુબોધક ચર્ચા, મધુરી કવિતા અને ગીત ગરબીઓ, તથા બાળકોને માટે **ખાસ** વિભાગ: આ ઉપરાંત એક અથવા વધુ **મનમોહન અને આકર્ષક ચિત્રો** પણ આ માસિકના દરેક અંકને સુશોભિત બનાવે છે. ફક્ત એકવારજ વાંચનાર પણ ત્હેના ગ્રાહક થાય છે અને ગ્રાહકોજ નવા ગ્રાહક વધારે છે એ વાત આ માસિકની લોકપ્રિયતા અને ઉપયોગિતાની ખાત્રી કરશે ! **છે ફક્ત સવા રૂપિયામાં આટલા બધા લાભ ઓછા છે !**

**સુન્દરી સુબોધના ગ્રાહકોને અનેક લાભ છે !**—( ૧ ) મ્હોટાં રોયલ બત્રીશ પાનાંનું માસિક. ( ૨ ) દર મહિને એક અથવા વધુ ચિત્રો, ( ૩ ) ઉત્તમ, રસીલું ભેટનું પુસ્તક, ( ૪ ) અનેક ચિત્રોવાળો, મ્હોટો ખાસ અંક, અને ( ૫ ) સંખ્યાબંધ કીમતી સ્ત્રી ઉપયોગી પુસ્તકો ગ્રાહકોને ખાસ ઓછે ભાવે મળી શકે છે ! આ પત્રના ગ્રાહકોને બીજા પણ ઘણી તરેહના ફાયદા મળે છે.

**નવા ગ્રાહક**—સપ્ટેમ્બર માસથીજ ( એટલે આ પત્રના વર્ષની શરૂઆતથી ) ગ્રાહક થવાય છે, અને દરેક નવીન ગ્રાહકને પાછલા અંક, ખાસ અંક તથા ભેટનું પુસ્તક મળે છે. **નમુનાનો અંક** ફક્ત એક આનાની ( પૈસાવાળી, ટપાલની ટિકિટો મોકલવાથી મળી શકે છે; અને તે મંગાવનાર ગ્રાહક થતાં તે પૈસા લવાજમમાં વસુલ ગણવામાં આવે છે. (એટલે તેમણે નમૂનાનો અંક મંગાવવામાં ખર્ચેલા પૈસા બાદ જતાં ત્હેમની પાસેથી ફક્ત રૂ. ૧-૩-૦ લેવામાં આવશે. ) નીચેને શીરનામે લખો:—

**' સુન્દરી સુબોધ ' મન્દિર, અમદાવાદ.**

# સાંભળ્યું કે

# પુના બેંક શું કહે છે?

## કહે છે કેઃ—

બંગડી બજારવાળા લાલા કન્હીયાલાલ એન્ડ સન્સની ત્રીજોરીઓ કામની હરીફાઈમાં બીજાઓ કરતાં સારી છે, તથા કીમતમાં કીફાયત છે.

**લ્યો આ ખુલે કાગળ વાંચો.**

નં૦ L. 223

**ધી પુના બેંક, લીમીટેડ [ મુંબઈ બ્રાંચ. ]**

૩-૫ ગ્રીન સ્ટ્રીટ,
મુંબઇ તા. ૨૫ એપ્રીલ ૧૯૧૨.

મેસર્સ

લાલા કન્હીયાલાલ એન્ડ સન્સ.
ત્રીજોરી અને તાળા બનાવનાર—મુંબઇ.

**વ્હાલા સાહેબો,**

અમો જણાવવાને ખુશી છીએ કે થોડા વખત પહેલાં અમારા બ્રેંચ માટે અમોએ તમારી ત્રીજોરીઓ ખરીદી છે જેનું કામ બીજાઓ સાથે સરખાવતાં સારૂં અને દામમાં કીફાયત છે. વળી અમોએ ફરીને બીજી ત્રીજોરીનો આરડર આપ્યો જે અમારી મન પસંદગી પ્રમાણે તૈયાર થએલી જોઇ અમોને સંતોષ થયો છે.

લી૦ તમારો વિશ્વાસુ
મેનેજર
**ધી પુના બેંક લી. મુંબઇ.**

---

અખંડ પેટંટ ત્રીજોરીઓ તાળા અને કળો બનાવનાર
લાલા કન્હીયાલાલ એન્ડ સન્સ

**લાલા કન્હીયાલાલ એન્ડ સન્સ.**

કારખાનુંઃ—ભાયખલા, પુલ નીચે, દુકાન બંગડી બજાર-પારસી ગલીને નાકે.

# સુરત રાઇસ મીલ કંપની.

( Surat Rice Mills Co. ltd )

જો તમારે ઉત્તમમાં ઉત્તમ અને સાફમાં સાફ
ચોખા જથાબંધ યા છુટક જોઇતા હોય તો
હમને જરૂર પુછાવજો.

૧ સુરત રાઇસ મીલમાં આંબામોર, સુખવેલ, કમોદ, કોલમ વગેરે જાતના ચોખા હમેશાં મોટા જથામાં તૈયાર રાખવામાં આવે છે.

૨ સુરત રાઇસ મીલસનો ચોખો, ભાતમાંથી અનુભવીઓની સીધી દેખરેખ હેઠળ તૈયાર કરવામાં આવે છે. નવા યંત્રથી તે તૈયાર થાય છે.

૩ બહાર ગામના વેપારીઓ માટે આ મીલનો ચોખો એક આશીર્વાદ સમાન છે. માત્ર એકવાર માલ મંગાવવાથી ખાત્રી થશે.

૪ કોઇપણ ચોખાની મીલ આ મીલના માલની બરોબરી કરી શકતી નથી.

૫ ભાવ, માલની જાતના પ્રમાણમાં ઘણો કીફાયત હોય છે.

સુરત રાઇસ મીલ્સ કં. લી.—રઘનાથપુરા—સુરત.

---

જુનામાં જુનો અને હજારો લોકોએ અનુભવ લઈ ખાતરી કરેલા તેમજ
પ્રદર્શનમાંથી સોના, ચાંદીના ચાંદ ઇનામ મેળવેલો
ડા. વામન ગોપાળનો આયોડાઇઝ

# સાર્સાપરિલા

આ જગ જાહેર સાર્સાપરિલા એવી અનેક દવાઓથી તૈયાર કરેલો છે કે, જે ઔષધિ કોઇપણ કારણથી બગડેલા લોહીને સુધારી વધારો કરે છે. જ્યાં લોહી છે ત્યાં મનુષ્યનું જીવન છે, જ્યાં સુધી તે બગડેલું હશે, ત્યાં સુધી અનેક રોગો ઉત્પન્ન થાય છે. આ સિવાય બીજા મુખ્યત્વે કરીને નીચે દર્શાવેલા રોગોપર આ સાર્સાપરિલા ઘણોજ સારો ગુણ બતાવે છે. ઉપદંશ એટલે ગરમી સરખો બીજો ભયંકર રોગ કોઇ નથી આ રોગનુ ઝેર જો શરીરમાં રહે તો શરીરમાં બગાડે રહે એટલુંજ નહિ પણ તેનાથી ઉત્પન્ન થતી પ્રજામાં પણ તેનો અંશ આવે, સીવાય બીજા અનેક રોગો જેવા કે પક્ષપાત, સંધીવા, સાંધા ને હાડકાનો દુખાવો, શરીરના તથા હાથ પગના તળીઆપર કાળા ડાઘા પડવા, સ્પર્શજ્ઞાન તથા વાસનાશક્તિનું કમી થવું, મોઢામાં આવાળુ તથા જડબાનો દુખાવો ને લાળ પડવી, ઝીણું તાવ ને ઝાંઝણી આવવા વગેરે સઘળાં દરદો નાશ પામે છે. એ વગેરે દરદો ઉપર આ સાર્સાપરિલા જેવું બીજું એક પણ ઔષધ નથી તે પચાસ વર્ષ પણ અનુભવથી સિદ્ધ કરેલું છે, એક બાટલીની કી. રૂ. ૧, પો. ૫ આના જુદું. સારા ગુણ માટે ૪ બાટલી વાપરવી. એકદમ લેનારને કીંમત રૂ. ૪ ) પોસ્ટેજ ૯ આના.

આ સીવાય અનેક દવાઓ અમારા કારખાનામાં તૈયાર છે. કેટલોક મંગાવો.

**વિશેષ સુચના**—કોઇ પણ દવાઓ એકદમ ગુણકારી કરે છે તો ત્યાં ત્યાં તેની નકલ શરૂ થાય છે, પરંતુ નામ પ્રમાણે સાધન નહિ. સર્વે નકલથી સાવચેત રહેજો.

માલેક—ગૌતમરાવ કેશવ—તાંબાકાંટા—મુંબઇ.

## પડતર ભાવે વેચવા ખાસ તૈયાર કરાવેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| તૈયાર છે!<br>**અર્વાચીન શાસ્ત્રો**<br>અને<br>**શાસ્ત્રીય વિચાર.** | બન્નેના ભાષાંતરકર્તા:—<br>મી० મગનલાલ રતનજી વિદ્યાર્થી<br>બી. એ. બી. એસ. સી. વડોદરા.<br>પ્રગટ કર્તા:—<br>શેઠ રણછોડદાસ ભવાન–મુંબઈ. | તૈયાર છે!<br>**સ્પેન્સર તત્વદર્શન-માર્ગોપદેશિક.**<br>નામ નોંધાવો કર્તા પાસે |

પુસ્તકોની ભાષા, સાદી, સરળ અને શુદ્ધ રાખવામાં આવી છે. વિદ્વાનોમાં ઉત્તમ અભિપ્રાયને પાત્ર થયાં છે. દરેકની કિંમત માત્ર આઠ આના. વી. પી. જુદું

મળવાનાં ઠેકાણાં:—

१ પુસ્તકાધ્યક્ષ આર્યસમાજ. ગિ. ४ મુંબાઈ.

२ પુસ્તકાધ્યક્ષ–આર્યસમાજ. ખાડીઆ–નાગરની વાડી–અમદાવાદ.

૩ કર્તા પાસેથી–મામાનીપોળ રાવપુરા–વડોદરા.

४ મોહનલાલ મનસુખરામ બુકસેલર લહેરીપુરા–વડોદરા.

---

# ધી બૉમ્બે મર્ચન્ટસ બૅન્ક લી.

### હેડ ઓફીસ, એપોલો સ્ટ્રીટ.

### બ્રાન્ચીઝ–મમાદેવી (મુંબઈ), અમદાવાદ,

તથા ગોંડલ (કાઠીઆવાડ)

ભરાયેલો થાપણ રૂ. १,००,००,००

ડીપોઝીટ બાર મહીને ५ ટકા

સેવીંગ્સ બેંક ४ ટકા

ચાલુ ખાતાંની રોજની બાકી ઉપર ૩ ટકા (મુંબઈ ખાતે.)

ટુંકી મુદતની ડીપોઝીટ, તથા ધીરવા તથા બીજાં બેંકીંગ બીઝનેસ માટેની ખબર બેંકમાં તપાસ કરવાથી મળશે.

જયનારાયણ હિંદુમલ દાની.
મેનેજીંગ ડાયરેક્ટર.

# બેકા રેકર્ડ!

૧૦" ( દસ ઇંચ ) ડબલ સાઇડેડ બેકા રેકર્ડ–દરેકના રૂા. ૨–૦–૦

*Arya Samaj Bhajan*–આર્ય સમાજના ભજન

*Mangat Ram* મંગતરામ

}૧૮૩ ૨૧૩૮૨ ધર્મ પંથ ફેલાવો ઘર ઘર દ્વાર .... ... આશાવરી
૨૧૩૮૫ ઠરોરે મીત્રો વેદોંકા પ્રચાર ... ...પહાડી

}૧૮૩ ૨૧૩૮૪ સમજ મના કયોં ફીરે ભટકતા ભેરવી.
૨૧૩૮૯ શરણ તેરી મેં આયા પ્રભુ જબ ,,

}૧૮૭ ૨૧૩૨૦ સમજના કયોં ફીરે ભટકતા ... ... ...ભૈરવી
૨૧૩૨૧ શરણ તેરી મેં આયા પ્રભુ જબ ... .... ,,

*Dhani Ram.* ... ... ધનીરામ

}૧૮૨ ૨૧૪૦૦ જૈ જૈ પીતા પરમાનંદ દાતા .... ... ...ભજન
૨૧૪૦૨ ચલ રે મના હરી દર્શન પા ,,

તે શીવાય બીજાં ઘણાં ઉતમ ગાયનો ભરવામાં આવેલાં છે. અરેબીક, બંગાલી બરમીઝ, કેરો, ચાઇનીઝ, ઇજીપ્શીઅન, ઇંગ્લીશ, ગુજરાતી, હીંદુસ્તાની, જત, કેનેરીઝ, મરાઠી, નેપાલીસ, ફારસી, પંજાબી, પુસ્તુ, સંસ્કૃત, શીખ, સીંધી તામીલ, તેલગુ, ટર્કીશ, ઉર્દુ વીગેરેના કેટલોગ મંગાવો, જે મફત મોકલી આપવામાં આવે છે.

## નવા ઓડીઅન રેકર્ડ !

}૧૦૩/૪" ( પોણા અગીઆર ઇંચ ) ડબલ સાઇડેડ રેકોર્ડો–દરેકના રૂા. ૩–૪–૦
નીચે લખેલી ભાષામાં બહાર પડયા છે. વીગત માટે કેટલોગ મંગાવો.

ગુજરાતી, મરાઠી, પંજાબી, સીંધી, બંગાલી, બરમીઝ વીગેરે

*Arya Samaj Bhajan*— આર્ય સમાજ ભજન

*Mangatram* મંગતરામ.

૧૧૩૪} ૯૫૩૫૪ અરે રાવન તું ધમકી દીખાતા કીસ ... ......માંડ.
૯૫૩૫૫ ધરમકેસાથ હરએકકી મહોબત ... ... ...દેરા.

અંગ્રેજી બેકા, ઓડીઅન, અને હુમવો, રેકર્ડો તથા સીનો. કેટલોગ મંગાવો.

**THE TALKING MACHINE & INDIAN RECORD CO.**

Homeji Street, Circle, **FORT, BOMBAY.**

શાખાઓ–કલકતા અને રંગુન

## " બાદશાહી યાકુતી " માં દગો.

નકલીઆની દવાનું નામ " બાદશાહી યાકુતી " ન હોવા છતાં " બાદશાહી યાકુતી " ના બનાવનાર પોતાને કહેવરાવનારના દગાથી દુર રહો.

મર્દાઇ માટે ડૉકટર ચાંદલીઆકૃત વખણાતી

# " બાદશાહી યાકુતી "

આ શબ્દ સરકારમાં નંબર ૨૨૯થી રજીસ્ટર થએલો હોવા ઉપરાંત તેના બનાવનાર પ્રખ્યાત ડાકટર એ. જે. ચાંદલીઆજ છે. તેમના શિવાય "બાદશાહી યાકુતી " શબ્દ બીજો કોઇને પણ વાપરવાનો હક નથી. તેથી તે જણાતો બાદશાહી યાકુતી " શબ્દ વ્યકરણની રીતે વિશેષણ તરીકે વાપરીને તેના પાછળ નકલીઓ પોતાની દવાનું નામ છોડી દઇને પોતાની દવા "બાદશાહી યાકુતી" તરીકે વેંચી દગો કરનાર પોતે નકલીઓ ઠરે છે કે કેમ તેટલું જાહેર પ્રજા બહુજ સારી રીતે જોઇ શકે એમ છે.

આ "બાદશાહી યાકુતી"થી દરેક જાતની નબળાઈ, ધાતુવિકાર દુર થઇ નામરદાઇનો સદંતર નાશ થાય છે. આયુષ્યને માટે જુવાનીનો ખરો જુસ્સો આપનાર આજ " બાદશાહી યાકુતી " દરેક જગોએ એક અવાજે વખણાય છે. કી. ડબી ૧ ના રૂ. ૧૦. વધુ માટે દરદની પુરેપુરી હકીકત લખો અથવા મળો.

**ચાંદલીઆ કું.** } કાલબાદેવીરોડ, મુંબઈ.

---



# સ્વદેશી ભારત સ્ટોવ્સ

ચુલા

તથા સ્ટોવ ઉપર લાઇટ કરવાના ભારત પેટ્રં. સ્ટોવ લાઇટ બરનરો તેમજ વિલાયતી દરેક જાતના ચુલાઓ તેમજ દરેક જાતના ચુલાઓને લગતો છુટો સામાન છુટક તથા જથાબંધ કિફાયત ભાવે મળે છે. તેમજ ચુલાઓનું રિપેર કામ સારૂં અને કિફાયત ભાવે કરી આપવામાં આવશે. કેટલોગ મફત.

ભારત સ્ટોવ ડીપો.
પ્રોપ્રાઇટર બી. એમ. મઢીવાળા
ગીરગામ, મોહન બિલડીંગ.
મુંબઈ.

ગુજરાતી સાહિત્યને શોભાવનારાં

# પ્રતિષ્ઠિત પુસ્તકો.

| પુસ્તક. | કિંમત. |
|---|---|
| ૧ શ્રીમદ્ભગવદ્ગીતા | ૪-૦-૦ |
| ૨ સુકતા | ૩-૮-૦ |
| ૩ પાંડવ અને કૌરવ | ૩-૦-૦ |
| ૪ રામ અને રાવણ | ૧-૦-૦ |
| ૫ પાંડવાશ્વમેધ | ૨-૦-૦ |
| ૬ ગુજરાતી ગ્રંથકારો | ૧-૮-૦ |
| ૭ ચિકિત્સાબ્ધિ | ૨-૬-૦ |
| ૮ આર્યોનાં ઔષધ | ૨-૦-૦ |
| ૯ સંક્ષિપ્ત કાદંબરી | ૦-૮-૦ |
| ૧૦ આયુર્વેદમાર્ગોપદેશિકા | ૦-૮-૦ |
| ૧૧ વનોત્સવ | ૧-૦-૦ |

પોસ્ટેજ વગેરે તેની કીમત ઉપરાંત સમજવું. વિશેષ વિગત જાણવા પ્રાઇસલીસ્ટ મંગાવો.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.

બ્રાંચ ઓફીસ, મુંબાઈ કાલબાદેવી રોડ } જામનગર-કાઠીયાવાડ.

---

સુખનો ખરો માર્ગ જાણવા માગો છો ?

# કામશાસ્ત્ર.

જીંદગીની પાયમાલી કરનાર ખરાબ ટેવ તથા ખરાબ વિચારોનાં નાશકારક પરિણામો બતાવી ઉંચા પ્રકારની તંદુરસ્તીના ઉપાયો સમજાવનાર ઉપયોગી પુસ્તક જુદી જુદી ભાષાઓમાં મળી સાત લાખથી વધારે નકલો વહેંચવામાં આવી છે.

કીંમત કે પોસ્ટેજ કાંઇ પણ લીધા વગરજ મોકલવામાં આવે છે. ન વાંચ્યું હોય તો અવશ્ય મંગાવો.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર-કાઠીઆવાડ.

## લોકપ્રિય થયેલાં ઉત્તમ પુસ્તકો.

સ્ત્રી ઉપયોગી નવું પુસ્તક.

### સ્વર્ગની સુંદરીઓ.

આ સ્ત્રી ઉપયોગી પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયું છે. અનુકરણ કરવાનું મન થઇ જાય તેવાં પાત્રોના વર્ણન સાથે ઉત્તમ વિચારોથી ભરપુર દ્રષ્ટાંતો આ પુસ્તકમાં આપેલાં છે. મીસરોઝ, લલિતાબાઇ, ધીરજ બ્હેન, સુંદરબા, શિરોહીની રાજકુમારી, મધુરી મૈયા, મનોહરી બ્હેન, મંજુલાદેવી, મર્યાદાગૌરી, ઉત્તમ બ્હેન, સવિતાબ્હેન વગેરેનાં વર્ણનો વાંચતાં વાંચતાં મન એક તાર થઇ જાય છે અને તેની સચોટ અસર થાયછે. ભાષા સાદી અને રહેલી છે. પૃષ્ઠ ૫૦૦, ચાર સોનેરી નામ સાથે પાકું પુઠું કિં. રૂ. ૧॥ પો. જુદું.

સ્ત્રીઓનું સ્વર્ગ:–આ પુસ્તક પણ ઉપલા પુસ્તક જેવું ખાસ ઉપયોગી છે. પૃષ્ઠ ૪૪૦ કિં. રૂ. ૧॥ પો. જુદું.

ભક્તિ-જ્ઞાનના દાખલાઓનું નવું પુસ્તક

### સ્વર્ગનાં રત્નો.

ભક્તિ-જ્ઞાન-પ્રભુ પ્રેમના ૧૦૧ દાખલાનું આ પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયું છે. તેમાંના દાખલા ઉત્તમ સિદ્ધાંતો રહેલી રીતે અને અંતરમાં ઝટ ઠસીને ઉતરી જાય તેવીરીતે વિસ્તાર પૂર્વક સંખ્યાબંધ ખુલાસા સાથે આપેલા છે. તપ, ત્યાગ, જ્ઞાન, ભક્તિ, પ્રભુપ્રેમ, સત્સંગ, તીર્થાટન, નિયમ, નામસ્મરણ, પ્રાર્થના, ધર્મ, શાંતિ મોક્ષ માયા અજ્ઞાન, મોહ, દુ:ખ, મોત, વખત, વાંચન, ગુરૂ, મહાત્માઓ. અને આત્મા તથા પરમાત્મા વિષેના દાખલાઓ છે. પૃષ્ઠ ૩૮૦, ત્રણ સોનેરી નામ, પાકું પુઠું, કિં. રૂ. ૧ પો. જુદું.

સ્વર્ગનું વિમાન:–રહેલા ગ્હેલા ૩૨૫ દાખલા ઠેકઠેકાણે ભજનપદો પૃ. ૩૯૦ કિ. રૂ. ૧ પો. જુદું

સંસારમાંસ્વર્ગ, સાચું સ્વર્ગ અને સ્વર્ગનીસીડી વિગેરે પુસ્તકો પણ ખાસ વાંચવા જેવાં છે કિં. દરેકના રૂ. ૧॥ પો. જુદું.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર, કાલબાદેવી રોડ, હાથીબિલ્ડીંગ, મુંબઇ નં. ૨.

---

સીત્તેર પાનાના પુસ્તક ઉપર બસો પાનાનું પુસ્તક ભેટ.

## આદર્શ સુધારક દયાનન્દ.

મુળ બંગાળીમાં લખનાર શ્રીયુત બાબુ દેવેન્દ્રનાથ મુકુરજી મુખોપાધ્યાય.

### સરળ અને મનોહર ગુજરાતી ભાષામાં ભાષાંતર કર્તા,

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી.–જજ.

પ્રથમાવૃત્તિમાં જેની ૨૦૦૦ ) જેટલી નકલો મુદ્રિત થઇ છે તેમાંથી હવે થોડીજ નકલો શીલકમાં રહી છે. જે પુસ્તકની મુંબઇ સમાચાર, સાંજ વર્તમાન, સુરત ગોપતાર ગુજરાત મિત્ર, ગુજરાત દર્પણ, કાઠિયાવાડ ટાઇમ્સ, વસંત, બુદ્ધિપ્રકાશ. આદિ દૈનિક, સાપ્તાહિક, અને માસિક, સર્વ પત્રોએ મુક્તકંઠે પ્રશંસા કરી છે અને જે સીત્તેર રતલી ઉંચા કાગળપર શુદ્ધ છપાઇ તથા પાકી બાઇન્ડીંગથી વિશેષ સુંદર અને સર્વને સંગ્રહ કરવા યોગ્ય બન્યું છે. વધુ નવાઇ એ છે કે, કવ્વાલી ગઝલોથી ભરપૂર આશરે ૨૦૦ ) પાનાનું દળદાર સંગીત રત્ન પ્રકાશ ( હીંદી ) નામનું પુસ્તક માત્ર પોસ્ટેજ લઇ આદર્શ સુધારક દયાનંદના પુસ્તકના ખરીદારને ભેટમાં આપી દેવામાં આવે છે. ભેટપર પુસ્તક ન માગનારને આદર્શ સુધારક દયાનન્દ ૪ આને મળશે. મૂલ કીમ્મત ૫ આના હતી.

પુસ્તક મળવાનાં ઠેકાણું:–

૧–સુરજી વલ્લભદાસ એન્ડ કું. બાગાદી મુંબઇ; ૨–કવીરાજ ઉદાલાલ રૂપદેવ, ઓપેરાહાઉસ થીએટર–રોડ–મુંબઇ. ૩–પેઇન્ટર રામજી મુલજી, કાલબાદેવી–આંગરેની વાડી–મુંબઇ ૪–ધર્મ વિજય પ્રેસ પાયધુની—મુંબઇ.



# RAMJI BHAGWAN & BROS

GOLDSMITHS, SILVERSMITHS, JEWELLERS

AND

FINE ART MANUFACTURERS

Beg to call the attention of the public to their large, varied and choicest assortment of Gold Ornaments of latest Patterns, Carved and Plain Silverware, Presentation articles of every description, and an unique selection of Indian and English mounted Jewellery

209 *Shaik Memon Street, Bombay,* Telephone No 674.







## રામજી ભગવાન એન્ડ બ્રધર્સ.

સોના, ચાંદી તથા ઝવેરાતના ચાલુ જમાનાને બગતા સુંદર

દાગીના તથા ભેટ દેવા લાયકની મનહર વસ્તુઓ

બનાવનાર તથા વેચનાર.



૨૦૯, શેખમેમણસ્ટ્રીટ મુમ્બઈ

ટેલીફોન નંબર ૬૭૮



☞ બહારગામના ઓર્ડરોપર પુરતું ધ્યાન આપવામાં આવે છે